

પૃથ્વીચંદ્ર અને ગુણસાગર
જૈનચિત્રકાર જયન્તીલાલ જવેરી
પ્રકાશક મહેતા નાગરદાસ પ્રાગજીભાઈ
ડોશીવાડાની પોળ અમદાવાદ

# વિક્રમ ચરિત્ર

## યાને

# કૌટિલ્ય વિજય

ભગવાન મહાવીરની ૫૧ ની પાટે થયેલા સહસ્રાવધાનીમુનિ સુંદર સૂરિશ્વરના શિષ્ય રત્ન. પં. શ્રી. શુભશીલગણિજીએ પંદરમાં સૈકાની અંતમાં, સંસ્કૃતમાં આ ગ્રંથ લખેલો છે. તેનું આ ભાષાંન્તર છે આવો ઐતિહાસિક બોધદાયક અને અપૂર્વગ્રંથ ભાગ્યેજ બીજો કોઈ હશે. આ પુસ્તકમાં અવંતીનાથ વિક્રમના સાહસ તથા પરાક્રમની અદ્‌ભુત વાતો છે. વિક્રમનું જૈનત્વ સંવત્સર કીર્તિસ્થંભ સિધ્ધસેન દિવાકરની વાતો અવંતી પાર્શ્વનાથનું પ્રાગટય વીગેરે ખુબ જાણવાનું મળશે. એકવાર ગ્રંથ હાથમાં લીધા પછી વાંચ્યા વગર તેને નીચે મુકવાનું મન નહિજ થાય



કીંમત રૂા. ૩-૦-૦


મહેતા [illegible]

દોશીવાડાની પોળ,

અ મ દા વા દ.

પૂજ્યપાદ શાસનસમ્રાટ આચાર્ય મહારાજશ્રી વિજયનેમિસૂરીશ્વરજી
સદ્ગુરૂભ્યો નમઃ

પંડિત શ્રીરૂપવિજયજીકૃત

# પૃથ્વીચંદ્ર અને ગુણસાગર

અથવા

## એકવીશ ભવનો સ્નેહ સંબંધ

લેખકઃ

**મણીલાલ ન્યાલચંદ શાહ.**

પ્રકાશકઃ

**મહેતા નાગરદાસ પ્રાગજીભાઇ**

ઠે. ડોશીવાડાની પોળ—અમદાવાદ.

વીર સંવત ૨૪૬૭ આવૃત્તિ પહેલી—૧૦૦૦ વિક્રમસંવત ૧૯૯૭

મુદ્રક : હિરાલાલ દેવચંદ શાહ, શારદા મુદ્રણાલય, પાનકોર નાકા
જુમ્મામસ્જીદ સામે, અમદાવાદ.



ત્રણ રૂપિયા

# અનુક્રમણિકા

# આભાર દર્શન

---

## શ્રી રૂપવિજયજી ગણિવર

પંચમ ગણધર સુધર્માસ્વામી પછી ચરમ કેવલી જંબુસ્વામી તેમની પાટે આવ્યા. કેટલાય યુગ પ્રધાન અને સૂરીશ્વરોએ એ પાટને શોભાવી. અનુક્રમે ૫૮ મી પાટે શ્રીહીરવિજયસૂરીશ્વરજી થયા. તેમની પછી વિજયસેન સૂરીશ્વરજી થયા, તેમની પાટે વિજયદેવસૂરિજી થયા. તેમની પછી ૬૧ મી પાટે શ્રી વિજયસિંહસૂરિજી થયા. કહેવાય છે કે તેમને બાવન શિષ્યો હતા તેમાંથી સત્તર શિષ્યો તો ભારતીનું વરદાન પામેલા એવા વાદ વિવાદમાં નિપૂણ હતા.

એ બધાય શિષ્યોમાં શ્રીમાન્ સત્યવિજયજી આદ્ય અને મુખ્ય હતા. ચૌદ વર્ષની ઉંમરમાં એમની દીક્ષા વિજયસિંહસૂરિજીના હસ્તે થઈ હતી. ભવાંતરનો ક્ષયોપશમ સારો હોવાથી ભણી ગણી વિદ્વાનોને પણ માનવા યોગ્ય થયા.

એ સમયે યતિઓનો શિથિલાચાર વૃદ્ધિ પામતો હોવાથી ગુરૂઆજ્ઞા મેળવી એમણે (સત્ય વિજયજીએ) ક્રિયા ઉદ્ધાર કર્યો. શ્રી વિજયપ્રભસૂરિએ સંવત ૧૭૨૯ માં સોજતમાં એમને પંન્યાસ પદ આપ્યું. છઠ્ઠ અઠ્ઠમની તપસ્યા કરનારા એ મહામુનિએ ખુબ સહન કરીને પણ શુદ્ધ માર્ગ પ્રવર્તાવ્યો.

સંવત ૧૭૫૬ ના પોષ સુદી ૧૨ ના રોજે પંન્યાસજી કાલ ધર્મ પામ્યા ને એમની પાટે શ્રીમાન્ કર્પૂરવિજયજી

થયા, તેઓ પાટણવાડાના રહીશ હતા. તેમણે પણ ચૌદ વર્ષની વયે સંવત ૧૭૨૩ માં દીક્ષા લીધેલી ને તે પછી સં. ૧૭૭૫ માં સ્વર્ગે ગયા. તેમની પાટે ક્ષમાવિજયજી થયા તેમની પછી જીનવિજયજી, તેમની પછી ઉત્તમવિજયજી ને તેમની પછી શ્રીમાન્ પદ્મવિજયજી થયા.

પંડિતશ્રી પદ્મવિજયજી અમદાવાદના રહીશ હતા. સં. ૧૭૯૨ માં જન્મ ધારણ કરી સં. ૧૮૦૫ માં દીક્ષા લીધી. સં. ૧૮૧૦ માં વિજયધર્મસૂરિજીએ રાધનપુરમાં તેમને પંડિતપદ આપેલું હતું. તે ૧૮૬૨ માં સ્વર્ગે ગયા.

એમના શિષ્ય શ્રીમાન રૂપવિજયજી ગણિવર થયા. એમના જીવન સંબંધી ખાસ હકીકત જાણવામાં નથી છતાં તેઓ વિદ્વાનોને માનવા યોગ્ય, ક્રિયાપાત્ર, તપસ્વી તેમજ જૈન શાસનના આભૂષણરૂપ હતા. એમની અનેક કૃતિઓ-પૂજાઓ વગેરે જોવાય છે તેઓશ્રી આ પૃથ્વીચંદ્ર ગુણસાગર કાવ્યના રચયિતા છે. પૂર્વાચાર્યે રચેલું તેનો ઉદ્ધાર કરી આધુનિક અલ્પબુદ્ધિવાળા જીવોને ઉપયોગી થાય તેવું સરળ ગદ્ય તેમજ પદ્યભાષામાં બનાવી સંવત ૧૮૮૨ ની સાલમાં તેમણે અમદાવાદમાં-રાજનગરમાં પૂર્ણ કર્યું.

તપગચ્છથી પાટ પરંપરાએ શ્રી વિજયજીનેંદ્રસૂરિજીની પાટે નવીન-બાળ સૂર્ય જેવા વિજય દિનેંદ્રસૂરિજીના સમયમાં સંવત ૧૮૮૨ ના શ્રાવણ સુદી પંચમીના દિવસે તેમણે રાજનગરમાં આ ગ્રંથની પૂર્ણતા કરી—સંપૂર્ણ કર્યો ને સં. ૧૯૦૫માં પોતે (શ્રી રૂપવિજયજી) સ્વર્ગે ગયા.

લેખક

અક્ષય તૃતીયા ૧૯૯૭ | મણીલાલ ન્યાલચંદ શાહ
દહેગામ.

# નિવેદન

---

જૈન સાહિત્યનું સર્જન એવા પ્રકારનું હોવું જોઇએ કે જેના મનનપૂર્વક વાંચનથી વાંચનાર ઉપર એ વસ્તુ-તત્વની છાયા પડે, તેમજ વાંચનારે એક વખત વાંચવું શરૂ કર્યું કે એના રસની જમાવટમાં આકર્ષાયેલા એને પૂર્ણ કરવાની તલ્લિનતા રહે. સાહિત્યની વસ્તુમાં અનેક પ્રકારની ભાવનાઓ હોય છે. તેમાંય વસ્તુત: જૈન સાહિત્યની ભાવના તો એવા પ્રકારની જ હોય છે કે તેથી વાંચકની ધર્મ ભાવના અવશ્ય પોષાય છે. એ સાહિત્યની અસરથી વાંચકનું મન અનેક પ્રકારના પલટા લે છે એના હૃદયના આંદોલનોમાં તે અનેક તોફાન જગાવે છે.

આજના જડવાદના જમાનામાં યુવકોની ભાવના સંસારના અનેક આકર્ષણોમાં લોભાઈ સંકુચિત થઈ જાય છે એ બાહ્ય આકર્ષણોમાં જ જીવનનું સર્વસ્વ માની ત્યાંથી આગળ વધતાં એના કદમ અટકી જાય છે. પછી તો આ ભવના રંગરાગમાં મુંઝાઇ પરભવના હિત માટે કંઈક કર-વાની ભાવના મૃતપ્રાય થઈ જાય છે. કારણકે આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠા !

આજના યુવકોની આવી સંકુચિત ભાવનામાં તોફાન જગાવવા માટે આવા જૈન સાહિત્યની પ્રસિદ્ધિની ખુબ ખુબ અત્યારે જરૂર છે, એમ અમે માનીયે છીએ, આજના યુગમાં સાહિત્ય તો અનેક પ્રગટ થાય છે ને એવા સાહિ-ત્યને ઉત્તેજનારાઓનીય આજે કાંઇ ખામી નથી. જૈન સાહિત્યના નામ હેઠળ પણ આજે એવાં સાહિત્ય પ્રગટ

થાય છે કે જે પ્રગટ રીતે જૈન સિદ્ધાંતને કલંક સમાન છે. આજનાં સાહિત્ય સર્જન જો જૈનસિદ્ધાંતને માન્ય ન હોય તો એવા સાહિત્યની રચના પાછળ ભલેને આજનો સમાજ પૂણ્ય પાથરે પણ એ કાંઇ સાહિત્ય સેવા ન કહેવાય. આજના અપ્રામાણિક સાહિત્યે સમાજને જાણે આત્મતત્વ ભૂલાવી જડવાદમાં જ મુંઝવી દીધેલ હોય અને એમની એ સંકુચિત જડભાવનાને જ ઉત્તેજતો હોય એવાં સાહિત્યને જૈન સિદ્ધાંત કદિ અપનાવી શકે નહિ.

જૈનસિદ્ધાંત આજના એજ સાહિત્યને અપનાવી શકે કે જે સાહિત્ય આજના યુવકની મનોભૂમિમાં એની જડ ભાવના સામે તોફાન જગાવે. જુગજુગ પર્યંતથી જામેલી એની એ સાંસારીક ભાવનાને હચમચાવી નવીન વિચારશ્રેણિ જગાવે ને આજ પર્યંતનો એનો સંસારક્રમ પરિવર્તનપણાને પામે, વસ્તુતત્વની ઓળખાણ કરાવે, સાચો રાહ બતાવી એની ભૂલનું ભાન કરાવે, ધર્મની દિશા સુઝાડે.

આધુનિક પંડિત શ્રીરૂપવિજય મહારાજે રચેલું આ કથાનક જો કે ખુબ પ્રાચીન છે, કંઈ જુગનાજુગ પહેલાંનું આ કથાનક નથી છતાંય આજના જુગને અનુકૂળ થાય તેવી રીતે પંડિતશ્રીએ આલેખેલું છે જે ખચિત પત્થર સમાન કલેજાવાળાને પણ હચમચાવનારૂં છે ગમે તેવા હિંસક કે પાપીના હૃદયમાં પણ એક વખત તો જરૂર અરેરાટી જગાવનારૂ છે.

શંખરાજા અને કલાવતીરાણીના ભવથી આ ચરિત્ર કર્ત્તાએ શરૂ કર્યું છે તે પછી ઉત્તરોત્તર એકવીશમા ભવમાં પૃથ્વીચંદ્ર અને ગુણસાગરને ગૃહસ્થપણામાં જ કેવલજ્ઞાન

ઉત્પન્ન થાય છે. ત્યાં લગી ભવોભવ એમનું ચારિત્રારાધન એમના મનના ઉચ્ચ વિચારો ભાવનાઓ ક્રમે કરી કેવી શુદ્ધ થતી જાય છે, સંસારમાં રહ્યા છતાં પણ એમની મનોદશા કેવી નિર્લેપપણે વર્ત્તે છે કે જેથી રાજ્યસુખ ભોગવતાં છતાં પણ એમાં આસક્તિ થતી નથી બલ્કે સમય આવતાં તૃણની માફક તેને તજી દે છે ને એકવીશમા ભવમાં તો એમની ભાવના છેલ્લી પરાકાષ્ટાએ પહોંચી જાય છે કે જેનાથી તેમને કૈવલ્યદશા પ્રગટે છે.

આ ચરિત્રની અંદર વૈરાગ્યથી ભરેલી રસથી પરિપૂર્ણતાવાળી અનેક અવાંતર કથાઓ આવે છે જે વાંચનારને નરી એકાંતે હિત કરનારી જ હોય છે ટુંકમાં આ નવીન સાહિત્ય જરૂર આજના જમાનામાં ખુબજ ઉપયોગી થઇ પડશે. વિક્રમચરિત્ર જ્યારે અખંડિત રસધારાને જાળવી રાખે છે ત્યારે આ પુરૂષના હૃદયમાં વૈરાગ્યભાવનાને જન્માવે છે. મુક્તિનો સાચો રાહ બતાવે છે.

પંડિતશ્રી રૂપવિજયજીએ આ ગ્રંથ રચીને આજના સમાજ ઉપર ખુબ ખુબ ઉપકાર કરેલો છે આવો અણમોલ ગ્રંથ પ્રગટ કરી પ્રકાશન કરવાનું મહાભારત કામ કાંઇ જેવું તેવું નથી. તેથી જ પ્રકાશક શ્રીનાગરદાસભાઇની આ સાહિત્ય સેવાનાં મૂલ્ય તો અણમોલ છે.

સિદ્ધાન્તની દૃષ્ટિએ રચાએલું આ કથાનક જો જૈન સમાજ અપનાવે તો જ લેખક અને પ્રકાશકનો પ્રયાસ સ્તુત્ય ગણાય. પ્રકાશકની સાહિત્ય સેવાને ઉત્તેજન મળે, ને આવાં કંઈ નવીન સાહિત્ય પણ પ્રગટ થઇ શકે!

પંડિતજી રૂપવિજયજી ગણિવરના આ ચરિત્રનું માત્ર અમે તો તેમની ભાવના સાચવી રાખી ભાષાંતર કર્યું

છે. નવલકથાના સ્વરૂપમાં વાંચકનો રસ જળવાઈ રહે તેવી રીતે આલેખવા પ્રયત્ન કર્યો છે, મતિકલ્પના કે કાલ્પનિક વસ્તુની મેળવણી કરી અમે અમારૂં ડહાપણ ચલાવ્યું નથી. પુસ્તક મોટું થવાના ભયથી અમે વિશેષ વર્ણન કર્યું નથી. તો જૈન સમાજ જરૂર આ સાહિત્યની કદર કરે પણ દુર્જનની માફક દોષ જોવાની દૃષ્ટિ ન રાખે એજ વિનંતિ.

સંવત ૧૯૯૭
અક્ષય તૃતીયા
દહેગામ

લેખક
શાહ મણીલાલ ન્યાલચંદ

# આભાર

આવા મહાન ગ્રંથનો અનુવાદ કરાવી, આવી મોંઘવારીમાં છપાવવાનું સાહસ કરવું એ સામાન્ય વાત ન ગણાય. આવા સાહસમાં મદદરૂપ બનનાર દરેકનો આભાર માનવો એ મારી ફરજ છે. તેમાં સૌથી પ્રથમ આભાર તપગચ્છના પૂજ્યપાદ ગુરૂણીજી મહારાજ સૌભાગ્યશ્રીજી મહારાજના વિનયવંત શિષ્યા ચંપાશ્રીજી મહારાજ અને શિષ્યા પ્રભાશ્રીજી મહારાજનો આ જગ્યાએ જેટલો આભાર માનું તેટલો ઓછો છે. તેઓએ ૧૯૯૬માં વઢવાણ શહેરમાં ચોમાસું રહી પૃથ્વીચંદ્ર ગુણ સાગરનો રાસ વાંચી ઘણો ઉપકાર કર્યો હતો. તે વખતે તેમને એમ થયું કે બાલ જીવો માટે આનું ભાષાન્તર જો છપાય તો ઘણો ઉપકાર થાય. તેથી તેમના ઉપદેશને અનુસરી આ ભાષાંતર અમે છપાવેલ છે. આ ગ્રંથનો અનુવાદ કરી આપનાર શ્રીયુત મણીલાલ ન્યાલચંદનો પણ આ સ્થળે આભાર માનું છું.

લી. પ્રકાશકઃ

# આ પુસ્તક મળવાનાં સ્થળો.

૧ સંઘવી મુલજીભાઇ ઝવેરચંદ.

જૈન બુકસેલર, **પાલીતાણા.**

૨ મેઘરાજ પુસ્તક ભંડાર. પાયધુની, મુંબઈ.

૩ શ્રી જૈન ધર્મ પ્રસારક સભા. ભાવનગર.

૪ શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય.

ગાંધીરોડ, **અમદાવાદ.**

૫ મોહનલાલ રૂગનાથ બુકસેલર. પાલીતાણા.



ॐ ह्रीं श्रीं પાર્શ્વનાથાય નમઃ

# પૃથ્વીચંદ્ર અને ગુણસાગર

યાને

# એકવીશ ભવનો સ્નેહસંબંધ

## પરિચ્છેદ ૧ લો.

### શંખ અને કલાવતી.

**सच्चिदानंदसंपूर्ण, सर्वज्ञं विश्वपावकं ।**
**संखेश्वरपुरोत्तंसं, पार्श्वनाथं नमाम्यहम् ॥१॥**

ભાવાર્થ—સંપૂર્ણ દર્શન જ્ઞાન અને આત્મ આનંદથી ભરેલા, સર્વજ્ઞ, વિશ્વને પાવન કરનારા, અને શ્રીસંખેશ્વર પુરના ભૂષણરૂપ પુરિસાદાની એવા શ્રી પાર્શ્વનાથને નમસ્કાર કરૂં છું.

"જય! જય! મહારાજા શંખરાજનો જય થાઓ, શંખપુર નરેશ્વર આપ મહારાજ વિજય પામો, આપનું રાજ અવિચળ તપો, સુખ, સૌભાગ્ય અને રાજરૂદ્ધિએ આપ વૃદ્ધિ પામો, બળ, બુદ્ધિ, કળા, કૌશલ્ય દિન

પ્રતિદિન આપનાં વિસ્તાર પામો." પ્રતિહારી રાજસભામાં શંખરાજની બિરૂદાવલી બોલતો પોતાનું મસ્તક નમાવી શંખરાજની આજ્ઞાની રાહ જોતો ઉભો રહ્યો.

"કેમ શું અરજ કરવાની છે?" રાજાએ દ્વારપાલને પૂછ્યું.

"મહારાજ! ગજશ્રેષ્ઠીનો કુમાર દત્ત આપના દર્શન કરવાને આવેલા છે. આપની શી આજ્ઞા છે?" પ્રતિહારીએ અરજ ગુજારી.

"આવવા દે." રાજાએ આજ્ઞા આપી.

દક્ષિણાર્ધ ભરતના મધ્યખંડમાં શ્રીમંગલ નામે દેશને વિષે શંખપુર નગર આવેલું છે. એ શંખપુર નગરના યુવરાજ શંખકુમારનો રાજ્યાભિષેક થયા પછી વચમાં કેટલોક સમય પસાર થઈ ગયો. ગુણવાન, કાંતિમાન, બળવાન અને બુદ્ધિમાન શંખરાજને યુવાનીનો મદ છતાં અહંકાર નથી. બળવાન છતાં જે દુર્જનો થકી સજ્જનોનું રક્ષણ કરવામાં પોતાના બળનો ઉપયોગ કરે છે, નવીન યૌવન અને નવીન અભ્યુદયવાળો છતાં જે પરરમણીઓથી પરાઙ્મુખ છે એવો શંખરાજ એક દિવસ સભા ભરીને બેઠા છે તેની આગળ પ્રતિહારી રાજાની આબાદિનાં ગુણગાન કરતો હાથ જોડી સ્તવના કરે છે ત્યાંથી આ વાર્તા આગળ વધે છે.

પ્રતિહારીનો આદેશ પામી હરખાતે હૈયે ને ઉભરાતે હૃદયે દત્તશેઠ રાજાની સભામાં પ્રવેશ કરતો શંખરાજની સન્મુખ અમુલ્ય ભેટણું મુકી બે હાથ જોડી ઉભો રહ્યો. નાના દત્તશેઠના હૃદયમાં આજે હરખ સમાતો નહોતો. એની આંખો અમૃતના જાણે મેહ વરસાવતી હોય, પોતાના અન્નદાતા રાજાનું હિત કરવાની જ જેનામાં તમન્ના રહેલી

હોય, એક નિષ્ઠાથી જેના હૃદયમાં રંગ ભરાયો હોય, એવા રાજ્યભક્ત આ નાના શેઠના હૃદયમાં અત્યારે કચી વિચારશ્રેણિ રમી રહી હશે એ તો જ્ઞાની જાણે.

"મહારાજ શંખ નરેશ્વર! આપ કુશળ તો છો ને? આપની અમર કીર્તિ દેશપરદેશમાં પણ મેં સાંભળી છે. આપનાં યશોગાન પરદેશમાં પણ કોણ નથી ગાતું? આપનું રાજ તેજ અમર તપો, અવિચળ રહો." દત્તે કુશળતા પૂછી.

"ઓહો! દત્તકુમાર! આજે બહુ દિવસે કાંઈ!" આજે ઘણે દિવસે રાજસભામાં આવેલા દત્તશેઠને જોઈ નવાઇ પામેલો શંખરાજ બોલ્યો.

"હા! મહારાજ! ઘણે દિવસે તો ખરો! કારણકે હું પરદેશ ગયો હતો ત્યાંથી હજી તો ગઈ કાલે જ આપના નગરમાં આવ્યો, આજે આપની સેવામાં હાજર થયો."

"પરદેશ ગયો હતો, શા માટે પરદેશ ગયો હતો, શું પિતાથી રિસાઇને પરદેશ ગયો હતો કે બીજા કોઇ કારણે પરદેશ ગયો હતો?"

રાજેન્દ્ર! પરદેશ ગયો હતો તે પિતાથી રિસાઇને નહી પણ ધન કમાવા માટે ગયો હતો." દત્તશેઠે રાજાના મનનું સમાધાન કર્યું. પણ દત્તની વાણી સાંભળી શંખરાજ આશ્ચર્ય પામ્યા. એમનું મન દત્તની વાણી સાંભળવા છતાં ડામાડોલ થયું.

"ધન કમાવા? તારે ઘેર શું ધનની ખામી હતી તે તારે ધન કમાવા પરદેશ જવાની જરૂર પડી? કે ધનલોભી તારા પિતાના આદેશથી તારે ધન માટે પરદેશ જવાની જરૂર પડી?" રાજાની વાત સાંભળી દત્તશેઠે રાજાનું મન મનાવા માંડ્યું.

"જો કે ધન કમાવા પરદેશ જવું એ વ્યવહારિક ફરજ છે છતાંય ભાગ્યવશાત્ કદાચ ઘરમાં પુષ્કળ ધન હોય તોય શું ? વળી પરદેશ જવામાં તો અનેક ફાયદા છે મહારાજ !"

"તમે વાણીયા-વણીક મહાજન બોલવામાં બંધાઓ તો નહિજ! હશે જવાદે એ વાત. તારા પિતા ગજશ્રેષ્ઠિ વગેરે તારૂં કુંટુંબ મજામાં તો છે ને ?"

"બાપુ ! આપના પસાયે બધુ કુટુંબ સુખ શાંતિમાં છે. આપના રાજ્યમાં અમને અશાંતિ ક્યાંથી હોય !"

"નગરના વ્યવહારી જનોમાં ગજશ્રેષ્ઠિ મોટા શાહુ-કાર અને રાજ્યમાન્ય છે, બાપુ ! સામા માણસનું મન જોઈ એને અનુકૂળ પ્રતિકુળ વાત કરવામાં ગજશ્રેષ્ઠિ બૃહસ્પતિ સરખા છે. સારા નગરમાં એ પ્રતિષ્ઠિત છે, દત્તશ્રેષ્ઠિ પણ એમના જ પુત્રને ?" સુમતિ મંત્રીએ રાજાને ઉદ્દેશીને કહ્યું.

"તમારૂં કથન બરાબર છે મંત્રીશ્વર ! શૂરવીરતા જેમ ક્ષત્રીય કુળમાં પરંપરાએ ચાલી આવે છે તેવી રીતે વાક્પટુતા વણીક કુળમાં. તેઓ બહુ દીર્ઘ દષ્ટિ હોય છે. ધનાઢ્યમાં અગ્રેસર છતાં દત્તશ્રેષ્ઠિ ધન કમાવા પરદેશ જાય છે અને પુષ્કળ ધન કમાવી લાવે છે, કેમ ખરૂ ? કુબેર-ભંડારીનીય સ્પર્ધા કરવી છે શું ?"

"અરે ! કુબેરભંડારીની સ્પર્ધા કરે એવા છતાંય આષાઢી મેઘના જેવા તેઓ ગંભિર પણ છે એમના ભંડારો ભરપૂર છતાં એમના પેટનું પાણીય હાલતું નથી. ધન જીરવવાની તાકાત તેમની અજબ છે, મહારાજ !" સુમતિ મંત્રીએ કહ્યું.

"દેવ ! પિતાની લક્ષ્મી હોવા છતાં બુદ્ધિમાન પુત્ર પરદેશગમન કરી વ્યાપાર વડે પોતાનું ભાગ્ય અજમાવે

છે. પરદેશગમન કરવાથી અનેક પ્રકારની ભાષાઓ સમજાય છે. અનેક માણસોનો સમાગમ થાય છે. ચતુરાઈ આવે છે. નવીન કળાઓનો અભ્યાસ થાય છે. માતાપિતાની છાયામાં રહી પિતાની લક્ષ્મીનો ભોગ કરનારા તેમજ લક્ષ્મી ઉપાર્જન કરવાની વિદ્યાને નહી જાણનારા કુળદીપકો કુવાના દેડકાની માફક સારાસારને કાંઈ જાણતા નથી."

"ત્યારે તો તું પણ હવે તારા પિતા જેવો હોંશીયાર થયોને ? દેશાવરથી ક્યારે આવ્યો ? કાંઈ ધન કમાવી લાવ્યો કે ખાલી આવ્યો ?"

"દેવ ! આપના પુણ્યપસાયથી હજી ગઈકાલે જ આવ્યો છું. મારા ભાગ્ય અનુસારે ધન પણ લાવ્યો છું".

"કુમાર ! તું પણ પરદેશ જઈને હોંશીયાર તો થયો છે. દેશાવરમાં તેં ક્યાં ક્યાં મુસાફરી કરી. ? તને શું શું અનુભવ થયો ? કાંઈક નવીન આશ્ચર્ય જોયું હોય તો કહે."

"નરેન્દ્ર ! અનેક કરીયાણાની પોઠીયો ભરીને સાર્થની સાથે ઘણાં ગામ, નગર અને શહેરોને જોતો ને વ્યાપાર કરતો હું દેવશાલપુર નગરે ગયો. ત્યાં કાયમ રહીને વ્યાપાર કરવા લાગ્યો, પુષ્કળ ધન મેળવી ગઈકાલે જ હજી આવ્યો છું." દત્તકુમારે પોતાની મુસાફરીને લગતી હકીકત રાજાને કહી સંભળાવી. અને વસ્ત્રના અંતર્પટમાં છુપાવેલું એક ચિત્રપટ બહાર કાઢી રાજાના હાથમાં આપ્યું. રાજાની નજર ચિત્રપટ જોતાં જ એક ધ્યાન થઈ ગઈ.

"આહા ! આ કઈ દેવીનું ચિત્ર હશે ? શું પાતાલ કન્યા કે દેવાંગના ? શું વિદ્યાધર કન્યા કે નાગકન્યા ? શું એનાં નેત્ર ! શું એનું વદન ! શી એની સુંદરતા ! શું મોહકતા ! અંગોપાંગ પણ અદ્‌ભૂત જ !" આ મનોહર ચિત્રમાં રહેલી બાળાના સૌંદર્યને અતૃપ્ત નયને નિહાળતો

રાજા મનમાં અનેક પ્રકારના વિચાર કરતો બોલ્યો." દત્ત! આ કઈ દેવીની છબી છે? કોઈ ચાલાક-ચતુર ચિત્રકારે આને આલેખી છે ખરૂં?"

દેવ! આ કાંઈ દેવીની છબી નથી પણ મનુષ્ય છે." દત્તનો જવાબ સાંભળી રાજા તાજુબ થયો.

"શું આ મનુષ્ય કન્યા છે? મનુષ્યમાં તે આવું અથાગ રૂપ સંભવી શકે? દેવ કે વિદ્યાધરોમાં જ એ સંભવી શકે."

"દેવ કે વિદ્યાધર તો શું પણ મનુષ્યોમાંય એ સ્વરૂપ સંભવી શકે".

"એમ! તો કહે આ બાળા કોણ છે?"

"આ બાળા મારી ભગિની છે".

"તારી ભગિની? વણિક કન્યા?"

"ના, રાજકન્યા."

"રાજકન્યા? તો પછી આ બાળા તારી ભગિની શી રીતે હોઇ શકે? શંખરાજાએ એ ભેદ જાણવા માટે દત્તકુમારને પ્રશ્ન કર્યો. રાજા આ ભરતાર્ધના મધ્યખંડમાં આવેલા શંખપુરનગરનો શંખરાજા હતો, પિતાનું રાજ્ય મલે હજી અધિક સમય થયો નથી. એવો નવીન યૌવનવાળો, મોટા ભાગ્યવાળો ને સૌભાગ્યનો નિધાન શંખરાજા ન્યાયથી પ્રજાનું પાલન કરતો હતો. શઠ અને દુર્જનોમે શિક્ષા કરી સજ્જનોનું સન્માન કરતો હતો. પ્રજાપાલક અને ન્યાયપરાયણ હોવાથી લોકોની ભક્તિ રાજા ઉપર ખુબ હતી.

શંખરાજાના પ્રશ્નના ઉત્તરમાં દત્તકુમાર બોલ્યો. "દેવ! આ રાજબાળા મારી ધર્મભગિની શી રીતે તે આપ સાંભળો. પિતાની આજ્ઞા મેળવીને ધન કમાવા તેમજ દેશાટન કરવા હું એક મોટા સાર્થની સાથે

નિકળ્યો. એક એક નવીન શહેરને જોતાં અમે દેવશાલ દેશની લગભગ પહોંચી ગયા. ઘોડેસ્વાર થયેલો હું અમારા સાર્થની આગળ ચાલતો ને માર્ગનું શોધન કરતો હતો. એક સમયે સાર્થની આગળ ચાલતા મેં દૂરથી એક ઘોડે-સ્વારને જમીન ઉપર પડેલો જોયો, કંઇક સંભ્રમથી હું તેની પાસે આવ્યો તો એક નવજવાન સ્વરૂપવાન અસ્વાર માર્ગમાં મૃત્યુને ભેટવાને તૈયારી કરતો મુર્ચ્છિત સ્થિતિમાં પડેલો જોયો, એનો અશ્વ નજીકમાં મરણ પામેલો પડેલો હતો, તરતજ અશ્વ ઉપરથી ઉતરી હું એ નવજવાન પાસે ગયો કંઇક આશા જેવું જણાતાં મેં જલસિંચન કર્યું, બીજી સારવાર કરી. મારી શુશ્રૂષાથી નવચેતન પામેલો એ જવાન ભાનમાં આવ્યો–સાવધ થયો, સાવધાન થઇ બેઠો થયો, મેં એ સુંદર પુરૂષને પૂછયું. હે સુંદર! તમે કોણ છો? આવા કષ્ટને તમે શી રીતે પામ્યા?"

"હે પરોપકારી! હું દેવશાલપુર નગરથી આ અશ્વ ઉપર આરૂઢ થઇને નિકળ્યો હતો, પણ વિપરીત શિક્ષા પામેલો અશ્વ મને લઇને દૂર નિકળી ગયો. આખરે હું અને અશ્વ બન્ને શ્રમિત થઇ ગયા. પરિણામે આ અશ્વ પડીને મરી ગયો હું મરવાની તૈયારીમાં હતો પણ હે ભ્રાત! તેં મને નવજીવન આપી તારો ધર્મ બજાવ્યો."

"અમે પણ દેવશાલપુર તરફ જઇએ છીએ, તેથી તમારો ને અમારો માર્ગ એક હોવાથી આપણે સાથે જઇશું. મિત્ર! તમે મોટા ભાગ્યવાળા જણાઓ છો. જરા ખાનપાન કરીને સ્વસ્થ થાઓ પછી આપણે આગળ વધીયે."

સાર્થ પણ પછવાડેથી આવી પહોંચ્યો. મેં તરતજ શિતલજલનું પાન કરાવી મોદક વગેરેથી ભોજન કરાવી એ મિત્રને સ્વસ્થ કર્યો. સુખાસનમાં બેસાડી અમે બન્ને

વાતો કરતા આગળ ચાલ્યા. વાઘ, વરૂ અને સિંહની ગર્જનાઓથી ભયંકર એ જંગલ અમે પસાર કર્યું બીજા દિવસે વનમાં અમે અનેક હાથી, ઘોડા, રથથી પરવરેલા કોટી સુભટો હલમલી રહેલા જોયા. "શું આ તે અમને લુંટવા આવેલા છે કે અમારી સાથે યુદ્ધ કરવા?" અમારા સુભટો પણ તૈયાર થયા.

તે દરમિયાન એ સુભટોમાંનો એક ઘોડેસ્વાર મારા ઘોડા પાસે આવી મને કહેવા લાગ્યો, "ભય પામશો નહી, પણ અશ્વથી હરાયેલા એક ઘોડેસ્વારને તમે જોયો?" મારી સાથે વાત કરતા એ ઘોડેસ્વારની નજર સુખાસનમાં બેઠેલા એ સુંદર નવજવાન તરફ પડી. તરતજ આનંદમાં આવી જઈ "જયસેનકુમારનો જય થાઓ!" એ ઘોષણા દૂર રહેલા અનેક સુભટોએ ઝીલી લીધી. ને અનેક સુભટો અમારી તરફ ધસી આવ્યા. તેઓ જયસેનં કુમારને [સુખાસનમાં બેઠેલા પુરૂષને] નમ્યા. પછવાડેથી વિજયરાજા પણ આવ્યા. જયસેનકુમાર સુખાસનથી ઉતરી પિતાને નમ્યો. સુભટોએ પણ ગર્જના કરી. "વિજયરાજાના પુત્ર જયસેનકુમાર ઘણું જીવો."

આ બનાવથી હું તો તાજુબ થઈ ગયો મારી તાજુબી દરમિયાન જયસેનકુમારે પોતાની આપવીતી ટુંકમાં કહી સંભળાવી મારી તરફ અંગુલી નિર્દેશ કરી રાજાને કહ્યું. "પિતાજી! અશ્વ ઉપરથી જમીન ઉપર પડેલા અને મૂર્ચ્છિત થયેલા મને આ પરોપકારીએ સારવાર કરી બચાવ્યો"

જયસેન કુમારની વાણી સાંભળી વિજયરાજ મારી પાસે આવી મને આલિંગી બોલ્યા. "કુમાર! તું પણ મારે જયસેન કુમાર જેવો છે. તારો ઉપકાર કાંઇ જેવો તેવો છે?" મારી હકીકત જાણી રાજા અને રાજકુમાર જયસેન

મને લઈને પોતાના પરિવાર સાથે નગરમાં ચાલ્યા ગયા. અમારો સાર્થ પણ સુભટોની સાથે દેવશાલપુર નગરે આવ્યો. મારે અને જયસેન કુમારને ત્યારથી ગાઢ મિત્રતા થઈ. અરે અમે એક ભાઈ જેવા થઈ ગયા. હું રાજમહેલમાં રહેતો ને જયસેન કુમારની સાથે ખાતો, પીતો, ને સુખમાં મારો સમય પસાર કરતો હતો. જયસેન કુમારને એક નાની બેન હતી. તે સકલકળાને જાણનારી, અને સ્વરૂપવતી હતી. એ બાળાનું નામ કલાવતી. દેવ! જેને આપ આ છબીમાં જુઓ છો! જે મારી ધર્મની બેન છે. યૌવન વયને પામેલી આ બાળાને જોઈ રાજા રાણીને ચિંતા થઇ, એના સંબંધ માટે અનેક ઠેકાણે રાજાએ તપાસ કરી પણ ક્યાંય એનું મન માન્યું નહી.

રાજકુમારીની ચિંતાએ ચિંતાતુર થયેલા રાજાએ મને કહ્યું.

"દત્ત! આ તારી બ્હેનનો વિવાહ તું જ કર. એને માટે યોગ્ય સ્થાન તું જ શોધી કાઢ."

"આપનું વચન મને પ્રમાણ છે." વિજયરાજાનું વચન મેં અંગીકાર કર્યું. કલાવતીના સ્વરૂપનું આ ચિત્રપટ મેં તૈયાર કર્યું. જેવું તે બાળાનું સ્વરૂપ છે તેવું તો મેં મારી મતિમંદતાથી આલેખાયું નથી. એ ચિત્રપટ તૈયાર કરી રાજારાણીને બધી વાત સમજાવી હું ત્યાંથી રવાને થયો, તે ગઈ કાલે આવી પહોંચ્યો ને આજે આપની સેવામાં હાજર થયો. "દત્તકુમારે એ ચિત્રપટને લગતી પોતાની હકીકત ટુંકમાં કહી બતાવી.

દત્તની આ વાત સાંભળી રાજા આશ્ચર્ય પામતો ને વારંવાર ચિત્રપટને જોતાં બોલ્યો. "વાહ! મનુષ્ય કન્યા

જતાં શું એનું અદ્‌ભૂત સ્વરૂપ! જાણે સાક્ષાત્ દેવી! હમણાં બોલશે કે શું!”

“દેવ! આપ જેવા પુરૂષોત્તમને પામીને જરૂર એ દેવી થાઓ. આપની વાણી સત્ય થાઓ.”

“એ બધું શી રીતે બને? દત્તકુમાર! આ બાળા મને શી રીતે મલે?” શંખરાજાએ અધિરા થઇને પૂછ્યું.

“દેવ! શા માટે ન મલે? આપને જ યોગ્ય આ કન્યા છે. પોતાના ગુણવાન અને પરાક્રમી સ્વામીને છોડી આ કન્યા રત્ન બીજાને તે કોણ આપે? આપજ એને યોગ્ય છો દેવ!” દત્તની વાણી સાંભળી રાજાને સંતોષ થયો.

દત્તની વાણીનો પરમાર્થ સમજનારા શંખરાજાના પ્રધાનો એક એકથી અધિક હતા. “મહારાજ! કૃપાનાથ! આ દત્તકુમાર તો અમારા કરતાંય અધિક છે. અમે તો અહીંયાં રહ્યા રહ્યા સ્વામીનું કાર્ય કરીએ છીએ ત્યારે આ દત્તકુમાર તો પરદેશમાં જઇને સ્વામીનું કાર્ય કરે છે.” મતિસાગર મંત્રીએ રાજાને કહ્યું.

“જે બીજાનું અહિત કરીને પોતાનો સ્વાર્થ સાધે છે તે તો અધમ કહેવાય છે. તેમજ જે પોતાનું અને પારકું બન્નેનું હિત સાધે છે તે મધ્યમ પુરૂષો કહેવાય છે, પણ ઉત્તમ જન તો તે જ કહેવાય કે જે પોતાના સ્વાર્થનો ભોગ આપીને અન્ય જનનું ભલું કરે છે. આ દત્તકુમાર પણ એવો પરોપકારી અને ઉત્તમ જન છે કે જેમણે મહારાજનું કાર્ય સહેલાઇથી સિદ્ધ કર્યું.” સુમતિ મંત્રી બોલ્યો.

“જગતમાં એ :સામાન્ય બાબત છે કે નીચ પુરૂષો વિઘ્નોનો ભય કલ્પી લઇને કાર્યનો આરંભ કરતા નથી. મધ્યમ પુરૂષો કાર્યનો આરંભ તો કરે પણ વચમાં અનેક વિઘ્નો આડે આવતાં કાર્યને પડતું મુકી દે છે, ત્યારે દત્ત

જેવા ઉત્તમ પુરૂષો તો એક કાર્ય હાથમાં લીધું કે તેને પાર પાડે જ સિદ્ધિ. વચમાં અનેક મુશ્કેલીઓ આવે છતાં તેની દરકાર કરતા નથી, ને મુશીબતોનો સામનો કરીને પણ કાર્યને પાર પાડે છે.” સુબુદ્ધિ મંત્રી બોલ્યો, રાજમંત્રીઓ પોતાના અનેક મધુર વચનોથી રાજાના ઉત્સાહને વધારતા હતા. તેમજ દત્તને હાથ ધરેલું કાર્ય પાર પાડવા ઉત્તેજન આપતા હતા. રાજમંત્રીઓની વાણી સાંભળી દત્તકુમાર બોલ્યો. “વાહ ! મેં તો રાજાને આ છબી જોવા સારૂં જ માત્ર આપી છે એમાં તો આપ બધા ‘આવ બલા તો પકડ ગલા’ એ વાત વાળું કેમ કરો છો ? આગળ શું કરવું એ તો મહારાજ–દેવને યોગ્ય લાગે તેમ કરે.” દત્તકુમારે પણ વિનોદમાં ટાપસી પૂરી.

આજના વાર્ત્તાલાપમાં જતા એવા સમયની પણ ખબર ન પડવાથી પ્રતિહારીએ રાજદરબારનો સમય નિવેદન કરવાથી રાજાએ સભા વિસર્જન કરી.

એ ચિત્રપટના ધ્યાનમાં અને આ બાળા કલાવતીના સૌંદર્યમાં મોહમુગ્ધ થયેલો રાજા સભા વિસર્જન કર્યા પછી પણ શું કરે ! વિરહાનલના સંતાપથી તપેલા રાજાને ક્યાંય ચેન પડયું નહી, કોઈ વિષયમાં મન લાગ્યું નહી. શંખરાજાએ સ્નાન કર્યું, સેવા–પૂજા કરી, ભોજન કર્યું, પણ એનું ચિત્ત હતું કલાવતીના સૌંદર્યમાં ! એની પેલી દિવ્ય મનોહર છબીમાં.

એ કલાનિધિ કલાવતીના વિચાર કરતો શંખરાજા ભોજનના કાર્યથી પરવારી પલંગ ઉપર પડ્યો, પણ મનોહર રમણીના મોહબાણથી વિદ્ધ થયેલા રાજાને નિદ્રા પણ શી રીતે આવે. એક વિચાર પુરો ન થાય ત્યાં બીજો આવે. “હા ! હા ! પ્રિયા ! પ્રિયા ! કલાવતી ! તને પ્રાપ્ત

કરવા માટે મારે શું કરવું ? અને જો વિધિએ મને પાંખો આપી હોત તો ઉડીને ઝટ તારાં દર્શન કરત, અથવા તો કોઈ એવી ચમત્કારિક વિદ્યા મારી પાસે હોત તો તને પ્રાપ્ત કરવામાં એ વિદ્યા સહાય કરત. પ્રિયા ! તું દૂર છતાં મારા હૃદયને બાળે છે. મારે જો તારા જેવી પ્રિયા નથી તો જગતમાં આવું સામ્રાજ્ય છતાં કાંઈ નથી. તે જ પુરૂષને ધન્ય છે કે જે આ પ્રિયાનો પતિ થશે.

પ્રિયા ન એવી નિરખી અરે મેં,<br>
પ્રિયા ન એવી રીઝવી અરે મેં;<br>
પ્રિયા ન એવી ઉર લીધી રે મેં,<br>
વસંત કેલી ન કીધી અરે મેં.

---

## પરિચ્છેદ ૨ જો



### કલાવતી

તીર લગો ગોળી લગો, લગો બરછીકે ઘાવ,<br>
નયનાં કીસીકો મત લગો, જીસકા નહિ ઉપાય;

દત્તકુમારે કલાવતીનું ચિત્રપટ રાજાને બતાવ્યા પછી બે દિવસનાં વ્હાણાં વહી ગયાં. એ બન્નેય દિવસો શંખ-રાજાના ચિંતાતુરપણે ગયા. ખાન, પાન કે વિદ્વાનોની ગોષ્ઠિમાં પણ શંખરાજાને ચેન પડતું નહિ, મંત્રીઓ અનેક પ્રકારની કથા વાર્ત્તા કરતા, રાજાના દિલને રિઝવવાના અનેક પ્રયત્ન કરતા છતાં રાજા એ ચિત્રપટની બાલાને ભૂલી શકતો નહિ. એ દગ્ધ હૃદયને ઠારવા અનેક શીતોપ-

ચાર થતા હતા. એ હૃદયનો ગમ ભૂલવવા માટે, મનને બીજી દિશામાં વાળવા માટે અનેક પ્રયત્ન થતા હતા, છતાં રાજાના હૃદયની સ્મૃતિને તે બાહ્ય ઉપચારો ભૂલાવી શકતા નહિ, રાજા મોટો નિઃશ્વાસ મૂકતો, બાલાના દર્શન માટે આકુલ વ્યાકુલ થઈ જતો, પણ એમાં બીજો ઉપાય પણ શું ? ઉતાવળે કાંઈ આંબા પાકી શકે? ધીરજનાં ફળ જ મીઠાં હોઈ શકે.

પ્રાતઃકાળે રાજા રાજસભામાં બેઠો હતો, મંત્રીઓ અનેક પ્રકારની વિનોદ વાણીથી રાજાને પ્રસન્ન કરી રહ્યા હતા. તે દરમિયાન રાજાના ચરપુરૂષોમાંનો એક પુરૂષ રાજાસભામાં ધસી આવી રાજાને નમસ્કાર કરી બોલ્યો. "કૃપાનાથ ! ગજબ થઇ ગયો, કોઇક રાજા પોતાના સકળ સૈન્ય સહિત આપણી હદમાં પ્રવેશ કરી આપણા નગર તરફ ધસી આવે છે. શસ્ત્રાસ્ત્રથી સંનિબદ્ધ તેના અનેક ઘોડેસ્વારો આપણી રૈયતને રંજાડતા ન જાણે કે તેઓ શું કરવા માગે છે? હવે આપને જે યોગ્ય લાગે તે કરો." એ ચરપુરૂષ અત્યંત શ્રમિત થયેલો હતો, શ્વાસોશ્વાસ પણ તે મુશ્કેલીએ લઈ શકતો હતો, અનેક ઘોડેસ્વારોને દૂરથી પોતાની હદમાં પ્રવેશ કરતા અને પોતાના નગર તરફ ધસી આવતા જોઇ અજાયબ થતો તે શંખરાજાને ખબર આપવા વેગથી ધસી આવેલો હતો તેણે પરાણે પરાણે રાજાને એ સમાચાર કહી સંભળાવ્યા હતા.

ચરપુરૂષની વાત સાંભળી રાજા અને મંત્રીઓ અજાયબ થઈ ગયા. આપણે કોઇની સાથે વેર વિરોધ નથી છતાં અચાનક આ શું ? કોણ દુશ્મન અત્યારે મરવાને તૈયાર થયો છે? સુતેલા સિંહને જગાડી તેનું માન મર્દન કરવાને કોણ તૈયાર થયો છે ?

શંખરાજાએ ચરપુરૂષને વિદાય કરી તુરત જ રણભેરી વગડાવી રાજસભા વિસર્જન કરી રાજા પણ દુશ્મનની ખબર લેવાને શસ્ત્રથી સજ્જ થવા શસ્ત્રાગારમાં ચાલ્યો ગયો. રણભેરી–ભંભાના નાદથી આખુંય શંખપુર નગર ખળભળી ગયું. વાયુને વેગે વાત સારાય નગરમાં પ્રસરી ગઈ. નગરની બહાર કેમ્પમાં લશ્કર પણ તૈયાર થઈ ગયું નાના મોટા અધિકારીઓ, લશ્કરી નાયકો શસ્ત્રાસ્ત્રથી સંબદ્ધ થઈ રાજમહાલય આગળ રાજાના હુકમની રાહ જોતા પરસ્પર વાતો કરવા લાગ્યા. સારાય નગરમાં લડાઇનું વાતાવરણ જોઇ નગરમાં નરનારીઓ આકુળ વ્યાકુળ થઇ ગયાં. અરે ! અકાળે આ શું ઉત્પાત ?

સંગ્રામ ખેલવામાં પ્રીતિવાળો રાજા શસ્ત્રાસ્ત્રથી સંનિબદ્ધ થઇને આવી પહોંચતાં આધિકારીઓએ સલામી આપી. રાજાએ આવતા શત્રુ તરફ કુચ કરવાની ને માર્ગમાંજ તેની ખબર લેવાની સેનાપતિને આજ્ઞા આપી. અકાળે ઉલ્કાપાત જોઇને દત્તકુમાર પણ ત્યાં સહસા આવી પહોંચી રાજાને નમ્યો. "કૃપાનાથ ! આ અકાળે શું તોફાન ? દેવ ! આ બધો શું ખળભળાટ ?"

"અરે દત્ત ! તું તે નગરમાં રહે છે કે જંગલમાં ? શત્રુનું દળ આપણી નગરીને ભાંગવા આપણી હદમાં પેઠું છે ને તું તો કાંઈ જાણતો નથી, અમારા સામંતો, સેનાપતિઓ, સુભટો હવે તેની બરાબર ખબર લેશે. રૈયતને રંજાડવાનું ફળ તેને વ્યાજ સાથે આપશે."

શંખરાજાની વાત સાંભળી દત્તકુમાર ખડખડાટ હસી પડયો.

"દેવ ! જરા ધીરજ ધરો. એવો તે કોણ બે માથાનો છે કે નાહક સુતેલા સિંહને જગાડે ? એ સૈન્ય આપણા

શત્રુનું નથી પણ મિત્રનું છે. એ લડવા નથી આવતું પણ !"

"પણ શું ? શત્રુ નથી તો કોણ છે ? તેં કેમ જાણ્યું કે એ સૈન્ય મિત્રનું છે, બોલ ! ઝટ બોલ !"

અધીર અને લડવાને આતુર થયેલા રાજાને શાંત કરતો દત્ત બોલ્યો." મહારાજ ! જેમની સામે આપ અને આપના સુભટો રણે ચડયા છો તે સૈન્ય તો મહારાજા કુમાર જયસેનનું છે. જે ચિત્રપટ મેં આપને આપેલું હતું, જે ચિત્રપટની કન્યાને મેળવવા આપ આતુર થયા છો એ મારી ધર્મભગિનીના ભાઈ જયસેન પધાર્યા છે."

દત્તકુમારની વાત સાંભળી રાજાના મનમાં અકસ્માત પરિવર્ત્તન થઈ ગયું. રણનો ઉત્સાહ એકદમ મંદ પડી ગયો". શું તું ખરૂ કહે છે ?"

"દેવ ! અસત્ય બોલી આપને ઠગવાનું મારૂં તે ગજુ ? પરાક્રમી અને તેજસ્વી એવા જયસેન કુમારને સ્વયંવર માટે વિજયરાજે કન્યાની સાથે આપના નગર તરફ મોકલ્યા છે માટે એમનું સ્વાગત કરો. "

" એ બધું તું કેમ જાણે ?" શંખરાજાએ પૂછ્યું. હું ન જાણું તો બીજો કોણ જાણે દેવ ! અમારી એ મંત્રણા હતી. મારી પછી બે દિવસમાં તેમને નિકળવાનું હતું. અમારી પછવાડેજ એ જયસેન કુમાર આવવાના હતા, એમનો મોકલેલો દૂત મારી પાસે આગળથી આવી ગયો છે બાપુ !"

વાહ ! દત્ત ! તેં પણ ખૂબ કરી હો ! મને તેં એ સંબંધી વાતેય ન કરી ? એમ કેમ ?" સ્મિત ફરકાવતાં રાજા બોલ્યા ને કુચનો હુકમ અટકાવી દીધો.

દેવ ! એવાત તે સમયે કરવા જેવી ન હતી. જો કે અમારી મંત્રણા ચોક્કસ હતી છતાં પણ વાત કર્યા પછી

કદાચ હું ખોટો પડી જાઉં. માટે સંપૂર્ણ નક્કી થયા સિવાય એ વાત આપની આગળ કેમ થાય ? દત્તકુમારે ખુલાસો કર્યો.

"તુંય જબરો ત્યારે ! નકામો બે દિવસ મને તપાવ્યો." શંખરાજાએ પોતાનાં વસ્ત્રાભરણ અને સુવર્ણની જીભ દત્તકુમારને ભેટ આપી. "તેં ક્ષણમાં કેવો રંગ પલટાવી દીધો, શું નું શું કરી દીધું નહી બનવા જોગ તેં બનાવી દીધું" રાજાએ કહ્યું.

"દેવ ! વિધિ બળવાન છે. હું તો એક નિમિત્ત માત્ર છું આપના ભાગ્યે જ એ જોર કર્યું છે મેં તો ફક્ત જીભ ચલાવીને જ મારૂં કામ કર્યું છે." દત્તની નમ્રભરી વાણીથી રાજા સંતોષ પામ્યો.

"મહારાજ ! દત્તકુમાર ઘણા ગંભીર છે એમના હૃદયનો પાર બ્રહ્મા પણ શી રીતે પામી શકે ? એ મહાનુભાવ બોલ બોલીને સારૂં લગાડવા કરતાં એતો કાર્ય સિદ્ધ કરવાવાળા છે. સ્વામીની આગળ મધુર મધુર ભાષણ કરી સ્વામીને રાજી રાખવા કરતાં સ્વામીના પરોક્ષ ગુણોનું અનુવાદન કરનારા સેવકોજ ઉત્તમ સેવકો છે. ,, મતિસાગર મંત્રી વચમાં બોલ્યો.

"અને દત્ત પણ બોલવામાં તો કૃપણ જણાય છે પણ કાર્ય સાધવામાં એકરા છે. મહારાજ ? મને લાગે છે કે આપના ગુણો સંભળાવીને કન્યાને આપની તરફ રાગિણિ બનાવી હશે. તેથી જ વિજયરાજે જયસેન કુમાર સાથે કન્યાને આપની તરફ સ્વયંવર માટે મોકલી હશે, દત્તકુમારે પણ આગળ આવી ને ચિત્રપટ બતાવા પૂર્વક જેમ આપને અનુરાગી કર્યા તેવી રીતેજ તો ?" સુમતિ મંત્રી દત્તકુમાર તરફ જોતો ને હાસ્ય કરતો બોલ્યો. "આ-

પનું આ અદ્‌ભૂત કાર્ય કરનારની આપે બરાબર ખબર લેવી કેમ ખરૂંને દત્તકુમાર ?"

"તમે મંત્રીઓ પણ બહુ જબરા ! બ્રહસ્પતિ સરખા તમે જે પરોક્ષ વાત બને છે તે જોએલાની માફક પ્રત્યક્ષ કહી સંભળાવો છો, નહિ દેખ્યા કે સાંભળ્યા છતાં આપે યથાર્થ વાત કહી સંભળાવી. એ જેવી તેવી વાત છે કાંઇ ?" દત્તકુમાર મંત્રીની બુદ્ધિનાં વખાણ કરતો બોલ્યો. બધા એક બીજાના ગુણને જોનારા હતા.

"ખરેખર દત્ત ઘણા ગંભિર મનવાળો છે. તેમ જ મંત્રી ! તમે પણ સુરાચાર્ય જેવા બુદ્ધિમાન છો, માટે તમે હવે યુદ્ધ નિવારીને જયસેનકુમારના સ્વાગત માટે જે ઉચિત હોય તે કરો".

મંત્રીઓને જયસેનકુમારનું સ્વાગત કરવા તેમજ તેમના સુભટો વગેરેની વ્યવસ્થા કરવાનું ફરમાવી રાજા રાજમહેલમાં ગયા. રાજાના હર્ષનો પાર ન હતો, આજનો દિવસ એને મન અપૂર્વ હતો. બબે દિવસ થયાં પ્રિયા કલાવતીને મેળવવા માટે રાજા અનેક ઉપાય ચિંતવતો પણ તેને કાંઈ સુઝતું નહિ. આજે અણધાર્યો બનાવ બનવાથી રાજાને તો અવર્ણનીય હર્ષ હતો, ઉલ્લાસ હતો. દૂર રહેલી પ્રિય વસ્તુ આજે ચાલી ચલાવી કદમ આગળ ઝુકી પડતી હતી. ભાગ્યની તે બલિહારી કાંઈ !

ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે માનવી આકાશ પાતાળ એક કરી નાખે છે, અનેક ધમપછાડા કરવા છતાંય ભાગ્યહીન માનવીને ઉપરથી જુત્તાં પડે છે. મહેનત બરબાદ જાય છે ને હાથનાં કર્યાં હૈયે વાગે છે, છતાં ઇષ્ટ વસ્તુનું દર્શન પણ થતું નથી. તખ્ત અને તાજો ડુલ થતાંય અભિલષિત વસ્તુની પ્રાપ્તિ દૂર જ રહે છે. કવચિત્ ભાગ્યવામોને

પણ ઈષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે ફના થવાનો વખત આવે છે, કારણ કે પુણ્યની એમાં જરૂર ખામી રહેલી હોય છે. મનોવાંચ્છિત વસ્તુને આકર્ષવામાં જો કોઈ પણ સામર્થ્ય ધરાવતું હોય તો એક પુણ્ય જ.

એ પુણ્ય તો ધર્મ કરવાથી થઇ શકે, સાધુ અને શ્રાવક ધર્મ આચરનારા ભવ્ય આત્માઓના ભાગ્યમાં તે શું ખામી હોય! ભાવથી આરાધિત કરેલો ધર્મ પ્રાણીને શું નથી આપતો? મુક્તિની વરમાળને પહેરાવનાર એ ધર્મનાં આતો પ્રાસંગિક ફળ છે. કારણ કે જે આપણે કરેલું છે તે જરૂર ગમે ત્યારે પણ આપણને જ મલવાનું છે. પ્રાણીઓ સુખ મેળવવા માટે, જગતના આકર્ષક પદાર્થો મેળવવા માટે જેટલો પ્રયત્ન કરે છે તેથી અર્ધોય પ્રયત્ન ધર્મને આરાધવા માટે કરતા હોય તો તેમનાં વિષમ કાર્યો પણ સહેલાઈ અને સરળતાથી સિદ્ધ કેમ ન થઇ શકે?.

રાજાની આજ્ઞા પ્રમાણે રાજમંત્રીઓ દત્તકુમારને સાથે લઇને મંગલ વાદિત્રો સાથે અનેક અસ્વારોને હાથીઓથી શોભતા જયકુમારના સન્માનાર્થે તેની સામે ગયા. જય-સેનકુમાર અને મંત્રીઓ માર્ગમાં મળ્યા, ભેટ્યા, કુશળ-વર્તમાન પૂછ્યા. દત્તકુમારે જયસેનકુમારને સર્વે હકીકત કહી સંભળાવી. મંગલવાદિત્રોના મધુરા રવોનું પાન કરતા સર્વે શંખપુર નગરીના ઉદ્યાનમાં આવી પહોંચ્યા. નગરીની બહાર રાજવાટિકામાં જયસેન અને કલાવતીને ઉતારો આપી મંત્રીઓએ તેમની સરભરા કરી. સુભટો તેમજ અન્ય અધિકારીઓને આસપાસ ઉતારવાની સગવડ કરી, અનેક તંબુઓ ઉભા કરી દીધા, અનેક નાનાં મોટાં મકાનો અત્યારે જાગૃત થઇ ગયાં. માનવીઓના કોલાહલથી નગર બધું હલમલી રહ્યું. તેમના ખાનપાન, સ્નાન માટે ઝટ

વ્યવસ્થા થઇ ગઈ. મહેમાનોના આનંદ-વિનોદ માટે અનેક પ્રકારની નાટક રચના, ગાન, તાન થયાં. એ આનંદમાં એમનો દિવસ ક્ષણવારમાં પસાર થઈ ગયો. કેવુંયે પુન્ય કરેલું હોય ત્યારે આવા મહેમાનો આવે, એની વ્યવસ્થામાં શું કાંઇ ખામી આવે ?.

શંખના જેવી ઉજ્વળ કાંતિવાળી શંખપુર નગરીને પણ શણગારવામાં શી ખામી રહે. ચોક, ચૌટું, બજાર અને દુકાનોની લાઇને લાઈન ધ્વજા પતાકાઓથી સુશોભિત થઈ ગઇ. રાજદરબાર તેમજ રાજમાર્ગ ધ્વજા પતાકા તોરણ જેવી બીજી અનેક કારિગરીથી ઝમકદાર બનાવવામાં આવ્યા, મંત્રીઓએ રાજસેવકો પાસે એક દિવસમાં સારાય શંખપુર નગરને મનોહર સ્વર્ગ નગરી—અલકાપુરી જેવી બનાવી દીધી. ભાગ્યવાન પુરૂષોનાં કાર્ય માત્ર વચન દ્વારાએ જ સિદ્ધ થાય છે.

બીજે દિવસે મહામહોત્સવપૂર્વક રાજમંત્રીઓ જયસેન કુમારને હાથી ઉપર બેસાડી નગરમાં તેડી લાવ્યા. મનોહર વાદિત્રોના નાદ ગુંજી રહ્યા છે. સૌભાગ્યવંતીઓ મધુરાં મંગલમય ગીત ગાઇ રહી છે, અનેક નાગરિક જનો જયસેનકુમારને જોવાને રાજમાર્ગે કીડીઓની માફક ઉભરાઈ રહ્યા છે. નગરની એવી અનેક નગરનાં ભવ્યતાને નિહાળતો જયસેનકુમાર રાજસભામાં આવ્યો. સિંહાસન આરૂઢ થયેલા કામદેવ જેવી કાંતિવાળા શંખરાજાને નમી રાજા આગળ ભેટણું મૂકી જયસેનકુમાર બે હાથ જોડી રાજાને નમ્યો. શંખરાજા સિંહાસનથી નીચે ઉતરી જયસેનકુમારને ભેટ્યા, બન્ને પરસ્પર મળ્યા. રાજાએ પોતાના સિંહાસન ઉપર જયસેન કુમારને પોતાની સાથે બેસાડ્યા. કુમારની સાથે આવેલા એમના મંત્રીઓ, સુભટો વગેરેને

યોગ્ય સ્થાનકે બેસાડ્યા. નગરીની અદ્દભૂત શોભાને જોતા રાજસભામાં આવેલા હતા. રાજસભાની દિવ્ય રચનાને જોઇ મ્હેમાનો પણ છક્ક થઈ ગયા છતા મંત્રીઓની કુશળતાની તારીફ કરવા લાગ્યા. સત્કાર વિધિ પૂર્ણ થયા પછી જયસેનકુમારનો મંત્રી ઉભો થઈ હાથ જોડી બોલ્યો. "કૃપાનાથ ! આપની ઉજ્વલ કીર્ત્તિ સાંભળીને દૂર રહ્યા છતાં પણ અમારા સ્વામી આપની ઉપર પ્રસન્ન થયા છે. દૂર રહેલા છતા આપની તરફ તે એકનિષ્ઠ સત્યસ્નેહ ધરાવે છે. જેથી પોતાને પ્રાણ થકી પણ અધિક પ્રિય એવી રાજકન્યા અમારી સાથે મોકલી છે. હે દેવ ! મનોહર દિવસ જોવરાવી આપ એની સાથે પાણિગ્રહણ કરો ને અમને ફરજમાંથી મુક્ત કરો." જયસેનકુમારના મંત્રીની વાણી રાજાને અનુકૂળ હતી. ઘરે બેઠાં ગંગા આવતી હતી, વગર પ્રયાસે કલ્પવૃક્ષ ફળીભૂત થતુ હતું. અનાયાસે સ્રીરત્ન પોતાને પ્રાપ્ત થતું હતું. રાજાના હર્ષમાં હવે શું ખામી રહે ?

"દૂર રહેલા અને ગુણ રહિત એવા મારા ઉપર વિજયરાજની આટલી બધી કૃપા છે એ એમની સજ્જનતા છે. મારા મોટા ભાગ્યે જ જયસેન જેવા મહેરબાનો મારૂં આંગણુ પાવન કરી રહ્યા છે, તેથી જ મને લાગે છે કે મારૂં ભાગ્ય હજી જાગ્રત છે. વિજયરાજ જેવા વડેરાઓએ મારી પાસે જે માગણી કરી છે તે માગણીને નકારનાર હું તે કોણ માત્ર ! મારા જેવા તુચ્છ માણસો વડીલોની એવી વાણીને કોઇ પણ અવગણી શકે નહિ, મંત્રીજી ! ફલને દેનારી કલ્પવલ્લી જેવી વાણીનો અનાદર કોણ કરી શકે ?" રાજાએ પોતાની લઘુતા પ્રગટ કરતાં મંત્રીની વિનંતિ માન્ય કરી.

"બંધો ! મહારાજાના સંબંધમાં તમે મને કહેતા હતા

પણ એથી ય વિશેષ આજે મને ખાતરી થઈ. રાજા છતાં શું એમની બોલવાની ચતુરાઇ, સરળપણું, વિનય, નમ્રતા; ઉદ્ધતાઇનું તો નામ નહિ. અમૃત સરખી મધુરી વાણી, એ અલૌકિક છે". જયસેનકુમાર દત્તને ઉદ્દેશીને બોલ્યો. રાજાની રીતભાત તેમજ નમ્રતા જોઈ જયસેન પ્રસન્ન થયો હતો.

'મહાપુરૂષોનો સ્વભાવ જ એવો છે' વૃક્ષો જેમ અધિક ફ્લતાં નીચે નમે છે, અનેક નદીનાળાંના અથાગ જળનો સંગમ થવા છતાં સાગર છલકાતો નથી. તેમ મોટા પુરૂષો પોતાની મોટાઈ ક્યારે પણ છોડતા નથી. રાજકુમાર !" જયસેનકુમારનો મંત્રી કુમારને–પોતાના સ્વામીને ઉદ્દેશીને બોલ્યો.

જયસેનકુમાર પણ પ્રસન્નતાથી મસ્તક ધુણાવતો શંખરાજા તરફ નજર કરતો બોલ્યો." દેવ ! આજે તમને જોવાથી મારાં નેત્રો સફ્લ થયાં, અમૃતથી પણ અધિક વાણી સાંભળવા વડે મારા કર્ણો સફળ થયા, ને શંખપુરી અને આ રાજમહેલમાં આવવાથી મારી કાયા સફ્લ થઈ. રાજન્ ! તમને વિશેષ તે શું કહું ?".

"અને દેવશાલપુરના રાજકુળમાં વિશાળ રાજકુટુંબ છતાં રાજબાળા કલાવતી પણ મહારાજના ગુણોમાં જ અનુરાગિણી બનેલી છે." જયસેનકુમારનો મંત્રી બોલ્યો.

"એ બધોય મહારાજના અદ્ભૂત ભાગ્યનો જ પ્રતાપ છે." દત્તકુમારે પાદપૂર્તિ કરી. વાણી વિલાસમાં કેટલોક સમય પસાર થયો.

રાજજ્યોતિષીઓને બોલાવી લગ્નનો શુભ દિવસ નક્કી કરી સ્વાગત કરવા પૂર્વક જયસેનકુમારને એમને ઉતારે રવાના કર્યા. રાજસભા પણ વિસર્જન કરી. તે

પછીના એક દિવસે મોટા મહોત્સવપૂર્વક શંખરાજા અને રાજબાળા કલાવતીનાં ધામધુમથી લગ્ન થઈ ગયાં. કન્યાદાનમાં જયસેનકુમારે વિજયરાજે જે જે વસ્તુઓ હાથી, ઘોડા, રથ, વસ્ત્રાભરણ, જર ઝવેરાત, દાસ, દાસીઓ વગેરે આપેલી હતી તે કરતાંય વધારે આપી દીધું. શંખરાજાના આગ્રહથી કેટલોક સમય રોકાઇ રાજાની આજ્ઞા મેળવી જયસેનકુમાર પોતાના પરિવાર સહિત પોતાના નગર દેવશાલપુર તરફ ચાલ્યો ગયો. પુન્યવંત મનુષ્યોને જગતમાં શું શું નથી મળતું? જે વસ્તુઓ દૂર છે, દુઃખે કરીને મેળવી શકાય તેવી છે, પ્રયત્ન કરવા છતાં પણ અસાધ્ય છે, તેવી દુઃસાધ્ય વસ્તુઓ પણ પુન્ય હોય તો તરતમાં જ મલી શકે છે. એ જાણ્યા પછી એવો કોણ પ્રમાદી હોય કે પુન્ય કરવામાં પાછી પાની કરે? પુન્યપ્રકૃતિ બાંધવા માટેનાં જે જે કારણો હોય તેની જરૂર આરાધના કરે. ધર્મના ગમે તે અંગનું આરાધન કરી પુન્યના ભંડાર ભરે.

---

## પરિચ્છેદ ૩ જો.



## સૌંદર્યનાં જાદુ

**धर्माद्धनमनन्तं स्यात्, सर्वकामाश्च धर्मतः ।**
**लभ्यते धर्मतो मोक्षः, तेनोक्तो धर्म उत्तमः ॥**

ભાવાર્થ—જગતમાં ધર્મ કરવાથી અગણિત ધનની પ્રાપ્તિ થાય છે, મનની સર્વે અભિલાષાઓ અને ભોગ ઉપભોગની વસ્તુઓ પણ ધર્મ થકી જ પ્રાપ્ત થાય છે.

ઉત્તમમાં ઉત્તમ મોક્ષજન્ય સુખ પણ ધર્મના પ્રભાવથી મળી શકે છે તો આ ક્ષણીક સુખો મળે એમાં તે શું ? માટે જ જગતમાં ધર્મને ઉત્તમ કહેલો છે.

"સૌંદર્યનાં જાદુય જગતમાં અદ્ભૂત તો ખરાં !".

રાજરાણી–પટ્ટરાણી કલાવતી એક દીવસે મધ્યાહ્ન સમયે સ્નાન કરી માત્ર એક વસ્ત્ર ભેર પોતાના નાગ પાશ સમા કેશકલાપને આમતેમ નચાવતી આરિસા ભુવનમાં પોતાના દિવ્ય સૌંદર્યને નિરખતી બોલી. જેનાં અંગોપાંગો મનોહર ઘાટીલાં તેમજ નવીન યૌવનના આવેશથી અદ્ભુત હતાં. પહેલીજ નજરે પ્રલોભન કરનારાં પોતાનાં ખુલ્લાં અંગો પોતેજ જોતી મનમાં વિચારી રહી હતી. "વાહ! વિધિએ શું અદ્ભુત રૂપ સરજ્યું છે! આ રૂપમાં ભયંકર સિંહોને વશ કરનાર પુરૂષ દિવાનો બને છે–પાગલ બને છે, અનેક જાદુ કરતાં જગતમાં રૂપ સૌંદર્યનાં જાદુ અદ્ભુત છે, એ સૌંદર્યને મોટા ચમરબંધીઓ પણ મસ્તક નમાવે છે તે કાંઇ તદ્દન ગેરવ્યાજબી તો નથી. જો સ્ત્રીઓમાં આવું આકર્ષક સૌંદર્ય નહોત તો તે કદિ સમર્થ પુરૂષો પર પોતાનો પ્રભાવ પાડી શકત નહી. આ મોહીની પણ જગતમાં કંઈ જેવી તેવી નથી. આહ ! રૂપ એતો અદ્ભુત" મનમાં સૌંદર્યનાં વખાણ કરતી બાલા કલાવતી અત્યારે આરિસા ભુવનમાં એકાંતમાં પોતાના કેશકલાપ સમારતી, વિચારમાં ને આરિસામાં પોતાના સૌંદર્યને જોતી એકાગ્ર હતી. અચાનક એના મનમાં વિચાર સ્ફુર્યો ને એનું ચંદ્રવદન જરીક ફરક્યું, વદન ઉપર આછું સ્મિત પથરાયું, અને કદાચ અત્યારે એ આવે તો ?" સહેજ આસ્તેથી એ શબ્દો એ મનોહર ચંદ્રવદનમાંથી સરકી ગયા. એ નવજવાન શરીરના રોમરાય વિકસ્વર થયાં, હૃદયમાં અનેક

ભાવો ઉત્પન્ન થયા ને ચાલ્યા ગયા. હૈયામાં અકથ્ય ઉલ્લાસ થયો. યૌવનનો થથરાટ થનથની રહ્યો, સૌંદર્ય ફાટ ફાટ થવા લાગ્યું. એ સ્નાનથી શુદ્ધ થયેલી નવોઢા કલાવતીના વદન ઉપર સ્રીત્વના ભાવો જાગૃત થયા કે શું ?

એ આરિસામાં પોતાના વદનને અનિમેષ નયને જોતી કલાવતીએ તરતજ એક પ્રતિબિંબ–વદન જોયું અને ચમકી. "અરે આતો એ...હવે શું ? ક્યાં જાઉં ? સંતાઇ જાઉં ? કલાવતી ગભરાઈ ગઇ. પોતાના કેશકલાપને આમ તેમ નચાવતી હરણીની માફક કુદાકુદ કરતી કરતી એક ખુણામાં સંતાઇ ગઇ–ભરાઇ ગઇ.

આવનાર પુરૂષ બીજો તે કોણ હોય, ? એતો રાત-દિવસ એના રૂપનું પાન કરનાર શંખરાજ પોતે જ હતો. પ્રિયાના દર્શનનો અધિરો રાજા પ્રિયાનું દર્શન કરવા–રીઝવવા અત્યારે કવેળાએ પણ હાજર થયો હતો. પ્રેમી આશકને પ્રિયાના ધ્યાન સિવાય બીજું કયું ધ્યાન હોઈ શકે ? એના હૃદયમાં તો પ્રિયાનું જ સ્થાન હોઈ શકે.

શંખરાજ પ્રિયાના સૌંદર્યને નિરખતો મંદમંદ ડગલાં ભરતો મનમાં અદૃશ્ય રમણીય મુંઝવણને અનુભવતો એ સંતાયેલી પ્રિયાના સન્મુખ હાજર થયો. દૃષ્ટિથી એ સર્વાંગ સુંદર અંગોપાંગના સૌંદર્ય–લાલિત્યનું પાન કરવા લાગ્યો, "વાહ ! સંતાઈ જતાં તો સારૂ આવડે છે હો?" રાજા હસ્યો.

નવોઢા કલાવતી શરમની મારી નીચેથી ઉંચે મસ્તક પણ શી રીતે કરી શકે ? લજ્જા એ તો નવોઢા નારીઓનું ઉત્તમમાં ઉત્તમ ભૂષણ કહેવાય. શરમથી પૃથ્વી માર્ગ આપે તો જાણે પેસી જાઉં. શું કરૂ ? એ ગભરૂ નારીને અત્યારે હિંમત આપે તેવું કોણ હતું ? પૃથ્વી પણ માર્ગ આપવાને અત્યારે નવરી નહોતી. મોત પણ અત્યારે તો મંદમંદ

હસી રહ્યું હતું-એની મશ્કરી કરતું હતું. ગરીબ બિચારી બાલા !

"સંતાઇ જવું હોય તો મારા હૃદયમાં સંતાઇ જાને ? જરી ઉંચે તો જો ? મારી સામે તો જો ? પૃથ્વી કાંઇ માર્ગ આપવાને અત્યારે નવરી નથી કલા !" એ યૌવન અમૃતનું દૃષ્ટિથી પાન કરતા રાજાનાં નેત્રો હસી રહ્યાં-નૃત્ય કરવા લાગ્યાં. એ રૂપના જાદુથી શંખરાજનું મસ્તક ડોલાયમાન થવા લાગ્યું.

એ શરમનો આવેગ પૂર્ણ થતાં હવે કાંઇક હિંમત ધારણ કરી બાલા-નવોઢા નારી કલાવતી બોલી. "સ્રીની ખાનગીમાં આમ એકદમ પ્રવેશ કરવો એ સારા માણસનું લક્ષણ ન કહેવાય. ચોરની માફક ગુપચુપ દાખલ થવું એ તે ક્યાંની રીત ?"

"દુનિયામાં આવી ચોરી કોણ નથી કરતું ? મોટું ભાગ્ય હોય ત્યારે જ આવી ચોરી કરવાની તક મલે છે બાલા !".

"શું ચોરવા આવ્યા છો ? આ મહાલયમાંથી ગમે તે વસ્તુ ઉપાડી ચાલતા થાઓ. આટલી બધી કિંમતી વસ્તુઓ પડી છે તેમાં તમને કયી ગમે છે ?" એ શબ્દોનો ઉચ્ચાર કરતી કલા હસી. એના મનમાં-હૃદયમાં શુંય થતું હશે એ તો એ પોતે જ જાણે.

"મને તો આ વસ્તુ ગમે છે કલા ?" રાજાએ અંગુલી નિર્દેશ કરી કહ્યું ને આસ્તેથી પોતાના સુકોમળ હાથે એનું મસ્તક ઉંચું કરી પોતાની સામે સ્થિર કર્યું. "મને શું ગમે છે તે તું સમજીને કલા ?" બન્ને એક બીજાને દૃષ્ટિથી કહેવાનાં કરતાં હસ્યાં.

"ના." કલાએ મસ્તક ધુણાવ્યું.

"એ...મ? હજી પણ તને સમજ પડતી નથી લે સમજાવું?" આસ્તેથી તેના વદન પાસે પોતાનું વદન લઇ જઇ એક......

"અરે આ...શું? ચોરીને ઉપરથી સરજોરી!" બાલા કલાવતી જરા દૂર ખશી ગઇ–શરમાઇ ગઇ.

"અરે એમાં આટલો બધો રોષ? તમારી રજાથી હું ગમે તે ચીજ લઉં તોય કાંઈ વાંધો? વાહ! આ તો અજબ વાંધો!".

શંખરાજ કલાવતીના પાસે ગયો અને મંદમંદ અધર ને સ્ફુરાવતો બોલ્યો. "રોષ ન કરશો કલા–દેવી!"

બન્ને પતિ પત્ની મહાન્ હતાં. અદ્ભૂત વ્યક્તિત્વ ધરાવનારાં હતાં. એક બીજાની શક્તિ પોતપોતાના પ્રમાણમાં ખુબ હતી, એતો જ્યારે કસોટીએ કસવાનો સમય આવશે ત્યારે ખબર. શંખરાજ બહાદૂર, વીરોનો વીર ને સમયનો જાણ હતો. ત્યારે કલાવતી સતીઓમાં પણ શ્રેષ્ઠ હતી. એના પ્રબળ સતીત્વ આગળ રાજાનું વ્યક્તિત્વ પણ ગૌણ થઇ જતું. એ સતીત્વ સિવાય કલાવતીમાં સ્રીને ઉચિત બીજા પણ અનેક ગુણો હતા. તેમજ ઉત્તરોત્તર ભાવીકાલમાં પણ બન્ને ઉન્નત પદવીને પ્રાપ્ત કરનાર ઉચ્ચ આત્માઓ હતા. પણ અત્યારે શું? અત્યારે તો જેવો સમય તેવો જ દાવ. જેવો કર્મોદય તેવી જ પ્રવૃત્તિ. જેવા સંયોગો તેવો જ વર્ત્તાવ કે બીજુ કાંઇ?

પ્રેમને આધિન થયેલા માનવોની માફક શંખરાજ પણ અતૃપ્ત નયને પ્રિયા કલાવતીને નિહાળતો ને મંદમંદ પોતાના અધરને રમાડતો બોલ્યો. "કલા! ખરેખર અત્યારે તો તારા સ્નેહને હું વશ થઇ ગયો છું. તારા સૌન્દર્યમાં પતંગની માફક મુંઝાઇ રહ્યો છું. અત્યારે તો હૈયું પણ હાથ નથી પ્રિયે!"

"તે હૈયું ઠેકાણે રાખો; કોઇ ચોરી જશે તો ?" કલા જરાક હસી. એના નયનમાં અત્યારે અદ્‌ભૂત જાદુ હતું એ જાદુના જોરે બળવાન માનવી પણ અત્યારે તો સ્થિર થઇ ગયો હતો.

હવે ચોરાવામાં બાકીએ શું રહ્યું છે ?. તારા ભાઇ દત્તે જ્યારથી તારૂં ચિત્રપટ બતાવ્યું ત્યારથી જ હૈયું તો હું દાવમાં હારી બેઠો છું. હવે શું થાય ?"

"એ દત્તે બહુ ખરાબ કામ કર્યું છે. ચિત્રપટ બતાવી તમને હેરાન કર્યા છે એવાને તો શિક્ષા જ કરવી જોઇએ, કેમ ખરૂં ને ?"

"હા, શિક્ષા તો જરૂર કરવી જોઇએ, પણ દત્તને નહિ".

"ત્યારે કોને ?"

"મારા હૃદયના ચોરનારને !"

"એ......મ ! ત્યારે તો ફસાયા !"

"એમાં શક શું ? ચોરને શિક્ષા થવી જ જોઇએ ?"

"તમારો ન્યાય તો વિચિત્ર પ્રકારનો કહેવાય ?"

"ને એ શિક્ષા પણ અત્યારે જ કરી હોય તો ?"

"તેથી જ રાજસભામાંથી અત્યારે આવ્યા હશો ?"

"હા, બરાબર છે."

"ત્યારે તો પૂરા ફસાયા હવે તો !"

"આજના ? શંખપુરમાં આવ્યા તે દિવસથી."

"ના ! અત્યારે તો મને જવાદ્યો".

મૃગલીની માફક છટકી જતી બાલયૌવના કલાવતીને શંખરાજે એકદમ પોતાના બન્ને હાથે મજબુત પકડી લીધી. પોતાના બન્ને હાથોમાં એને રમાડતો હિંડોળા ઉપર બેઠો. પોતાની પાસે બેસાડી એના વાળ પોતાની અંગુલીવતી હોળવા લાગ્યો. પોતાને હાથે એને આભૂષણ

અને વસ્ત્ર પહેરાવવા લાગ્યો, વારે વારે એના સુંદર શરીર પર પોતાના હાથનો સ્પર્શ કરતાં રાજા તૃપ્તિ જ પામતો નહી, કલાના સુખને માટે રાજા શું ન કરતો? પ્રિયાનું કાર્ય પોતે જાતેજ કરતો, પ્રિયાની સાથે જ ખાતો, પીતો અને વાર્ત્તાલાપમાં તો સમય પણ જણાતો નહિ. સમય ઉપર સમય જવા છતાં પ્રિયાથી દૂર થવાનું એને પાલવતું નહિ. પ્રિયાના વદનને જોતો ત્યારે જ રાજાનું હૈયું ઠરતું હતું. એવાં જાદુઈ આકર્ષણ એમ સહેલાઈથી કોઈનાંય દૂર થયાં છે કે?

પ્રિયાની સાથે વિવિધ પ્રકારે સુખને ભોગવતો રાજા રાજકાર્યમાં પણ મંદ ઉત્સાહવાળો થયો. મંત્રીઓને રાજ-કાર્ય ભળાવી દીધું. બીજે કોઇપણ ઠેકાણે જવું આવવું ય રાજાએ છોડી દીધું. એવી અનેક ઉપાધિઓને છોડી રાજા કલાવતી સાથે જ સમય વિતાડતો હતો. ખાન, પાન, ગાન-તાન, સ્નાન એ સર્વે કંઇ કલાવતી સાથે હોય તોજ એમાં આનંદ જણાતો હતો. કલા સિવાય સર્વ કંઈ રાજાને નિરસ –નિર્માલ્ય હતું. જ્યાં અને ત્યાં રાજાને કલાવતીજ દેખાતી હતી. સુક્ષ્મ સ્વરૂપે એની દિવ્ય પ્રતિમા એની નજર સમક્ષ તરવરતી હતી. કલાવતીના પ્રેમમાં મશગુલ થયેલા શંખ-રાજને અત્યારે પ્રજાની કે રાજ્યની કંઈએ પડી નહોતી. રાજ્યમાં નવાજુની શી બને છે તેની પણ રાજાને પરવા નહોતી. એવું અનેરૂ સ્નેહબંધન રાજાને બંધાયેલું છે કે એક ક્ષણ પણ કલાવતીને ન જુએ તો એને કંઈ કંઈ મનમાં થઇ જતું હતું. વિશેષ શું? અત્યારે તો કલાવતી એ એક જ મહાન હતી. એની સાથેનાં ભોગવાતાં સુખો એજ એને મન સર્વસ્વ હતું. એના મધુર શબ્દોનું શ્રવણ એ રાજાને મન ઉચ્ચમાં ઉચ્ચ સંગીત હતું. અહોનિશ એને

જોઇને જ રાજા પોતાની દષ્ટિનું ફલ મેળવતો હતો. કલાવતીને મેળવીને જગતમાં પોતાને શું નથી મલ્યું ? મનુષ્યના સુખની પરાકાષ્ટાએ પહોંચેલા એ માનવીને મનમાં થતું કે આવું સુખ કોઇને હશે વારૂ ? કલા જેવી રૂપ અને ગુણસંપન્ન નારીઓ જગતમાં હશે કે ?

અનુપમ ભોગોને ભોગવતી કલાવતીની નગરીની નારીઓ પણ ઇર્ષ્યા કરવા લાગી. કેટલીક સમજુ રમણીઓ એના સૌભાગની પ્રશંસા કરવા લાગી. કેટલીક પોતાને કલા જેવું સૌભાગ્ય, ભોગવૈભવ, ઐશ્વર્ય મલે એ ખાતર ધર્મ કરવા તત્પર બની. સારાય નગરમાં એના ભાગ્યનાં વખાણ થવા લાગ્યાં. પંચવિષયજન્ય સુખને ભોગવનારાં આ રાજા રાણીના ભાગ્યમાં તે શી ખામી હોય !

પ્રતિદિવસ વિવિધ સુખો ભોગવતાં તેમનો કેટલોક કાળ ચાલ્યો ગયો જેની એ દંપતિને ખબર પણ પડી નહી. સુખ અને દુ:ખ એ વસ્તુઓજ એક બીજાથી ઉલટી રીતે છે. દુ:ખમાં અલ્પ સમય પણ દીર્ઘકાલ જેવો લાગે છે ત્યારે સુખમાં દીર્ઘકાળ પણ અલ્પ થઇ જાય છે; સુખમાં જેમ દેવતાઓને પોતાના જતા એવા કાળની ખબર પડતી નથી તેવી જ રીતે ચારેકોરથી સુખમાં પડેલા માનવીઓ પણ દેવતાની માફક જતા એવા કાળને જાણતા પણ નથી.

મનુષ્યને દુર્લભ એવા ભોગોને ભોગવતાં કલાવતીએ એક સુંદર ભાગ્યવાન ગર્ભને ધારણ કર્યો. એની પ્રતીતિ તરીકે સુખે શયનાગારમાં પોઢેલી કલાવતીને એક સુંદર સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં કલાવતીએ રાત્રીના ચરમ પ્રહરે ક્ષીરોદધિ જલથી ભરેલો સુવર્ણ કલશ જોયો. એ મનોહર કળશના ગળામાં પુષ્પમાળાઓ ગુંથેલી હતી. સુંદર ચિત્ર વિચિત્ર કમળથી એ કળશનું મુખ ઢંકાયેલું હતું. એવા એ

કળશને જોતાં પ્રભાતના મંગલમય વાદિત્રના નાદોએ તેને જાગ્રત કરી. "આહ! કેવું મનોહર સ્વપ્ન!"

હર્ષના આવેશવાળી કલાવતીએ શંખરાજને એ સ્વપ્ન નિવેદન કર્યું. "પ્રાણેશ! એ મનોહર સ્વપ્નનું ફળ શું?"

"પ્રિયે! રાજ્યધુરાને ધારણ કરવામાં સમર્થ એવો પરાક્રમી પુત્ર થશે! તમારા મનોરથ સફળ થશે."

"આપનું વચન સત્ય થાઓ." કલાવતીએ રાજાનું વચન અંગીકાર કર્યું. મનમાં અતિહર્ષ પામી.

ગર્ભનો નિર્વાહ કરતાં કલાવતી શાસ્ત્રની રીતિ પ્રમાણે ગર્ભને પોષવા લાગી. ગર્ભને પોષણ મલે તેવું ભોજન કરતી, ઔષધ પણ પીતી હતી. ગર્ભના રક્ષણને માટે પોતાને હાથે જડીબુટીઓ બાંધવા લાગી. ઇષ્ટ દેવતાની આરાધના કરવા લાગી. ગર્ભના રક્ષણ માટે અનેક ઉપાય કરતી સમય નિર્ગમન કરવા લાગી. એવી રીતે નવ માસ વ્યતીત થયા ત્યારે પ્રથમ પ્રસુતિ પિતૃગૃહે થવી જોઇએ એ રીતિ હોવાથી વિજયરાજે રાજસેવકોને મોકલેલા, તે સેવકો શંખપુરમાં દત્તના મકાને આવી ગયા. રાજસભામાં બીજે દિવસે જવાનો નિર્ણય થવાથી તે દિવસે તેમણે પરિશ્રમ ઉતારવા વિશ્રાંતિ લીધી. પણ કલાવતીને ખબર પડતાં તરત જ દત્તને મકાને દોડી આવી. કુટુંબના સમાચાર પૂછી ભાઇએ મોકલેલું ભેટણું લઇ રાજમહેલમાં પાછી ફરી.



## પરિચ્છેદ ૪ થો

### રંગમાં ભંગ.

"ક્યા કરે ચાહને વાલોંકા ભરોંસા કોઈ,
જગતમેં કીસીકા હોતા નહી કોઇ.

નિશા સમયે નિશાનાથનો આભમાં ઝગઝગાટ હોવા છતાં રાજમહેલમાં અનેક દીપશિખાઓ અંધકારને ભગાડી રહી હતી, અનેક પંચરંગી દીપકોથી રાજમહેલની અપૂર્વ શોભા જણાતી હતી, મોટા મોટા રાજમાર્ગો તેમજ અનેક નાના મોટા શંખપુરના રસ્તા દીપકોના તેજથી દીવસનુંજ ભાન કરાવતા હતા. અનેક ધનાઢ્યોના પ્રાસાદો તેમજ મોટા મોટા રાજ્યાધિકારીઓના મહાલયો પણ દીપકોની જ્યોતથી ઝગઝગી રહ્યા હતા તેમની સમૃદ્ધિને સૂચવતી ધ્વજાઓ–પંચરંગી પતાકાઓ હવામાં નૃત્ય કરી રહી હતી.

રાજમહેલના એક મનોહર અને વિશાળ ખંડમાં પટ્ટરાણી કલાવતી પોતાની સખીઓ સાથે અત્યારે આમોદ પ્રમોદમાં વખત પસાર કરતી અનેક પ્રકારની વાર્ત્તા કરી રહી હતી. આવતી કાલે અગર તો એક બે દિવસમાં કલાવતીને પિતૃ ગૃહે જવાનું હોવાથી તેનું મન કાંઇક આનંદમાં હતું માતાપિતા તેમજ ભાઇને મળવાના સમયની આતુરતાથી રાહ જોતું હતું. અત્યારે તો દુઃખ ને આફતની જરાક જેવડી ઝાંખીય ક્યાંય જણાતી ન હોતી. સ્વપ્નામાંય આફતની ઝાંખી ક્યાંથી હોય!

"સખી જો આ બાજુબંધ કેવા મનોહર છે?

મારા પ્રાણથી પણ અધિક પ્રિય આ આભૂષણને મોકલનારને હું ક્યારે જોઇશ ?" કલાવતી આડીઅવળી વાતથી પરવારી પોતાના બન્ને નાજુક હાથ પર ધારણ કરેલાં બાજુબંધને વારંવાર જોતી હર્ષ પામતી બોલી. એના હૈયામાં હર્ષની અવધી ન હતી. આંખો હર્ષથી હસી રહી હતી. માતાપિતાને મલવાના ઉત્સાહમાં એનાં રોમરાય વિકસ્વર થયાં હતાં. આજે એનું મન આનંદના મહીસાગરમાં ડોલાયમાન થઈ રહ્યું હતું.

"બ્હેન ! હવે અધિરાં થાઓ નહિ. થોડાજ દિવસમાં તમે તમારા પ્રિયજનોનાં દર્શન કરશો, ખુશી થશો, પ્રિયજનનો મેલાપ પણ ભાગ્ય વગર કાંઈ ઓછાજ થાય છે? તમો તો મોટાં ભાગ્યવાળાં છો, નશીબદાર છો." સખીએ કલાવતીનું મન પ્રસન્ન થાય તેવી રીતે કોમલ ભાષામાં જણાવ્યું ને એ સખીના વચનથી કલાવતી પણ રાજી થઇ ગઈ. અત્યારે એનો ઉત્સાહ પણ અખંડિત ને સંપૂર્ણ હતો આનંદના આવેશથી એના મનરૂપ આકાશમાં અનેક નાની મોટી હર્ષની વાદળી આવતી ને વેરાઇ–વિખરાઈ જતી. કારણકે સંપૂર્ણરીતે સુખી અને સમૃદ્ધ માણસોની સૃષ્ટિ હંમેશાં ગરીબો કરતાં નિરાળીજ હોય છે.

"હા ! સખી તારી વાત સત્ય છે. આ બાજુબંધ જોવાથી જાણે પ્રત્યક્ષ એ પોતેજ મારી સામે ઉભો હોય એમ જાણી હું ખુશી થાઉ છું. મારી ઉપર કેટલો બધો એનો સ્નેહ છે? જગતમાં આવો સ્નેહ ક્યાંય હશે કે?" હર્ષાવેશમાં અત્યારે કલાવતી શું બોલી રહી છે તેનું પણ ભાન નહોતુ! તેમાંય મોટા માણસોના પ્રસંગો હમેશાં અનેરાજ હોય છે. સ્વતંત્ર અને બેપરવા માણસોને બોલવામાં કે ચાલવામાં કોઇની પરવાહ નથી હોતી. કોઇની

દાક્ષિણ્યતામાં તેમને ગભરાવાનું કે વિચાર કરવાનું પણ હોતું નથી.

"તમારી વાત સત્ય છે બ્હેન, જગતમાં સ્નેહ એ તો મોટામાં મોટું અદ્દભૂત વશીકરણ છે. જેમ મોરલીના મધુરા નાદને વશ થયેલો સાપ મૃત્યુનીય પરવા નહી કરતાં સ્થંભીત થઇ જાય છે તેવીજ રીતે આપ પણ સ્નેહના વશથી અત્યારે કેવાં ડામાડોલ થઈ રહ્યાં છો? દૂર છતાં પણ સ્નેહનું આકર્ષણ અનેરૂજ હોય છે, ચંદ્રનાં દૂરથીય દર્શન કરીને કુમુદિની શું નથી ખીલી ઉઠતી?"

નિર્દોષપણે કલાવતી અને સખીની થતી વાતચિત અકસ્માત આવી ચડેલા રાજાએ ગુપ્તપણે ઉભા રહીને સાંભળી અને મહીસાગરના તોફાનમાં નાવડીની જેમ રાજાનું મન ચગડોલે ચડ્યું, કલાવતીના હાથ પર રહેલા બાજુબંધને જોઇ રાજાએ વિચાર કર્યો. ઓહો! આ બાજુબંધ કોણે મોકલ્યા હશે, કોની ઉપરના સ્નેહની આ વાત કરે છે? આના હૈયામાં આટલો બધો સ્નેહ કોના તરફ ઉભરાઇ જાય છે? વાહ! શું આવું સ્ત્રીનું હૃદય? હું જ્યારે એના માટે મરી મથું છું ત્યારે આ તો કોઇ બીજા ઉપરજ ઓવારી જાય છે? વાહ! દુનિયા વાહ! વિધાતા! શું સ્ત્રીની અભિનયકળા છે! બોલવાના જુદા ને ચાવવાનાય જુદા! આ તે સ્ત્રી કે રાક્ષસી? દેવી કે દાનવી! જે નારી પોતાના વિશ્વાસુ પતિને છેતરી જારી વિજારી રમે એનો પાર બ્રહ્મા પણ શી રીતે પામી શકે?" શંખરાજના શંકાશીલ થયેલા મનમાં અનેક કાળી વાદળી આવીને પસાર થઇ ગઇ. ક્ષણ પહેલાંની પ્રાણવલ્લભા પ્રિયા કલાવતી માટે એનું સાશંક મન અનેક પ્રકારે વ્હેમવાળું થવા લાગ્યું. માનવીના ચપળ મનને વિચારોના વિનિમય કરતાં શું વાર લાગે? શંખ-

રાજના મનમાં વહેમનું વમળ એવી રીતે ગુંચળુ વળી ગયું કે એ શંકાની તપાસ કે ચોકસાઈ કરવા જેટલું ધૈર્ય પણ તે ધરી શકયો નહિ. વહેમના જાળામાં ઝકળ વકળ થતાં જ રાજાએ એકદમ કલાનિપુણ કલાવતીનો ફેંસલો કરી નાંખવાનો વિચાર કર્યો. "હા ધિક્! આ દુષ્ટા નારીનો વિશ્વાસ કરી એના મિથ્યા મોહમાં હું ફસાયો, એના પ્રિયતમને જો હું અત્યારે જોઉં તો હમણાંજ એને ઉભો ને ઉભો ચીરી નાખું અથવા તો આ અધમ નારીને તો સ્વર્ગમાં મોકલી દઉં, આ પાપિણી તો મારી શંખ જેવી શુદ્ધ અને ઉજ્વળ શંખપુરીને લજવશે. હવે એક દિવસ પણ એ મારા મહેલમાં રહી શકશે નહિ, એના કર્મને યોગ્ય એને અવશ્ય શિક્ષા થવીજ જોઇએ" આકુળવ્યાકુળ થયેલા રાજાને અત્યારે કોણ સારી સલાહ આપે ? રાજ તેજ, સત્તા, ઐશ્વર્ય અને યૌવનના મદથી છકી ગયેલું મન શાંત કરવાને કે ધીરજ ખમવાને શક્તિમાન નહોતું, અત્યારે તો તડ અને ફડ સિવાય કોઇ રસ્તોજ નહોતો. સાહસિક કાર્ય કર્યા પછી પાછળથી એનાં માઠાં ફલ ભલે ભોગવવાં પડે પણ અત્યારે તો બસ એમજ.

હૃદયમાં કંઇક નિશ્ચય કરી શંખરાજ ગુપચુપ પાછો ફર્યો. પોતાના એકાંત શયનગૃહમાં આવી આરામ ઝુલા ઊપર પડયો. મનને શાંત પાડવા અનેક પ્રયત્ન કર્યા પણ કોઈ રીતે એ ઉદ્ધત મન શાંતિ પામ્યું નહિ. મનને ભૂલાવવા અનેક દીપમાળાના રંગ બેરંગી પ્રકાશ તરફ નજર ફેરવી તેમાં મનને પરોવ્યું પણ મનમાં જે વ્યાકુળતા હલામલી રહી હતી તેમાં જ તે ઉછાળા માર્યા કરતું હતું. પલંગ ઉપર પોઢી નિદ્રાધિન થવાનો વિચાર કર્યો, પલંગમાં શંખરાજ આમતેમ આળોટવા લાગ્યો. છતાં નિદ્રાય

અત્યારે તો વેરણ બની ગઇ હતી. પ્રાતઃકાળ સુધી ધીરજ ધરવા જેટલી સહનશીલતા પણ મન બતાવી શક્યું નહી. મનની વ્યાકુળતાથી રાજા આખરે કાંઇક નિશ્ચય કરી ઉઠયો. દિવાનખાનામાં આવી મધરાતના ઝાંખા પડતા દિપકોને સતેજ કર્યા. એક લાંબી ખુરશી–બેઠકપર રાજા કાંઇક વિચાર કરતો બેઠો. ત્યાં રહેલા પહેરગીરને હાક મારી. આવી માજમ રાતે પહેરગીર મનમાં અનેક ગડ ભાંગ કરતો શંખરાજ સામે કુર્નિશ બજાવી ઉભો રહ્યો.

"જા ભટ્ટને બોલાવી લાવ". રાજાનો હુકમ સાંભળી પહેરગીર સલામ ભરી ચાલ્યો ગયો. રાજાનું મન પાછું તોફાનમાં ઝોલાં ખાવા લાગ્યું. "અરે શું એ દુષ્ટાને મારી નંખાવું ? કે એને જંગલમાં હિંસક જાનવરોના ખોરાક માટે છોડી દઉ ? શું કરૂં ? આ મહાન્ પાપ હવે શંખપુરમાં તો નજ જોઇએ !" એ વિચારમાં એકચિત્તવાળા રાજાને ભટ્ટ સામે હાથ જોડીને ઉભો રહ્યાની પણ ખબર પડી નહિ, રાજાની નજર જ્યારે ભટ્ટ ઉપર પડી ત્યારે વિચારમાંથી એકદમ સાવધ થઇને બોલ્યો "જો ! પ્રાતઃકાળે સૂર્યોદય થતાં પટ્ટરાણી કલાવતીને રથમાં બેસાડી ભયંકર જંગલમાં લઇ જઇ છોડી મૂક, જો એમાં જરા પણ ગફલત થશે તો તને કુટુંબ સહિત મરાવી નાખીશ". ભટ્ટને એ પ્રમાણે હુકમ ફરમાવી શંખરાજ ત્યાંથી પોતાના શયનગૃહ તરફ ચાલ્યો ગયો.

રાજઆજ્ઞા સાંભળી ભટ્ટ મનમાં અનેક વિચાર કરતો ત્યાંથી પોતાના ઘેર ગયો. રાત્રી હજી વિશેષ હોવાથી એણે ઘોરવા માંડયું. પ્રાતઃકાળ થતાં વહેલો વહેલો નિત્યકર્મથી પરવારી રથ તૈયાર કરી પટ્ટરાણી કલાવતીના મહેલ આગળ ખડો કર્યો. બે હાથ જોડી મસ્તક નમાવતો ભટ્ટ પટ્ટરાણીને કહેવા લાગ્યો. "માતાજી ! મહારાજ ઉપવનમાં પધાર્યા

છે, આજ આખો દિવસ ત્યાં આનંદમાં ગાળવાનો હોવાથી મને આપને તેડવા માટે મોકલ્યો છે. રથ તૈયાર છે આપ રથમાં બીરાજો એટલી જ વાર છે." ભટ્ટની વાણી સાંભળી કલાવતી મનમાં ખુશી થઇ, એણે સારાં વસ્ત્ર પહેરી બહાર જવા માટે તૈયારી કરી. "વાહ ! મહારાજની મારી ઉપર શું અખંડ પ્રીતિ છે ? રાજા મારી વગર જરાય રહી શકતા નથી જેથી ઉદ્યાનમાં પણ મને તેડાવી છે. પતિનો આવો અપૂર્વ પ્રેમ મેળવવા માટે જગતમાં હું મોટી ભાગ્યશાળી છું." કલાવતી મનમાં અનેક પ્રકારના વિચાર કરી મહેલના પગથીયાં ઉતરી આસ્તેથી રથમાં બેઠી. પટ્ટરાણીને રથમાં બેસાડી ભટ્ટે રથને હંકાર્યો. શંખપુરના દરવાજા છોડી રથ જંગલને માર્ગે ચાલ્યો. પાણીદાર અશ્વો ભટ્ટના અભિપ્રાયને જાણતા જંગલને માર્ગે ધસ્યા જતા હતા. શંખપુરના બાહ્ય ઉદ્યાનો છોડી રથ જંગલમાર્ગે જતો જોઈ કલાવતી આભી થઇ ગઈ, તેનું જમણું નેત્ર ફરકવા લાગ્યુ, એને મનમાં ગભરામણ થવા લાગી.

"અરે ! તું મને કયાં લઇ જાય છે ? મહારાજ કયાં રહેલા છે ?"

"દેવી ! હજી ઘણે દૂર આપણે જવાનું છે. અરેરે ! એટલામાં મહારાજ તો ઘણે દૂર નિકળી ગયા જો !" ભટ્ટે પાણીપંખા અશ્વોની લગામ મૂકી દીધી, અશ્વો હવામાં ઉડતા હોય તેમ શીઘ્રગતિએ રથ ચાલવા લાગ્યો.

જમણું નેત્ર ફરકવાથી કલાવતીને હૈયામાં ધ્રાસકો પડ્યો. "શું ભટ્ટ આ બધું સાચું બોલે છે ! મહારાજ કોઈ દિવસ આટલા બધા દૂર જંગલ તરફ જતા નથી ને આજે ગયા એ તો અજાયબ !" કાંઇ સમજાતું ન હોવાથી મન અકળાયું શરીર બધું બેચેન બની ગયું એ મનોહર

ચંદ્રવદન પણ મ્લાન થઈ ગયું, ભાવીના અનેક વિચારો કલાવતીના મનમાં આવી ગયા. એક પછી એક વિચારોની પરંપરા મનમાં ગડમથલ કરવા લાગી.

મધ્યાહ્ન થયો છતાંય હજી મહારાજનો મુકામ જણાતો ન હતો. ધીરે ધીરે સૂર્ય પણ પશ્ચિમ દિશા તરફ સિધાવી જતો હતો. છતાંય કયાંય ઠેકાણું નહોતું. શંખપુરથી ઘણે દૂર નિકળી જવા છતાં પણ હજી ભયંકર જંગલ આવેલું ન હોવાથી રથને ભટ્ટ પુરપાટ દોડાવે જતો. બીજી તરફ સૂર્ય પણ નારાજ થઇને પોતાનો પ્રકાશ સંઘરી લેવાની તૈયારી કરી રહ્યો હતો, જાણે આ અકાર્યથી નારાજ થયો કે શું ?

કલાવતી હવે ધૈર્ય ધરી શકી નહી. અતિ સહનશીલ હોવા છતાં પણ હવે તો હિંમત હારી ગઇ, આ પુરૂષ મને કયાં લઇ જશે ? સાંજ પડવાની તૈયારી હતી, છતાંય હજી જંગલને માર્ગે અશ્વોને દોડાવે જતો જોઇ અકળાઇને બોલી "અરે દુષ્ટ! તું મને છેતરે છે કે શું ? આ તો ભયંકર જંગલ આવતું જાય છે. મહારાજ તે અહી કયાંથી હોય? નથી તો ઉદ્યાન કે નથી જનોનો કોલાહલ કે અશ્વોના હણહણાટ" બોલ ! આ બધું શું છે? સાચુ કહે ? ગુસ્સાથી લાલચોળ કલાવતી બની ગઈ.

ભટ્ટ હવે ભરજંગલમાં આવી પહોંચ્યો હતો. કલાવતી રાજરાણીને ક્રોધાયમાન જોઇ પોતે પણ થથરી રહ્યો હતો. જેને માટે અત્યાર સુધી જરા પણ અપવાદ સાંભળવામાં આવ્યો નથી એવી આ મહાસતી શ્રાપ આપશે તો હું નિર્દોષ:માર્યો જઇશ. એમ વિચારી અશ્વોને થોભાવી રથ ઉપરથી ઉતરી પડ્યો. "માતાજી! મહાદેવી! ક્ષમા કરો. હું નિરપરાધી છું. રાજાનો હુકમ આ પાપી પેટને

ખાતર નામરજી છતાંય બજાવવો પડે છે. શું કરૂ !" ભદ્દની વાત સાંભળી કલાવતી ચમકી ગઇ. એનો જુસ્સો નરમ પડ્યો. સારથી ઉપરથી એનો ક્રોધ ઓસરી ગયો. ભદ્દની આજીજી જોઇ એને દયા આવી.

"રાજાએ તને શું એવો હુકમ કર્યો હતો કે મને જંગલમાં છોડી દેવી ?"

"હા માતાજી ! મહારાજ શંખપુરપતિનો એ હુકમ છે કે તમને જંગલમાં તજી દેવાં, દેવી મારો એ અપરાધ ક્ષમા કરો."

"કારણ ?" કલાવતીએ અજાયબ થતાં પૂછ્યું.

"કારણ તો હુંય નથી જાણતો !"

"ઓહ ! શું વિધાતા આજે વેરણ થઇ ?" કલાવતી ખિજાઇને રથમાંથી ઉતરી પડી. ચારે તરફ ઘોર જંગલ હતું. દિવસ અસ્ત થયો હતો. અંધકારનાં આગમન શરૂ થવાની તૈયારીમાં હતા. કલાવતીને અત્યારે મનમાં અકથ્ય વેદના થતી હતી. કલાવતીની વેદના જોઇ ભદ્દ બોલ્યો.

"હા ! ધિગ ધિગ વિધિ તને ધિક્કાર થાઓ. નહિ કરવા યોગ્ય એવું અકાર્ય તેં મારી પાસે કરાવ્યું, હે દેવી ! હું પાપી છું. નિર્દય-નિર્માએલું મારૂં નામ આજે મેં સાર્થક કર્યું. આ સતી નારીને જંગલમાં છોડી હું પાપી અધમ હવે નગર તરફ જાઉં છું. દેવી ! મારા પાપ તમે ક્ષમજો. હિંસક પ્રાણીઓથી ભરચક આ ઘોર જંગલમાં અત્યારે તો તમારો ધર્મ, તમારૂ શીલ તમારૂ રક્ષણ કરશે. કરેલો ધર્મ આવા સંકટના સમયમાં જ તમને સહાય કરશે" સારથી ગદ્‌ગદ કંઠે પોતાની નિંદા કરતો ને રડતો કલાવતીને જંગલમાં દૈવને ભરોસે છોડી નગર તરફ ચાલ્યો ગયો. રથથી ઉતરી એક વૃક્ષ તળે બેઠેલી એકાકી

કલાવતી હૃદયમાં એકાએક અમુંઝણ થવાથી મૂર્ચ્છિત થઇ ગઈ.

વનની મધુરીને મંદમંદ પવનની લહેરોથી થોડી વારે કલાવતી જાગ્રત થઇને ધીમેથી બેઠી થઇ તો તેની નજર એક રાક્ષસી જેવી, હાથમાં કર્ત્તિકા લઇને ઉભેલી ભયંકર ચંડાલણી ઉપર પડી. રાજાએ મોકલેલી એ ચંડાલણીની ભયંકર ડાકણ જેવી આકૃતિ જોઇનેજ રાણી ભયથી થીજી ગઇ.

"કેમ ડરે છે શું? તારા દિવસો હવે ભરાઇ ગયા છે એ સમજી તું?"

"તું કોણ છે? અને કેમ આવી છે?". જેમ તેમ કરી પરાણે હિંમત લાવી કલાવતી બોલી.

"હું કેમ આવી છું તે જો તને બતાવું, આ કર્ત્તિકાથી બાજુબંધવાળા તારા આ બન્ને હાથ છેદવા આવી છું સમજી કે પાપિણી?" ભયંકર અટ્ટહાસ્ય કરતી એ મનુષ્ય રાક્ષસી બોલી.

"મારા હાથ છેદવામાં તને શું લાભ?" કલાવતી નિશ્વાસ નાખતી બોલી.

"લાભ! રાજાજીનો હુકમ બજાવું એ લાભ. જાણતી નથી રાજા તારી ઉપર રૂઠ્યો છે તે?" ને તરત જ અધીર એવી ચંડાલણીએ આભૂષણ યુક્ત કલાવતીના બન્ને હાથ છેદી નાખ્યા ને અટ્ટહાસ્ય કરતી રાજાજીને એ હાથો અર્પણ કરવા નગર તરફ ચાલી ગઈ.

માનવી ન જાણે કે, અમારૂં શું થવાનું છે,
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે.

## ૫

## શીલ પ્રભાવ

અવળી ગતિ છે દૈવની, રખે પતિજો કોય,
આરંભ્યા ચું'હી રહે, અવર અચિંત્યા હોય.

"હા માતા ! હા પિતા ! હા ભાઈ ! તમે ક્યાં છો ? અરે સૂર્ય પણ જેનું વદન જોવાને સમર્થ ન હોતો તે અત્યારે વનવગડામાં હિંસક પશુના ખોરાક માટે જીવી રહી છે. હા ! દેવ ! તને ધિક્કાર થાઓ ! અરે ! આ મારાં ક્યાં પાપ ઉદય આવ્યાં ? હા ! પ્રિયતમ ! તમે આ વગર વિચાર્યું શું કર્યું ? મને નિરપરાધીને આમ જંગલમાં પશુના ખોરાક માટે છોડી દીધી એ શું તમે સારું કર્યું ! અરે જરીક તો તપાસ કરવી હતી ?. લગાર તો વિચાર કરવો હતો ?, મારી નિર્દોષતા જ્યારે સાબીત થશે ત્યારે તમને કેટલો પશ્ચાત્તાપ થશે". એકલી અટુલી પડેલી રાજરાણી કલાવતીના હાથ એ ચંડાલણી એ છેદી નાખ્યા પછી તે દુ:ખની મારી બેભાન થઇ ગઇ. વિધાતાએ એ રીતે ભવાંતરનું કરજ ભરપાઈ કર્યું છતાં એનું સર્વ નાશ કરવાને તે તૈયાર નહોતો, મૃત્યુ પણ એનું જીવિતવ્ય હરવામાં અત્યારે તો આળસુ બની ગયું હતું. જેથી પૃથ્વીમાતાના ખોળે પડેલી કલાવતી વનના મંદમંદ વાયુથી કરીને પાછી ભાનમાં આવી, ને વિલાપ કરવા લાગી. વનમાં ભયભીત મૃગલીની માફક ચારે તરફ પોતાની વિશાળ અને તેજવાળી આંખો ફેરવતી હતી. આકાશમાં ઉદય પામેલાં તારલાઓનાં જુથ ચંદ્રના પ્રકાશમાં ડુબી જવાથી આછાં નજરે પડતાં હતાં, ક્વચિત વનચર જીવોની ભયંકર ગર્જનાઓ

કર્ણના પડદાને ધમધમાવી દેતી હતી. આવા ભયંકર જંગલમાં એના ધર્મ સિવાય એનું રક્ષણ કોણ કરે તેમ હતું?

"અરે માણસને માથે આફત આવી પડે છે ત્યારે ચાહનારા બધા દૂર થઇ જાય છે, ને કરેલાં કર્મ સ્વયમેવ પોતાને જ ભોગવવાં પડે છે. પરભવે કંઈ પણ એવી અધમ કરણી કરી હશે જેનું આ ફળ મલ્યું. પ્રાણથી અધિક વ્હાલા પતિએ પણ વેરીની ગરજ સારી. અરે આ મારી આભૂષણયુક્ત મનોહર બાહુ લતા અત્યારે તો ખંડિત થઈ ગઇ. બન્ને હાથ મારા ઠુંઠા થઇ ગયા. હવે શું કરૂં? આ દુઃખ કોને કહું". રૂદન અને વિલાપ કરતી દુઃખની મારી કલાવતી હવે માત્ર મૃત્યુની જ રાહ જોતી જળ વગરની માછલીની જેમ દુઃખથી તરફડવા લાગી. હસ્તની વેદનાએ એને આકુળવ્યાકુળ કરી હતી. પણ શું કરે? વિધિની અજબ કરામતમાં માનવીની બુદ્ધિ કયાં સુધી ચાલી શકે?

પૂરા દિવસ હોવાથી ગર્ભની સ્થિતિ પણ પરિપકવ થઇ ગઈ હતી; તેથી આવા આફતના પ્રસંગે એને બીજી પ્રસવજન્ય વેદના પણ ઉત્પન્ન થઈ, "હા! દૈવ! તું પણ બરાબર તારો બદલો લઇ લે. દુર્જનની માફક રૂડેલું દૈવ પણ એક દુઃખ જ્યાં પૂર્ણ થતું નથી ત્યાં બીજુ તૈયાર કરે છે. હોય! તારો પણ સમય છે. જગતમાં સમયની બલિહારી છે." પ્રસવની વેદનાથી કલાવતી ત્યાંથી ઘસડાતી ઘસડાતી આગળ ચાલી. નજીકમાં જ ઘુઘવાટ કરતી પડછંડ અને પ્રચંડ કાયાવાળી શ્યામ સરૂપા સિંધુ નદીના કિનારા નજીક આવી, જ્યાં નાનાં નાનાં ઝાડવાઓનાં જુથનાં જુથ આવી રહેલાં હતાં. એ જુથના આંતર પ્રદેશમાં આવતાં ત્યાં પણ કલાવતીને કેટલીક વેદના થઇ, એ કષ્ટને સહન કર્યા વગર કાંઇ છુટકો નહોતો. કારણ કે એની

સારસંભાળ કરનાર કોઇ એની પાસે નહોતું. પાણીની માગણી કરતાં દુધનું પાન કરનારને અત્યારે ખુશ ખબર પૂછનાર પણ કોઇ નહોતું. સેંકડો દાસ દાસીઓ પર હુકમ કરનારી અત્યારે તો જંગલમાં મૃત્યુના ખોળામાં હતી, દૈવની દયા ઉપર જીવતી હતી. રોજ અમૃતના જેવું ભોજન કરનારને અત્યારે તો નજીવા અન્નના પણ ફાંફાં હતા, કુદરત જ્યારે રૂઠે છે ત્યારે ગમે તેવા માનવીને પણ એ ખાના ખરાબ કરી નાખે છે પણ તેને કોણ જીતી શકે છે?

કેટલોક સમય એ વેદના ચાલ્યા જ કરી. જાણે હમણાં જ મૃત્યુ આવશે કે શું એવી કારમી પીડા સહન કરતાં કલાવતીએ એક સુંદર બાલકને જન્મ આપ્યો. ચંદ્રના પ્રકાશમાં ચંદ્રના જેવું મનોહર બાળકનું વદનકમળ જોઇ માતા જરા હર્ષ પામી. વળી એના મુખ ઉપર વિષાદની છાયા ફરી ગઈ. "અરે! અરે! જંગલમાં જન્મનાર આ બાળકનું ભાગ્ય કેવું હશે! એની સારવાર કરવા માટે મારે હાથ પણ નથી. કોઇ દાસીય નથી. વધામણી આપનાર પણ અત્યારે કોઈ નથી. હા! આ બાળકનો વર્દ્ધાપન મહોત્સવ પણ કોણ કરે!".

આ સુંદર બાલકના જન્મ પછી કલાવતીની ચિંતામાં વળી વધારો થયો. જો કે બાળકના જન્મનો હર્ષ હોવા છતાં અત્યારની વર્તમાન પરિસ્થિતિએ એને મુંઝવી નાખી. તેમાંય પોતાને હાથ નહી હોવાથી એ મુશ્કેલીમાં વધારો થયો. પોતે એકલી હતી ત્યારે તો જીવનની એને કાંઇ પરવા નહોતી. આ ભયંકર જંગલમાં મૃત્યુ ભલેને અત્યારે આવીને ભેટે, મૃત્યુ સાથે ભેટવા એ તૈયાર હતી. કેમકે ધર્મીજનોને મૃત્યુનો ભય જરાય હોતો નથી. અને જ્ઞાનીઓ તો! એમની તો વાતે શી કરીયે? એતો જીવન મૃત્યુમાં

સમદષ્ટિવાળા થઇ જાય છે. જગતમાં જ્ઞાનીઓના જીવનની તો બલિહારી છે.

બાળકનો જન્મ થયા પછી કલાવતીના જીવનમાં પરિવર્ત્તન થયું. બાળકના મોહે એના જીવનમાં મમત્વભાવ જાગૃત થયો. પોતાના અને બાળકના જીવન માટે એને ચિંતા થવા લાગી. "અરે ! આવા ભયંકર જંગલમાં અમારૂ શું થશે ? અરે પુત્ર ! તું ભલે આવ્યો ! દીર્ઘ આયુષ્યવાળો થા ! મોટા ભાગ્યવાળો થા !" વારંવાર એ બાળપુત્રના સુંદર વદનને નિરખતી પોતાનું વાત્સલ્ય બતાવતી હતી. પણ વિધિએ કલાવતીનો એટલો આનંદ પણ ઝુંટવી લીધો.

એ ચપળ બાળક માતાની ગોદમાં પડેલો ને કુદકા મારતો રમતો હતો એ દરમિયાન વીજળીના કડાકા ભડાકા થાય અને મેઘની ઘોર ગર્જનાથી જંગલમાં રહેલા એકાકી માનવીનું હૈયું જેમ એકદમ ભયગ્રસ્ત થાય તેમ બાળક ભયગ્રસ્ત થઈ માતાની ગોદમાંથી નીચે પડી ગગડતો સિંધુના જળ પ્રદેશ તરફ ચાલ્યો ગયો અને કલાવતી બેબાકળી બની ગઈ, પોતાને હાથ પણ નહોતા કે એ બાળકને ઝટ ઉપાડી લે ! અરે આતો રત્ન આપીને નદી માતા એને પોતાના ઉદરમાં સમાવી લેશે કે શું ? "હા ! હા ! ધિક્ ! ધિક્ ! વિધિ આ શું કરવા બેઠી ? અરે દુષ્ટ વિધિ ! આટલી બધી પૃથ્વી પડી છે, અનેક પાપીમાં પાપી માનવો જગતમાં વિદ્યમાન છે છતાં તું મારે કેડે કેમ પડયું ! અને એક ગરીબ રાંક અબળાની પાછળ ! તું તો મરતાને મારે છે. બહાદૂર પુરૂષો તો જગતમાં કાંઈ મરતાને પાટુય મારતા નથી. શરણે આવેલાને બચાવી લે છે. ને તું તો ખરેખર વિચિત્ર છે. તારી નફ્ટાઇની તે કાંઈ હદ છે ? નવગજના

નમસ્કાર તને!" બાલકની પછવાડે જ ધસડાતી આગળ ધસી. પોતાને હાથ નહી હોવાથી નદીના તીર પ્રદેશ પાસે આવેલા બાળકને પોતાના બે ચરણો વચ્ચે રાખી રોકી લીધો પણ હવે લેવો શી રીતે? ને હવે જો તે ચરણોમાંથી બાળક ખસી જાય તો સિંધુનાં ઉંડાં જળ સિવાય બીજુ સ્થાન નહોતું; શું કરે! કોની મદદ માગે?.

"હે નદી માતા! હે સિંધુ દેવી! તમે પ્રચંડ શક્તિશાળી છો. હું તમારા ચરણોમાં નમું છું. દીન, અનાથ અને દુઃખિની એવી મારા ઉપર તમે દયા કરો. મારા બાળકનું રક્ષણ કરો!" રૂદન કરતી કલાવતીની અરજ સાંભળવાની નદી દેવીને પણ અત્યારે કયાં નવરાશ હતી? આફત આવે છે ત્યારે ચારેકોરથી ધમાલ કરતી આવે છે. દુઃખમાં ભાગ પડાવવાને કોણ આવે છે? સુખમાંજ સૌ કોઈ ભાગ પડાવે છે એવો જગતનો નિયમ છે. દુઃખમાં અત્યારે એ સતીની કસોટી બરાબર દૈવ કરી રહ્યું હતું. સુવર્ણને અગ્નિમાં શું તપાવું નથી પડતું? ચંદ્ર અને સૂર્ય જેવા સમર્થ શક્તિશાળીને પણ રાહુથી કવચિત ગ્રસાવું પડે છે ત્યારે આ તો એક દુઃખી અબળા, તેમાંય હાથ વિનાની.

"અરે જગતમાં જો શીલ જયવંતુ હોય, શાસનદેવો પણ જો શીલને માનતા હોય, શીલ તરફ તેમનો ભક્તિભાવ હોય, એ જગતમાં પવિત્ર અને અલૌકિક ગણાતું શિયલ જો મેં પવિત્ર-શુદ્ધપણે પાળ્યું હોય, અને મારૂં શિયલ કલંક રહિત હોય તો હે દેવી! હે નદી માતા! આ મારા બાલકના રક્ષણનો ઉપાય કરો!" આક્રંદ કરતી એ સતીના તરફડાટ અને શીલના પ્રભાવથી સિંધુ દેવીનું સિંહાસન કંપાયમાન થયું, સંભ્રમથી દેવી એકદમ તત્કાળ સતી કલાવતી આગળ હાજર થઇ. એના

કપાએલા હાથને બદલે નવીન બાહુલતા પણ આભૂષણ-યુક્ત પ્રગટ થઇ. સતી કલાવતી પોતાની બાહુલતા અને દેવીને નિહાળી ખુશી થતાં દેવીની સ્તુતિ કરી." હે દેવી! તમે જય પામો! હે નિર્દોષ અને પવિત્ર માતા! તમારૂં કલ્યાણ થાઓ. મારા જેવી દીન, દુઃખી અને અનાથ અબળાઓનું તુંજ રક્ષણ કરનારી છો, જીવિત આપ-નારી છો."

"સતી! દુઃખમાં ધીરજ રાખજે. ભવાંતરનું તારૂં મહાન પાપકર્મ હવે નામશેષ થઈ ગયું છે. સૌ સારૂં થશે. હજી તારે આ પુત્ર સહિત ઘણો કાલ રાજસમૃદ્ધિ ભોગ-વવાની છે. હિંમત રાખજે" દેવી તરતજ અદ્દશ્ય થઇ ગઈ.

પોતાના બન્ને કોમલ હાથોવડે બાળકને તેડી લઇ કલા-વતી નદીના કાંઠેથી દૂર એક વૃક્ષ નીચે આવીને બેઠી. મનમાં અનેક વિચારો થતા હતા. વિચારોને અંગે સંતાપ હતો, વ્યાકુળતાય હતી. "અરે! પૂર્વે જો મેં શ્રમણીધર્મ સ્વી-કાર્યો હોત તો મારે આ આપદા ક્યાંથી આવત? જેમનાં મનોમંદિર કામ પિશાચની વ્યાકુળતા રહિત છે, જેઓ શીલ ધર્મથી સુશોભિત છે તેમજ જીનેશ્વરના આગમોનો અભ્યાસ કરવામાંજ જે પોતાનો કાલ નિર્ગમન કરે છે એવા શ્રમણ શ્રમણી વર્ગને મારો નમસ્કાર થાઓ." પોતાના પાપની નિંદા કરતી કલાવતી ડુસકાં ભરતી વનના પ્રાણીઓનેય રડાવવા લાગી. કલ્પાંત ભરેલી એ ગોઝારી રાત્રી પણ પૂર્ણ થઇ ગઈ. પ્રાતઃકાળનો સૂર્યોદય થયો, પ્રભાતનાં પંખી પોતપોતાની ભાષામાં કિલકિલાટ કરતાં મધુરા ગાનનો આરંભ કરતાં હોવાથી વનપ્રદેશ પણ રમણીય લાગવા માંડ્યો. એ કુદરતની લીલા જોવામાં કલાવતી પોતાનું

દુઃખ જરા વિસરી ગઇ જાણે કે રાત્રીની સાથે એનું દુઃખ પણ પૂર્ણ થયું કે શું!

પ્રાતઃકાળે સૂર્યોદય થતાં સિંધુ નદીના જળમાં સ્નાન કરવાને આવતા એક તાપસની નજર ભાગ્યયોગે આ વનદેવી કલાવતી ઉપર પડી. "અરે! આ શું! આ તે કોઈ વનદેવી કે વિદ્યાધરી! પોતાના બાળકને લઇને ક્રીડા કરવા આવનારી આ નાગાંગના કે નૃપાંગના! આ કોણ હશે? કોઈ દિવસ નહિ ને આજે આ દૃશ્ય જોવાથી ચકિત થયેલો તે ધીરેધીરે કલાવતી પાસે આવ્યો. વિચિત્ર વેશવાળા આ પુરૂષને જોઈ કલાવતીનું મન શંકાશીલ થયું, છતાં દૈવ ઉપર ભરોંસો રાખીને ભાવીનો વિચાર કરતી સાવધ થઇ ગઈ.

"બ્હેન! આ ભયંકર જંગલમાં તમે શું ભૂલાં પડ્યાં છો? કે અકસ્માત આવી ચડ્યાં છો? ગભરાશો નહિ ધીરજથી કહો." એ તાપસપુરૂષની મધુર વાણી સાંભળી કલાવતીને હિંમત આવી.

"ભાઇ! હું એક દુઃખ અને દુર્ભાગ્યના યોગે જંગલમાં આવેલી અનાથ સ્ત્રી છું. જનશૂન્ય આ જંગલમાં તમે ક્યાંથી?"

અહીં નજીકમાં અમારો તાપસોનો આશ્રમ છે ત્યાં અમારા કુલગુરૂ તમારૂં સ્વાગત કરશે, એમના ધર્મોપદેશથી તમારૂં દુઃખ દૂર થશે, માટે ચાલો. તમને ગુરૂજી સારો માર્ગ દેખાડશે."

તાપસનાં વચન સાંભળી કલાવતી પોતાના બાળકને લઈ તાપસની સાથે ચાલી. તપોવનમાં આવેલી કલાવતીએ કુલગુરૂને નમી પ્રણામ કર્યા તેમની આગળ હાથ જોડી બેઠી. કુલગુરૂએ કુશલવાર્ત્તા પૂછી. "વત્સે! આ ભયંકર અરણ્યમાં એકાકી ક્યાંથી?"

કુલગુરૂના જવાબમાં કલાવતી પોતાનું દુઃખ સાંભરી આવવાથી રડી પડી. કલાવતીના રૂદનથી કુલગુરૂએ એને વિશેષ ન પૂછતાં આશ્વાસન આપ્યું.

"વત્સે! સંસારમાં સુખ દુઃખ એ તો પાપ અને પુણ્યરૂપ વૃક્ષનાં ફળ છે. પોતે જે કંઇ પાપ અગર પુણ્ય કરેલાં હોય છે તેનાં ફળ કાલાંતરે જીવને ભોગવવાં પડે છે. પોતાની કરેલી બુરાઇ અગર ભલાઈનાં ફલ ભોગવતાં હર્ષ કે શોક શું કરવો? તારૂં સંપૂર્ણ લક્ષણયુક્ત શરીર, ગંભીર વાણી તેમજ વિશાળ નેત્રો જોતા તું કોઇ કુલીન અને મોટા ભાગ્યવાળી છું. તારૂં કલ્યાણ થશે માટે જરી ધીરજ ધારણ કરી સુખેથી થોડો સમય અમારા આશ્રમમાં રહી તારા આ ભાગ્યવંત બાળકનું પાલન કર. અમારા તાપસીઓના સમુદાયમાં તને ઠીક પડશે, તો તાપસીઓના સમુદાયમાં રહી યથાશક્તિ ધર્મને આચર કે જેથી તારૂં ભવિષ્યમાં સારૂં થશે." કુલગુરૂની વાણી સાંભળી કલાવતીને સારા ભવિષ્યની આશા થવાથી એણે ગુરૂની વાણી અંગીકાર કરી. તપસ્વીનીઓની મધ્યમાં રહી છતી કલાવતી બાલકનું પાલન કરતી પોતાનો કાલ વ્યતીત કરવા લાગી.

૬

## પશ્ચાત્તાપ.

सहसाविदधीत न क्रिया-
मविवेकः परमापदां पदम्।
वृणुते हि विमृश्यकारिणं-
गुणलुब्धाः स्वयमेव संपदः ॥

ભાવાર્થ–વિચાર કર્યા વગર કોઇ પણ કાર્ય કરવું નહિ. એકદમ કોઈપણ કાર્ય કરી નાખવાથી પાછળથી મોટી આફતને કરનારૂં થાય છે. લાંબો વિચાર કરીને કાર્ય કરવાથી એમાં વિજય મલે છે. લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

પ્રાતઃકાળે શંખરાજ મનમાં અનેક વિચાર કરતો સિંહાસન ઉપર બેઠેલો હતો. ભવ્ય આકૃતિવાળો છતાં અત્યારે એના મનોમંદિરમાં વિચારની અનેક આછી વાદળી પસાર થઈ રહી હતી. પોતાના કાર્યના પરિણામની તે ઉત્સુકતાથી રાહ જોઈ રહ્યો હતો, પોતે જાણે મોટો ઈન્સાફ કરી રહ્યો હોય, દુષ્ટ કામ કરનારને તેને યોગ્ય શિક્ષા કરી નર્યો સંતોષ અનુભવી રહ્યો હોય તેમ શાંત ચિત્તે જાણે કોઈના આગમનની રાહ જોતો હોય એવા રાજાના વદન ઉપર ઉદાસીનતાની જરા ગ્લાનિ હતી. એ દરમિયાન પેલી ચંડાલણી મહારાજની આજ્ઞા મેલવીને ત્યાં હાજર થઇ.

ચંડાલણીએ મહારાજને નમસ્કાર કરી બાજુબંધવાળા એ કોમળ નાજુક લતા સમા બન્ને હાથ શંખરાજની સમક્ષ રજુ કર્યા. પોતાની નજર સમક્ષ રજુ થયેલી એ નાજુક બાહુલતાને રાજા નિહાળી રહ્યો–એક ધ્યાને જોઇ રહ્યો. એક દિવસ આ બાહુલત્તા એ નાજુક દેહલતાને કેવી શોભાવી રહી હતી? મારા હાથવડે આ બાહુને હું રમાડતો હતો. આટલી રાજ્ય સમૃદ્ધિ છતાં વિપુલ સત્તા અને સાહ્યબી છતાં આશકનાં આભૂષણ પહેરવાનું મન થયું, મને તો રહી રહીનેજ અત્યારે ભાન થયું. સ્ત્રીઓની કુટિલતાનો પાર બ્રહ્મા પણ ખરે પામી શકતા નથી ત્યાં મારા જેવાનું શું ગજુ?”

મહારાજ શંખપુરપતિને વિચારમાં પડેલા જાણી તેમજ એમના વદન ઉપર અનેક ભિન્નભિન્ન પ્રકારની

વિચાર વાદળીઓ પસાર થતી જાણી ચંડાલણી તો ભયની મારી ત્યાંથી છ પાંચ ગણી ગઇ. રખેને રાજા કોપાયમાન થઇને પોતાનુંજ સર્વ નાશ કરી ન નાખે? મોટા લોકોનો વિશ્વાસ શો?"

એક ધ્યાને જોતાં અચાનક રાજાની નજર બાજુબંધ ઉપર રહેલા 'જયસેન' એ અક્ષર તરફ ગઇ. જયસેન એ અક્ષર જોઇને-ખાતરી કરીને રાજા ચોંકયો. અકસ્માત જાણે વિજળીનો આંચકો લાગ્યો કે શું?

વરસાદના, વિજળીના, વાયુના અને ધરતીકંપના અકસ્માતો જ્યારે બને છે ત્યારે આ ધરતીઉપર આશ્ચર્યજનક ફેરફાર થાય છે. પરંતુ એક સતીઓમાં શિરોમણિ નારીને કલંકિત બનાવી ભયંકર શિક્ષા કરી દેવાની ભુલ સમજાય છે, ત્યારે તો એ માનવીની બુદ્ધિનાં દેવાળાં દેખાઇ આવે છે. ઇતિહાસનો પ્રવાહ પણ ત્યારે તો બદલાઇ જાય છે અને તેથી ગર્ભવતી સતી સાધ્વી સીતાજીને વનવગડામાં એકાકી રખડતી મૂકનાર રામના કૃત્યને આજે પણ કોઇ વખાણતું નથી.

"જયસેન તો કલાના ભાઇનું નામ! શું કલાવતીના પિયરથી કોઇ આવ્યું છે કે?" મનમાં વિચારી રાજાએ ગજશ્રેષ્ઠિને ત્યાં પહેરગીર મોકલીને ગજશેઠને બોલાવ્યા. રાજાના હૃદયમાં તે દરમિયાન અનેક ઉલ્કાપાતો મચી રહ્યા. ધરતીકંપની માફક એનું મજબુત શરીર કંપાયમાન થવા લાગ્યું, રાજા આકુળવ્યાકુળ થઇ ગયા "અરે જરા પણ તપાસ કર્યા વગર એકદમ મેં આ શું હોળી જગાવી?"

ગજશેઠ મહારાજની સમક્ષ તરતજ હાજર થયા. એને જોતાંજ રાજા થોથરાતો બોલ્યો. "બોલ? બોલ?

દેવશાલપુરથી કોઇ આવ્યું છે ?"

હા, મહારાજ ! દેવીને તેડવા સારૂ રાજાએ પોતાના સેવકોને મોકલ્યા છે. તે મારે ઘેર રહેલા છે પણ અવસર નહી મલવાથી હજી આપના દર્શને આવ્યા નથી. ગજશેઠની વાત સાંભળી રાજાના હૈયામાં ધ્રાસકો પડ્યો. એ રાજસેવકોને તરતજ પોતાની પાસે બોલાવ્યા. દેવશાલપુરના રાજસેવકો રાજા આગળ હાથ જોડી ઉભા રહ્યા. "મહારાજ ! આપનો જય થાઓ."

"રાજાએ દેવીમાટે કાંઇ મોકલાવ્યું છે વારૂ ?" રાજાએ રાજાસેવકોને પૂછવું શરૂ કર્યું.

"હા, રાજન્ ! આપને માટે તેમજ દેવી માટે અમૂલ્ય વસ્ત્રો,આભૂષણો વગેરે કેટલીક કિમતી વસ્તુઓ મોકલી છે."

"એ બધી ક્યાં છે ? અહીં હાજર કરો."

"નરેશ્વર ! કેટલાંક દેવીનાં વસ્ત્રાભરણ તો અમે પરમ દિવસે આવ્યા ત્યારે સાંજના દેવી માતાપિતાના કુશલ સમાચાર જાણવાને શેઠને ઘેર આવેલાં હતાં તે લઇ ગયાં છે. એમને પહેરવા માટે જયસેન કુમારે કીમતી હીરા માણેક જડેલા બાજુબંધ કરાવેલા હતા તે પણ દેવી લેતાં ગયાં છે."

"એ બાજુબંધ તમે ઓળખી શકો છો ?"

"કેમ નહિ ? મહારાજ ! જયસેન મહારાજે ઘણા સ્નેહથી પોતાની બ્હેન માટે હીરા, મણિ વગેરે રત્નોથી જડાવેલા એ બાજુબંધ બહુજ કીમતી છે."

રાજસેવકોની વાણી સાંભળી રાજાએ જયસેનના નામવાળા તે બાજુબંધ સેવકોને બતાવ્યા. સુવર્ણના થાળમાં રહેલા તે બાજુબંધને જોઈ સેવકો બોલી ઉઠ્યા.

"હા, મહારાજ! આપ જુઓ, ઉપર જયસેન કુમારનું નામ છે તે."

રાજાની આંખે અંધારાં આવ્યાં, પોતાના અકાર્યથી જડ જેવો બની ગયેલો રાજા મૂર્ચ્છિત થઈ ગયો, સિંહાસનથી જમીન ઉપર પડી ગયો, બેભાન બની ગયો. રાજમહેલમાં હાહાકાર થઇ રહ્યો, રાજસેવકો દોડાદોડ કરી રહ્યા. રાજરાણીઓ, મંત્રીઓ વગેરે બધા પ્રાસાદમાં ભેગા થઇ ગયા. અનેક શીત ઉપચાર કરીને મંત્રીએ રાજાને સાવધાન કર્યા.

સાવધ થયેલો રાજા બધા તરફ નજર કરતો મનમાં અકથ્ય અતુલ વેદનાને અનુભવતો હોય તેમ વિલાપ કરવા લાગ્યો. "અરે! શા માટે મને સાવધ કર્યો ? અરે! અરે! કેવો હું દુષ્ટ! કેવો હું અજ્ઞાની? કેવો હું મુર્ખ! કેવો હું ઉતાવળીયો? કેવો હું નિર્દયમાં શિરોમણિ! અરે! અધમ એવા મેં આ શું અકાર્ય કર્યું! દુર્દૈવે મને કેવો ભૂલાવ્યો"? વિલાપ કરતો રાજા ફરી બેભાન થઇ ગયો "હવે મને નિરાંતે મરવા દો."

મંત્રીઓએ રાજાને ફરીને સાવધ કર્યો. "સ્વામી! આ શું? શું હકીકત છે એ તો કહો? અકાળે આજે આપને આ શું થાય છે? આટલી બધી વ્યાકુળતા શી?" રાજાએ ગુપ્ત રીતે કરાવેલી કલાવતીની દુર્દશા મંત્રીઆદિ કોઈ પણ જાણતું ન હોવાથી રાજાના આ વલોપાતનું કારણ બીજાઓ શી રીતે સમજી શકે?

"મંત્રીવર! શું કહું? મારૂં શંખ નામ આજે સાર્થક થયું. આજ સુધી હું નામે શંખ હતો હવે તો અર્થથી પણ મારૂં કાર્ય જ્યારે તમે સાંભળશો ત્યારે મારી ઉપર થુંકશો. ખચીત લોકો પણ મારા નામનો પૂરેપૂરો દુરૂપ-

યોગ કરશે, કહેશે કે તું તો શંખ જેવો છે. લપોડશંખ છે. બુદ્ધિ વગરનો છે, વિચાર વગરનો ને ઉતાવળીયો છે, મહા મૂર્ખ શંખભારથી છે.”

“પણ મહારાજ! આપે એવું શું અકાર્ય કર્યું છે કે આપને આટલો બધો પશ્ચાત્તાપ થાય છે.” રાજાના બોલવામાં કંઇ સમજ નહી પડવાથી મંત્રીએ પૂછયું.

રાજાએ કહ્યું. “મારૂં અકાર્ય તમારે જોવું છે?” એમ કહી રાજાએ બીજા સુવર્ણના થાળ ઉપર ઢાંકેલો રૂવાલ ઉપાડી દૂર ફેંકી દીધો. બધાએ શું જોયું? મનોહર નાજુક કોણી સુધી કપાયેલા બન્ને હાથ!

“અરે! આ શું? બધાના મુખમાંથી અરેરાટી વછુટી ગઇ. “આ કોના હાથ? દેવીને તો કુશલ છે ને મહારાજ!” મંત્રીએ પૂછયું.

એ દેવીનાજ હાથ! મે પાપીએ–દુરાત્માએ આસન્નપ્રસુતા અને દોષ રહિત એવી દેવીને મિથ્યા કલંકની શંકાએ મરાવી નાખી. અરેરે! મેં બહુજ ભુંડું કામ કર્યું! ચંડાલથી પણ હીણું કામ કર્યું. અકાર્ય કરી હવે કયાં જાઉં? શું કરૂં! હા! દુષ્ટ વિધિ! પાપિષ્ઠ? તેં મારી પાસે આવું અકાર્ય કરાવી કયા ભવનું આ વેર વાળ્યું? એક નિર્દોષ મહા સતીનું મારે હાથે કરપીણ ખુન કરાવ્યું. હા! હા! હતાશ! “રાજા વિલાપ કરવા લાગ્યો, કરેલા અકૃત્યનો થઇ શકે તેટલો પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

શંખરાજા બિગતા હૃદયે હાથની મુઠીઓ વીખતો ને પોંચાને કરડતો ગુસ્સાથી એ સુશોભિત દિવાનખાનામાં આમતેમ આંટા મારવા લાગ્યો” હા! એક રાજા થઇ મારે હાથે કેવું અઘોર કામ થયું; હાય! દૈવ! દૈવ!

"પશ્ચાત્તાપથી ધ્રુજે છે, હૃદય આ મારૂં,
નરા ઝેરના અંગારે, ધ્રુજે હૃદય આ મારૂં;
મરાવી પ્રિયાને, લોહીથી રંગ્યું અંગ મારૂં,
કપાવી નાજુકલતાને, કર્યું મેં કર્મ આ કાળું."

રાજાના આ અકાર્યથી બધા આભા થઈ ગયા. એક બીજાના મોં જોવા લાગ્યા, વાત નગરમાં પાણીમાં તેલ બીંદુની જેમ પ્રસરી ગઈ. રાણી વર્ગ પણ વિલાપ કરવા લાગ્યો, બધે હાહાકાર થઇ ગયો. ક્ષણ પહેલાનો આનંદ સુકાઈ ગયો. ચારેકોર શોક સંતાપ ઢળાઈ રહ્યો. મંત્રીઓ, ગજશેઠ અને સેવકો પણ એક બીજાનાં મોં તકાસતા શું બોલવું તેના વિચારમાં પડી ગયા. બીજીતરફ રાજાના પશ્ચાત્તાપનો પાર નહોતો. "મહારાજ ? હવે શું થાય? શાંત થાઓ શાંત થાઓ."

પોતાની જાતને તિરસ્કારની નજરે જોતો રાજા પશ્ચાત્તાપની આગમાં જલી રહ્યો હતો. હજારો વીંછીના ડંખોની વેદના અનુભવી રહ્યો હતો, સીત્કાર ઉપર સીત્કાર કરી રહ્યો હતો. હા ! હા !

"લોહીના ડાઘા, હજી સુકાયા નથી'
પાપનાં કામો અરે! વિસરાયાં નથી;
રોતી કકળતી પ્રિયાને, કંગાલ કીધી રખડતી,
મહેલાતમાં વસનારને, કીધી ઘરોઘર ભટકતી."

પશ્ચાત્તાપ રૂપી કીડો રાજાનું હૃદય કોતરી રહ્યો હતો, પોતાના અકાર્યથી એક આંખે શ્રાવણ ને બીજી આંખે ભાદરવો વહેવડાવતો રાજા ચોધાર આંસુડાં પાડી રહ્યો હતો. અરે બગડેલી બાજી હવે શી રીતે સુધરી શકે ? કુણી કુમળી ખિલેલી કોમળ લતાને મેં પાપીએ બાળી ભસ્મ કરી નાખી. મારાં એ નવપ્રસૂત બાળકનું શું થયું

હશે! અરે એ મારી પ્રિયાનું મોં મને કોણ બતાવે! એનું મનોહર હસમુખુ વદન હું કયારે નિહાળીશ! એ અક્ષત અંગોપાંગવાલી પ્રિયા મને કોઈ બતાવો? એ નિર્દોષ પ્રિયાને સંતાપી–દુ:ખી કરી હું હજી જીવું છું? અરે હૃદય! તું ફાટી જા, ફીટી જા, ભુંડ઼ કામ કરતાં લેશ પણ વિચાર નહિ કરનાર હે નિષ્ઠુર! નિર્દય! હવે તને જીવતાં લાજ નથી આવતી? પ્રિયાને મરાવી નાખી હવે દુનિયાને શું મોં બતાવવા તું જીવે છે?. વિણસીજા, ફુટીજા."

"દુભાવી જો સતી નારી, જીવ્યા તો શું મુઆ તો શું?
નિર્દોષ પ્રજાને સંતાપી, જીવ્યા તો શું મુઆ તો શું?
કરી જારી વ્યભિચારી, જીવ્યા તો શું મુઆ તો શું?
રીબાવી જો ભલી નારી, જીવ્યા તો શું મુઆ તો શું?

"મારે હવે તો આ મહાન પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, નિર્દોષ અને પવિત્ર પ્રિયાને મરાવી નાખી કયા સુખને માટે મારે જીવવું જોઇએ? મંત્રીશ્વર! નગરની બહાર તમે કાષ્ટ એકત્ર કરી ચહે તૈયાર કરાવો, જેમાં આ મારા પાપી દેહને જલાવો? બસ! એજ નિશ્ચય મંત્રીશ્વર! જેમ બને તેમ ચેહ તાકીદે તૈયાર કરાવો."

ક્ષત ઉપર ક્ષારની જેમ કાષ્ટભક્ષણની વાત સારાય નગરમાં પ્રસરી ગઇ. બધીય નગરી હલમલી ગઈ. રાણીઓ કરૂણ રૂદન કરવા લાગી. મંત્રીઓ અનેક રીતે રાજાને સમજાવવા લાગ્યા. મોટા મોટા રાજપુરૂષો, નગરના મહાજનો રાજાને વિનવવા લાગ્યા. રાજા મહેલ આગળ અનેક માનવીનાં જુથ ઉભરાવા લાગ્યાં, શોકસાગરમાં ડુબેલા બધાય રડી રહ્યા હતા, નગરની નારીઓ પણ વિલાપ કરતી, ચોધાર આંસુડાં પાડી રહી હતી. એ ભયંકર દિવસે માતાઓએ પોતાનાં બાળકોને પણ ધવડાવવાં છોડી દીધાં.

રાજાને જીવતો રાખવા માટે અનેક પ્રયત્નો થવા લાગ્યા. અનેક લોકો અરજ કરવા લાગ્યા' "અરે નરેશ્વર! તમે એક તો મહાન અકાર્ય કર્યું, હવે વળી બીજું એથીય મહાન અકાર્ય કરી શા માટે દાઝેલા ઉપર અંગારો નાખવાની ઇચ્છા કરો છો? સંસારમાં ભીરૂ પ્રાણીઓના આપ આધાર છો, આપ જ જ્યારે ધીરતા છોડી દેશો ત્યારે અમારા બધાની શી ગતિ? બાલક પણ ઘરને બાળીને અજવાળું કરતો નથી. આપ જરા તો વિચાર કરો? "ઇંટ માટે ઇમારત કોણ તોડી પાડે?".

મંત્રીઓની અનેક પ્રકારની આજીજી છતાં શંખરાજ અશ્વ ઉપર સ્વાર થઇને નગરની બહાર બળી મરવાને ચાલ્યો. એ બળતા જીગરમાં કોઇની આજીજી ઠંડુ જળ રેડી શકી નહી. ધગધગતા હૃદયવાળો રાજા પોતાના નિશ્ચયમાં અડગ હતો. તેના પશ્ચાત્તાપથી ધગધગતા હૈયાનો આવેશ રોકવાને કોઈ સમર્થ થયું નહી. રાજા અગ્નિ ભક્ષણ કરવાને નંદનવનમાં આવ્યો જાણી અનેક જનો રૂદન કરવા લાગ્યા, નગરની ખાનદાન અને ઉચ્ચકુટુંબની નારીઓ છાતી કુટતી રૂદન કરવા લાગી. રાજાની પાછળ મંત્રી વર્ગ, મહાજન તેમજ રાજ્યાધિકારી પુરૂષો આવી પહોચ્યા રાજાના નિશ્ચયને કોઇ રીતે ફેરવવો જોઈએ પણ કઇ રીતે?

કોઇની શીખામણ કે વિનંતિની અસર રાજાને થઇ નહી અને રાજાએ જયારે ચેહમાં બળી મરવાની તૈયારી કરવા માંડી ત્યારે બીજો કોઈ ઉપાય નહી ચાલવાથી ગજ શેઠે રડતે રડતે વિનંતિ કરી. "સ્વામી! અહીં નજીકમાં જીનેશ્વર ભગવાનનો પ્રાસાદ છે તો આપ પ્રથમ વીતરાગ ભગવાનની પુષ્પ વગેરેથી પૂજા કરી લ્યો"

પરભવનું ભાતુ સાથે આવતુ જાણી રાજાએ તે શેઠનું વચન માન્ય કર્યું, રૂડે ભાવે સ્નાન કરી પુષ્પાદિકથી જીનેશ્વરની મહાન ભક્તિ કરી. તે પછી નજીકમાં રહેલા અમિત તેજ નામના જ્ઞાની મુનીશ્વર પાસે ગજશેઠ રાજાને લઇ ગયો, રાજાએ ગુરૂને વંદન કર્યું, જ્ઞાની ગુરૂએ રાજાની મુશ્કેલી જાણી ઉપદેશ આપ્યો.

"જન્મ, જરા અને મૃત્યુથી ભરપુર આ સંસાર-સાગર રોગ, શોક, આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરેલો છે. તેમાં દેવતા, નારકી, મનુષ્ય અને તિર્યંચ એ ચારે ગતિમાં ભ્રમણ કરતા પ્રાણીઓ અનંત દુઃખ ભોગવે છે. ક્રોધ, માન, માયા અને લોભરૂપી ચારે સર્પોથી ડસાયેલા પ્રાણીઓ સંસારમાં અનેક પ્રકારના વિચિત્ર કિલકિલાટ કરી રહ્યા છે. ક્રોધ એ આત્માને અધોગતિ લઈ જનારો ભયંકર દુર્ગુણ છે. ક્રોધને વશ થયેલા પ્રાણીઓ હે રાજન! તારી માફક કયા અનર્થને નથી કરતા? ક્રોધાધીન પુરૂષો આલોક અને પરલોકમાં દુઃખને જ ભજનારા થાય છે. એ ભયંકર ક્રોધ સર્પથી ડસાયલો પદ્મરાજા કાંઇ ઓછા અનર્થને પામ્યો નથી."

"એ પદ્મરાજા કોણ? અને શી રીતે અનર્થને પામ્યો?" રાજા શંખ ભૂપતિએ ગુરૂમહારાજને પૂછ્યું.

કાષ્ઠભક્ષણ માટે તૈયાર થયેલા રાજાને ગજશેઠે એક રીતે વિલંબ કરાવવા માટે વચમાં જીનપૂજન અને ગુરૂ વંદન એ બે મહાન પ્રસંગો ઉભા કર્યા. એ બન્ને પ્રસંગો રાજાના ધગધગતા હૈયાને આશ્વાસનરૂપ હોવાથી રાજા એ બન્ને પ્રસંગો ઉજવી લેવા તૈયાર થયો, જીનપૂજન કરી ગુરૂવંદનનો લાભ લીધો, ગુરૂ વંદનનો લાભ લેતાં પરભવના સારા ભાગ્યોદયે ઉપદેશ સાંભળવાની તક મળી.

અને તેમાંય પાછી સાંભળવાની જીજ્ઞાસા જાગૃત થઇ. પાપનો ઉદય છતાં દુઃખમાં પણ મહાન પુરૂષોનું પુણ્ય ગુપ્ત-પણે કોઇ અજબ રીતે કામ કરે છે.

રાજાની આતુરતા જાણી ગુરૂ મહારાજે કહ્યું. "રાજન્! એ પદ્મરાજાનું કથાનક પણ તારે સાંભળવા જેવું છે. તારા નિમિત્તે કરીને આ બધી પર્ષદાને પણ એ કથાનક સાંભળવાથી લાભ થશે".

૭

"પદ્મરાજ"

कोहो पीइं पणासेइ, माणो विणयनासणो।
माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥६॥

ભાવાર્થ—જગતમાં ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રતાનો નાશ કરે છે, ત્યારે લોભ સર્વનાશ કરે છે.

પૂર્વે પદ્મપુર નગરમાં લક્ષ્મીને પ્રિય, ન્યાયપરાયણ પદ્મ નામે રાજા હતો. એક દિવસે રાજવાટિકાએ ફરવા જતા રાજાએ વરૂણશેઠની અદ્ભૂત લાવણ્યવતી અને સખીઓ સાથે ક્રીડા કરતી કન્યાને જોઇ. અંતઃપુરમાં અનેક રાણીઓ હોવા છતાં પદ્મરાજ એ કન્યાના સૌંદર્ય ઉપર દિવાનો થઈ ગયો—માગણી કરી પરણી ગયો.

પરણીને રાજકાર્યના વ્યવસાયને અંગે કહો કે કન્યાના દુર્ભાગ્યે કહો રાજા કન્યાને ભૂલી ગયો. અનેક વર્ષોનાં વ્હાણાં વહી ગયા પછી રાજાએ ફરી એ માર્ગે જતાં એ કન્યા— પ્રૌઢ યુવતીને જોઈ. સુંદર વસ્ત્ર અને આભૂષણ

રહિત માત્ર સાદા પોષાકમાં હોવા છતાં પણ આકર્ષણ થવાથી રાજાએ મંત્રીને પૂછયું "આ યુવતી કોણ છે?".

"પૂર્વે આપે પરણીને તજી દીધેલી વરૂણશેઠની કન્યા અને આપની ધર્મપત્ની છે."

મંત્રીની વાત સાંભળી રાજાને પશ્ચાત્તાપ થયો. "અરે! આવી કુલીન સ્રીને પરણીને મેં તજી દીધી તે સારૂં કર્યું નહિ."

રાજાએ એ સ્રીને પોતાના અંતઃપુરમાં તેડાવી. રાજ-કાર્યથી પરવારી નિશા સમયે રાજા વહેલા વહેલા નવી પત્નીના મહેલે ગયો. નવીન નવોઢા પત્નીને જોતાં રાજાએ કહ્યું. "પ્રિયે! પરણીને મેં તને તજી દીધી એ મારો અપ-રાધ માફ કરજે". રાજાની લાગણી જાણી રાણી બોલી. "મહારાજ! એમાં આપનો શું દોષ? મારા પરભવનાં પાપ, કે જેથી મને આપના દર્શનનો લાભ મળ્યો નહિ". પોતાના દોષને જોનારી રાણીને જાણી રાજા મનમાં ખુશી થયો.

એ નવોઢા નારીએ પરણ્યા પછીની પહેલી રાત્રી આજે જ રાજા સાથે સુખમાં વ્યતીત કરી. રાજાએ શરમને મુકાવી એટલે રતિકલામાં પ્રવિણ એ નારીએ શરમને તજી કામકલાની અનેક કુશળતાઓ બતાવી-પ્રગટ કરી. રાજાને ખુબ રંજીત કર્યો. પાપને લીધે જગતમાં કોઈ વખતે ગુણ-પણ દોષને માટે થાય છે એ નિયમને અનુસરીને કામ-કળામાં આ નારીની અપૂર્વ ચતુરાઇ જાણી રાજાના મનમાં સહેજ શંકા થઈ આવી. "ભોગ વિલાસ ભોગવ્યા વગર ભલા આ સ્રી આવું કૌશલ્ય શી રીતે જાણી શકે? નક્કી આ નારી જારી વિજારી રમનારી છે". શંકાને વશ થયેલા રાજાએ તરત જ મારી નાંખવાનો વિચાર કર્યો.

પણ સ્ત્રી અવધ્યા હોવાથી એને જંગલમાં રખડતી મુકી દેવી જેથી તે આપોઆપ મૃત્યુને પામી જશે. રાજાઓને શું ? વિચાર થયો કે તરત જ એનો અમલ.

મંત્રીને બોલાવી રાજાએ તરત જ પોતાની હકીકત કહીને એ રાણીને હિંસક પ્રાણીઓનો શિકાર થવા જંગલમાં છોડી દેવાનો હુકમ કર્યો. સમયને જાણનારા મંત્રીએ અત્યારે રાજાને કંઇ પણ શિખામણ ન આપતાં તેમની વાત કબુલ કરી દીધી. નવી રાણીને જંગલમાં છોડવાને બ્હાને લઇ ગયો ને પોતાના મહેલના ભોંયરામાં ગુપ્તપણે છુપાવી દીધી. એ રડતી નારીને ધીરજ આપી. બુદ્ધિનિધાન મંત્રી રાજા પાસે આવ્યો પોતાના મનનો ભાર હવે હલકો થયો હોવાથી રાજા ખુશમીજાજમાં મંત્રીઓ અને સભાસદો સાથે વાર્તાલાપ કરી રહ્યા હતો. મંત્રીએ પણ અવિચારી રાજાનું શલ્ય દૂર થાય તેવી એક રમુજ ભરી કથા કહેવા વિચાર કર્યો.

"મહારાજ! આપણા નગરમાં એક આશ્ચર્યકારી બનાવ બન્યો છે તે આપના જાણવામાં આવ્યો કે?" મંત્રીએ શરૂઆત કરી.

"કહી સંભળાવો તો વારૂ, શી નવાઇની એ વાત છે?" રાજા સહિત અન્ય સભાસદો પણ મંત્રીની વાર્ત્તા સાંભળવાને અધીરા થયા.

"આપણા નગરમાં ધન્ય નામે એક શ્રેષ્ઠી હતો. તેને શ્રીમતી નામની ભાર્યાથી ચાર પુત્રો થયા. ધન, ધનદ, ધર્મ અને સોમ. એ ચારે પુત્રોને પરણાવી શેઠે પોતાના ધંધામાં પારંગત કર્યા. એક દિવસ ધન્ય શેઠ બીમાર થયા, એ બીમારીએ ભયંકર રૂપ ધારણ કર્યું, શેઠનો મરણકાલ સમીપે આવ્યો, ત્યારે સગાંસંબંધી વગેરે બધાં ભેગાં થયાં,

તેમના આગ્રહથી શેઠે પુત્રોને શિખામણ દીધી." તમે ચારે ભાઇ સંપીને રહેજો, નાના મોટાની મર્યાદા સાચવીને રહેશો તો કલેશનો સંભવ નહી રહે છતાંય જો જુદા થાઓ તો આ ખંડની ચારે દિશાએ (ખુણે) ચાર કળશ દાટેલા છે તે તમારે અનુક્રમે લઇ લેવા." તે પછી ધન્યશેઠ મૃત્યુ પામી ગયા, તેમની ઉત્તર ક્રિયા કરી કેટલોક સમય તેઓ સંપીને રહ્યા પણ સ્ત્રીઓની ખટપટે તેમને જુદા કર્યા.

ચારે ખુણેથી તેમણે કલશ કાઢી લીધા. ધનના કળશમાંથી ધુળ નિકળી. ધનદના કળશમાંથી હાડકાં નીકળ્યાં, ધર્મના કલશમાંથી શાહી નિકળી ત્યારે સોમના કળશમાંથી સુવર્ણ મહોરો નિકળી. સોમ તો રાજી રાજી થઇ ગયો.પણ પેલા ત્રણે ઝંખવાણા ફીકા પડી ગયા. આ અપૂર્વ બનાવથી સગાં સંબંધી પણ ભેગાં થઇ ગયાં, એક બીજા વાદવિવાદ કરવા લાગ્યા. પણ સોમ પોતાનામાંથી ભાગ આપવા રાજી નહોતો જેથી સગાં સંબંધી પણ તેમના વિવાદનો નિવેડો લાવી શકયા નહી. બધા વિચાર કરવા લાગ્યાં" એના પિતા ડાહ્યા છતાં આ ત્રણે મોટા ભાઇઓને કેવો ગેરઇન્સાફ કર્યો ?"

ત્રણે મોટા ભાઇઓ પણ પિતાને ઓળંભો દેવા લાગ્યા. "અરે ! આપણા પિતાએ નાના ભાઇને બધું આપી આપણને મારી નાખ્યા."

ત્યારે નાના ભાઇએ કાંઈ ન આપ્યું, એમનો ઇન્સાફ કોઇએ ન કર્યો ?" રાજાએ વચમાં મંત્રીને પૂછયું.

છ માસ સુધી તેઓ રાજકચેરીમાં ઈન્સાફ કરાવા આવ્યા છતાં ન્યાય નહી મલવાથી નિરાશ થઇને ચારે ભાઈ પરદેશ ગયા. માર્ગમાં કોઈ એક ગામમાં તેઓ જઈ ચડ્યા. ગામના ચોરે-ચકલે બેઠેલા વૃદ્ધ પશુપાલે તેમને

જોયા. પશુપાલ ગામનો પટેલ અને પંડિત હતો તેણે આ ચારેને પરદેશી જાણી પૂછયું." કયાંથી આવો છો કયાં જાઓ છો ?"

પશુપાલની વાણી સાંભળી ચારે બાંધવો તેની પાસે આવ્યા, નમીને પોતાની હકીકત વૃદ્ધ પશુપાલને તેમણે કહી સંભળાવી. તેમની હકીકત સાંભળી પશુપાલ બોલ્યો. "પુત્રો! તમારા પિતા વિદ્વાન અને ડાહ્યા છે તેમણે તમારા ચારેનું હીત કરેલું છે એમ લાગે છે."

"શી રીતે? હે પૂજ્ય! તો અમને સમજાવો? અમારો વિવાદ નિવારો." એ મુસાફરીથી કંટાળેલા ચારે બાંધવો બોલ્યા.

"પુત્રો! તમારા પિતા વિચક્ષણ હોવાથી મને લાગે છે કે જે પુત્રને જે યોગ્ય હતુ તેજ તેને આપેલું છે. મોટાના કળશમાં ધૂળ નિકળવાથી એ પુત્રને જમીન જાયગા ખેતી-વાડી બધું આપી દીધું છે. બીજાના કળશમાં હાડકાં નિકળ્યાં તેની મતલબ એકે તેને ગાય, ભેંસ, બળદ, ઘોડા વગેરે આપેલું છે એમ સમજવું. ત્રીજાને શાહી આપ-વાથી દુકાનનો વ્યવસાય, ખાતાં, પતરાં, દસ્તાવેજો, રાજ-સેવા વગેરે જેનો નિભાવ લખવા ઉપરજ ચાલે છે તે બધું એને સોંપી દીધું, અને ચોથો જે બાલક અને નાનો છે તેને કોઇપણ વ્યવસાયની અજ્ઞતાને લીધે ઘરની સુવર્ણ મહોરો એટલે રોકડ રકમ આપી છે. આ સત્ય ઇન્સાફ છે, છતાં એમાં હવે જેને અધિકુ યા ઓછું ભાગે આવતું હોય તેમણે પોતપોતાના ભાગમાં આવતી વસ્તુઓની કીમત ગણી સરવાળો કરવો એટલે તરતજ ખબર પડી જશે. છતાં ચપળ લક્ષ્મીના માટે તમે ડાહ્યા થઇને અંદરઅંદર ઝઘડશો નહિ."

પશુપાલની વાણી સાંભળી ચારે મનમાં રાજી થયા. ચારે સમજ્યા કે પિતાએ ઇન્સાફ બરાબર કર્યો છે. ચારેના ભાગમાં લગભગ દોલત પણ સરખીજ આવે છે જેથી મનમાં રાજી થઈ પશુપાલના પગમાં પડ્યા. પોતાનો વિવાદ ભાગવાથી એનો બહુ બહુ આભાર માન્યો તેમજ મોટા ત્રણે ભાઈઓએ નાના ભાઇને જે વિડંબના કરી હતી તેની ક્ષમા માગી. બધા હળીમળી એક થઈ પશુપાલની રજા લઈ પોતાને ઘેર આવ્યા. ખુશી થયા છતા ચારે બંધુઓએ વર્ધાપન મહોત્સવ કર્યો.

મંત્રીની આ વાર્તા સાંભળી સર્વે સભ્યોએ આનંદથી મસ્તક ધુણાવવા માંડયાં, રાજા પણ પશુપાલની ઇન્સાફ કરવાની ચાલાકીથી ચકિત થયો "તે પશુપાલે બધું શી રીતે જાણ્યું હશે? છતાંય કલાવન પશુપાલે પોતાની હોંશીયારીથી ચારેનો વિવાદ ભાગી ન્યાય કરી દીધો તેમ પ્રિયા પણ શાસ્ત્રજ્ઞ હોવાથી કામશાસ્ત્રની નિપુણતાને લીધે કામકલાથી મને રંજીત કરે તો એ સંભવિત છે, નાહક એના ઉપર શંકા લાવી મેં એને જંગલમાં હિંસક જાનવરનો શિકાર બનાવી દીધી." રાજા પણ પશ્ચાત્તાપની આગમાં જલી રહ્યો. મંત્રીએ રાજાનો હૃદય પલટો પારખ્યો. શોક સાગરમાં મગ્ન થયેલો રાજા મરવા માટે તૈયાર થઇ ગયા. "હે મંત્રી! મેં મહા પાપકર્મ કર્યું છે કામશાસ્ત્રને જાણનારી નિર્દોષ અને પવિત્ર સ્ત્રીરત્નને મેં મરાવી નાખી. પિતાના ઘેર સુખમાં રહેલી એ શુદ્ધ પ્રિયાને મેં દુઃખના મહીસાગરમાં ધકેલી દીધી. હા! હા! મારાં પાપ! અમાપ છે માટે હવે પ્રાણોને ધારવા હું સમર્થ નથી. અગ્નિની ચેહ ખડકાવ જેમાં બળીને હું પાપનું પ્રાયશ્ચિત કરીશ."

રાજાને ખરેખરો પશ્ચાત્તાપ થતો જાણી, તકવર્ત્તીને

મંત્રીએ રાજાને ખાનગીમાં કહ્યું "સ્વામિન્! આપ ધીરજ ધરો! આપની પ્રિયા હજી હયાત છે, આપ પશ્ચાત્તાપ ન કરો."

રાજાની આજ્ઞાથી મંત્રીએ નીશાને સમયે ગુપ્ત સ્થાનકે રક્ષણ કરેલી રાજપત્નીને રાજા સમક્ષ રજુ કરી, એ પ્રિયાને સાક્ષાત જોઇ રાજા મંત્રીને ભેટી પડ્યો "વયસ્ય! તું મારો ખરો મિત્ર છે! મારી પ્રિયાનું રક્ષણ કરી તેં આજે મને નવજીવન આપ્યું. મારૂં જીવન બચાવ્યું." મંત્રીનો સત્કાર, સન્માન કરી રાજાએ તેને ન્યાલ કરી દીધો ને એ પ્રિયામાં વિશેષ અનુરક્ત થયો અને રાજા સુખમાં કાળ નિર્ગમન કરવા લાગ્યો."

"એ પદ્મરાજાની માફક તું પણ સ્ત્રીનો ત્યાગ કરી હવે મૃત્યુ સાથે ભેટવાને તૈયાર થયો છે કેમ ખરૂને? પણ ધર્મીજનોએ બીજાના નાશની જેમ પોતાનો નાશ ન કરવો. જગતમાં આત્મઘાત–આપઘાત સમાન મહાન પાપ બીજુ કોઇ નથી, માટે આત્મઘાતજ જો કરવો છે તો પછી એના કરતાં સર્વ દુઃખને નાશ કરનાર અને સુગમ એવો આર્હત્ ધર્મ કેમ ન આચરવો?"

જ્ઞાની મુનિ અમિતતેજનો ઉપદેશ સાંભળવા છતાંય રાજાના મનનો વિચાર કાંઇ બદલાયો નહિ. "ભગવાન! દુઃખ દાવાનલથી બળેલા મારા જેવાની વાતજ શી કરવી? આપ મને ધર્મરૂપી શંબલ આપો! જેથી ભવાંતરમાં મારા આત્માની શુભ ગતિ થાય."

રાજન્! મોહને આધિન થયેલો તું હજી મૃત્યુને ઇચ્છે છે શું? પદ્મરાજાની માફક જીવતો નર ભદ્રા પામશે, એતો વિચાર? જરા તો ધીરજ ધર?"

સ્વામિન્! ધીરજ તે શીરીતે રહે? મેં પાપીએ મરાવી

નાખેલી પ્રિયા કાંઇ પાછી મને મલે તેમ છે? રાઇના ભાવ તો રાતે વહી ગયા! મેં પાપીએ હાથ આવેલું ચિંતામણિરત્ન સમુદ્રમાં ફેંકી દીધું. હવે શું થાય ?

રાજાનો પશ્ચાત્તાપ જોઈ ગુરૂ બોલ્યા. "રાજન્! દુઃખથી તું મુંઝાઇ ગયો છે પણ ધીરજ ધરવાથી બધુંય સારૂં થશે. ધર્મના પ્રભાવથી તારૂં સારૂં થશે, કારણકે નિરાશામાં અમર આશા છુપાઇ છે. તે માટે કપિલનું આખ્યાન સાંભળ. એક ભુલ કરી તેના ઉપર બીજી ભુલ કરનાર કપિલની માફક તું અનર્થનો કરનાર નથી."

## ૮

## કપિલ બ્રાહ્મણ

**सुयणाण निद्धणत्तं, कुणइ कुल बालियाणविहवत्तं ।**
**इच्छूणनिप्फलत्तं, धिरत्थु बुद्धिं पयावइणो ॥१॥**

ભાવાર્થ—"પંડિત અને ગુણવાન પુરૂષોને નિર્ધન બનાવ્યા, કુલવાન પુત્રીઓને વિધવાપણુ અને શેરડીને ફલ વગરની કરનાર પ્રજાપતિ( બ્રહ્મા )ની બુદ્ધિને ધિક્કાર થાઓ."

પૂર્વકાલને વિષે ગંગા નદીને કીનારે રહેલા કોઇક સંનિવેશમાં ખટ કર્મમાં તત્પર અને દીવસમાં ત્રણવાર સ્નાન કરનારો કપિલ નામે બ્રાહ્મણ રહેતો હતો. શૌચ ક્રિયામાં તત્પર એવો તે બ્રાહ્મણ અપવિત્ર થવાના ડરથી ઘેરથી બહાર પણ કવચિતજ નિકળતો હતો, કોઇ માણસ જરા અડી જાય તો સ્નાન કરતો, કુતરાં, બીલાડાંનો જરા સ્પર્શ થાય તોય નાહી નાખતો, ગાય ભેંસ કુતરાં બીલાડાં આદિ જાનવરના કરેલાં મુત્ર કે વિષ્ટા ઓળંગવી પડે કે એમાં

ભૂલે ચુકે પગ પડી જાય તોય નાહી નાખતો. દિવસ ભરમાં તે જાણે કેટલીય વાર નાહી નાંખતો હશે. એવા તે શૌચમાં ચુસ્ત કપિલના મનમાં શૌચ સંબંધી અનેક વિચારો આવતા હતા.

"ગાય, ભેંસ કુતરાં બીલાડાં આદિ અનેક પશુઓએ રાતદિવસ વિષ્ટા અને મુત્ર કરેલાં એવા અપવિત્ર માર્ગમાં ચાલનાર બ્રાહ્મણનો શૌચધર્મ શી રીતે રહે? તેમજ જે ભૂમિ ઉપર સારાય વર્ષ દરમિયાન અનેક પશુઓએ વિષ્ટા અને મુત્ર કરેલાં હોય, તે ભૂમિની એ અપવિત્રતા વર્ષા-કાલે વરસાદથી ધોવાઇને બધી નદી કે તલાવમાં તણાઇ જાય છે એ નદી કે તલાવમાં સ્નાન કરનારો બ્રાહ્મણ શી રીતે પવિત્ર થાય? સત્ય વાત તો એ છે કે શૌચધર્મ પાળ-નારનો શૌચધર્મ વસ્તીમાં રહેવાથી સચવાતો નથી. મનુ-ષ્ય અને પશુથી રહિત સમુદ્રની મધ્યમાં કોઈ દ્વીપ હોય તો ત્યાં રહેવાથી શૌચધર્મ બરાબર પાળી શકાય".

અનેક વિચારોથી અને પોતાનો શૌચધર્મ બરાબર નહી પળવાથી દુભાતો તે કપિલ દુઃખે દુઃખે કાલ વ્યતીત કરતો હતો. એકદા કોઈ નાવિકના મુખથી એણે સાંભળ્યું કે "સમુદ્રની મધ્યમાં શેરડીના વાઢથી ભરપુર અભય નામે દ્વીપ છે. મનુષ્ય અને પશુથી રહિત એ દ્વીપમાં શૌચધર્મ બરાબર પાળી શકાય". ખલાસીની આ પ્રકારની વાણી સાંભળી કપિલે અભયદ્વીપ જવાની તૈયારી કરી.

સગાં સંબંધી અને સ્નેહીજનોએ અનેક રીતે સમ-જાવવા છતાં કોઇનું વચન નહી સ્વીકારતાં સર્વના સ્નેહનો ત્યાગ કરીને કપિલ વહાણમાં બેસી અભયદ્વીપ ચાલ્યો, નાવિકે પણ અભયદ્વીપમાં કપિલને મુકી દીધો, જન-શૂન્ય અભયદ્વીપમાં એકાકી કપિલ વાવડીઓના પાણીથી

રોજ ત્રણવાર સ્નાન કરતો ને ઈક્ષુનુ ભક્ષણ કરી સંધ્યા કરતો હતો. કેટલાક દિવસ જતાં રોજ ઈક્ષુનું ભક્ષણ કરવાથી પોતાના દાંતથી ઇક્ષુ–શેરડીને છોલવા જતાં એના બન્ને હોઠ ફાટી જવા લાગ્યા. જેથી અચાનક કપિલના મનમાં વિચાર સ્ફુર્યો. "આ સૃષ્ટિને રચનાર પ્રજાપતિ–બ્રહ્મા બુદ્ધિ વગરનો તો ખરો જ. દરેક નાના મોટા વૃક્ષોને ફળ સરજ્યાં તેમ શેરડીને ફલ બનાવ્યાં હોત તો કેવું સારૂં? જો કે આપણા દેશમાં તો શેરડીને ફલ આવતાં નથી પણ અહીંયાં આ દ્વીપના મહિમાથી કદાચ ફળ આવતાં હશે ખરાં! એમ વિચારતો કપિલ ચારે કોર ભ્રમણ કરતો શેરડીનાં ફલ શોધવા લાગ્યો.

પૂર્વે વહાણના ભાંગવાથી ત્યાં આવી ચડેલા કોઈક વણીકની સૂર્યની ગરમીથી સુકાઈ ગયેલી વિષ્ટાને જોઇ તે કપીલ શેરડીના ફલની ભ્રાંતિથી ચાખવા લાગ્યો, બે-સ્વાદ છતાં તે આંખો બંધ કરી પરાણે પરાણે ખાઇ ગયો. અને પછીતો તે સુકાઇ ગયેલી પોતાની વિષ્ટા પણ સેરડીના ફલની ભ્રમણાએ ખાઈ જવા લાગ્યો. શૌચમાં પવિત્રતા માનનારો અશુચિની ગર્ત્તામાં ગબડી પડયો. એને ભાન પણ ન રહ્યું કે પોતે શું કરી રહ્યો હતો. બ્રહ્માની ભૂલો શોધનારાને લાગ્યુ કે પોતે વ્યાજબી કરી રહ્યો છે.

એક દિવસે પેલો વણીક અચાનક કપિલને ભેટી ગયો, મનુષ્યના સહવાસથી દૂર રહેલાને ઘણા દિવસે આ દ્વીપમાં મનુષ્યને જોવાથી સ્નેહ થયો. અરે ભાઇ! તમે શરીરનો નિભાવ શી રીતે કરો છો? કપિલે પૂછયું "સુખી તો છો ને? મઝા છે ને?"

"શેરડીનું ભક્ષણ કરીને" પેલા વણીકે ઉત્તર આપ્યો.

"શેરડીનાં ફલ તમે ખાતા નથી?"

"એનાં ફલ વળી કેવાં હોય !" વણીક આશ્ચર્ય પામ્યો.

"કેમ તમે જોયાં નથી. ચાલો બતાવું ?".

"બતાવો જો ?" આશ્ચર્ય પામેલો વણીક બ્રાહ્મણની પૂઠે ચાલ્યો.

પોતાનાં માનેલાં ફલ કપિલે બતાવવાથી વણીક કપિલની ખોટી ભ્રમણાથી બહુ દુઃખી થયો. "અરેરે ! આ બિચારો કપિલ અજ્ઞાનથી વિષ્ટાને ફલ માની બેઠો છે".

"આ ફલ તમે ચાખ્યાં છે વારૂ ?" વણીકે આતુરતાથી પૂછ્યું.

"હા ! ઘણીયે વાર !" અભિમાનથી સંતોષપૂર્વક કપિલે જવાબ આપ્યો.

"એ સ્વાદમાં કેવાં લાગે છે ?" વણીક તેની મૂર્ખતા પર જરી હસ્યો.

"પહેલ વહેલાં તો ખરાબ લાગેલાં પણ હવે ધીરે ધીરે ઠીક માફક આવતાં જાય છે હો ?" કપિલ બ્રાહ્મણની મૂર્ખાઈ ઉપર વણીક હસ્યો.

"કેટલા દિવસથી આ ફલ ખાઓ છો ?"

"લગભગ એક માસ થયો !" કપિલ અભિમાન-પૂર્વક બોલ્યો.

કપિલની વાણી સાંભળી વણીક બોલ્યો. "કપિલ ! તું ભીંત ભૂલી ગયો છે. એક એવા પાપને માર્ગે તું ચડી ગયો છે તે તું સમજશે નહિ. તારો શૌચ ધર્મ સાચવવા જતાં તું અશુચિનું ભક્ષણ કરવાની હદે પહોંચી ગયો છે તું પાદનું રક્ષણ કરવા જતાં લાકડીથી મસ્તક ફોડી રહ્યો છે. જરા માત્ર અશુચિથી ભય પામેલો તું અશુચિથી બચવાને અહિં આવ્યો પણ અહીંતો તેં અશુચિનું ભક્ષણ

કરવામાં પાછું ફરીનેય જોયું નથી. જે ભયથી તું નાઠો હતો તે ભય તો તારી આગળ જ આવી ગયો તે તું જાણી પણ શકયો નહિ. શેરડીને ફલ નથી હોતાં એતો સર્વ સાધારણ બાબત છે. બાળક પણ જાણી શકે એવી વાતની તેં અશ્રદ્ધા કરીને વિષ્ટાનું ભક્ષણ કરી તારા આત્માને અપવિત્ર કર્યો."

"તમારી વાત બરાબર નથી. મનુષ્ય રહિત દ્વીપમાં વિષ્ટા ક્યાંથી ?"

"તું અને હું બન્ને તો છીએ ને ? આપણે વિષ્ટા પણ કરીયે છીએ કે નહિ તેનો તો જરી વિચાર કર !"

"તે તો કઠીણ છે ને આ વિષ્ટા તો ઢીલી પોચી હોય છે"

"ઘણા દિવસ થવાથી તેમજ સૂર્યની ગરમીથી તે સુકાઇને કઠીણ થઇ જાય".

વણીકની વાણીથી તત્વને સમજેલો કપિલ મિથ્યા-અભિમાનને છોડી માથું કુટવા લાગ્યો. વિલાપ કરતો પોતાના કૃત્યની નિંદા કરવા લાગ્યો "મને ધિક્કાર થાઓ ! મેં આ શું કર્યું ? અરે ! દુર્દૈવ ! તેં મારી ઉપર શું જુલમ કર્યો ?. આવી ક્રુર મશ્કરી કરી મારી બૂરી દશા કરી શું તું રાજી થયો ? હા ! હા ! વિધાતા ! તેં કયા ભવનું વેર વાળ્યું ? ત્રણવાર સ્નાન કરી સંધ્યા કરનારા મારા જેવા સર્વોત્તમ નરશ્રેષ્ઠ બ્રાહ્મણની તેં આ હાલત કરી ! સગાં સંબંધીના સ્નેહને છોડીને શૌચ ધર્મ સાચવવા આવા એકાંત સ્થળમાં આવ્યો તોએ દુષ્ટ વિધિએ અહીયાં મારી પાસે અશુચિનું ભક્ષણ કરાવી મને નાપાક બનાવ્યો હા! હા!.

ધિગ્જાતિ કપિલને વિલાપ કરતો જાણી વણીક બોલ્યો, "મિત્ર ? હવે જે થયું તે થયું. તેં તારા હાથે ભૂલ કરીને પછી તું દૈવને દોષ કેમ આપે છે ? જાણી બુજી, ઇરાદાપૂર્વક

પોતે અપરાધ કરીને પછી નિરપરાધી દૈવ ઉપર કોપ કરવો એ તે ક્યાંનો ન્યાય? કપિલ! જગતમાં પણ એવો માનવી સ્વભાવ જ છે કે કોઇ પણ કાર્ય સારૂં થયું હોય તો તેનો જશ પોતે લઇ લે છે અને જો બગડી જાય કે એમાંથી કાંઈ ઉત્પાત થાય તો તેના દોષનો ટોપલો મનુષ્ય દૈવ ઉપર નાખે છે. એ તે કાંઇ ન્યાય?"

"હા! હા! પણ આ મારૂં કૃત્ય તો અક્ષમ્ય છે. ક્યાં જાઉ? શું કરૂં? શૌચધર્મથી પવિત્ર એવા મારી આ દશા! કેવી બૂરી દશા?" કપિલ પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

પણ એ તારા શૌચ ધર્મને તું હજીય માને છે? બાહ્ય શૌચથી જો પવિત્ર થવાતું હોય-પાપ રહિત થવાતું હોય તો નદી કે તલાવમાં માછલાં કે દેડકાં ઘણુંય ન્હાય છે. તારા વિચારમુજબ તો એ સિદ્ધાં મોક્ષમાં પહોંચવાં જોઇએ કેમ ખરૂને? કુતરાં બિલાડાંય નદીમાં ઘણીવાર સ્નાન કરે છે. એ સ્નાન માત્રથી શરીરની અંદર રહેલું ને આત્માને વળગેલું પાપ જતું નથી. પાપને કાઢવા માટે તો મનની શૌચતા (શુદ્ધતા) વચનની શૌચતા (સત્યવચન)ને કાયાની શૌચતા (બ્રહ્મચર્ય) જોઇએ. બાહ્ય સ્નાન તો અહંકાર તેમજ રાગાદિકને વધારનારૂં છે કપિલ!"

"અરે! અરે! તમારી વાત હવે સમજાય છે. બાહ્ય શૌચમાં જેમ જેમ વધારે ચુસ્ત થતો ગયો તેમ તેમ હું અશુચિની ભારે ખાઇમાં ઉથલી પડ્યો હવે મારૂં શું થશે? હું પવિત્ર પણ શી રીતે થઇ શકીશ." વિપ્ર જાતિ કપિલની આંખો હવે બરાબર ઉઘડી ગઇ હતી. બધુંય રંધાયા પછી હવે ડહાપણ આવ્યું હતું.

"સગાં સંબંધીઓએ તને સમજાવ્યો તોય તું સમજ્યો નહી. એમના સ્નેહનો ત્યાગ કરી અહી આવ્યો પણ

શૌચનો મર્મ તું બરાબર સમજી શકયો નહી. જે શૌચનું રક્ષણ કરવા તું શરીરને નવરાવી સાફ રાખતો હતો, એને સ્નાન કરવાથી પવિત્ર થયેલું માનતો હતો પણ શરીર તો અંદર અશુચિથીજ ભરેલું છે. હાડ, માંસ, રૂધિર, આદિ અનેક અપવિત્ર વસ્તુઓથી ભરેલાને પવિત્ર માનવામાં તેં કાંઈ ઓછી ભૂલ કરી નથી? અંતરંગ ક્રોધાદિક શત્રુઓને જીતવાને તો મનની શુદ્ધતા જોઈએ, પવિત્ર વિચારો જોઈએ. આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનને દૂર કરી મનને ધર્મધ્યાનમાં જોડવું જોઈએ સ્નાન બિચારૂં શું કરી શકે? એ તો માનવીના પાપને વધારી શકે!" વણીકનાં વચન સાંભળી કપિલનો ગર્વ ઓસરી ગયો, કાયામાં કલ્યાણ માનનારાનો હવે હૃદય પલટો થયો.

"જો કપિલ! વસ્તુતાએ અશુચિ તો આપણાં પાપકર્મ છે તેજ અશુચિ છે અને પુણ્ય કરણી તેજ પવિત્રતા—શુચિ એટલે શુદ્ધિ છે. પણ પાણીથી શુદ્ધતા નિરર્થક છે, સર્વે પ્રાણીઓને વિષે દયાભાવ, મન, વચન અને કાયાથી ઈંદ્રિયોને કાબુમાં રાખવી, અને પાપ વિચારથી દૂર રહેવું ક્રોધાદિકનો નિગ્રહ કરવો એથી અધિક શુચિ બીજી કયી છે વારૂ?

શાસ્ત્રમાં કહ્યું છે કે કુવાના પાણીથી સ્નાન કરવું અધમ છે, નદીના વહેતા પાણીથી સ્નાન કરવું મધ્યમ કહ્યું છે, વાવ અને તલાવમાં સ્નાન કરવાની તો શાસ્ત્રકારો સાફ ના પાડે છે પણ વસ્ત્રથી ગળેલા એવા પવિત્ર જળથી પોતાને ઘેર સ્નાન કરવું તે ઉત્તમ છે. અને તેમાંય દેવાર્ચન માટે કે એવા કોઈ ધર્મ કાર્ય નિમિત્તે સ્નાન કરવું તે ઉત્તમોત્તમ સ્નાન કહેલું છે. બાકી તો ઘણા જળથી સ્નાન કરવા છતાં પણ બાહ્યમલનીય બરાબર શુદ્ધિ થતી

નથી. તો પછી પાપમળ તો શી રીતે દૂર થઇ શકે? ધર્મના અર્થીજનો તો બાહ્ય શુદ્ધિ કરતાં આત્માને શુદ્ધ કરવા તરફ વધારે ધ્યાન આપે. "તેમાંય અમુક પ્રસંગોમાં તો બાહ્ય અશુચિ પણ મનુષ્યને અપવિત્ર બનાવી શકતી નથી, મોટી દેવ યાત્રા કે મહોત્સવોમાં,-મેળામાં, વિવાહકાર્યમાં, રાજદર્શન કરવા જતાં, ચિત્ત સંભ્રમયુક્ત હોય ત્યારે, કે સંગ્રામમાં, અને રાજમાર્ગમાં સ્પર્શ્યાસ્પર્શ્ય માનવીને અપવિત્ર કરતો નથી."

"ભાઇ! તમે શુચિ અશુચિના ભેદનું પ્રકરણ ઠીક સ્પષ્ટ કર્યું. તમારી આ ધર્મ ચર્ચાએ મારા હૃદયમાં ઘણી સારી અસર કરી પણ તે ઘણી મોડી થઇ, પહેલેથી આ સમજાયું હોત તો હું એક મહા પાતકમાંથી બચી જાત".

"હશે! ગઇ તિથિનો બ્રાહ્મણ પણ વિચાર ન કરે! જો પવિત્ર કોણ છે એ પણ જરા સમજી લે! પૃથ્વીની અંદર રહેલું પાણી પવિત્ર કહેવાય છે, પતિવ્રતા સ્રીય પવિત્ર કહેવાય છે, તેમજ પ્રજાનું કલ્યાણ કરનારો રાજા પવિત્ર કહેવાય છે, અને જે બ્રહ્મચારી છે તે સદાય પવિત્ર ગણાય છે. ક્ષમા, શુભવિચાર અને નિર્મળતાથી મન પવિત્ર ગણાય છે. સાચું બોલવાથી વચન પવિત્ર ગણાય છે. તેમજ બ્રહ્મચર્યઆદિ કાયાના શુદ્ધ વ્યવહારથી શરીર સ્નાન કર્યા વગર પણ શુદ્ધ થાય છે વળી જે પરસ્રી અને પરદ્રવ્ય અને પારકી ઈર્ષ્યા કરવાથી દૂર રહે છે તે વગર-સ્નાને પણ પવિત્ર છે. પરંતુ જેનું ચિત્ત હમેશાં પાપ વ્યાપાર અગર તો બીજાનું બુરૂં ચિંતવવામાંજ રક્ત રહેલું છે, તે ચિત્ત જ અશુચિમય છે. જે જુઠું બોલી રાત દિવસ બીજાને છેતરી રહ્યો છે તેનુંજ મુખ અશુચિવાળું છે. તેમજ જીવઘાતાદિક પાપ કરીને જે દુષ્ટ કાર્ય કરી રહ્યો છે

તેજ અશુચિ કાયાવાળો સમજવો. માટે એ પ્રમાણે શુચિ અશુચિને સમજ. હવે ચાલ આપણે દેશમાં જઇએ ત્યાં જ્ઞાનીનો સમાગમ પ્રાપ્ત કરી હે કપિલ! તું તારા પાપનું પ્રાર્યાશ્ચત કરીને શુદ્ધ થા?"

પ્રાયશ્ચિત લેવાની ઇચ્છાવાળો કપિલ વણીકની સાથે યથાસમયે વહાણનો સંજોગ પ્રાપ્ત થતાં સ્વદેશમાં આવ્યો. બન્ને પોતપોતાના કુંટુંબીજનોને મલ્યા. કપિલ પણ એ મિથ્યાકદાગ્રહનો ત્યાગ કરી પંડિતોએ આપેલું પ્રાયશ્ચિત આચરીને શુદ્ધ થયો ને સર્વ દર્શન સામાન્ય ધર્મને યથાશક્તિએ આચરવા લાગ્યો.

અમિતતેજ ગુરૂરાજ કપિલનું આખ્યાન સંભળાવતા રાજાને સમજાવવા લાગ્યા કે "હે રાજન્! જેવી રીતે આ કપિલ બ્રાહ્મણ જરા પણ અશુચિના સ્પર્શ માત્રથી ભય પામનારો છતાં અશુચિનું ભક્ષણ કરવા લાગી ગયો તેમ તું પણ દુઃખના ભયથી જો અપમૃત્યુ અંગીકાર કરીશ—આત્મઘાત કરીશ તો મોટા દુઃખના ભારને પામીશ. જરા તો વિચાર કર, દુઃખ શા કારણે આવે છે? પૂર્વે મહાન પાપ કરેલું હોય એ પાપથીજ દુઃખ આવે છે, પ્રાણીવધ આદિ મહાન અકાર્યથી મહાન પાપ ઉપાર્જિત થાય છે. એ પરપ્રાણીવધ કરતાંય આત્મઘાતને અધિક પાપનું કારણ કહેલું છે. માટે મૃત્યુનો વિચાર છોડીને દુઃખનો નાશ કરનાર ધર્મનું તું આરાધન કર".

ગુરૂના ઉપદેશથી રાજાના હ્રદયમાં કંઇક શાંતિ થઇ અને પૂછ્યું કે "ભગવન્! એ ત્યાગ કરેલી અને કપાયેલા હાથવાળી મારી પત્ની અત્યારે ક્યાં હશે? એ મને હવે મલશે કે! અને મલશે તો ક્યારે?"

"રાજન્! ધીરજ ધર. એક દિવસ પછી તું સંપૂર્ણ

અંગોપાંગવાળી, પુત્ર સહિત તારી પત્નીને મલીશ. તેની સાથે ઘણા કાળ સુધી રાજ્ય સમૃદ્ધિ ભોગવી પુત્રને રાજગાદીએ બેસાડી પત્ની સહિત રાજપાટ છોડીને તું દીક્ષા ગ્રહણ કરીશ" ગુરૂની વાણી સાંભળી સ્વસ્થ થયેલા રાજાએ નંદનવનમાંજ પડાવ નાખ્યો. પત્નીને લીધા સિવાય નગરમાં નહી જવાની પ્રતિજ્ઞાવાળા રાજાએ રાત્રી પણ નંદનવનમાંજ વ્યતીત કરી.

૯

## મેલાપ.

નંદનવમાં સુખે સૂતેલા શંખરાજને ગુરૂના ઉપદેશથી સ્વસ્થ ચિત્ત થવાથી નિંદ્રા આવી ગઇ. દુ:ખમાં પણ મહાન્ પુરૂષોનું પુણ્ય જાગ્રતજ હોયછે. ગુરૂએ રાજાનું ભાવી કથન કહીને શાંત કર્યો. તેમજ આ ભાવી કથનને સૂચવનારૂં ને પ્રિયજનનો મેલાપ કરાવનારૂ એક અપૂર્વ સ્વપ્ન રાજાને આવ્યું. મોટા ભાગ્યને જણાવનાર એ સ્વપ્નમાં રાજાએ શું જોયું ? "કંઇક ફુલવાળી લતા કલ્પવૃક્ષને લાગેલી તે કોઇકના છેદવાથી ભુમિ ઉપર પડી ગઇ. તે પાછી ફળવાળી થઇ ને કલ્પવૃક્ષને લાગી ગઇ."

એ મંગલમય સ્વપ્ન જોઇને રાજા જાગૃત થયો, જાગ્રત થયો ત્યારે પ્રાત:કાળ થવાની તૈયારી થતી હતી. ઉદયાચલ તરફ થવાની તૈયારીમાં પડેલા સૂર્યરાજે પોતાના અરૂણ સારથીને રવાને કરી દીધો હતો. જે સૂર્યના આગમનની વધામણી આપી રહ્યો હતો. અલ્પ સમયમાં ફલદાયી થનારા આ સ્વપ્નાને રાજાએ ગુરૂ આગળ નિવેદન કર્યું. ગુરૂએ રાજાને એ સ્વપ્નાનો પરમાર્થ સમજાવ્યો.

"રાજન્! જે તમે પટ્ટરાણીનો ત્યાગ કર્યો, તે કલ્પલતા છેદાઇ ભૂમિપર પડેલી સમજવી. એ લત્તા ફળવાળી થઇ એટલે રાણી પુત્રવતી સમજવી ને કલ્પવૃક્ષ ને પાછી વળ- ગીગઈ એટલે તમને પટ્ટરાણી આજે મળવી જોઇએ. ચોથા પ્રહરે તેમાંય પરોઢમાં અવેલું સ્વપ્ન તે દિવસેજ ફળને આપનારૂં થાય છે માટે આજે તમને પુત્ર સહિત કલાવતી મલશે!"

ગુરૂની વાણી સાંભળી રાજા ઘણો ખુશી થયો. પોતાને આનંદ પ્રગટ કરતો તે બોલ્યો" ભગવન્! આપના પ્રભાવથી મારૂં સારૂંજ થશે."

સૂરિને વંદન કરી શંખરાજ નંદનવનમાં પોતાને ઉ- તારે-સ્થાનકે આવ્યો. રાજાએ વિચાર કરી દત્તને પોતાની સન્મુખ બોલાવી આજ્ઞા કરી. "મિત્ર! જોકે લજ્જાથી હું તને કહેવાને અસમર્થ છું, દુર્બુદ્ધિવાળા મેં તારી ધર્મભ- ગિનીનું ઘણું અનર્થ કર્યું છે, મારા એ પાપને ભૂલી જઇ તું શીઘ્ર ગતિએ ભટ્ટને સાથે લઈ તપાસ કરી તારી બહેનને તેડી લાવ! અન્યથા ગુરૂએ આશ્વાસન આપ્યા છતાં એ જો નહિ મળે તો અવશ્ય હું આવતી કાલે કાષ્ઠભક્ષણ કરીશ. માટે ગમે તેમ કરી એને સમજાવીને હે દત્ત! તું મોટા માન સહિત તેને તેડી લાવ."

"જેવી આજ્ઞા દેવ!" દત્તે રાજાનું વચન અંગીકાર કર્યું. પ્રાતઃકાળમાંજ દત્તશ્રેષ્ઠિ ભટ્ટ તેમજ બીજા થોડા પરિ- વાર સાથે મારતે ઘોડે ભટ્ટના બતાવેલા માર્ગે જંગલ તરફ રવાને થયો.

ભટે ભયંકર જંગલમાં કલાવતીને છોડી હતી ત્યાં આવી પહોંચ્યા, જંગલમાં ચારે બાજુએ તેઓ શોધ કરવા લાગ્યા એટલામાં કાષ્ટ વીણી રહેલા તાપસ ઉપર

દત્તની નજર પડી. હર્ષથી ખુશી થયેલો દત્ત તાપસને જોતાંજ તેની પાસે આવી પૂછવા લાગ્યો. "હે તપસ્વી! તમે આ જંગલમાં પુત્રવાળી અગર તો નજીક પ્રસવવાળી કોઈ સ્ત્રીને જોઇ?"

આ તેજ તાપસ હતો કે જેનો આ તરફ આવવાનો રોજનો અભ્યાસ હતો ને જે કલાવતીને તાપસના આશ્રમમાં તેડી ગયો હતો, કલાવતીના દુઃખની વાતો જાણતો હોવાથી તાપસ આ ઘોડેશ્વારોને જોઇ વિચારમાં પડ્યો. "નક્કી એ ગરીબ વરાકી ઉપર આ લોકો આફત ઉતારશે."

ગભરાયેલા તાપસને જોઈ દત્ત બોલ્યો "બોલો? બોલો! એ સ્ત્રી ક્યાં છે? જોઇ હોય તો ઝટ બતાવો?"

આગેવાન રાજપુરૂષનો જવાબ સાંભળી હીમત ધારણ કરતો તે તપસ્વી બોલ્યો. "અરે એ રાંક વરાકી ઉપરથી રાજાનો કોપ હજી દૂર થયો નથી શું? વગડામાં એકાકી રઝળતી મુકી હાથ કપાવી નાખ્યા તોય રાજા ધરાયો નથી શું?"

સમાચાર મલવાથી તેમજ દેવી હજી જીવતી છે એમ જાણી રાજી થતો દત્ત–એ રાજપુરૂષ બોલ્યો. "અરે ભાઈ! તારી વાત જો કે સત્ય છે છતાં અત્યારે તો બાજી બધી પલટાઇ ગઇ છે. આજની સાંજ સુધીમાં રાજા જો દેવીને નહી જુએ તો પશ્ચાત્તાપથી જલતો રાજા કાષ્ટભક્ષણ કરશે માટે અમને ઝટ એ ભાગ્યવતીનાં દર્શન કરાવો?"

દત્તની વાણી સાંભળી સસંભ્રમિત થયેલો તે બધાંને તાપસાશ્રમમાં તેડી લાવ્યો. દત્ત વગેરે તાપસ આશ્રમમાં કુલપતિને નમ્યા. ટુંકાણમાં કુલપતિને દેવી સંબંધી સર્વે હકીકત કહી સંભળાવી.

દત્તની વાત સાંભળી કુલગુરૂએ તરતજ તાપસીઓની

મઠમાંથી કલાવતીને તેડાવી. કુલગુરૂની પાસે આવેલી કલાવતી દત્ત વગેરેને જોઇને પૂર્વનું દુઃખ સાંભળી આવવાથી રડી પડી. કારણકે હૃદયમાં છુપાયેલું–ભુલાયેલું દુઃખ પણ પોતાના સ્વજનને જોવાથી તાજુ થાય છે. કલાવતીના રૂદનથી દત્ત પણ રડવા લાગ્યો છતાં ધીરજ ધરી દત્ત કલાવતીને કહેવા લાગ્યો." ભગિનિ! આ એક દુષ્ટ કર્મનો પરિણામ હતો અને તે તમારો કરેલો તમે ભોગવ્યો, રાજાજી તો એમાં નિમિત્ત માત્ર હતા. માટે એવી દૈવની બાબતમાં તમારે ખેદ ન કરવો! કારણકે પ્રાણીઓને આ જગતમાં જે સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે એમાં બીજાઓ તો ફક્ત નિમિત્તભૂત છે બાકી તો ખરૂ કારણ શુભાશુભ કર્મ વિપાકજ છે. સંસારમાં એવા કર્મ વિપાકથીજ શત્રુ મિત્ર થાય છે ત્યારે સ્વજન પણ દુશ્મનની ગરજ સારે છે અને તે તમે જાતે અનુભવ્યું છે જોયું છે. "હે દેવી! તમે જેવું દારૂણ દુઃખ ભોગવ્યું છે તેવું અત્યારે તમારા વિયોગે રાજા ભોગવી રહ્યા છે બલકે તમારાથી અનંતગણું. અત્યારે તો પશ્ચાત્તાપથી પીડાતા તમારા વિયોગે રાજા અગ્નિમાં બળી મરવાની તૈયારી કરી રહ્યા છે, તમને જોવાને આકુળ વ્યાકુળ થયેલા રાજા તમને જો સાંજ સુધીમાં નહી જુએ તો જરૂર અગ્નિમાં બળી મરશે માટે એમને જીવતા રાખવા હોય તો રથ ઉપર બેસી ચાલો, રાજાને બચાવો."

દત્તની વાણી સાંભળી બેબાકળી બનેલી કલાવતી પતિના દોષને–અવગુણને ભૂલી જઈ પતિને મલવાને ઉત્સુક થઇ. કારણકે પતિવ્રતા સ્ત્રીઓ પોતાનો પતિ ભલો હોય કે ભુંડો, પણ તેના જ હિતને કરનારી હોય છે. કુલપતિને નમસ્કાર કરી તાપસ અને તપસ્વિનીઓની રજા

લઈ હળીમળી પોતાના બાળ પુત્રની સાથે રથમાં બેસી, શંખપુર તરફ ચાલી, દત્ત વગેરે સર્વે રાજાને મલવાને ઉત્સુક થયેલા શીઘ્રગતિએ શંખપુરનો માર્ગ કાપવા લાગ્યા.

સૂર્ય અસ્તાચલ તરફ વેગથી ધસે જતો હતો સારા ય દિવસના પરિશ્રમથી કંટાળેલો સૂર્ય સંધ્યાના સોનેરી રંગમાં ડુબી ગયો હતો દોડાદોડ કરતી આછી પાતળી વાદળીઓ જુદાજુદા અભિનયોને બતાવતી હસી રહી હતી. સૂર્યનો સારથી અરૂણ પણ પોતાના સ્વામીની પછવાડે નાશી જવાની તૈયારી કરતો હતો, સંધ્યાની વાદળની છાયા પ્રકાશને આવરી રહી હતી. છતાં હજી આતુરતાથી કલાવતીની પ્રતીક્ષા કરનાર રાજાની ઉત્સુકતા વધે જતી હતી, "અરે શું? જ્ઞાનીનું વચન કદાપિ મિથ્યા થાય? ન કરે નારાયણ કે કલાવતી કદાચ ન આવે તો આવતી કાલની ઉદય પામતી પ્રભાતકાલે તો જરૂર અગ્નિ સાથેજ મારે દોસ્તી કરવી પડશે."

એ વિચારમાં ચડેલા રાજાની વિચારશ્રેણિ અધવચ સરકી ગઈ ને કલાવતીનો રથ નંદનવનમાં આવેલો રાજાએ જોયો. દત્ત વગેરે આવીને મહારાજને નમ્યા. આનંદની વધામણિ આપી મહારાજને હર્ષિત કર્યા. રાજા ત્યાં સભાસ્થાનમાં આવ્યા. મંત્રી, સામંત, મહાજન વગેરેને રાજા છલકાતે હૈયે મલ્યા, મહારાજના હૈયામાં હર્ષ હતો, બધાંના હૈયામાં હર્ષ સમાતો નહોતો, નંદનવન અત્યાર સુધી સ્મશાન જેવું શૂન્યકાર હતું તે હવે કલાવતીના આવ્યા પછી નંદનવન સમુ રમણીય બની ગયું. અનેક પંચરંગી દીપિકાઓનો પ્રકાશ અંધકારનો નાશ કરતો ઝગઝગી રહ્યો મંગલમય વાંજિત્રોનાનાદથી મોટો મહોત્સવ થઈ રહ્યો.

સભાસ્થાનમાં રાજા મંત્રી, સામંતોને મલી ભેટી થોડીવારે પોતાના નિવાસસ્થાને આવ્યો. અનેક દીપિકાઓથી ઝગઝગી રહેલા તેજમાં કલાવતીનું પવિત્ર મુખાર્વિંદ જોયું, એ મુખાર્વિંદને જોવાને પણ અસમર્થ એવો રાજા મંદમંદ ડગલાં ભરતો કલાવતીની પાસે આવ્યો ક્રોધથી અધોવદનવાળી કલાવતીએ રાજાની સામે દૃષ્ટિ પણ કરી નહિ. રાજાએ પોતાના હાથે એનું ગૌરવદન ઉંચુ કરી પોતાની સામે સ્થિર કર્યું. "પ્રિયે ! જરા મારી સામે તો જો ?"

"નિર્ભાગિણી એવી મારી સ્તુતિ કરવાથી શું ? રાજન્!"

"નિર્ભાગી અને નિર્ગુણિ તો હું છું કે જેણે તારા જેવી સતીમાં શિરોમણિ નારીને વિડંબના પમાડી-દુઃખી કરી એ મારૂં અવિચારી કૃત્ય ક્ષમા કર. ?"

"સ્વામિન્! એમાં તમારો શું દોષ, તમારામાં પ્રીતિવાળી મારો કાંઈ પણ દોષ ન હોવા છતાં તમે મારી કદર્થના કરી એ મારા કર્મનોજ દોષ હશે, અન્યથા બીજું શું હોઈ શકે ?" કલાવતીએ પોતાના કર્મનો દોષ જણાવી રાજાનું મન શાંત કર્યું.

"પતિમાં એક ભક્તિવાળી કુલવંતી નારીઓ પતિના છતા દોષને પણ ન જોતાં પોતાના કર્મનોજ દોષ કાઢી આત્મનિંદા કરે છે તે તેં સત્ય કરી બતાવ્યું."

"હશે ! એ વાત જવાદો. રાજા ગુન્હેગારને તો ઉગ્ર શિક્ષા પણ કરે ! પણ કહો તો ખરા કે તમે મને મારા કયા અપરાધની શિક્ષા કરી ?"

કલાવતીનો પ્રશ્ન સાંભળી રાજા ઝંખવાણો પડી ગયો. જે વાતે રાજાના હૃદયમાં શંકા જન્માવી હતી તે બાબત કહેવાને પણ અસમર્થ રાજા વિચારમાં પડી ગયો "પ્રિયે !

જો કે વડ અને ઉમરાના વૃક્ષને ફુલ હોતાં નથી. ને વંજુલ ( ) વૃક્ષને પણ ફુલ હોતાં નથી તેવી રીતે તારામાં દોષનો સંભવ નથી છતાંય મારી મૂર્ખતાથી તારામાં દોષની કલ્પના કરીને તારી કદર્થના કરી" રાજાએ પોતાની બધી હકીકત કલાવતીને કહી સંભળાવી. કલાવતીએ પણ પોતાની બીના રાજાને કહી સંભળાવી.

"પ્રિયે! તારા શીલના પ્રભાવથી તારી આફત દૂર થઇ. યાવત્ ચંદ્ર દિવાકરૌ તારી નામના થઈ. તારૂં નામ તો જગતમાં અમર થઈ ગયું તે સાથે મારૂં આ કલંક–આ અવિચારી કૃત્ય પણ અજરામર થઈ ગયું. લોકો તારાં ગુણગાન કરશે મારી નિંદા કરશે. તારી શીલસન્નાહ ગાથા-ને મારી કલંક ગાથાના રાસડા ગાશે."

રાજાએ કલાવતીના મનનું સમાધાન કરતાં પોતાની નિંદા કરવા માંડી. "એ અવિચારી કૃત્યનું પ્રાયશ્ચિત ક્યા-રનુંય થઈ ગયું હોત, પણ અહીં નજીકમાં રહેલા જ્ઞાની ગુરૂ મહારાજે ઉપદેશ આપી મને ધર્મમાં સ્થિર કર્યો. તારા પુનઃમેલાપની ભવિષ્યવાણી સંભળાવી મારો સંશય દૂર કર્યો." રાજાની વાત સાંભળીને કલાવતી બોલી. "સ્વામિન! આપણે બન્ને દુઃખ અને વિજોગમાંથી પુનઃ સુખ અને સમાગમનાં અમૃત સમાન મધુરાં ફુલ ચાખી-એ છીએ તે આ બાલકના પુણ્યનોજ પ્રભાવ છે પણ મને એ જ્ઞાની ગુરૂ મહારાજનાં દર્શન કરાવો! જેમનાં દર્શન કરી હું પાપમુક્ત થાઉં."

"પ્રાતઃકાલે આપણે સાથે વંદન કરવા જઇશું."

સ્નેહ સંલાપમાં ને કંઈક નિદ્રાના આરામમાં બન્નેની રાત્રી ક્ષણવારમાં પુરી થઇ, પ્રાતઃકાલે સૂર્યનો ઉદય થતાં પ્રાતઃકૃત્યથી પરવારી પરિવાર સહિત રાજા અને રાણી ગુરૂ

મહારાજને નમસ્કાર કરવા આવ્યાં. ગુરૂ મહારાજને વાંદી તેમની આગળ બેઠા, તેમની સાથે આવેલા મંત્રી, સામંત તેમજ બીજા રાજ્યાધિકારી પુરૂષો, અન્ય મહાજન વર્ગ, પ્રજાવર્ગ તેમજ સ્ત્રીવર્ગ યોગ્ય આસને બેઠા, પછી ગુરૂ મહારાજે શીલ ધર્મના માહાત્મ્યનું વર્ણન કરવા માંડયું.

"શીલ એ પ્રાણીઓનું અપૂર્વ ધન છે. આપત્તિ, દુઃખ અને દારિદ્રને નાશ કરવામાં શીલ મહાન છે. દુર્ભાગ્યાદિક દોષોનો નાશ કરી શીલ ઇચ્છિતને અપાવે છે. વાઘ, વરૂ, સિંહ અને હાથી આદિ હિંસક પ્રાણીઓના ભયનો નાશ કરે છે. જળ, અગ્નિ, ડાકિની અને શાકિનીના ડરનો નાશ કરી સુખસંપદા પ્રાપ્ત કરાવી સ્વર્ગ અને યાવત્ મોક્ષની લક્ષ્મીને અપાવે છે એવા પ્રત્યક્ષ પ્રભાવવાળું શીલ જગતમાં વિજયવંત છે. હે ભવ્યજનો ! એ શીલનું માહાત્મ્ય તમે પ્રત્યક્ષપણે જોયું છે. શીલના પ્રભાવે કલાવતીના કપાયેલ હાથ નવપલ્લવ થઈ એનાં દુઃખ દૂર થયાં છે. સતી કલાવતીનું નામ એના શીલ પ્રભાવથી જુગ જુગ પર્યંત કાયમ રહેશે એવા શીલને પાળવાનો તમે ઉદ્યમ કરો.

શીલથી વિભૂષિત થયેલા નરનારીઓને સમ્યક્ત્વનો ગુણ આવે તો એમનો બેડો પાર ! સમ્યકત્વ અશુભ કર્મોનાં ક્ષય થકી ઉત્પન્ન થાયછે અશુભ કર્મોના આવરણ વડે ઢંકાયેલો સમ્યકત્વ ગુણ જયારે આત્મામાં પ્રગટ થાયછે ત્યારે આત્માની બધી પરિણતિ ફરી જાય છે સંસારના સ્વરૂપમાં રક્ત થયેલો આત્મા સમ્યકત્વના પ્રગટ થયા પછી મુક્તિના લક્ષ્યવાળો થઈ જાય છે આત્મામાં એ સમ્યકત્વ ગુણ ઉત્પન્ન થવો બહુ દુર્લભ છે. સંસારમાં પુણ્યના પ્રભાવથી સ્વર્ગ કે મનુષ્યના દિવ્ય ભોગો મલી શકે છે. અનેક પ્રકારની વિદ્યા પ્રાપ્ત થઇ શકે છે પણ સમ્યકત્વની પ્રાપ્તિ તો ભવસ્થિતિ પરિ-

પાક થયા વગર થતી નથી. એ સમ્યક્ત્વના પ્રભાવથી દેવ ગુરૂ અને ધર્મતત્વ જાણવાની અભિલાષા જાગ્રત થાય છે પ્રાણીઓને એ ત્રણે તત્વોની મોટાભાગ્યે જ પ્રાપ્તિ થાય છે.

જરારૂપી રાક્ષસીના પંજામાં જયાં લગી સપડાયેલા નથી, મૃત્યુ એ હજી સર્વ નાશની તૈયારી કરી નથી, ત્યાં-સુધીમાં એ ત્રણે તત્વનું આરાધન કરી મનુષ્ય ભવ સફલ કરો. કારણકે—

"બહોત ગઇ થોડી રહી, ચેતન અબ તો ચેત,
કાળ ઉંદરડો કોતરે, ઉત્તમ આયુષ્ય ખેત."

રાગ દ્વેષ કષાય, મોહ અને મિથ્યાત્વનો નાશ કર-નાર, આઠે કર્મને દગ્ધ કરનાર, લોકાલોકને પ્રકાશ કરનાર કેવલજ્ઞાને કરીને સહિત, ભયરહિત, આયુધ, શસ્ત્ર, અસ્ત્રથી રહિત, શાપ અને અનુગ્રહથી વર્જીત, કામ, મોહ નિદ્રા, તંદ્રા, ભુખ, તરસ, હાસ્ય, ક્રીડાદિ દોષોથી રહિત, એ અ-ઢાર દોષો રહિત તે દેવતત્વ કહેવાય.

સર્વે પ્રાણીઓને હિતકારી, ગુણગ્રાહી, સત્યપ્રરૂપક, સત્યભાષી, શીલવાન, પરિગ્રહ રહિત, શત્રુ અને મિત્ર, લોહ અને કાંચન, સ્ત્રી અને તૃણ, સુખ અને દુઃખ એ બધામાં મધ્યસ્થવૃત્તિવાળા ગુરૂઓ, જીનેશ્વરની આજ્ઞાના આરાધક કહેવાય છે. તેમજ ભિક્ષા માત્રથી આજીવિકા ચલાવનાર, કનક અને ચાંદીને તૃણવત્ ગણનાર, પાપના લેશ પણ પરિચયથી દૂર રહેનાર, છત્રીશ ગુણોને ધારણ કરનાર સારા ચારિત્રવાન, સ્વ અને પર શાસ્ત્રના જાણનાર, જીને-શ્વરના માર્ગના પ્રરૂપક, સાધુના સત્તાવીશ ગુણે કરીને યુક્ત એવા ગુરૂ આરાધવા યોગ્ય જાણવા.

જીનેશ્વર ભગવાને ધર્મ બે પ્રકારનો કહ્યો છે—સાધુધર્મ અને શ્રાવકધર્મ, પંચ મહાવ્રતનું પાલન કરવું અને રાત્રી-

ભોજનનો ત્યાગ કરવો તેમજ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ પાળવી એ સાધુનો ધર્મ જાણવો. સમ્યકત્વ મૂળ બાર વ્રતનું પાલન કરવું એ શ્રાવકનો ધર્મ. એ રીતે સાધુ અને શ્રાવક ધર્મ જીનેશ્વર ભગવાને કહેલો છે. એ પ્રમાણે દેવતત્વ, ગુરૂતત્વ અને ધર્મતત્વને જાણનાર અથવા તો એ ત્રણ તત્વો ઉપર શ્રદ્ધા કરનારા સમ્યકત્વી કહેવાય છે. તે સિવાય જ્ઞાન, દર્શન ને ચારિત્ર રૂપી જે મોક્ષમાર્ગ તેની જે શ્રદ્ધા તે પણ સમ્યકત્વ કહેવાય, જીનભાષિત ધર્મનું મૂલ સમ્યકત્વ કહેવાય.

ચિંતામણીરત્ન, કામધેનુ અને કલ્પવૃક્ષથી અધિક પ્રભાવવાળા સમ્યકત્વ રત્નની જીનેશ્વર ભગવાનો પણ મુક્ત કંઠે પ્રશંસા કરે છે, એવા સમ્યકત્વપૂર્વક શ્રાવકના ધર્મને હે ભવ્ય જનો ! તમે આરાધો, તમારા આત્માને ભવ સાગરથી તારો. ”

જ્ઞાની ગુરૂરાજ અમિત તેજની ધર્મ વાણી સાંભળીને રાજા સહિત સર્વે પર્ષદા પ્રસન્ન થઇ ગઈ. મિથ્યાત્વની ગાંઠ જેની ભેદાઇ ગઇ છે એવો રાજા મિથ્યાત્વથી રહિત થયો, છતાં ગુરૂને કહેવા લાગ્યો, “ હે પ્રભો ! અંધકારનો નાશ કરનારી, મહોદયનું કારણ રત્નત્રયી આપે વખાણી તે વિવેકી જનોએ અચુક આદરવા યોગ્ય છે, પરન્તુ પ્રિયા અને અપત્યમાં મોહવાલા એવા મારાથી સંસાર દુસ્ત્યાજય છે, માટે મને સમ્યકત્વપૂર્વક શ્રાવકનો ધર્મ આપો. ”

શંખરાજાની વાણી સાંભળીને ગુરૂએ રાજાને સમ્યકત્વ મૂળ શ્રાવકોનો ધર્મ ઉચરાવ્યો. રાજાની સાથે રાણી કલાવતીએ પણ શ્રાવિકા ધર્મ ગ્રહણ કર્યો. તેમને ધર્મમાં સ્થિર કરીને ગુરૂ ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા. રાજા રાણી પોતાના સ્થાનકે નંદનવનમાં આવ્યાં.

## ૧૦

## શંખરાજ.

"સંપત્ ગઇ તે સાંપડે, ગયાં વળે છે વહાણ,
ગયાં ન જોબન સાંપડે, ગયા ન આવે પ્રાણ."

આ ક્ષણભંગુર જગતમાં પ્રાણીઓ ક્ષણમાં હર્ષ ઘેલાં થાય છે તો ક્ષણમાં શોકસાગરમાં ડુબી જાય છે. શંખપુર નગર બે દિવસથી શોક સાગરમાં ડુબકીઓ મારી રહ્યું હતું, એક તરફ રાજા મૃત્યુ માટે તૈયાર થઇ ગયો હતો, બીજી તરફ જંગલમાં તરફડતી કલાવતી મૃત્યુને પોકારી રહી હતી. તેમજ એના બાલક માટે લોકોના મનમાં અનેક સંકલ્પ વિકલ્પ થયા કરતા હતા. એ બધાય સંજોગો આજે પાછા પલટાઈ ગયા ને જેણીના શીલનો પ્રભાવ આજે તો નગરનાં નરનારીઓ રસપૂર્વક ગાઇ રહ્યાં છે પુત્ર સહિત કલાવતી નંદનવનમાં આવી ગઇ છે ને રાજા રાણી કલાવતી અને બાળ પુત્ર સહિત મોટી ધામધુમથી આજે નગર પ્રવેશ કરશે એ આનંદદાયક સમાચાર પ્રાતઃ કાળમાંજ સારાય શંખપુર નગરમાં પ્રસરી ગયા.

ક્ષણમાત્રમાં શંખપુર નગરની શોભા અપૂર્વ બની ગઇ. ક્ષણ પહેલાની શ્મશાન અને શોભા રહિત શંખપુરી હવે ચેતનવંતી બની ગઇ, ઠેકાણે ઠેકાણે મંગલ વાદિત્રો વાગવા લાગ્યાં. લોકો આનંદથી નૃત્ય કરવા લાગ્યા, કોઇ સંગીતની ધૂન છોડવા લાગ્યા, નગરીની રમણીઓ પોતપોતાના મહોલામાં રાસડા લેવા લાગી, કામધંધો છોડીને લોકો પોતાના ઘર આંગણાં શણગારવા લાગ્યા, તોરણો ચંદુવા અને પતાકાઓથી પોતપોતાના મકાનની શોભા વધારવામાં લોકો હરીફાઈ કરવા લાગ્યાં,

રાજમાર્ગો બીજા ધોરી રસ્તાઓ ધ્વજા–પતાકાઓથી સુશોભિત થઇ ગયા. મોટા મોટા દરવાજાઓ અને નાના દરવાજાઓ તોરણો અને પતાકાઓથી શણગારાઇ ગયા. મનોહર ઘુઘરીઓના નાદો રાજારાણીને આવકાર આપવા લાગ્યાં, સ્ત્રી કે પુરૂષ, બાલક કે વૃદ્ધ, અમીર કે ગરીબ પોતપોતાની સંપત પ્રમાણે નવીન વસ્ત્રાભૂષણ સજી પ્રવેશ મહોત્સવમાં જવાને ઉતાવળ કરી રહ્યાં હતાં. આજે લોકોનો–નગરજનોનો હર્ષ ઉપર હર્ષ ઉભરાઇ જતો હતો.

રાજા–શંખપુર નરેશ્વર શંખરાજ ગજરાજની અંબાડી ઉપર આરૂઢ થઇને યથાસમયે નગરમાં પ્રવેશ કરી રહ્યા હતા. અપૂર્વ શીલ માહાત્મ્ય પામીને અક્ષત અંગોપાંગ-વાળી કલાવતી દુઃખરૂપી મહાસાગરથી પાર ઉતરી ગયેલી આજે મદોન્મત્ત ગજરાજના મદજળને શાંત કરતી રાજાની સાથે નગરમાં પ્રવેશ કરી રહી હતી. પોતાનો ભાવી રાજા પેલો બાલકુમાર પણ રાજારાણીની સાથે નગરીમાં પ્રવેશ કરતો ગજરાજની વિશાળ પીઠ પર રમી રહ્યો હતો. નગરમાં પ્રવેશ કરતા રાજારાણીનો ઉત્સાહ અપૂર્વ હતો. મંત્રીઓ, રાજ્યાધિકારીઓ, મહાજનોથી એ સામૈયા–વર-ઘોડાનો ઠાઠ ખુબ દમામદાર હતો, અનેક મંગલમય વાદિત્રોના ઘેરા નાદો કલાવતીના શીલ માહાત્મ્યની સુવાસને નભો-મંડલમાં ફેલાવી રહ્યા કે શું ? લોકોના હર્ષનો આવેશ અપૂર્વ હતો.

શંખરાજે અપૂર્વ મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરી પોતાના રાજમહાલયમાં પ્રવેશ કર્યો. રાજાએ દીન દુઃખી અને ગરીબજનોને અન્ન, વસ્ત્ર અને દ્રવ્યના દાનથી ન્યાલ કરી નાખ્યા. બીરૂદાવલી બોલનારા ભાટ ચારણ કવિઓને ઇનામ આપી સંતોષ પમાડ્યા. એ અપૂર્વ ઉત્સાહમાં

બંદિવાનોને પણ મુક્ત કર્યા, ને બાર દિવસ પર્યંત નગરમાં મોટો ઉત્સવ કર્યો. વ્યાપાર, રોજગાર બંધ કરાવીને અખાય નગરના નરનારીઓએ રાજરસોડે ભોજન કરી ગાન તાન ને રમત ગમતમાં દિવસો નિર્ગમન કર્યા. રાજાએ એવી રીતે પુત્રનો જન્મોત્સવ કરીને સારાય નગરના શોકસાગરનો નાશ કરી નાખ્યો. એ બાલ રાજકુમારનું નામ પૂર્ણકલશ સ્વપ્નને અનુસારે રાખ્યું. સગાં, સ્નેહી ને આપ્તજનોને પણ તેડી ભોજન જમાડી દાન અને માનથી આનંદિત કર્યા.

સુખદુઃખના અનુભવથી રીઢો થયેલો રાજા ન્યાયપૂર્વક રાજ્ય કરવા લાગ્યા. ને શ્રાવકના ધર્મનું આરાધન કરતા પોતે પણ બાર વ્રતોને ઉપયોગપૂર્વક પાલવા લાગ્યા. તેમાંય શિયલવ્રતમાં તો બન્ને રાજારાણીએ ગુરૂનો યોગ મેળવીને બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરી લીધું. છતાં બન્ને ખુબ સ્નેહપૂર્વક રાજકુમારનું પાલન કરવા લાગ્યા, વારંવાર ગુરૂનો ઉપદેશ શ્રવણ કરી રાજા દૂષણ રહિત શ્રાવકધર્મને પાળતા હતા. એ સુખશાંતિના સમયમાં–પોતાના રાજ્યશાસનકાલમાં અનેક નવીન જીનમંદિર બંધાવ્યા, અનેક જીર્ણ ચૈત્યોનો તેમણે ઉદ્ધાર કરાવ્યો, નવીન જીનેશ્વર ભગવાનની પ્રતિમાઓ તૈયાર કરાવી ગુરૂમહારાજ પાસે વિધિપૂર્વક જીનાલયોમાં પ્રતિષ્ઠિત કરાવી. મોટા મહોત્સવો પૂર્વક જીનપૂજાઓ રચાવી. ગુરૂ મહારાજ સાધુ સાધ્વીજનોને નમન, સ્તવન, વંદન, ખાન, પાન, સ્વાદિમ, શય્યા, શાસ્ત્ર, વસ્ત્ર, પાત્ર આદિ ધર્મોપકરણ વહોરાવી તેમની ભક્તિ કરી. તેમજ દીન, દુઃખી અને ગરીબ શ્રાવકોને ધન આપીને ઉદ્ધાર કર્યો, તેમને કરના બોજામાંથી મુક્ત કર્યા. જીનેશ્વરના ધર્મનું ગૌરવ વધારતો એ

રાજા ધર્મની નિંદા કરનારાઓને શીક્ષા કરવા લાગ્યો. એ રીતે શ્રાવકધર્મનું પાલન કરતાં ઘણો કાળ સુખમાં વ્યતીત કર્યો. દેવતાની માફક સુખી જીવો જતાકાલને પણ જાણતા નથી.

રાજપુત્ર પૂર્ણકલશ પણ શસ્ત્ર અને શાસ્ત્રનો અભ્યાસ કરી રમણીજનને વલ્લભ એવી મનોહર યુવાવસ્થાને પામ્યો. કામદેવના અવતાર સમો પૂર્ણકલશ યુવરાજપદને શોભાવતો રાજકાર્યમાં પણ હોંશિયાર થયો.

જીનેશ્વરના ભક્ત, તેમજ દેવ, ગુરૂ અને ધર્મની ભક્તિ કરનાર શંખરાજને રાજ્ય ભોગવતાં અનુક્રમે પ્રૌઢ અવસ્થા આવી. એ યુવાનીના રમણીય દિવસો પસાર થઈ ગયા, નાગની ફેણ સમા કાળા ભ્રમર સમાન શ્યામ મસ્તકના કેશ પણ ઉજ્વળતાને ધારણ કરવા લાગ્યા. પોતાના મસ્તકના કેશ, દાઢી, મુચ્છના કેશ એક પછી એક ઉજ્વળતાને ધારણ કરતા જોઈ સંસાર ઉપરથી વૈરાગ્યવાળા એ રાજાની આંખ ઉઘડી ગઈ.

રાત્રિના ચતુર્થ પ્રહર સમયે અચાનક જાગ્રત થયેલા રાજાના મનમાં વૈરાગ્યની પરંપરા વૃદ્ધિ પામવા લાગી. "આ અપાર સંસારસાગરમાં શરીર અને મન સંબંધીનાં અનેક દુઃખોથી આકુલ વ્યાકુળ થયેલો પ્રાણી જીનેશ્વર ભગવાને કહેલી રત્નત્રયી રૂપી નાવ વગર સંસારના પારને શી રીતે પામી શકે? ચોરાશી લાખ જીવયોનિમાં રત્નત્રય રૂપી ધર્મસામગ્રી નરભવમાંજ પ્રાણી મેળવી શકે છે. એ નરભવ પણ પ્રાણીને મહાપુણ્યાનુયોગે જ મલી શકે છે દશ દ્દષ્ટાંતે દુર્લભ મનુષ્યભવ કદાચ મલ્યો અને જો ધર્મ શ્રવણ ન મલ્યું તોય નકામું, ધર્મશ્રવણ કર્યા છતાં જો

ધર્મનું આરાધન કરાય નહી તોયે મનુષ્યપણું પામ્યાની સાર્થકતા શી ?

સંસારમાં તો રાજ્ય, લક્ષ્મી, સ્ત્રી, પુત્ર, અને પરિવારાદિકનો મોહ દુસ્ત્યાજ્ય હોય છે. યુવાની, સુખ, સમૃદ્ધિ જલતરંગની માફક વિનશ્વર હોવા છતાં એમાંથી જીવોની આસક્તિ છુટતી નથી. રાજ્ય, ઐશ્વર્ય એ દુર્ગતિને આપનારૂં છે. વિષયો કિંપાકના ફલ સમાન ઉપરથીજ રમણીય છે. તો પરંપરાએ જેનાથી દુઃખનીજ પ્રાપ્તિ થવાની છે એવા આ સંસારનો ત્યાગ કરી શીવસુખને આપનાર સંયમલક્ષ્મીને અંગીકાર કરૂં તોજ મારો મનુષ્યભવ સફલ થાય." એ વૈરાગ્યની ભાવનામાં રાજાની રાત્રિ પૂર્ણ થઇ ને પ્રાતઃકાળ થયો. પટ્ટરાણી કલાવતીને રાજાએ પોતાનો અભિપ્રાય પૂછ્યો, રાજાનો અભિપ્રાય જાણી કલાવતી ખુશ થઈ ગઇ.

"મહારાજ ! એ વિચાર આપનો અવસરને યોગ્ય છે. ભોગો પણ આપણે ઘણાકાલ ભોગવ્યા, રાજ્યસાહ્યબીય ભોગવી, રાજ્યને યોગ્ય પુત્ર પણ થયો, માટે પુત્રને રાજ્ય પાટે સ્થાપી આપણે ચારિત્ર લેવું તેજ એક યોગ્ય અવસર અત્યારે છે." કલાવતીના વચનથી રાજાના ઉત્સાહનો પણ વધારો થયો.

મંત્રીઓને બોલાવી તેમની સંમતિ મેળવી શુભ મુહૂર્તે રાજાએ પૂર્ણકલશનો રાજ્યાભિષેક કર્યો. પૂર્ણકલશને રાજ્યગાદીએ બેસાડી રાજ્યની સંપૂર્ણ જવાબદારી તેને સોંપી દીધી.

તે સમયે નંદનવનના ઉદ્યાનપાલકે આવીને રાજાને વધામણિ આપી. "મહારાજ ! ઘણા શિષ્યના પરિવારવાળા અમિતતેજ ગુરૂરાજ પધાર્યા છે." ઉદ્યાનપાલકની મધુરી

વાણી સાંભળીને રાજાએ તેને ન્યાલ કરી દીધો. અવસરને યોગ્ય ગુરૂમહારાજનું આવાગમન જાણીને રાજા બહુ ખુશી થયો. મહા આડંબરપૂર્વક પરિવાર સહિત સંયમની ભાવનાવાળો રાજા પ્રિયા સાથે ગુરૂમહારાજને વંદન કરવાને નંદનવનમાં આવ્યો. પાંચ અભિગમ સાચવીને ગુરૂને નમસ્કાર–વંદના કરી મંત્રી સામંત આદિ પરિવાર સહિત રાજાએ સમયને ઉચિત એવી ગુરૂની દેશના શ્રવણ કરી. રાજારાણીની સંયમ ભાવનાને જ્ઞાનથી જાણનાર ગુરૂ અવસરને ઉચિત કરવાનું નજ ભૂલે.

દેશનાને અંતે રાજાએ પ્રશ્ન કર્યો. "ભગવન્! કલાવતી દેવીએ પૂર્વ ભવને વિશે એવું શું દુષ્કૃત કરેલું કે નિરપરાધી એવી એ દેવીની બન્ને ભૂજાઓ મેં છેદી નંખાવી!"

રાજાના પ્રશ્નના જવાબમાં જ્ઞાનવાન એ ગુરૂ મહારાજ બોલ્યા. "રાજન્! પૂર્વે મહાવિદેહ ક્ષેત્રમાં મહેંદ્રપુર નગરને વિષે નરવિક્રમ નામે રાજા હતો. તેની પટ્ટરાણી લીલાવતીને સુલોચના નામે પુત્રી થઇ. અનુક્રમે તે બાળા કામદેવને ક્રીડા કરવાને ક્રીડાગ્રહ સમાન યૌવન વયમાં આવી. એક દિવસે રાજા સભા ભરીને બેઠા હતો ત્યારે કોઇક પરદેશી પુરૂષે રાજસભામાં આવીને એક પોપટ રાજા આગળ ભેટ ધર્યો, ને એ પોપટના ગુણોનું વર્ણન કરી રાજાને ખુશી કર્યો. એ પોપટે પણ અનેક સુભાષિત–શ્લોક વડે રાજાને રંજીત કર્યો. પોપટના ગુણોથી પ્રસન્ન થયેલા રાજાએ તે પુરૂષને ખુબ ધન આપીને વિદાય કર્યો.

રાજા નરવિક્રમે એ પોપટ પોતાની પ્રિય રાજકુમારી સુલોચનાને અર્પણ કર્યો. પોપટની ચતુરાઇથી રાજી થયેલી રાજકુમારીએ સુવર્ણનું પીંજર તૈયાર કરાવ્યું ને દ્રાક્ષ, દાડમનાં બીજ, અંજીર, આમ્રફળ વગેરે સ્વાદિષ્ટ ફળો

તેને ખવરાવવા લાગી. દુધ અને સાકર વડે યુક્ત પાણી પીવરાવતી એવો એ પોપટ રાજબાળાને પ્રાણથી પણ અધિક પ્રિય થઇ પડયો. એ પોપટ વગર એને ચેન પડતું નહિ. ઘણીકવાર પોતાના ખોળામાં બેસાડી પોપટને રમાડતી હતી, પોપટ પણ અનેક નવીન શ્લોક સંભળાવી કુમારીને રાજી કરતો હતો.

એક દિવસે સુલોચના પોતાની સખીઓની સાથે પોપટને લઇને કુસુમાકર નામના વનમાં આવી. એ કુસુમાકર ઉદ્યાનમાં જીનેશ્વર ભગવાનનું ચૈત્ય જોઇ બહુ જ ખુશી થઈ જીનમંદિરમાં પ્રવેશ કરી રાજબાળાએ શ્રી સીમંધર સ્વામીની અતિ આનંદપૂર્વક સ્તુતિ કરી. તે સમયે પેલો પોપટ પણ જીનેશ્વરના બિંબને જોઇ વિચાર કરવા લાગ્યો. "મેં ક્યાંક આવું જોયું છે." પૂર્વની ભૂલાઇ ગયેલી યાદશક્તિને તાજી કરતો હોય તેમ ખુબ એકાગ્રતા પૂર્વક વિચાર કરતાં પોપટને જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વના ભવને પ્રત્યક્ષ જોનાર એ જાતિસ્મરણ જ્ઞાનથી પોપટે શું જોયું ?

"ઓહ ! પાછળના ભવમાં અનેક શાસ્ત્રોને ભણાવી તેમજ ભણાવવામાં સાવધાન પંડિતોને વિશે શિરોમણિ એવો હું સાધુ હતો. પરંતુ પુસ્તકો અને ઉપધિ સંગ્રહ કરવામાં તત્પર રહી સંયમની શુદ્ધ ક્રિયામાં શિથિલ થયો. એ ભવમાં એવી રીતે કંઈક વ્રતની વિરાધના અને કંઇક માયાને આચરતો ત્યાંથી કાળ કરીને આ ભવમાં હું શુકપણે ઉત્પન્ન થયો. પૂર્વ ભવમાં હું જ્ઞાની હોવાથી આ ભવમાં શુકની યોનીમાં પણ મને જ્ઞાન થયું. પણ હા ! ધિગ્ ! જ્ઞાનરૂપી દીપક મારા હાથમાં પ્રગટ રહેલો છતાં મોહથી અંધ બનીને પુસ્તક અને ઉપધિમાં મુંઝાઇને સંય-

મરૂપી ધન હારી ગયો. છતાં આજે તિર્યગ્ ભવમાં પણ મને ત્રિજગતસ્વામી જીનેશ્વર ભગવાનું દર્શન થયું એટલું. મારૂં પુણ્ય હજી જાગ્રત છે તો હવે હે ભગવન્! તમારાં. દર્શન કર્યા વગર હું ભોજનને ગ્રહણ કરીશ નહિ.” પોપટે એ પ્રમાણે મનમાં વિચાર કરી સ્વયમેવ નિશ્ચય કર્યો. તિર્યંચભવના પરાધીનપણાની પોતે નિંદા કરવા લાગ્યો.

સુલોચના પણ જીનેશ્વર ભગવાનને નમી સ્તુતિ કરી પોપટનું પાંજરૂં લઇને પોતાના સ્થાને ચાલી ગઈ. બીજે દિવસે રાજકુમારીએ પાંજરામાંથી કાઢીને શુકને માટે સ્વાદિષ્ટ ફળ ખાવા માટે તૈયાર કર્યા. તે દરમિયાન નમો અરિહંતાણં બોલતો પોપટ આકાશમાં ઉડી ગયો, તે જીનેશ્વરને નમવાને બાહ્ય ઉદ્યાનમાં ચાલ્યો ગયો. ત્યાં ભક્તિપૂર્વક જીનેશ્વરને નમીને ફલ આહાર કરતો ઉદ્યાનમાં રમવા લાગ્યો, પરાધીનપણાથી મુક્ત થયેલા એ પંખીના આનંદમાં અત્યારે શી કમીના હતી ?

પોપટના ઉડી જવાને રાજબાળા આક્રંદ કરતી ખુબ વિલાપ કરવા લાગી. રાજબાળાની શાંતિ માટે રાજાએ બુદ્ધિમાન સુભટોને મોકલી કુસુમાકર ઉદ્યાનમાં એ પોપટને પકડી મંગાવ્યો. પકડાયેલા એ પોપટને રાજાએ રાજબાળાને આપ્યો. રાજબાળાએ પોપટને પકડીને ક્રોધથી એની પાંખો છેદી નાખી. “મને છેતરીને નાશી જવાનું ફલ તું ભોગવ,હવે તારાથી ક્યાંય જવાશે નહિ સમજ્યો.?” એમ કહીને કારાગારની માફક પોપટને પાંજરામાં પૂરી દીધો. પોપટ પણ મનમાં પશ્ચાત્તાપ કરતો વિચાર કરવા લાગ્યો. “હાય! ધિગ! આવી પરાધીનતાને ધિક્કાર થાઓ.”

પિંજરામાં પડેલો પોપટ દુ:ખી થયો છતાં વિચાર અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો. “અરે! ભવાંતરમાં સ્વા-

ધિન–સ્વતંત્ર હોવા છતાં પ્રમાદપણે પંચમહાવ્રત દૂષિત કર્યાં તેનું જ આ ફલ છે. અથવા તો આનાથી અધિક વિડંબના આગામી ભવોમાં એ પંચવ્રતને મલીન કરવાથી હું સહન કરીશ. વળી આ ભવમાં પણ હવે હું જીનેશ્વર ભગવાનનું દર્શન કરી શકીશ નહિ". પંજરમાં પૂરાયેલો પોપટ આ પ્રમાણે અધિકાધિક પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

"હા ! ઐહિક શોક કરવાથી શું ? હે આત્મા ! શોકનો ત્યાગ કર, શોકથી અનેક પ્રકારે કર્મબંધન થાય છે માટે હવે જીનદર્શન વિના મારે ખાવું કલ્પે નહિ ને જીનદર્શન હવે થશે નહિ જેથી મારે અનશન કરવું ઠીક છે." એમ વિચારી એ ધૈર્યવાન અને જ્ઞાની પોપટે અનશન અંગીકાર કર્યું, પંચ પરમેષ્ઠિમંત્રને સ્મરણ કરવા લાગ્યો, એ નવકારના ધ્યાનમાં અનુક્રમે પાંચદિવસ વ્યતીત કરી અનશનના પ્રભાવે સૌધર્મકલ્પમાં મહાન દેવ થયો. સુલોચના પણ એ શુકના દુઃખથી દુઃખિત થયેલી શુકની પછવાડે અનશન અંગીકાર કરી મૃત્યુ પામી. એ દેવની દેવીપણે ઉત્પન્ન થઈ. ત્યાં બન્ને વિષયસુખને ભોગવતાં દેવભવ સફલ કરવા લાગ્યાં. દેવભવનું આયુષ્ય પૂર્ણ થતાં એ દેવ સૌધર્મ દેવલોકમાંથી ચ્યવીને તું શંખરાજ થયો અને સુલોચના જે દેવી થયેલી તે ત્યાંથી ચ્યવીને કલાવતી થઈ. પરભવમાં તારી પાંખો છેદી નાખી તે વેરને બદલે આ ભવમાં તેં તેના બન્ને હાથ છેદી નાખ્યા."

ગુરૂના મુખથી પોતાના પરભવ સંબંધી વૃત્તાંતને જાણી વૈરાગ્યને અધિક શોભાવતાં તે રાજા રાણીએ દીક્ષાની પ્રાર્થના કરી. "હે ભગવન્ ! આ ભવનાટકમાંથી ઉદ્ધાર કરનારી અમને દીક્ષા આપો."

"તમારા જેવાં જ્ઞાનવાનને એમ કરવું તે યુક્ત છે અને

હે રાજન્ ! તમે તો શૂરવીર છો માટે સારા કાર્યમાં ઢીલ ન કરવી". ગુરૂમહારાજે અનુમતિ આપી.

પૂર્ણકલશ રાજાએ દીક્ષામહોત્સવ કરેલો છે એવા શંખરાજ અને કલાવતીએ ગુરૂમહારાજની પાસે શુભમુહૂર્ત્તે દીક્ષા ગ્રહણ કરી. ગુરૂમહારાજ સાથે ત્યાંથી વિહાર કરી ગયા.

ગ્રહણ અને આસેવન શિક્ષાથી શિક્ષિત રાજર્ષિએ સારી રીતે શ્રુતનો અભ્યાસ કર્યો ને શાસ્ત્રના પારગામી થયા. ક્રોધનો ત્યાગ કરી ક્ષમા ગુણને ધારણ કરતા પરિષહને સહન કરવા લાગ્યા. ઉપસર્ગને સમયે પણ ઉદ્વેગને નહિ પામતાં પોતાના સાધુપણામાં અપ્રમત્તપણે રહેવા લાગ્યા. પરભવની સંયમ વિરાધનાને યાદ કરતા તે આ ભવમાં સાવધાનપૂર્વક ચારિત્રની આરાધના કરવા લાગ્યા. જીવદયાની રક્ષા માટે ગમનાગમન પણ યત્ના પૂર્વક કરતા હતા. યત્ના પૂર્વક બોલતા હતા, યતના પૂર્વક બેસતા હતા. આહાર વિહાર પણ યતના પૂર્વક કરતા હતા. સાધુપણામાં સર્વ કંઇ તેઓ યતનાપૂર્વક કરતા હતા. એવી રીતે રૂડીપેરે સાધુપણાની સમાચારીનું આરાધન કરતાં શંખરાજર્ષિનો કેટલોક કાલ ચાલ્યો ગયો.

દીર્ઘકાલ પર્યંત ચારિત્રની આરાધના કરીને અંત સમયે શંખરાજર્ષિએ દ્રવ્ય અને ભાવ સંલેખના પૂર્વક અનશન અંગીકાર કર્યું. પોતાના પાપકર્મોની નિંદા કરતા ને શુભકરણીને અનુમોદતા શંખરાજર્ષિએ પંચપરમેષ્ઠિના ધ્યાનમાં કાળ કરીને પહેલા સૌધર્મ દેવલોકમાં પદ્મ વિમાનને વિષે પાંચ પલ્યોપમના આયુષ્યવાળા દેવપણે ઉત્પન્ન થયા. કલાવતી સાધ્વી પણ સંયમનું નિરતિચારપણે આરાધન કરી અંતે અનશન અંગીકાર કરી કાલ કરીને સૌધર્મ દેવલોકને વિષે પદ્મ વિમાનમાં ઉત્પન્ન થયેલા એજ શંખ-

દેવની દેવી થઈ, પહેલા સૌધર્મ કલ્પમાં બત્રીશલાખ વિમાનો છે. દરેક વિમાને એકએક ચૈત્ય છે. દરેક ચૈત્યમાં ૧૮૦ પ્રતિમાજી હોય છે. સાત હાથના શરીર પ્રમાણવાળાં અને મનુષ્યની પેઠે વિષયસુખ ભોગવનારાં દિવ્ય દેહધારી એ દેવદેવી સ્વર્ગનાં અનુપમ સુખને ભોગવવા લાગ્યાં, સેવક દેવદેવીનાં કરેલાં ગાયન અને નૃત્યને જોવા લાગ્યાં, અવસરે ત્યાં રહેલા શાશ્વતા જીનપ્રાસાદોને વિષે પૂજાને કરતા તેઓ દેવભવ સફળ કરવા લાગ્યા, મન ફાવે ત્યારે તે નંદીશ્વર દ્વીપે જાય, મનફાવે ત્યારે મેરૂપર્વત ઉપર જઈ ક્રીડા કરે, મનફાવે ત્યારે અષ્ટાપદે જઈ જીનેશ્વરને વાંદે, મન ફાવે ત્યારે નંદનવનમાં જાય. એવી રીતે પાંચ પલ્યોપમ સુધી એ દેવદેવીએ પોતાનો કાલ કેવલસુખમાં જ નિર્ગમન કર્યો. દેવભવનાં એ રમણીય સુખો, એ રમણીય ભોગ-વિલાસની વિપુલ સામગ્રીઓ, એ વાપિકાઓ, એ ઉદ્યાનોમાં વિવિધ પ્રકારે ક્રીડા કરતા અને ભિન્નભિન્ન શરીર વડે વિવિધ પ્રકારના ભોગ સુખને ભોગવતા જતા એવા કાલને પણ તેઓ જાણતા નથી. જે ચારિત્રની આરાધના કરવાથી પ્રાંતે મોક્ષનું અનુપમ સુખ મળવાનું છે ત્યાં આવાં પૌદ્ગલીક સુખ અચાનક મલે એની તો વાત જ શી ?

પંચમકાલમાં પણ એવા ચારિત્રની નિંદા કરનારા તેમજ ચારિત્ર આજે ક્યાં છે ? એવું બોલનારા જીવો અજ્ઞાન રૂપી અંધકારમાં જ રખડી રહ્યા છે, પોતાના પાપના ભારને તેઓ વધારી રહ્યા, છે એ સિવાય સાધુઓના વિદ્યમાન-ગુણોને ન જોતાં અછતા દોષોને જોનારા તેઓ બીજું શું કરી શકે ?

---

# પરિચ્છેદ ૨ જો

## કમલસેન અને ગુણસેના

---

૧

### કમલસેન.

સ્વર્ગના ટુકડા સમુ પોતનપુરનગર જગતભરમાં અતિ સ્વચ્છ અને પ્રચંડ શહેર ગણાતું હતું, નગરના ઊંચા મિનારાઓ તેમજ કીલ્લાના બુરજો આકાશ સાથે વાતો કરી રહ્યા હતા. મોટા મોટા આલિશાન અને ભવ્ય પ્રાસાદોથી અમરાવતીની શોભા ઝંખવાઈ જતી હતી, એ પોતનપુરના મહારાજ શત્રુંજયે સમગ્ર શત્રુઓને જીતી પ્રજાનું ન્યાયથી રક્ષણ કરીને પોતાનુ નામ સાર્થક કરેલું હતું, શુદ્ધ શિયલને પાલન કરનારી વસંતસેના નામે પટ્ટ-રાણી સાથે દેવ સમાન સુખને અનુભવતો શત્રુંજય રાજા જતા એવા સમયને પણ જાણતો નહિ. દેવતાઓ પણ ઈર્ષ્યા કરે એવું એ સુખ જાણે શચી અને શચીપતિનું હશે કે શીવ અને પાર્વતીજીનું સુખ હશે? રાજ્ય અને રમ-ણીનાં સુખોમાં મશગુલ બનેલા એ નરપતિ! બળ, બુદ્ધિ, સાહસ અને પરાક્રમ ઉપરજ મુસ્તાક રહેનાર એ નર-નાથના સુખમાં અત્યારે શી ઉણપ હતી? અને જો કાંઈ પણ ઉણપ હતી તો માત્ર એક રાજગાદી સંભારી શકે તેવા રાજકુમારની.

જગતમાં જેઓ પૂર્ણ ભાગ્ય લઇને જન્મેલા છે તેમના મનોરથો સફલ થાય છે, ભરતામાં હમેશાં ભરતીજ થયા કરે છે. પુણ્યશાળીને એક પછી એક માંગલ્ય પ્રસંગો પ્રાપ્ત

થયા જ કરે છે. આવા ભાગ્યશાળીને ત્યાં દેવો પણ ખુદ અવતાર ધારણ કરે તો એમાં આશ્ચર્ય જેવું શું છે! અરે! ખુદ દૈવનેજ એમની ચિંતા કરવી પડે તો એમાં નવાઇ શી?

પટ્ટરાણી વસંતસેનાએ યથા સમયે ગર્ભધારણ કર્યો. સૌધર્મ દેવલોકમાં દેવભવનાં સુખ ભોગવીને શંખરાજાનો જીવ ત્યાંથી ચ્યવી વસંતસેનાના ગર્ભમાં ઉત્પન્ન થયો, એ સારા ગર્ભના પ્રભાવથી જીવદયા પળાવવી, સાધર્મિક વાત્સલ્ય કરવું, દીન, દુઃખી અને અનાથોને છુટે હાથે દાન દેવું, ભાટચારણોને સંતોષ પમાડવો વગેરે દોહદો ઉત્પન્ન થયા. તે બધા રાજાએ પૂર્ણ કર્યા. તે દિવસે સ્વપ્નમાં પટ્ટરાણીએ સુખે સૂતાં સૂતાં કમલથી પરિપૂર્ણ સરોવર જોયું. હવે ગર્ભને સારી રીતે પોષણ કરતાં પટ્ટરાણી વસંતસેનાએ યથાસમયે પુત્રને જન્મ આપ્યો. વધામણિ આપનાર સુમુખીદાસીનું દારિદ્ર રાજાએ દૂર કરી દીધું, સગાં, સંબંધી આદિ સર્વેને આમંત્રી ભોજનથી સંતોષ પમાડ્યા. રાજાએ મોટો જન્મ મહોત્સવ કર્યો ને સ્વપ્નને અનુસારે રાજકુમારનું નામ પાડ્યું કમલસેન.

રાજાના વંશરૂપી નભોમંડલમાં દ્વિતીયાના ચંદ્રની માફક વૃદ્ધિ પામતો કમલસેન સકલ શસ્ત્ર અને શાસ્ત્રની કળામાં પારગામી થયો, નવીન યૌવન વયને પ્રાપ્ત થયો. રમણીજનને વલ્લભ એ મનોહર યૌવનવયનાં એનાં તેજ, કાંતિ, એનાં વદનની પ્રતિભા, એની રૂઆબભરી ગતિ, લાવણ્યથી નિસરતી એની સુકુમારતા એ બધાં જાણે દેવપણામાંથી સાથે લાવ્યો હોય, ને જાણે બીજો દેવ કુમાર પૃથ્વી પર આવ્યો કે શું!

પુષ્પની ખિલેલી કળીની માફક યૌવનમાં વિહરવા છતાં એ વૈરાગી હતો, અનેક મદ ભરેલી નવીન અચ્યુ-

દયવાળી યુવતીઓના નેત્ર કટાક્ષથી પણ જે ઘવાતો નહી. પુરની રમણીય કાંતિવાળી રમણીયોના હાવભાવોમાં પણ જે લોભાતો નહિ. તેમજ નૃત્ય, ગાન, સંગીત આદિ અનેક કુતુહલોમાં પણ જે આકર્ષાતો નહિ, એવો વિકાર રહિત કમલસેન પરભવના સુકૃતના અભ્યાસથી યૌવન છતાં ઈંદ્રિયોને દમન કરનાર, ડગલે ને પગલે જીવદયા પાળવાની કાળજી રાખનાર, મુનિની માફક સત્ય બોલનાર તેમજ જરૂર પુરતુંજ બોલનાર વિવેકી થયો. કારણ કે ભોગકુળમાં ઉત્પન્ન થયો હોય કે રાજ્યકુળમાં, પણ ભવાંતરના સારા યા માઠા સંસ્કારો ઝળકયા વિના રહે નહિ.

વસંતઋતુએ પોતાના અનેરા આભૂષણોથી દુનિયાની લીલાને રમણીય બનાવી હતી. ઉદ્યાનોમાં અનેક વૃક્ષ, લતાઓ લચીપચી પોતાની શોભા વધારી રહી હતી વિવિધ પ્રકારની લત્તાઓ પુષ્પોના ભારથી ઝુકી પડેલી ને રજકણના કણીયાથી વનના વાયુને સુગંધિત કરતી રસિક માનવીનાં દિલ બહેલાવી રહી હતી. એ વસંતની શોભામાં મ્હાલવાને મિત્રોએ કમલસેનને પ્રેરણા કરી. કમલસેન મિત્રોના આગ્રહને વશ થઈ વસંતનો રાગ જોવાને નંદનવનમાં ગયો. ત્યાં મિત્રો કમલસેનને પ્રસન્ન કરવાને અનેક પ્રકારે ક્રીડા કરવા લાગ્યા. ઉદ્યાનના આકર્ષણોમાં, લોભાયેલા મિત્રો મજા માણતા આગળ નિકળી ગયા, દરમિયાન કમલસેને કંઈક રૂદન જેવું સાંભર્યું. "આહા! પૃથ્વી નિર્નાથા થઈ ગઇ!"

એ શબ્દ સાંભળીને કમલસેન ચમકયો. "પિતાજી ન્યાયથી પ્રજાને પાળે છતે આ કોણ દુઃખી સ્ત્રી પોકારે છે?" એણે તપાસ કરી પણ કાંઈ જણાયું નહિ. "ગુંજારવ કરતા ભ્રમરાના શબ્દોમાં મારી એ ભ્રમણા થઈ હશે."

એમ વિચારી ચિત્તને બીજી બાજુ ફેરવ્યું છતાં બે ત્રણ-વાર એ શબ્દો સંભળાયા, કંઇક નિશ્ચય કરી કમલસેન શબ્દાનુસારે આગળ ચાલ્યો. તો દેવમંદિરમાં પ્રવેશ કરતી એક સ્ત્રીને જોઇ તે પણ દેવમંદિરમાં આવ્યો, દેવમંદિ-રમાં પ્રવેશ કરી પેલી સ્ત્રીને કમલસેન પ્રશ્ન કરે ત્યાં તો આશ્ચર્ય!

કમલસેનના જોતા જોતા દેવમંદિર આકાશમાં ચાલવા લાગ્યું. ક્ષણ માત્રમાં કેટલેક દૂર જઇ રમણીય વનપ્રદેશમાં ઉતરી ભૂમિ ઉપર સ્થિર થયું. વિસ્મય પામેલો કમલસેન વિચાર કરે તે પહેલાં તો પેલી સ્ત્રી અંદરના ભાગમાંથી બહાર આવી બોલી. "હે સ્વામિ! તમારૂં કલ્યાણ થાઓ. કુશળ તો છોને? આ આસન ઉપર બીરાજો?"

હે કલ્યાણી! તું કોણ છે? ને આ બધું ઇન્દ્રજાળ જેવું શું છે? કુમારે અજાયબીથી પૂછયું.

"હે પ્રાણેશ! આ બધુ તમારે માટે કર્યું છે. મારૂં નામ અંગલક્ષ્મી છે. હું આ નગરની પ્રખ્યાત નાયિકા છું. આજસુધી અનાથ હતી પણ તમને સ્વામી કરીને હું સનાથા થઈ છું." અંગલક્ષ્મીનો ઉત્તર સાંભળી કમલસેન ચમકયો.

"અરે! આ તું કુલને મલીન કરનાર વચન શું બોલી? અનાથ અને દુઃખીજનોનું પાલન કરવાથી હું તેમનો નાથ છું પણ પરસ્ત્રીના ગ્રહણવડે નહિ." એ અંગ-લક્ષ્મીના કાલાવાલા છતાં તેનો તિરસ્કાર કરીને કમલસેન દેવમંદિરમાંથી બહાર નિકળી ગયો.

"અરે! જો તું તને પોતાને બળવાન ને સુખી માનતો હોય તો મારી સામે આવ!" બહાર જતા કમલસેને ચાનક લાગે તેવા શબ્દો સાંભળ્યા.

"ઓહ! સ્વતંત્ર વિહારી આ વનરાજને રોકનાર તું કોણ?" કમલસેન ગરજ્યો.

"સ્વતંત્ર વિહારી વનરાજ?" કરડાકીથી તે પુરૂષ બોલ્યો. "જો તું વનરાજ હો તો મારા પ્રહારને સહન કર." ભયંકરરૂપને ધારણ કરતો કૃતાંત સમો તે પુરૂષ હાથમાં મુદ્દગળને નચાવતો કમલસેન સમક્ષ હાજર થયો.

એ ભયંકર પુરૂષને પોતાના જાજ્વલ્યમાન અને તેજસ્વી નેત્રોથી કરડો કમલસેન બોલ્યો "આવી જા, પહેલો તું ઘા કર."

"પહેલો ઘા તું કર." અટ્ટહાસ્ય કરતો રાક્ષસ બોલ્યો.

"નિર્દોષ ઉપર હું કદાપિ પ્રહાર કરતો નથી." પોતાના ખડ્ગને જોતો કમલસેન બોલ્યો. કમલસેનના સત્ય અને હિંમતથી પ્રસન્ન થયેલો તે પુરૂષ પોતાની ભયંકરતા સંહરી સૌમ્ય મનોહરરૂપ ધારણ કરતો બોલ્યો "કુમાર! તુંજ અંગલક્ષ્મીને યોગ્ય છો! સત્યશાળી છો."

"અને તમે કોણ?" પ્રસન્ન થતો કુમાર કમલસેન બોલ્યો.

"વિશાલ એવી ચંપાનગરીનો અધિષ્ઠાયક હું દેવ છું. કુમાર! પેલી પ્રૌઢ નાયિકા, દેવકુલનું આકાશમાં ગમન, પેલો ભયંકર અટ્ટહાસ્ય કરતો રાક્ષસ એ બધીય મારી માયા તારી પરીક્ષા માટે હતી, માટે તું એ ક્ષમા કર." ચંપાના અધિષ્ઠાયક દેવે ખુલાસો કર્યો. એ ખુલાસાથી કુમાર વિચારમાં પડયો. "આ બધુ તમારે કરવાની જરૂર?"

"તે તમને હવે અલ્પ સમયમાં જ ખબર પડશે, આ ચંપાનું રાજ્ય અને રાજ્યસુતા તમને વરશે". એમ કહી દેવ અદૃશ્ય થઈ ગયો.

દેવદર્શન પછી કુમાર કમલસેન ત્યાંથી આગળ ચાલ્યો

ને શુકન પણ સારા થયા. ઘર છોડીને વન જાય તોય પુણ્ય-વાનોને શું ? એક અદના ગુલામની માફક દૈવ જ એમની ચિંતા ન કરે તો જાય પણ ક્યાં ?

નજીકમાં જ અનેક નાના મોટા વૃક્ષરાજીથી સુશોભિત, કમલોએ કરીને પરિપૂર્ણ, સ્વચ્છ જળથી ભરેલું સરોવર જોયું અને જરી સ્નાન કરી પરિશ્રમ ઉતારવાની મરજી થઇ. જળક્રીડા કરી કુમાર બહાર નિકળ્યો તો મનોહર સાજથી સુશોભિત અશ્વની લગામ પકડીને ઉભેલા એક પુરૂષ ઉપર તેની દૃષ્ટિ પડી. પોતાની ઉપર દૃષ્ટિ પડતાં તે પુરૂષ બોલ્યો. "હે સ્વામિન્ ! આ અશ્વ ઉપર આપ બેસો."

"તું કોણ છે ? ને મને ક્યાં લઇ જવા ઇચ્છે છે ?"

"ચંપાનગરીના ગુણસેન રાજા અહીંથી નજીક નંદનવનમાં ક્રીડા કરવાને આવેલા છે, આપ ત્યાં આવીને ચંપાનરેશના મહેમાન થાઓ."

એ પુરૂષની વાત સાંભળી કુમાર અશ્વારૂઢ થઇને ચાલ્યો. નંદનવનમાં અશોકવૃક્ષની નીચે બેઠેલા ગુણસેન રાજા અને મતિવર્દ્ધન મંત્રીએ કુમારનું સ્વાગત કર્યું. અનેક વાર્તાલાપ થયા, સમયના જાણ મંત્રીએ રથમાં બેસાડીને કુમારનો ચંપાનગરીમાં પ્રવેશ કરાવ્યો. ગુણસેનરાજ પોતાના મહેલમાં ગયા ને કુમારને મંત્રી પોતાના આવાસે તેડી લાવ્યો. ખાન, પાન અને સેવા ભક્તિથી કુમાર પોતાનું ઘર પણ વિસરી ગયો. ક્ષણની જેમ દિવસ વહી ગયો ને નિશા આવી પહોંચી.

રાત્રિને સમયે પુષ્પની શય્યા સમાન સુકુમાલ શય્યામાં સુતેલા કુમાર પાસે મતિવર્દ્ધન મંત્રી આવ્યો, એકાંતનો સમય મેળવી બોલ્યો. "રાજકુમાર ! આજ વર્ષોથી અમારાં

ચિત્ત અગ્નિમાં રહેલા કાષ્ઠની માફક પ્રજળી રહ્યાં છે તે તમારા દર્શનરૂપી જળથી શાંત થયાં. કારણ કે ઉદાર ભાવનાશાળી પુરૂષો હમેશાં પરોપકાર કરવાના સ્વભાવવાળા હોય છે. માટે હે રાજકુમાર! તમે આ અંગદેશની રાજલક્ષ્મીને ગ્રહણ કરી અમારા સ્વામીના મનોરથ પૂર્ણ કરો."

મતિવર્દ્ધનમંત્રીની વાણી સાંભળી કુમાર કંઈક આશ્ચર્ય પામ્યો. મંત્રિન્! ગુણસેન જેવો તમારે નવયુવાન રાજા છતાં તમે નવા રાજાની ઇચ્છા કરો છો એ ખુબ નવાઇ ભરેલું છે, જરા સ્પષ્ટતાથી કહો? શું હકીકત છે તે? આતુરતાપૂર્વક અંદરનો ભેદ જાણવાને ઇચ્છતા રાજકુમારની ઇચ્છા તૃપ્ત કરતો મંત્રી બોલ્યો.

"રાજકુમાર! આ નગરમાં શ્રીકેતુ નામે રાજા હતો, વૈજયંતી નામે પટ્ટરાણી હતી, રાજાના ચિત્તને અનુસરનારી હતી. ન્યાયથી પ્રજાનું પાલન કરતો એ ધર્મપરાયણ રાજા પોતાનો કાલ સુખમાં વ્યતીત કરતો હતો. એક દિવસે રાજસભામાં વિવિધ વાર્ત્તાલાપ થતાં એક જણે પ્રશ્ન કર્યો. "આપણા નગરમાં સુખીમાં સુખી કોણ?"

"ભાગ્યવંતોમાં મુગુટમણિ તુલ્ય વિનયંધર નામે વ્યવહારીયો આપણા નગરમાં દેવતાને પણ ઇર્ષ્યા આવે તેવું સુખ ભોગવે છે". કોઇક ભટ્ટરાજે જવાબ આપ્યો.

"શું રાજાથી ય વધારે?" કોઇએ શંકા કરી.

"હા! વધારે!" એ ભટ્ટ નિડરપણે બોલ્યો. "મદનરાજ કામદેવ સમાન એ શેઠ રૂપલાવણ્યવાળો છે. કુબેરભંડારીની માફક એના ધનભંડાર ભરેલા છે. તેમજ દેવાંગનાઓનો તિરસ્કાર કરે તેવી અને શેઠનો પડતો બોલ

ઝીલી લેનારી ચાર પ્રિયાઓ છે જે હરરોજ શેઠના ચિત્તને અનુસરનારી–આજ્ઞાંકિત છે.”

“વણીક સ્ત્રીની પ્રશંસા કરવા જતાં તમે દેવીની નિંદા ન કરો.”

“અરે ભાઇ! નિંદા સ્તુતિનો એમાં સવાલ જ નથી. આતો જગત પ્રસિદ્ધ વાત છે અને તેય આપણા નગરની, ખાતરી કરી લ્યોને.”

એ વાતચિત એટલેથી અટકી ગઈ, પણ દૈવયોગે એ વાતચીત રાજાના મનને ભ્રમિત કરતી ગઇ. એ ચારે યુવતીઓ ઉપર રાજા આસક્ત થયો, જગતમાં એક વસ્તુને જોવામાં એટલી બધી આસક્તિ નથી થતી કે એ વસ્તુની પ્રશંસા સાંભળવાથી થાય છે ત્યારથી અમારો એ ધર્મવાન રાજા અધર્મી–અન્યાયી બની ગયો.

પરસ્ત્રીઓની પ્રશંસા માત્રથી પરાભવ પામેલો એ રાજા અહોનિશ દુર્ધ્યાન કરવા લાગ્યો એ વણીક રમણીઓને વશ કરવાના ઉપાય ચિંતવવા લાગ્યો. લોકો પોતાની નિંદા કરે નહિ ને એ ચારે રમણીઓ પોતાને આધીન થાય એવો શું ઉપાય?

એ સ્ત્રીઓના વિરહ અગ્નિથી સંતપ્ત થયેલો રાજા રાજકાજમાં પણ ઉદાસ વૃત્તિવાળો થઇ ગયો. કામાગ્નિથી દગ્ધ થયો છતો પોતાના નિર્મળ કુળને મલીન કરવાને પણ તૈયાર થયો. ઘુવડ તો રાત્રિએ અંધ હોય છે. પણ કામાંધ તો દિવસ અને રાત્રિએ પણ અંધ હોય છે.

## ૨

## ચંપાપતિની કથા.

પરસ્ત્રીના રંગથી રંગાયેલો આ વ્યભિચારી રાજા વિનયંધરને ફસાવવાનો વિચાર કરવા લાગ્યો. તે સિવાય

ચારે રમણીઓને પોતાના અંતઃપુરમાં લાવી શકાય નહિ. રાજા પ્રજાનો પાલક કહેવાઇ એજ પ્રજાનો ભક્ષક શી રીતે થઇ શકે? કોઈ પણ કારણ વગર, વગર ગુન્હાએ નિર્દોષને શી રીતે દંડી શકે? લોકોને જણાવવા પૂરતો પણ વિનયંધરને ગુન્હેગાર તો બનાવવો જોઇએ. સત્તા, ઐશ્વર્ય અને કામથી અંધ થયેલા રાજાઓની બુદ્ધિ જ્યારે વિકૃત થઈ જાય છે ત્યારે જ ન્યાય અન્યાય, પાપ પુણ્યનો કે ભાવીનો કંઇ પણ વિચાર કર્યા વગર પાપાંધકારમાં ડુબી જઇ તે બધા જીવનક્રમને ફેરવી નાખે છે ને ઇતિહાસના ક્રમને ઊંધો વાળી નાખે છે. કારણ કે ભાવી જ એમનું અંધકારથી ભરેલું હોય ત્યાં બીજું થાય પણ શું?

રાજાના કહેવાથી પુરોહિતે વિનયંધર સાથે કપટ મૈત્રી કરી. વિનયંધર સાથે ખાન, પાન, વાર્તાલાપના પ્રસંગ પાડીને સ્નેહની ગાંઠ મજબૂત બનાવી. એક દિવસે નિર્દોષ વિનયંધર પાસે પુરોહિતે ભોજપત્ર ઉપર કંઈક લખાવ્યું. પણ નિર્માલ્ય ગણીને વિનયંધરે ફગાવી દીધું. એ નિર્માલ્યગણાતા ભોજપત્રને આસ્તેથી વિનયંધરથી ગુપ્ત રીતે પુરોહિતે પોતાના ખીસ્સામાં ઠેરવી દીધું ને રાજાની પાસે આવીને તેમના હાથમાં ધરી દીધું.

રાજસભામાં બેઠેલા રાજાએ વિદ્વાનોની સામે એ ભોજપત્ર ધરી એમાંના લખાણને વાંચી સંભળાવવાની આજ્ઞા કરી. પંડિતોએ વાંચી વિચારી રાજાને કહ્યું. "મહારાજ! આતો વિનયંધરનું લખાણ છે, આ આપને કયાંથી મલ્યું?"

"મારા અંતઃપુરમાંથી આ કાગળ પકડાયો છે. શું વિનયંધરનામાં પણ કામરૂપી પિશાચ ભરાયો છે? મને કહો તો ખરા એમાં શું લખ્યું છે તે?" રાજાએ કહ્યું.

"હે પ્રિયે ! હે મૃગાક્ષિ ! તારા વિયોગે વિરહાનલથી બળી રહેલા મારી ચાર પ્રહરની રાત્રિ સહસ્રરાત્રિ પર્યંત લાંબી થઇ." પંડિતે શ્લોકનો ભાવાર્થ કહી સંભળાવ્યો. રાજા ક્રોધથી લાલચોળ બની ગયો. આહ ! વિનયંધર ! અને તે મારા અંતઃપુરમાં ? આ શો ઉત્પાત ?" રાજાએ નાટક ભજવવા માંડયું.

"રાજન્ ! વિનયંધર પવિત્ર અને શીલવ્રતનો ઉપાસક, ધર્મીઓમાં શિરોમણિ છે. એનામાં આ દોષ સંભવી શકે જ નહિ. સુવર્ણમાં શ્યામતા કદિ હોઇ શકે ? દૂધમાં પોરા ન હોઈ શકે. કોઇક દુર્જન મનુષ્યનું આ કાવતરૂં જણાય છે. માન સરોવરને વિષે રહેલો હંસલો તો મુક્તાફળનો જ ચારો ચરે, રાજન્ !"

અનેક સભ્ય અને મંત્રીઓની શિખામણ નહિ ગણકારતાં રાજાએ કોટવાલને હુકમ કર્યો. "જાઓ ? એ દુરાચારી વ્યભિચારી વિનયંધરને પકડી કારાગ્રહમાં પૂરીદો ! એનાં મકાનોને સીલ કરો ને તેની સ્ત્રીઓને અંતઃપુરમાં ચોકી પહેરા નીચે રાખો." રાજાનો હુકમ સાંભળી તીરની માફક કોટવાલ પોતાના સુભટો સાથે છુટયો. બધી ચંપાનગરીમાં હાહાકાર વર્ત્તી રહ્યો, વિનયંધર જેવા પવિત્ર પુરૂષ ઉપર આફત ઉતરેલી જોઈ નગરજનો કલ્પાંત કરવા લાગ્યા. અરે અવિચારી રાજાએ આ શું ઉત્પાત કર્યો ?.

રાજાનો હુકમ બજાવી કોટવાલ રાજાની સન્મુખ આવીને નમ્યો, વિનયંધરને મકાને સીલ કરીને વિનયંધર અને એની ચારે સ્રીઓને કોટવાલે રાજાની સમક્ષ હાજર કરી. એ ચારે રમણીઓને જોઇ રાજા હર્ષ ઘેલો થઈ ગયો "વાહ ! દેવાંગનાઓને પણ લજાવે એવી આ રમણીઓ ખચિત મારેજ યોગ્ય છે. હું જરૂર એમને મનાવી લઇશ."

રાજાએ વિનયંધરને કારાગ્રહમાં પૂર્યો ને ચારે સ્ત્રીઓને અંતપુરમાં મોકલી દીધી. રાજાએ વિનયંધરનો પક્ષ કરનારા નાગરિક જનોને કહ્યું કે "હે લોકો! જો વિનયંધર શુદ્ધ હોય તો તે દિવ્ય કરે તો છોડી દઉં." તિરસ્કાર કરી રાજાએ નાગરિકોને વિદાય કર્યા, ને સભાનું કામ પૂર્ણ કરી અંતઃપુરમાં ચાલ્યો ગયો.

અંતઃપુરમાં રહેલી એ ચારે સતી સાધ્વી સ્ત્રીઓની રાજાએ ખાન, પાન, વસ્ત્ર વગેરે માટે સારી વ્યવસ્થા કરી, ખુશામત કરી, પણ એ ચારેએ ખાન, પાન, સર્વે તજી દીધું, નવકારમંત્રનું સ્મરણ કરતી તે જીનેશ્વરનું ધ્યાન કરવા લાગી. નિશા સમયે રાજાની દાસીઓએ એમનું મન રાજા તરફ વાળવાના અનેક પ્રયત્ન કર્યા, છતાં તેની કાંઇ અસર થઇ નહિ ને દાસીઓને તિરસ્કાર કરી કાઢી મૂકી.

મદનના કાજળથી લીંપાયેલા શ્યામસ્વરૂપ રાજાએ રાત્રિ તરફડતાં તરફડતાં પૂર્ણ કરી, દાસીઓએ નિરાશાના સમાચાર કહ્યા છતાં પણ નિર્લજ્જ અને નફ્ટ એ રાજા પ્રાતઃકાળે સુંદર વસ્ત્રોથી સજ્જ થઈ એ ચારે રમણીયોની પાસે આવ્યો પણ એ ચારેમાંથી કોઇએ રાજાની સામેય જોયું નહિ, કે બોલાવ્યો પણ નહિ. દીપકની જ્યોતમાં જલી રહેલા પતંગીયાની માફક રાજા એમનાં સૌંદર્યમાં મુગ્ધ થયો છતો વિકારથી એમને નિહાળતો કુચેષ્ટા કરવા લાગ્યો. નિર્લજ વચનને બોલતો એ સતીઓને હેરાન કરવા લાગ્યો, ત્યાં તો આશ્ચર્ય!

સારી આલમમાં મનોહર ગણાતી એ યુવતીઓ એકદમ કદરૂપી અને બેડોલ બની ગઇ. રૂપમાં દિવાનો બનેલો રાજા એકદમ ચોંકયો. "ઓહો! આ શું!" રાજાએ પોતાની આંખો ચોળીને નજર કરી તો મોટા

લાંબા દાંતવાળી, ઉંટના જેવા ઓષ્ઠ વાળી, વાંકી ચુંકી નાસિકાવાળી, ગોળી જેવા પેટવાળી, બેડોલ એ શ્યામ મૂર્તિઓને જોઈ રાજા ગભરાયો. "અરે! મેં પૂર્વે જોયેલું સૌંદર્ય ક્યાં? ને આ કુરૂપતા ક્યાં?"

પટ્ટરાણી વૈજયવંતી પણ રાજાના દુરાચારને જાણીને ત્યાં આવી પહોંચી રાજાની આ ચેષ્ટા જોઈ નિર્ભર્ત્સના કરી. "અરે દુરાચારી! નૃપ કન્યાનો ત્યાગ કરી આવી અધમ સ્ત્રીમાં લોભાઇ ગયા, મને લાગે છે કે હવે તમારો દી ફરી ગયો."

લજ્જા પામેલા રાજાએ એ ચારે સ્ત્રીઓને પોતાના પંજામાંથી મુક્ત કરી ને વિનયંધરને પણ છોડી મૂક્યો. એ ચારે રાજમહેલની બહાર નીકળી કે તરતજ મૂળ સ્વરૂપમાં આવી ગઈ. આ આશ્ચર્ય જોઇ રાજા ખુબ અજાયબ થયો. સતીના તેજથી ભય પામી એનાં ઘરબાર માલમિલ્કત બધું એમને સોંપી દીધું. સતીઓના પ્રત્યક્ષ ચમત્કારથી ભય પામેલો રાજા મોટી વિમાસણમાં પડ્યો. "રખેને પોતાના ઉપર કાંઈ આફત ન ઉતરે!"

એક દિવસે ચંપાનગરીના પાદરે જ્ઞાની સૂરસેન ગુરૂ પધાર્યા. પૌરજન સહિત રાજાએ ગુરૂને વંદન કરી ધર્મ દેશના સાંભળી. દેશના પછી ઘણા વખતથી મનમાં રહેલો સંશય રાજાએ ગુરૂને પૂછ્યો. "ભગવન્! આ વિનયંધર શ્રેષ્ઠિએ શું પુણ્ય કરેલું કે જેથી આવી મહાન્ રૂપવતી સતીઓમાં શિરોમણિ ચાર સ્ત્રીઓનો ભરથાર થયો? એ ચારે સુરૂપવાન છતાં કુરૂપવાન મારા જોવામાં આવી તે પાછી મૂળ સ્વરૂપમાં આવી ગઇ. એ બધું સ્પષ્ટતા પૂર્વક આપ કહો?"

રાજાની શંકાનું સમાધાન કરવા ગુરૂએ વિનયંધરનો

પૂર્વભવ કહેવો શરૂ કર્યો. તે બધા નગરના લોકો, અને ચારે પ્રિયાઓ સહિત વિનયંધર આતુરતા પૂર્વક સાંભળવા લાગ્યા.

"હે રાજન્! એ બધામાં કર્મ એકજ કારણ છે તે તું સાવધાનતા પૂર્વક સાંભળ! પ્રાચીન કાળને વિષે ગજપુર નગરમાં વિચારધવલ રાજા હતો. તે નગરમાં વૈતાલિક નામે ઉદાર ભાવનાવાળો અને પરોપકાર કરવામાં રસિક ધનિક રહેતો હતો. દરરોજ તે વૈતાલિક પોતાને ઘેર તૈયાર કરેલા ભોજનમાંથી કોઇ અતિથિને જમાડીને પછી પોતે જમતો હતો. દાન અને બીજાનું ભલું કરવાની વૃત્તિવાળા તે વૈતાલિકે એક દિવસે તે ઉત્સર્પિણીમાં ઉત્પન્ન થયેલા નવમા જીનેશ્વરને ગજપુરની બહાર તિંદુક નામના ઉદ્યાનમાં કાઉસગ્ગ ધ્યાને જોયા. જીનેશ્વરની ભવ્ય મુદ્રા જોઇ વૈતાલિક ખુશી થયો છતો એમની સ્તુતિ કરવા લાગ્યો, ભક્તિથી એમને વંદના કરવા લાગ્યો. અંતરના ભાવ પૂર્વક સ્તુતિ કરતા એ વૈતાલિકે પોતાના આત્માને અનંત પાપના મલથી પવિત્ર કર્યો. ભવિતવ્યતાના યોગે મહાન લાભ મેળવી તે પોતાને સ્થાને ગયો.

દૈવયોગે તે ભગવાન પણ આહાર સમયે ફરતા ફરતા વૈતાલિકને ઘેર આવીને ઉભા રહ્યા, સાક્ષાત્ કલ્પવૃક્ષને અનાયાસે પોતાના આંગણે આવેલું જાણી વૈતાલિકના હર્ષની તો વાત જ શી? ખુબ ખુબ ભગવાનની સ્તુતિ કરી મનોહર સ્વાદિષ્ટ એવા મિષ્ટાન્નથી ભગવાનને પ્રતિલાભિત કર્યા. જીનેશ્વરને દાન દેવાથી તુષ્ટમાન થયેલા દેવતાઓ પણ દાનને વખાણવા લાગ્યાં ને ત્યાં પંચદિવ્ય પ્રગટ થયાં. જીનેશ્વરને દાનનું પ્રત્યક્ષ ફલ જોઇ વૈતાલિક સમક્તિ ધારી શુદ્ધ શ્રાવક થયો. દાનના પ્રભાવથી વૈતાલિક અનુક્રમે પ્રથમ દેવલોકે દેવતા થયો. દેવાંગનાઓ સાથે વિવિધ ક્રીડાને

કરતો તે દેવ આયુઃક્ષયે ત્યાંથી ચ્યવીને આ ચંપાનગરીના રત્નસાર શ્રેષ્ઠીને ત્યાં પુત્રપણે ઉત્પન્ન થયો. માતાપિતાએ એનું વિનયંધર નામ પાડ્યું. તે જ વિનયંધર આ પોતે. ”

જીનેશ્વરને દાનદેવાના પ્રભાવથી વિનયંધર આવું અપૂર્વ સૌભાગ્ય પામ્યો છે. જેના સૌભાગ્યની તારા જેવાને પણ ઇર્ષ્યા થાય છે. એના પ્રબળ ભાગ્યના યોગે તું રાજા છતાં એનું અપ્રિય કરવાને શક્તિવાન નથી. એ બધોય ભગવાનને દાન આપ્યાનો મહિમા છે. અરે આ ફલ તો એક પ્રાસંગિક ફલ છે દેવતા અને મનુષ્યનાં ભોગ સુખો એ તો મુક્તિ જનારા આત્માને માટે સંસારના એક વિસામા છે બાકી તો દાનનું ખરેખરૂ ફલ તો શીવ વધુની વરમાળ ધારણ કરવી એજ છે. એ ઉત્તમદાનના પ્રભાવથી સૌભાગ્ય, આદિ અનેક ગુણો વિનયંધરને પ્રાપ્ત થયેલા છે. એક દેવજ જેની ચિંતા કરે છે એવા વિનયંધરનાં વિશેષ તે શું વખાણ કરીયે ?”

સૂરિએ વિનયંધરનું કથાનક પૂર્ણ કર્યું. એની ચમત્કારિક કથા સાંભળી બધા આનંદ પામ્યા. રાજા પણ વિનયંધરનું ચરિત્ર સાંભળી ખુશી થયો. હવે વિનયંધરની ચારે પત્નીઓની પૂર્વભવની કથા ગુરૂએ કહેવી શરૂ કરી.

## ૩

## રતિસુંદરી.

“થાય પ્રલય પૃથ્વીતણો, સિંહ કદિ ખડ ખાય
પશ્ચિમ સૂર્ય ઉગે કદિ, સતી શરણ ન થાય;”

આ ભરતક્ષેત્રમાં સાકેતપુર નામે નગર હતું. ત્યાં શત્રુઓની લક્ષ્મીને પોતાના ચરણો તળે દબાવનાર નરકેશરી રાજા હતો, તેને કમલસુંદરી નામે રાણીથકી રતિ-

સુંદરી નામે કન્યા થઇ. નરકેશરી રાજાને શ્રીદત્ત નામે બુદ્ધિનિધાન મંત્રી હતો, સુમિત્ર નામે વ્યવહારીયો નગર શેઠ અને સુઘોષ નામે પુરોહિત હતો, મંત્રીને લક્ષ્મણા નામે પ્રિયાથકી બુદ્ધિસુંદરી નામે પુત્રી થઈ, નગરશેઠને લક્ષ્મી નામે પત્નીથકી ઋદ્ધિસુંદરી નામે પુત્રી થઇ અને પુરોહિતને લલિતાનામે સ્રીથકી ગુણસુંદરી નામે પુત્રી થઇ.

રાજકુમારી રતિસુંદરી યોગ્ય વયની થતાં પાઠશાળામાં ભણવાને માટે જવા લાગી તે સમયે તેની સમાન વયવાલી બુદ્ધિસુંદરી, ઋદ્ધિસુંદરી અને ગુણસુંદરી પણ એ લેખશાળામાં અભ્યાસ કરવા આવી. પછી તો સમાન વયની ને સરખા સૌંદર્યવાળી એ ચારે બાળાઓને પરસ્પર મૈત્રી થઇ.

સાથે રમે, સાથે જમે અને સાથે અભ્યાસ કરતી એ ચારે બાળાઓ સ્નેહ સંબંધથી એક બીજાને ઘેર જવા આવવા લાગી. એક દિવસે ઋદ્ધિસુંદરીને ત્યાં આ ત્રણે બાળ સખીઓ વાર્ત્તાવિનોદ કરતી હતી તે દરમિયાન શેઠને ત્યાં આવેલી કોઇ પવિત્ર અને સૌમ્ય વેષને ધારણ કરનારી સાધ્વીને જોઇ સખીઓએ પૂછ્યું "રૂદ્ધિ! આ નિષ્કલંક અને પવિત્ર આર્યા કોણ છે?"

"ધર્મનો ઉપદેશ કરનારાં અમારા ધર્મનાં એ પવિત્ર ગુણશ્રી નામે આર્યા છે." ઋદ્ધિસુંદરીએ ખુલાસો કર્યો અને જરાક હસી.

"એમની સૌમ્ય આકૃતિજ એમના ગુણોને જણાવે છે. આપણે એમને વાંદીયે, કંઇક શિખામણ પણ સાંભળીએ." રાજબાળા રતિસુંદરી બોલી.

"જરૂર! એમને જે વાંદે છે નમે છે તેમને ધન્ય છે. ભક્તિવડે કરીને જે એમને સ્તવે છે તે ધન્યતર છે અને

એમનો ધર્મોપદેશ શ્રવણ કરી જે શક્તિ અનુસારે પાળે છે તે અતિ ધન્યતર છે બેન!" ઋદ્ધિસુંદરીની વાણી સાંભળીને બધી ઉભી થઇને એ પ્રવર્ત્તિનીની પાસે આવી વંદન કર્યું. પ્રવર્ત્તિનીએ પણ એ ચારેને હિતકારી એવો ધર્મોપદેશ આપી એમના આત્માનો ઉદ્ધાર કર્યો.

સાધ્વીજીનો ધર્મોપદેશ સાંભળી એ ચારે બેનપણી ખુશી થઇ છતી રાજકુમારી બોલી. "હે ભગવતિ! ચારિત્ર ધર્મ તમે લીલામાત્રમાં પાળી શકો છો પણ અમારે માટે તે મેરૂના સરખો અથવા તો તેથીય અધિક છે કારણકે ઉત્તમ વૃષભ જ ગાડાના ભારને વહન કરે છે. નવા અણપળોટેલા વાછરડાઓ નહિ. માટે અમારી ઉપર કરૂણા કરીને અમને શ્રાવક ધર્મ આપો કે જેથી અમારૂં કલ્યાણ થાય."

રાજકુમારીનું વચન સાંભળી પ્રવર્ત્તિનીએ એ ચારેને દેવ, ગુરૂ અને ધર્મનું રહસ્ય સમજાવી સમકિતવંત બનાવ્યાં અને તે પછી એમને પરપુરૂષના ત્યાગરૂપ શિયલવ્રત ઉચરાવ્યું, સારી રીતે શિયલનો મહિમા સમજાવ્યો ગમે તેવી મુશીબતમાં કે વિષમ સંયોગોમાં પણ શિયલને સાચવવાની ભલામણ કરી પ્રવર્ત્તિની પોતાને સ્થાને ચાલ્યાં ગયાં, એ ચારે સખીઓએ પણ એ નિયમને અંગીકાર કરી ઋદ્ધિસુંદરીની રજા લઈ ત્રણે સાહેલીઓ પોતપોતાને મકાને ચાલી ગઇ, તે પછી થોડાક વસંતના વાયરા વહી ગયા. ને રતિસુંદરી પૂર્ણ યૌવનની કળાએ પહોંચી ગઈ. એની યુવાની અને સૌંદર્યની સુવાસ દેશોદેશ પ્રસરી ગઇ.

એક દિવસે નંદપુરના અધિપતિ ચંદ્ર રાજાએ રતિસુંદરીની રૂપ રાશિની ખ્યાતિ સાંભળી, એને વરવાને

આતુર તેણે પોતાનો દૂત નરકેશરી રાજાની પાસે મોકલ્યો દૂતની વાણી સાંભળી નરકેશરી રાજા ખુશી થયો ને નરકેશરી રાજાએ રતિસુંદરીને પોતાના પ્રધાન પુરૂષો સાથે નંદપુર મોકલી આપી. સ્વયંવરા આવેલી રતિસુંદરીને ચંદ્રરાજા મોટા મહોત્સવપૂર્વક પરણ્યો. એ રીતે રતિસુંદરીને મેળવી ચંદ્રરાજાએ પોતાનો મનોરથ પૂર્ણ કર્યો.

એક દિવસે ચંદ્રરાજા રાજાસભામાં બેઠો હતો તે દરમિયાન કુરૂદેશના મહેંદ્રસિંહ રાજાનો દૂત રાજસભામાં પ્રવેશ કરીને ચંદ્રરાજાને કહેવા લાગ્યો "રાજન્! અમારા રાજાએ તમને કહેવરાવ્યું છે કે તમારે ને અમારે વંશપરંપરાથી સ્નેહ સંબંધ વૃદ્ધિ પામતો ચાલ્યો આવે છે. એ સ્નેહને અત્યારે પણ ગમે તેવા સંયોગોમાં તમારે નિભાવવો જોઇએ. એ સ્નેહની પરીક્ષા માટે તમારે કોઈ વિષમમાં વિષમ કાર્ય મને કહેવું, જે કાર્ય કરીને હું એ સ્નેહમાં વધારો કરીશ. તમારા પ્રેમને વધારીશ, એવીજ રીતે મારા સ્નેહને વધારવા માટે તમે તમારી નવીન પરણેલી નવોઢા રતિસુંદરીને મોકલી આપો."

દૂતની નિડરવાણી સાંભળી રાજા સહિત સભા દિંગ થઈ ગઈ. "તારા રાજાની પ્રીતિ વધારવાની રીત તો ન્યારી છે ભાઈ! તારા રાજાએ બીજુ કોઈ કાર્ય ફરમાવ્યુ હોત તો હું તારા સ્વામીના મનોરથ પૂર્ણ કરત, પણ એક ગરીબમાં ગરીબ માણસ પણ સ્રી તો આપી શકતો નથી. સમજ્યો!" ચંદ્રરાજાએ દૂતને પ્રત્યુત્તર આપ્યો.

ચંદ્ર રાજાનો જવાબ સાંભળવા છતાં જાણે મોટી પંડિતાઇનો ઘમંડ કરતો અને ચંદ્રરાજાનું હિત એના હૈયામાંથી નિતરી રહ્યું હોય તેમ પોતાના સ્વામીના ઐશ્વર્યથી ગર્વિષ્ઠ થયેલો તે બોલ્યો. "તમારી એ નવીન પત્નીમાં

અમારા સ્વામી ઘણાજ પ્રીતિવાળા થઈ ગયા છે તેના વિયોગે પોતાનું રાજકાર્ય પણ સંભારી શકતા નથી માટે હે રાજન્! ખોટો મમત્વ કરી તમારૂં રાજપાટ ગુમાવશો નહિ. એક ખીલીને માટે પ્રાસાદ તોડી પાડવાની મહેનત કોણ કરે? માટે અમારા દેવને એ દેવી આપીને તમે વૃદ્ધિ પામો."

દૂતના વચનથી ક્રોધાંધ થયેલા રાજાએ દૂતને ધક્કા મારી બહાર કાઢી મુકાવ્યો, અપમાન પામેલો દૂત ગુસ્સાથી ધમધમતો પોતાને દેશ ચાલ્યો ગયો. રાજા મહેંદ્રસિંહને ચંદ્રરાજાના અપમાનની વાતો કહીને ખુબ ઉશ્કેર્યો.

મહેંદ્રસિંહ દૂતની વાણી સાંભળીને ચતુરંગી સેના સહિત પૃથ્વીને ધમધમાવતો ચંદ્રસિંહના સિમાડે આવી પહોચ્યો. ચંદ્રસિંહ પણ પોતાના લશ્કર સાથે મહેંદ્રસિંહના સામે આવ્યો. બન્ને લશ્કરો સામસામે ખુબ જોસથી લડ્યાં. યુદ્ધમાં છળ અને બળથી મહેંદ્રસિંહે ચંદ્રસિંહને ઘાયલ કરીને પકડી લીધો. તેણે પોતાના લશ્કર મારફતે નંદપુરી લુંટાવી દીધી ને રતિસુંદરીને રાજમહેલમાંથી પકડી મંગાવી. પોતાનું અભિષ્ટ સિદ્ધ થવાથી મહેંદ્રસિંહે ચંદ્રસિંહને બંદીખાનાથી મુક્ત કરી એનું રાજ્ય સોંપી દીધું ને પોતે પોતાને દેશ ચાલ્યો ગયો. ત્યાં એક વિશાળ પ્રાસાદમાં રતિસુંદરીને રાખી.

રતિસુંદરીના સૌંદર્યમાં દિવાનો બનેલો રાજા મહેંદ્રસિંહ રૂવાબદાર વસ્ત્રાભૂષણથી સજ્જ થઇને રતિસુંદરી પાસે આવ્યો. "પ્રિયે! તારા સ્વરૂપમાં આશક થયેલા મેં શું નથી કર્યું? યુદ્ધમાં હજારો માણસોનો નાશ કરાવી નાખ્યો. ચંદ્રસિંહ રાજાને યુદ્ધમાં જીતી લઈ એક કોડીનો બનાવી દીધો એની રાજ્ય લક્ષ્મી લુંટી લીધી એ બધું

તારે માટે, તને સ્વાધિન કરવા માટે, તારા જેવી સુંદરી પ્રાપ્ત કરી તારા સમાગમ સુખથી આ બળતા જીગરને તૃપ્ત કરવા માટે, તારા જેવી પ્રિયાને મેળવી સુખી થવા માટે."

રાજાનાં તપ્તલોહ સમાન વચન સાંભળી રતિસુંદરી વિચારમાં પડી. "અરે! આ મારા રૂપ લાવણ્યને ધિક્કાર થાઓ, એ રૂપમાં લુબ્ધ બનીને આ પાપી રાજાએ કેટલો બધો અનર્થ કર્યો? હજારો ઉત્તમ પુરૂષોનો મારા નિમિત્તે નાશ કરી નાખ્યો. મારા પતિને આ દુષ્ટે પરાભવ પમાડી દુ:ખી કર્યા, મને અહીં પકડી લાવ્યો, આવા વિષય સમયે હું મારા શિયલનું રક્ષણ શી રીતે કરીશ? છતાંય ગમે તે ભોગે પણ મારા શિયલનું હું રક્ષણ કરીશ. હાલમાં તો કાલ વિલંબ કરવા દે; જ્ઞાનીએ જોયું હશે તેમ થશે."

"રાજન્! તમારા સરખા ઉત્તમ પુરૂષોને પરસ્ત્રીમાં રક્ત થવું તે યોગ્ય નથી. પોતાની સ્ત્રીમાં સંતોષ માની જે પુરૂષો પરસ્ત્રીથી પરાંગમુખ થયેલા છે તેમનેજ ધન્ય છે. નરકમાં જનારા પુરૂષોજ પરસ્ત્રીની અભિલાષા કરે છે રાજન્!"

એ તારો ઉપદેશ હાલમાં રહેવા દે. હાલમાં તો મારી પટ્ટરાણી બની તું કુરૂદેશની મહારાણી થા. રાજ્યલક્ષ્મીને ભોગવનારી થા! મારા જલતા જીગરને શાંત કરનારી થા! પ્રિયે! મારા અધિરા અને ઉત્સુક મનને જેમ બને તેમ તાકીદે શાંત કર. તૃપ્ત કર."

રાજાની આતુરતા અને ઉત્સુકતા જોઇ રતિસુંદરી કંપી ઉઠી. "મહારાજ! ધિરજ ધરો? ઉતાવળે કાંઇ આંબા પાકતા નથી. સમતાનાં ફલ મીઠાંજ હોય છે. પહેલા આપને એક પ્રાર્થના કરૂં છું તે સ્વિકારશો?"

"અને તે તારી પ્રાર્થના શી છે પ્રિયે? અરે તું કહે તો મારૂં મસ્તક ઉતારી હાજર કરૂં, તું કહે તો બધી કુરૂદેશની રાજ્યલક્ષ્મી તારા ચરણમાં હાજર કરૂં, બોલ? તારો હુકમ હું શી રીતે અદા કરૂં?" પરસ્ત્રીના રૂપ લાવણ્યરૂપી દીપકમાં જળી રહેલા પતંગીયાની જેવા પામર પુરૂષો એ સિવાય બીજુ કહે પણ શું!

"રાજન! ચાતુર્માસ પર્યંત મારૂં વ્રત પૂર્ણ થવા દો! ત્યાં સુધી શીલભંગની યાચના કરશો નહિ. મારા મહેલમાં આવશો ય નહિ." રતિસુંદરીના આ ધડાકાથી રાજાનું હૃદય ઘવાયું "અરે એ શી રીતે બને? છતાં ભલે એ તારી પ્રાર્થના હું માન્ય રાખું છું." એમ કહી રાજા ઘવાતે હૃદયે ચાલ્યો ગયો, અત્યારે તો એના મનનો અભિલાષ મનમાંજ રહી ગયો.

છએ વિગયનો ત્યાગ કરી રતિસુંદરીએ આચામ્લ તપ કરવા માંડયું. ને તેમાંય એક ધાન્યથી નિભાવીને; ચાતુર્માસ પૂર્ણ થતાં તો શરીર હાડ, માંસ અને ચામડી ભર બનાવી દીધું. એ સૌંદર્યમાંથી તેજ, ગૌરવ, છટા બધુંય ઉડી ગયું ને વદનની કાંતિય કરમાઇ ગઇ. એ વિરૂપ રતિસુંદરીને એક દિવસે અકસ્માત રાજાએ જોઇ. એની નરી વરવી ને બિભત્સ કાંતિ જોઇ રાજા એના મહેલમાં આવ્યો. "પ્રિયે! આ શું? અનેક દાસ દાસીનો પરિવાર તારી સેવામાં હાજર છતાં, મનગમતાં સ્વાદિષ્ટ મિષ્ટાન્ન તારા ચરણમાં આળોટતાં છતાં તારી આ સ્થિતિ કેમ? કયા દુઃખે તારી આ સ્થિતિ થઈ છે વારૂ?"

"હે દેવ! હું હાલમાં એક મહાન વ્રત કરૂં છું. એ કલેશકારી અને દુઃસ્સહ વ્રતથી હું દુર્બલ થઈ છું." રતિએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

"તારે તે વળી અત્યારે વ્રત કેવું? કુરૂદેશની પટ્ટરાણી થઇને તું જગતને આશ્ચર્ય કરે એવાં અદ્દભૂત મનુષ્યસંબંધી સુખોને ભોગવ! સુખ ભોગવવાના દિવસોમાં અત્યારે તે તારે વૈરાગ્ય શ્યો વળી?" રાજાએ કહ્યું.

"હાડ માંસથી ભરેલો આ દેહ તે જ વૈરાગ્યનું કારણ છે મહારાજ! ગમે તેવું શોભાયુક્ત હોવા છતાં આ શરીર પાપનું જ ઘર છે. આવા નિર્ગુણ અને દોષના મંદિરરૂપ આ શરીરને જોવા માત્રથી પણ આપ જેવા ગુણાઢય પુરૂષો મુંઝાઇ જાય છે. ઉત્તમ પુરૂષોના ચિત્તને પણ જે ભમાવી નાખે એવા આ પાપીપિંડ ઉપર વળી મોહ શો?" રતિ બોલી.

રતિસુંદરીની વૈરાગ્યમય વાણી પણ મગશૈલ પાષાણની માફક રાજાને કાંઇ પણ અસર કરી શકી નહિ. "કાન્તે! હવે તું તારો તપ પૂર્ણ કર ને મારો અભિલાષ પણ તું પૂર્ણ કર. પુષ્પની નાજુક ખીલેલ કળી અત્યારે કરમાયેલ છતાં કેવી તેજસ્વી અને આકર્ષક છે?" રાજા ચાલ્યો ગયો. રાજા એના તપની પૂર્ણતાની રાહ જોવા લાગ્યો.

અનુક્રમે રતિસુંદરીનો તપપૂર્ણ થયો તે પછી એક દિવસે રાજા રતિસુંદરીના મહેલે આવ્યો. "પ્રિયે! કમલની સુવાસથી આકર્ષાયેલ ભ્રમરની માફક હું પણ તારામાં લુબ્ધ થયો છું. તારા વિયોગરૂપી દાવાનલથી પીડાઇ રહ્યો છું." રાજાએ પોતાની મનોવેદના જાહેર કરી.

"પારણામાં સ્નિગ્ધ અને મનોહર ભોજન કરવા છતાં અત્યારે મારા શરીરમાં સ્ફુર્તિ નથી, મારૂં મસ્તક ભમે છે. પેટમાં શૂળ આવે છે. શરીરની સંધીના ભાગો તુટી રહ્યા છે ને તમે તો હજી મારી આવી હાલતમાં પણ

વિલાસનીજ વાત કર્યા કરો છો એ નવાઇની વાત છે!"

"દીપકના તેજમાં અંજાયેલ પતંગીયુ બીજે ક્યાં જઇ શકે? કમલની સુવાસમાં લોભાયેલ ભ્રમરની બીજી ગતિ પણ શી? તારા જેવી જગતમોહિની પ્રિયા સ્વાધીન હોવા છતાં હવે ધીરજ પણ શી રીતે રહે?" રાજાની આતુરતા વધી.

રાજાનો ખુબ દુરાગ્રહ જાણી રતિસુંદરીએ રાજાથી ગુપ્તપણે મદનફળ મુખમાં મુકી દીધું તે પછી રાજાની પાસે આવી વાત કરતાં ને રાજાને સમજાવતાં રાજાની આગળ વમન કર્યું. પોતાનું એ ઉચ્છિષ્ટ ભોજન કરીને બહાર વમી કાઢેલું રાજાને બતાવતી રતિસુંદરી બોલી. "દેવ! દેહનું આ સ્વરૂપ જુઓ? આપ જે સૌંદર્યમાં મુંઝાઈ ગયા છો એનાં આ મૂલ્ય? પવિત્ર વસ્તુઓ પણ પેટના સંબંધથી અપવિત્ર-અશુચિમય થઈ જાય છે. ઉત્તમ જનો અશુચિનું ભક્ષણ કરતા નથી, આપ તો બાલકથી ય બાલ છો કે આ વમેલાનું ભોજન કરવા ઇચ્છો છો." રતિસુંદરીનો કટાક્ષ સાંભળી રાજા ચમક્યો.

"અરે! શું હું રાંક છું! શું હું જડ છું કે વમન કરેલું ખાઉં?" રાજા બોલ્યો.

"અરે મૂઢ માણસ પણ સમજી શકે તેવી દીવા જેવી વાત આપ કેમ સમજતા નથી? જે પરસ્ત્રી છે તે વમેલા આહાર જેવી છે. બીજા પુરૂષે ભોગવેલી સ્ત્રી એ તો વમેલા આહાર જેવી જ ગણાય. તેની સાથે તમે એ વમેલા આહારને ગ્રહણ કરવા ઇચ્છો છો એ નરૂં દીવા જેવું સત્ય કેમ સમજાતું નથી રાજન!"

એ બધીય તારી વાત સત્ય છે. પણ રાગી દોષને જોતો નથી, તેમ આ અંગમાં આશક થયેલો હું એક માત્ર તનેજ જોઈ રહ્યો છું."

"આપ મારા કયા અંગમાં આસક્ત થયા છો ?"

"આ જો તારાં હરણીના જેવાં ચપળ અને તેજસ્વી નેત્રો જ કેવાં આકર્ષક છે? એની અદ્‌ભૂત શોભાનાં તારી આગળ હું શાં વખાણ કરૂં ?"

"એમ? મારાં આ નેત્રો તમને બહુ ગમે છે?" કંઇક ઇરાદા પૂર્વક રતિસુંદરી બોલી. એનાં વિશાલ નયનો ચમકી રહ્યાં. એ નયનોમાં અપૂર્વ તેજ ઉડી રહ્યું.

"હા પ્રિયે!" મૂઢ રાજાના કામુક હૈયાના દાહ-જ્વરને બૂજાવવા હવે અપૂર્વ બલિદાનની એને જરૂર લાગી. કંઇક નિશ્ચય કરી રતિસુંદરી ઉભી થઇ. આ પાપી રાજાના સકંજામાં પોતાનું શીલ રહી શકશે નહિ. પછી તો શીલના મૂલ્ય આગળ પોતાના દેહને તુચ્છ ગણતી રતિસુંદરીએ તીક્ષ્ણ છુરી લાવીને પોતાનાં બન્ને નેત્રો છેદી રાજાની આગળ ધર્યાં." "આપને આ નેત્ર પ્રિય હોય તો લો." નેત્રો અર્પણ કરતી રતિ બોલી.

નેત્ર વગરની અંધ થયેલી રતિસુંદરીનું આ સાહસ જોઇને રાજા મહેંદ્રસિંહનો મદન-કામજ્વર ઓસરી ગયો. આભો બનેલો તે ફાટી આંખે એ વિગતનેત્રા રતિસુંદરીને જોવા લાગ્યો "આહા! તને અને મને દુઃખકારી એવું આ તેં શું કર્યું? અરે! સાહસ વૃત્તિવાળી! આ તેં બહુજ વિપરીત કામ કર્યું."

"મહારાજ! તમને અને મને આલોક અને પર-લોકમાં હિતકારી એવું આ કામ મેં કર્યું છે. ઔષધ કડવું હોય છે તો તે જ રોગનો નાશ કરી શરીરને નિરોગી બનાવે છે. તેમ પરસ્ત્રીના સમાગમથી માનહાનિ, ધન-નાશ અને જીવિતનો નાશ થાય છે, ને પરભવમાં દુઃખ દારિદ્ર, દૌર્ભાગ્ય, ક્ષય, કુષ્ટ અને ભગંદર આદિ રોગ

ઉત્પન્ન થાય છે. પરસ્ત્રીનું આલિંગન કરનારને નરકમાં ધગધગતા લોહ સ્થંભને આલિંગન કરવું પડે છે ને તિર્યંચ યોનિમાં ખસી કરાવવી, શીત, તાપ સહન કરવા, ભૂખ તરસ તેમજ પરવશતાનાં દુઃખ અતિ કલેશકારી હોય છે. આવા દુઃખરૂપી રોગોથી મારા આ ઔષધરૂપ કાર્ય વડે આપણે બન્ને છુટી ગયાં. મારા આ કાર્યથી તમારૂં ને મારૂં બન્નેનું લોકમાં હિત થશે. પરસ્ત્રીના ગમનથી તમારૂં દુર્ગતિ ગમન પણ હવે અટકી જશે રાજન્! રતિસુંદરીની કામદેવના તાપને નાશ કરનારી દેશના સાંભળી રાજા ઠંડોગાર થઈ ગયો. એના સાહસથી જેની બુદ્ધિ આપોઆપ સાનમાં આવી ગઈ છે એવો રાજા પોતાના મસ્તકને કંપાવતો બોલ્યો. "આહ! સમયને જાણનારી તું એક મહાન સતી છો, સતીયોમાં મુગુટમણિ સમાન તારા જેવી મહાન સતીનું મારા જેવા પાપીને દર્શન પણ ક્યાંથી હોય? હે સાધ્વી! મારા અપરાધને તું ક્ષમા કર, મારે હવે શું કરવું તેની મને આજ્ઞા કર?"

સતીની ક્ષમા માગતો રાજા બે હાથ જોડી પોતાના અપરાધ ખમાવવા લાગ્યો. રાજાની શુદ્ધ ભાવના જાણી રતિસુંદરી બોલી. "રાજન્! આજથી પરસ્ત્રીનો તમે ત્યાગ કરો કે જેથી તમારે ભવ ભ્રમણ કરવું પડે નહિ."

"આજથી મારે પરસ્ત્રીનો ત્યાગ હો!" પશ્ચાત્તાપની અગ્નિમાં દગ્ધ થતા રાજાએ એ પ્રમાણે ચતુર્થ વ્રતને અંગીકાર કર્યું. ને રતિસુંદરીને પોતાના ગુરૂ સ્થાને સ્થાપન કરી સન્માન વધાર્યું. છતાંય એ અંધ રતિસુંદરીને જોઈ રાજા વારંવાર વિલાપ-શોક કરવા લાગ્યો. રાજ્યકાર્યનો ત્યાગ કરી એ પશ્ચાત્તાપના પાવકમાં જલવા લાગ્યો. 'ઓહ! આ સતી સાધ્વી સ્ત્રીનું મેં પાપીએ કેવું અનર્થ

કર્યું ? એના સંસારનું–અરે એ રમણીય એની સૃષ્ટિનું મેં સત્યાનાશ વાળી નાખ્યુ. એની આંખોનું બલિદાન લીધું. હા ! મારાં પાપ ! ઐશ્વર્ય અને યૌવનના મદમાં આ સતીના સુખનો મેં નાશ કરી નાખ્યો. ” રાજા મહેંદ્રસિંહને પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં બળી મરતો જાણી સતીએ કાઉસગ્ગ ધ્યાને રહી શાસનદેવીને યાદ કરી.

પંચપરમેષ્ઠીના ધ્યાનમાં તત્પર એવી અપૂર્વ શીલ માહાત્મ્યવાળી રતિસુંદરીના શીલ માહાત્મ્યથી શાસનદેવી પ્રગટ થઈ. “ હે શીલરૂપ અપૂર્વ વૈભવવાળી ! તું જયવંત રહે ! હે સતીયોમાં શિરોમણિ ! તારૂં કલ્યાણ થાઓ. હે રાજાને પ્રતિબોધ કરનારી ! તારી સર્વે અભિલાષા પૂર્ણ થાઓ. ” દેવીએ કરેલી સ્તુતિની સાથેજ સતીનાં વિશાળ નેત્રો પ્રગટ થયાં. રાજા વગેરે સતીનો મહિમા જાણી આશ્ચર્ય પામ્યા. દેવી તો અદશ્ય થઈ ગઈ, પણ સતીનો મહિમા જગતમાં ગવાઈ રહ્યો, અપૂર્વ નેત્રવાળી ને સંપૂર્ણ અંગોપાંગવાળી સુલક્ષણા રતિસુંદરીને જોઈ રાજા વગેરે સર્વે ખુશી થયા, રાજાએ સતીની ખુબ સ્તુતિ કરી. દાન, માન, શ્રૃંગાર, વસ્ત્ર અને આભૂષણથી સતીનો સત્કાર કરી પોતાના અપરાધની ક્ષમા માગી. સતી રતિસુંદરીને પોતાના વિશ્વાસપાત્ર પ્રધાનો સાથે પતિને ઘેર નંદપુર નગરે મોકલી દીધી. ચંદ્રસિંહ રાજાને પ્રધાનોને મુખે રાજાએ શું કહેવડાવ્યું ?

“ ચંદ્રસિંહ ! તમે મારે સહોદર બંધુ જેવા છો. યુદ્ધના મેદાનમાં મેં તમને છેતરીને જીતી લીધા તે મારો અપરાધ તમે ખમજો. આ રતિસુંદરી મારી ધર્મભગિની છે. મારી ધર્મગુરૂ છે. શાસનદેવીએ જે સતીની રક્ષા કરેલી છે, એવી એ મહાસતી સતીઓમાં મુગુટમણિ

સમાન છે, લેશ પણ કલંકની શંકા તમારે કરવી નહિ. જગતમાં એક માત્ર તમને જ ધન્ય છે કે જેના ગૃહને વિષે સાક્ષાત્ લક્ષ્મીની માફક આ મહાસતી વિલાસ કરે છે.”

મહેંદ્રસિંહના પ્રધાન પુરૂષો સાથે રતિસુંદરી નંદપુર નગરના રાજદરબારમાં આવી મહેન્દ્રસિંહના પ્રધાનોએ રાજા ચંદ્રસિંહને નમી રાજાનો પૂર્વોક્ત સંદેશ કહી સંભળાવ્યો. ચંદ્રસિંહ રાજા પ્રધાનોના કથનથી ચમત્કાર પામેલો કૃશ રતિસુંદરીને જોઈ રાજી થયો ને રાજપુરૂષોનું સન્માન કરી તેમને વિદાય કર્યા.

રતિસુંદરી પણ રાજ્યલક્ષ્મીનાં સુખ ભોગવી આયુઃ ક્ષયે અનુક્રમે પ્રથમ કલ્પમાં દેવી થઈ.

૪

## બુદ્ધિસુંદરી.

સાકેતપુર નગરના મંત્રીની તનયા બુદ્ધિસુંદરી રૂપ, લાવણ્ય અને કળા કૌશલ્યયુક્ત એવી યુવાન અવસ્થામાં આવી ત્યારે એના પિતાએ સુસીમા નગરીના સુકીર્તિ રાજાના મંત્રી સાથે પરણાવી. બુદ્ધિસુંદરી પરણીને સાસરે આવી સુખપૂર્વક પોતાનો સમય વ્યતીત કરતી. કારણ કે મંત્રીની પુત્રી અને મંત્રીની પત્નીના ભાગ્યમાં ખામીય શી?

છતાંય એમના ભાગ્યમાં પણ ક્વચિત ખામી જોવામાં આવે છે. વિધિની કુશળતામાંય એવી અનેરી ભૂલ થઇ જાય છે ને એવા સુખી માણસો પર પણ દુઃખની વાદળી અવરાઇ જાય છે. એક દિવસે રયવાડી જતા રાજા સુકીર્ત્તિએ બુદ્ધિસુંદરીને પોતાના મહેલની અગાસી ઉપર સખીઓ સાથે ક્રીડા કરતી જોઇ અને રાજા ચમકયો. અનેક રાજપુત્રીઓનો સ્વામી છતાં મંત્રી પત્નીને જોઇ એના

સૌંદર્યમાં આશક થયો, એના રૂપથી પરવશ બનેલો રાજા મંત્રીપત્નીને પોતાની પત્ની બનાવવાની અભિલાષા કરવા લાગ્યો. "આહ! જગતને આશ્ચર્યકારી શું એનું સ્વરૂપ !"

રાજા સુકીર્ત્તિ મનમાં અનેક તર્કવિતર્ક કરતો રાજ-મહેલમાં આવ્યો પણ એને કયાંય ચેન પડયું નહિ. નિશાને સમયે હોંશીયાર દાસીને બુદ્ધિસુંદરી પાસે મોકલી. દાસીએ બુદ્ધિસુંદરી પાસે આવી અનેક પ્રકારે વાત કરીને બુદ્ધિને સમજાવવાના અનેક પ્રયત્ન કરી જોયા.

બુદ્ધિસુંદરીએ તો દાસીની નિર્ભર્ત્સના કરીને કાઢી મૂકી. અપમાનિત દાસીની વાત સાંભળી ગુસ્સે થયેલા રાજાએ મંત્રી ઉપર આરોપ મૂકી સ્ત્રી સહિત પકડી મંગાવ્યો. કામ પિશાચથી જકડાયેલ મનુષ્યને હિતાહિતનું ભાન હોતું નથી. એક સામાન્ય માણસ પણ પરસ્ત્રીમાં લુબ્ધ થયો છતો અનેક પ્રકારનાં અકાર્ય કરવા અચકાતો નથી તો પછી આ તો રાજા.

રાજાએ મંત્રીને કારાગ્રહમાં પૂર્યો ને બુદ્ધિસુંદરીને અંતઃપુરમાં મોકલી દીધી. રાત્રિને સમયે રાજા જ્યારે પોતાની અભિલાષા પૂર્ણ કરવાને બુદ્ધિસુંદરી પાસે આવ્યો ત્યારે શિયલ ભંગથી ભય પામેલી બુદ્ધિ આ નરરાક્ષસ થકી શીલરક્ષણનો ઉપાય ચિંતવતી વિચારમાં પડી ગઈ.

"કેમ! દાસીની નિર્ભર્ત્સના ને મારી આજ્ઞાનો ભંગ કરી તું સતીઓમાં શિરોમણિ બની કે શું? દાસીનું વચન માન્ય કર્યું હોત તો આ આપદા કયાંથી હોત? કારણ કે સમજાવવાથી કામ થતું હોય તો કોઈ બળજબરી કરે નહિ."

અને તેથી તમે અમારા કુટુંબની પાયમાલી કરી

નાખી, અમારી ખીલેલી નવપલ્લવ વાડી વિખેરી નાખી, મારા કરતાં તો તમારા અંતઃપુરમાં રાણીઓ કયાં ઓછી રૂપવતી છે? મારામાં તમે-એક અદના હીન જાતિમાં તમે શું અધીક જોયું કે જેથી અમારી ખાના ખરાબી કરી નાખી રાજા?" બુદ્ધિસુંદરી બોલી.

"તારામાં શું નથી? દેવાંગનાઓને લજાવે તેવું સૌંદર્ય, લાલિત્ય, કળા, અભિનય સર્વે કંઈ તારામાં છે તે અંતઃપુરની રાણીઓમાં નથી. તારી દાસી થવાનેય લાયક નથી. સુંદરી!" રાજાએ પ્રેમનો ઉભરો ખાલી કરવા માંડ્યો.

"એ તમારી મોટી ભ્રમણા છે રાજા! ઉત્તમ પુરૂષો કદિ હીનજાતિમાં લપટાતા નથી, રાજહંસ મોતીનો ચારો મૂકી બીજાની તરફ નજર સરખીય કરે છે શું? મોટા ગજેંદ્રોના મદનું મર્દન કરનાર કેશરીસિંહ કદાપિ તૃણને અડકતો નથી રાજન્!" બુદ્ધિસુંદરીએ રાજાને સમજાવવા માંડ્યો.

"અને છતાંય રાજાને ગમે તે રાણી. રાજાઓની પસંદગી જેની ઉપર ઉતરી એનાં તો ભાગ્યજ ફરી જાય, મોટું ભાગ્ય હોય ત્યારેજ રાજાની મહેરબાની થાય સમજી? રાજાની રહેમ નજરથી તું રાજ્યરાણી થાય એમાં ખોટુંય શું? સમજ કે તારે તો આજે અમીના મેહ વરસ્યા છે કે જેથી રાજા તારે આધીન થયા છે."

"તમારો શું એજ નિશ્ચય છે મહારાજ?"

"હા! તારા લાવણ્ય આગળ રાજલક્ષ્મીનો હિસાબ પણ શું?"

"તો મારો નિયમ પૂર્ણ થાય ત્યાં લગી આપ રાહ જુઓ." બુદ્ધિસુંદરીએ કાળ વિલંબ કરવાનો ઉપાય શોધી કાઢયો.

રાજાએ બુદ્ધિસુંદરીની વાત ઘવાયલા જીગરે માન્ય કરી–એને રાજી કરી. રાજા પોતાના અંતઃપુરમાં ગયો, મંત્રીને પત્ની સહિત કારાગ્રહમાં પૂરવાથી નગરીમાં હાહાકાર થયો મહાજનવર્ગ આવીને રાજાને સમજાવવા લાગ્યો બીજા પણ મંત્રી વગેરેએ રાજાને સમજાવ્યો. મહારાજ! એ મંત્રી નિર્દોષ અને નિષ્કલંક હોવાથી આપે તપાસ કર્યા વગર એને પકડી જેલમાં પૂર્યો તે સારૂં કર્યું નથી. આપ એને છોડી મૂકો.” રાજાને ઘણો સમજાવ્યો.

મંત્રીઓના સમજાવવાથી તેમજ લોકોના આગ્રહથી રાજાએ પ્રજાને રાજી કરવા માટે મંત્રીને કારાગ્રહમાંથી મુક્ત કરી, એનાં ઘરબાર એને સ્વાધીન કર્યા પણ બુદ્ધિસુંદરીને છોડી નહિ. રાજાની દાનત લોકો સમજી ગયા, પ્રજા ગમે તેવી તોય સત્તાધારી રાજાને શું કરી શકે?

બુદ્ધિસુંદરીના છુટકારા માટે રાજાએ સર્વેને ઉદ્દેશીને કહ્યું. “જો મંત્રી પોતાની નિર્દોષતા માટે કાંઇ પણ દિવ્ય કરે તો હું એની પત્નીને છોડી દઉં.” રાજાની આ હકીકત સાંભળી સર્વે દુભાતા હૃદયે પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા. લોકો તો સમજાવી શકે–શિખામણના બે શબ્દ કહી શકે પણ મોટા સાથે વિરોધ કરી આફતને કોઈ ન નોતરી શકે.

બુદ્ધિસુંદરી પણ કોઇ કોઇ વખતે રાજા આવતો ત્યારે વિનોદની બે વાતો સંભળાવી રાજાને રાજી કરતી હતી, તે દરમિયાન બુદ્ધિસુંદરીએ પોતાનીજ આબેહુબ નકલ જેવી માષ પિંડની એક મનોહર પુતળી તૈયાર કરી. રૂપ, રંગ, છટા, વસ્ત્રાભૂષણથી શણગારી આકર્ષક બનાવી, પોતાની બધીય કળા, ચતુરાઇ એ પુતળી બનાવવા પાછળ ખર્ચી નાખી. જ્યારે તે તૈયાર થઇ ગઇ ત્યારપછીના

એક દિવસે રાજા જ્યારે બુદ્ધિસુંદરીની પાસે આવ્યો ત્યારે રાજાને એ પુતળી બતાવી, એ મનોહર કામસ્વરૂપ મૂર્તિને જોઇ રાજા છક્ક થઇ ગયો.

"આહા! શી સુંદર કારિગરી! આ તો આબેહુબ તુંજ."

"મારા કરતાંય રૂપરંગમાં વધે તેવી છે કે નહિ, રાજા?"

"બેશક, જરૂર." રાજાએ અનુમતિ આપી.

"આપ રાત દિવસ એને આપના અંતઃપુરમાં રાખો, એને જોઇને આપ ખુશી થાવ ને મને આ બંધીખાનામાંથી મુક્ત કરો." બુદ્ધિ બોલી.

"અં હં! એ તો નહિ." "રાજા કટાણું મોં કરીને બોલ્યો."

"મારા કરતાં આ અધીક છે, રાજન્! એનાથી આપ રાજી થશો મારાથી નહિ." બુદ્ધિએ દલીલ કરી.

"કારણ?" આતુરતાથી રાજા બોલ્યો.

"આ મદનથી ભરેલી છે. મદનવતી છે ને હું તો મદનરહિત છું." બુદ્ધિસુંદરીએ એમ કહીને એ પુતળી રાજાની આગળ ફેંકી, જમીન ઉપર પછડાવાથી એ ભાગી ગયેલી વિરૂપ થયેલી પુતળીમાંથી દુર્ગંધને ફેલાવતા અનેક અશુચિ પદાર્થો નિકળી પડ્યા. રાજા એ દુર્ગંધ ન સહેવાથી ચાર ડગલાં પાછળ હઠી ગયો.

"પ્રિયે! આ શું? બાલક પણ ન કરે એવું નિંદ્ય તેં આ શું કર્યું?"

"રાજન્! મારા હાથે ઘડેલી આ પુતળી મારા કરતાં પણ અધિક હતી. હું તો એનાથી હીન છું. જળ અને અગ્નિથી આની શુદ્ધિ તો થઈ શકશે પણ સુવર્ણ અને રત્નોના સંસ્કારથીય મારી શુદ્ધિ નહિ થાય!"

"એ તારી ભ્રમણા છે પ્રિયે! કયાં તું અને કયાં આ જડ દુર્ગંધ ભરેલી પુતળી! કનક અને કથીર કદિ સમાન થઇ શકે?"

"રાજા! તમે પંડિત થઈ ભીંત ભૂલ્યા છો. આ ઉપરથી રૂપરંગ ભર્યા ભભકાબંધ શરીરની અંદર હાડ, માંસ, રૂધિર સિવાય બીજુ શું છે? મળ, મૂત્ર અને વિષ્ટાથી ભરેલા આ ગંદા કલેવરમાં રાચી નરકનાં દ્વાર શા માટે ખખડાવો છો? માંસમાં આસક્ત માછલાની માફક સ્વલ્પ માત્ર સ્પર્શઇંદ્રિયના સુખમાં રક્ત બની મેરૂથી ય અધિક તિર્યંચ અને નરકગતિનાં દુઃખની અભિલાષા શા માટે કરો છો? દુર્ગતિને આપનારી એવી પરદારાને જે પુરૂષ સેવતો નથી તે આપદારૂપ સાગરની પાર તરી જાય છે, એટલું જ નહી બલ્કે સંસારની ઉત્તમ સંપત્તિને પામે છે. પરસ્ત્રી કે પરપુરૂષને આલિંગન કરવા માત્રથી નરકાગ્નિની ધગધગતી જ્વાળામાં દગ્ધ થવાનું ન હોત તો તમારા જેવા સજ્જન પુરૂષનો સંગ કોને સુખકારી ન થાય?"

"પુરૂષોને આ સંસારમાં ભોગ તો માત્ર અલ્પકાલના પ્રમાણમાં હોય છે ત્યારે એના ફલ તરીકે દુઃખ ભોગવવાનાં તો નરકને વિશે પલ્યોપમ અને સાગરોપમ સુધી હોય છે હે રાજન્! તમે તમારા અંતઃપુરની સૌંદર્યશાલિની રમણીયો કરતાં મારામાં શું અધિક જોયું છે કે એ સાગરોપમ સુધીનાં દુઃખ ભોગવવા તૈયાર થયા છો. પ્રજાજન જો ગુન્હો કરે તો તમે અહીયાંજ શિક્ષા કરો છો પણ તમારા ગુન્હાની શીક્ષા તમારે નરકમાં જઇને અવશ્ય ભોગવવી પડશે. રાજન! માટે આ ખોટો કદાગ્રહ મૂકી ન્યાય માર્ગે ચાલો."

"બાલક જલમાં પડેલા ચંદ્રના અનેક પ્રતિબિંબને

જોઇ જેમ ચંદ્ર એક છતાં અનેક માને છે તેમ મલ, મુત્ર અને વિષ્ટાથી ભરેલી બધી સ્ત્રીઓ સરખી હોવા છતાં કામીને ઉપરના રૂપ રાગ અને ટાપટીપથી જુદીજુદી ભાસે છે. જ્ઞાની અને ઉત્તમ જન તો સ્ત્રીને મળમૂત્રની કાયા જ માને છે, એ શુદ્ધ વાતો મોટા ભાગ્યે જ સમજાય છે. રાજન્ !"

ભવિતવ્યતાના યોગે આ ધીઠ રાજાના પાષાણ હૃદયમાં ઉપદેશરૂપી અમીઝરણાનું નિર્મળ નીર નીતરવાથી એનું હૃદય ભીંજાયું. હૃદયની ભાવના ફરી ગઇ, પાપી વિચારો અદલાઈ ગયા. વિષયરૂપી કીડો મગજમાં સળવળતો હતો તે આપોઆપ નષ્ટ થઈ ગયો એનો કાળજ્વર ઠંડોગાર થઈ ગયો રાજા પશ્ચાત્તાપ કરતો બોલ્યો. "સતી ! તારી વાણી સત્ય છે સાકરથીય મીઠી તારી વાણી સાંભળી મારી મોહનિદ્રા નાશ પામી ગઈ. મારી લોલુપતા આપોઆપ નષ્ટ થઇ ગઇ. મારાં વિવેક ચક્ષુ આજ ખુલી ગયાં. પરસ્ત્રીમાં લંપટ બનેલો હું અઘોર નરકમાં ડુબી જાત પણ તેં મને એ ઘોર નરકના અંધકારમાં પડતો બચાવ્યો. તારા જેવી ધર્મ દેનારી મહા ભાગ્યયોગેજ મળે છે, કહે, હવે મારે શું કરવું ?" પશ્ચાત્તાપથી બળતા રાજાને સન્માર્ગે આવેલો જાણી બુદ્ધિસુંદરી પરમ આનંદ પામી.

"મહારાજ ! તમારા જેવા ઉત્તમ નરને પરસ્ત્રીનો ત્યાગ કરવો એજ યોગ્ય છે જેથી આ લોકમાં તમારી કીર્તિ વધે ને પરલોકમાં પણ સુખ, સૌભાગ્ય અને સમૃદ્ધિ આદિ સ્વર્ગની સંપદા પ્રાપ્ત થાય.

બુદ્ધિસુંદરીનું વચન નિર્મળ મનના રાજાએ સ્વીકારી પરસ્ત્રી ત્યાગનો નિયમ ગ્રહણ કર્યો. રાજાએ બુદ્ધિસુંદરીને ખમાવી પોતાના અપરાધની માફી માગી. દાન

માનથી એનો સત્કાર કર્યો. વસ્ત્રાભૂષણ, અલંકારાદિ આપીને રાજાએ ધર્મ ભગિનીની માફક બુદ્ધિસુંદરીને પોતાના મહેલમાંથી વિદાય કરી.

રાજાએ મંત્રીને બોલાવીને એનો સત્કાર કરી મંત્રીનો હોદ્દો અર્પણ કર્યો. બુદ્ધિસુંદરીના કાર્યથી ચમત્કૃત થયેલો મંત્રી પણ પરિણામ સારૂં આવેલું જોઈ રાજી થયો. સતી બુદ્ધિસુંદરીની સારાય નગરમાં ખ્યાતિ થઇ.

ગુલાબની સુવાસથી મંદમંદ વાયુની લહરીઓ સારાય ઉદ્યાનને સુવાસીત બનાવી દે છે, તેમ ગુણીજનોની ખ્યાતિ પણ સમયને અનુસરીને સારા નગરમાં પ્રસરતાં વાર લાગતી નથી.

દીર્ઘકાલ પર્યંત બુદ્ધિસુંદરી સંસારનાં સુખ ભોગવી પ્રાંતે પહેલા સૌધર્મકલ્પમાં દેવી તરીકે ઉત્પન્ન થઈ.

## ૫

## ઋદ્ધિસુંદરી.

સાકેતપુરની રમણીય બજારો અપૂર્વ શોભાને ધારણ કરી રહ્યાં છે, દેશપરદેશના વ્યાપારીઓ વ્યાપારને માટે આવે છે, લાખોની ઉથલપાથલ કરી જાય છે. એવાજ કોઈ વ્યાપાર નિમિત્તે તામ્રલિપ્તી નગરીથી આવેલો સુધર્મા નામે વણીક બજારમાં પોતાના સંબંધીની પેઢી ઉપર બેઠેલો હતો. શેઠ સાથે વ્યાપાર સંબંધી વાતો કરતો પોતાનો અનુભવ વર્ણવી રહ્યો હતો. ત્યાં અચાનક એ માર્ગે જતાં કોઇક વ્યક્તિ ઉપર એની નજર ચોંટી ને ત્યાંજ ઠરી ગઇ.

પોતાની ચાર પાંચ સખીઓ સાથે રૂપસુંદરી ઋદ્ધિસુંદરી અત્યારે હાસ્ય વિનોદ કરતી ત્યાંથી ચાલી જતી

હતી તે દરમિયાન રૂદ્ધિસુંદરી અને સુધર્મની નજર એક બીજા તરફ આકર્ષાઈ.

સખીઓની મીઠી મશ્કરીથી મુંઝાયેલી રૂદ્ધિસુંદરી પોતાને મકાને ચાલી ગઈ. જતાં જતાંય સુધર્મ તરફ દૃષ્ટિ કરતાં સુધર્મને છીંક આવવાથી નમો જીનેંદ્રાય એ શબ્દ તેના મુખથી નિકળેલો ઋદ્ધિસુંદરીએ સાંભળ્યો. એ સુરૂપ વ્યવહારીયાને જૈનધર્મી-પોતાનો સાધર્મિક સમજી વિશેષ રાજી થઈ. સખીઓએ આ વાત ઋદ્ધિના માતાપિતાને સમજાવી દેવાથી એના પિતાએ સુધર્મના કુલ, વ્યવહારની ખાતરી કરી.

સુધર્મ પણ ઋદ્ધિસુંદરીને જોતાં એના સ્વરૂપરૂપી દીપકના તેજમાં પતંગીયાની માફક વિવશ થઈ ગયો, એ સ્વરૂપનિશામાંજ ચકચુર થઇ ગયો, એ સુંદરીના ધ્યાનમાં બીજા વ્યાપારના વિચારો ય ભૂલી ગયો. "વિધિએ ફુરસદે ઘડેલી શું એ દેહલતા! એ સૌંદર્યની સુવાસ હજી પણ જીગરમાંથી ભુસાતી નથી. જગતમાં એ બાળાનો જે પતિ થશે તે એકજ ધન્યવાદને પાત્ર છે. આ જીવનમાં જો એ મનોહર બાળા ન મળે તો કાંઇ નથી, તે જીવન એળે ગયું સમજવું. અરે! આ બાળા મને શી રીતે મળે?"

સુમિત્રશેઠ પાસે ઋદ્ધિસુંદરીનાં અનેક માગાં આવવા લાગ્યાં પણ શેઠની દૃષ્ટિ કોઇના પર ઠરતી નહિ. ઘણે ભાગે તો પોતે જૈનધર્માનુરાગી હોવાથી પુત્રી મિથ્યાત્વીને-પરધર્મીને ત્યાં જઇ ધર્મભેદના કારણે દુ:ખી થાય તેથી અન્ય ધર્મીને તો ઘસીને સાફ નાજ પાડતા. તેમજ બીજા કોઇ કારણે પણ શેઠની પસંદગી ઉતરતી નહિ. ઋદ્ધિસુંદરીનું સુધર્મ તરફ આકર્ષણ જાણીને શેઠે સુધર્મના સંબંધમાં ખાતરી કરી લીધી. જૈનધર્મી તેમજ રૂપ અને

ગુણે તે પોતાની પુત્રીને યોગ્ય હોવાથી શેઠે પોતાની પુત્રીને શુભ મુહૂર્તે તેની સાથે પરણાવી દીધી.

ભાગ્યશાળી સુધર્મને પ્રાર્થના કર્યા વગર અનાયાસે ઋદ્ધિસુંદરી પ્રાપ્ત થવાથી લોકો તેના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા. પોતે ધર્મની પ્રશંસા કરવા લાગ્યો. કે અપૂર્વ ચિંતામણિ સરખા જૈનધર્મના પ્રભાવથી આ મનોહર બાળાનો વિના પ્રયાસે પોતે સ્વામી થયો હતો.

લગ્ન પછી કેટલોક સમય સુધર્મ સાકેતપુરમાં રહીને પછી સસરાની રજા મેળવી પોતાને નગર તામ્રલિપ્તીએ પ્રિયાની સાથે ચાલ્યો ગયો. ત્યાં બન્ને જણાં એવા પ્રેમથી રહેવા લાગ્યાં કે જેઓ ક્ષણમાત્ર પણ જુદાં પડતાં નહિ. શરીર જુદુ છતાં પ્રેમથી એક અભિન્ન એવાં તેનો સંસાર સુખ ભોગવતાં કેટલોક કાલ ચાલ્યો ગયો.

ધન કમાવા માટે સુધર્મ અનેક વસ્તુઓનાં વહાણ ભરીને પ્રિયાની સાથે સમુદ્રની મુસાફરીએ ચાલ્યો, સમુદ્રમાં મુસાફરી કરતાં તેમણે અકસ્માત સાગરને ખળભળતો જોયો, પ્રચંડ વાયુથી સાગરનાં મોજાં આકાશ પર્યંત ઉછળવા લાગ્યાં. પ્રચંડ તોફાનવાળા સાગરને જોઈ નાવિકો પણ ગભરાયા, વહાણો સ્થિર કરવા પ્રયત્ન કર્યો પણ સાગરની છાળો સાથે વહાણ અહીં તહીં અથડાવા લાગ્યાં ને બધાંય જીવનની આશા છોડી પોતપોતાના ઇષ્ટ દેવને સંભારવા લાગ્યા. સુધર્મ અને ઋદ્ધિસુંદરીએ તો બધી મોહજંજાળ છોડી સાગારી અણસન કરી દીધું.

આખરે એ ભયંકર તોફાની સાગરની છાળોએ વહાણને ભાગી નાખ્યું, માલ, ચરૂ, બાળ, વહાણના નાયિકો, નોકર, ચાકર વગેરેયે સાગરમાં જ સમાધિ લીધી, સાગરનાં મોજાંમાં ડુબાડુબ કરતાં સુધર્મ અને ઋદ્ધિસુંદરીના

ભાગ્યમાં બીજાઓની માફક સાગર સમાધિ લખાઈ નહોતી પુણ્યાનુયોગથી તેમના હાથમાં એક વિશાળ પાટીયું આવ્યું.

સંસારનાં કેટલાંક સુખદુઃખની હવા તેમના ભાગ્યમાં સર્જાયેલ હોવાથી મૃત્યુ બીજાઓની માફક તેમને ઝડપી શક્યું નહિ. બન્ને જણાં એ પાટીયાનું અવલંબન પામીને સમુદ્રમાં તણાતાં તણાતાં ચાર પાંચ દીવસે જંગલમાં સમુદ્રના મોજાંથી ધકેલાતાં કિનારે આવી પહોંચ્યાં. સમુદ્રની આફતમાંથી સહિસલામત કિનારે આવી જવાથી તેઓ બન્ને ખુશી થયાં ને જંગલમાંથી પ્રાશુક ફલાદિક લાવીને નિર્વાહ કરતાં બીજા કોઇ વહાણની આશાએ ત્યાં કિનારા ઉપર રહેવા લાગ્યા. દૂર સમુદ્રમાં જતા વહાણનું ધ્યાન ખેંચાય એવી રીતે તેમણે એક ઉર્ધ્વ નિશાન કર્યું. પોતાને લીધે પોતાની પ્રાણાધિક પ્રિયાને દુઃખી થતી જોઈ સુધર્મ બોલ્યો. "પ્રિયે! તને સાથે લાવીને મેં પાપીએ મોટી મુશ્કેલીમાં મુકી દીધી."

"સુખદુઃખ એ તો પૂર્વકર્મના વિપાકનાં ફલ છે. સ્વામિન્! માટે એવી દૈવકૃત બાબતોમાં આપે હર્ષશોક ન કરવો. ધર્મના મર્મને જાણનારા તમારા જેવા જ્ઞાતાપુરૂષે તો કર્મના મર્મને સમજી વિશેષ કરીને ખેદ ન કરવો જોઇએ."

બીજા વહાણની રાહ જોતાં કેટલોક સમય તેમનો પસાર થયો, એક દિવસે સાગરમાંથી પસાર થતા કોઇ વહાણના નાવિકોએ કિનારા ઉપર રહેલ પેલું નિશાન જોવાથી તરાપા ઉપર એક બે નાવિકને બેસાડી તે તરફ મોકલ્યા. પેલા પુરૂષો કિનારે આવીને કહેવા લાગ્યા. "આ વહાણનો માલિક સુલોચન સાર્થવાહ જંબુદ્વિપ તરફ જાય

છે. તમારી ત્યાં જવાની ઈચ્છા હોય તો ચાલો.”

તે પુરૂષની વાણી સાંભળીને બન્નેજણા એમની સાથે તરાપા ઉપર બેસીને પેલા મોટા વહાણ પાસે આવી પહોંચ્યાં. સુલોચનશેઠે સુધર્મનો સત્કાર કરી એની આગતા સ્વાગતા કરી. વહાણ આગળ ચાલવા માંડયું. અનુક્રમે સુલોચન સાર્થવાહ અને સુધર્મને ગાઢ મૈત્રી થઇ. તે દરમિયાન સાર્થવાહને ઋધ્ધિસુંદરીના રૂપનો નિશો ચઢયો.

રૂદ્ધિસુંદરીને હાથ કરવાની સાર્થવાહને તાલાવેલી લાગી. એ સુંદરીના મોહમાં મુગ્ધ થયેલો બીજું ચિંતવેય શું? “વિધિએ કેવી ફાંકડી બનાવી છે એને? આ રૂપગર્વિતા નારી પ્રેમથી મારા દેહને આલિંગન ન આપે તો મારૂં યૌવન, ધન અને રૂપ સર્વે નકામું સમજવું. પણ એ બને શી રીતે? જ્યાંસુધી પોતાનો પતિ એની સાથે હોય ત્યાં લગી એ મારા જેવાની ઇચ્છાય શી રીતે કરે? મધુરાં આમ્રફળ છોડીને લીંબડાની ઈચ્છા કોઇ ના કરે. છતાંય કોઇપણ ઉપાયે હાથમાં આવેલી આ તક જવા ન દેવાય.”

સુલોચન નામ છતાં કુલોચનવાળો તે સાર્થવાહ મનમાં અનેક દુષ્ટ સંકલ્પ વિકલ્પ કરતો યોગ્ય સમયની રાહ જોવા લાગ્યો. એક રાત્રીએ વહાણમાં બધાય જયારે ભર નિદ્રામાં હતા તે સમયનો લાભ એણે લીધો. લઘુશંકાને બ્હાને તે ઉભો થયો સુધર્મની પાસે આવ્યો ભરનિદ્રામાં પડેલા સુધર્મને આસ્તેથી ઉપાડી સમુદ્રના અગાધ જલમાં ધકેલી દઈ પોતાને સ્થાને આવીને સુઇ ગયો. અંધકારમાં કાળું કૃત્ય કરી નિશ્ચિત થઇ ગયો.

પ્રાતઃકાળે રૂદ્ધિસુંદરી પોતાના પતિને નહી જોવાથી હૈયાં માથાં કુટતી કલ્પાંત કરવા લાગી. વહાણમાં ક્યાંય પત્તો લાગ્યો નહિ. ત્યારે નોકર ચાકરોમાંય હાહાકાર થઈ

રહ્યો. સુલોચન સાર્થવાહ પણ મિત્ર મિત્ર કરતો પોકાર કરવા લાગ્યો.

મિત્રના નામે ઉંચેથી રૂદન કરતો સાર્થવાહ આખરે થાકયો. એ અભિનય પુરો કરી રૂદ્ધિસુંદરીને આશ્વાસન આપવા લાગ્યો. "હે સુંદરી! ગઇ ગુજરી ભૂલી જા. હવે હું શું કરીશ? મારૂં શું થશે? એવી ચિંતા કરીશ નહી. મારૂં ઘર તારૂં પોતાનુંજ જાણજે. તારૂં પોતાનું સમજી મારા ઘરમાં તું સુખેથી રાજ કર. આ મારૂં યૌવન, ધન વૈભવ એ બધું હું તારા ચરણમાં હાજર કરૂં છું. હું પોતે પણ આજથી તારો દાસ છું."

પાપબુદ્ધિ સુલોચનની વાણી સાંભળીને ઋદ્ધિસુંદરી મનમાં વિચાર કરવા લાગી. "ઓહ! આ પાપીનુંજ બધું કારસ્થાન છે. મારા રૂપમાં લોભાઇને આ દુષ્ટે મારા પતિનો ઘાત કર્યો લાગે છે. કારણકે કામપિશાચથી ગ્રહાયેલાને સારા ખોટાનું ભાન કયાંથી હોય? તેથી હું પણ હવે મારા શિયલના રક્ષણ માટે સાગરમાં હોમાઇ જાઉં. સ્વામિ વિના મારે જીવીને પણ શું કરવું? પતિ વગરની કુલવાન સ્ત્રીઓને મરણ એ એકજ શરણ છે" પાપબુદ્ધિ સુલોચનના પંજામાંથી છુટવાને રૂદ્ધિ સાગરસમાધિનો વિચાર કરવા લાગી. અત્યારે એને દિલાસો આપનાર કોઇ નહોતું. બધાય સુલોચનના માણસો હતા. પોતે એકાકી શીલનું રક્ષણ શી રીતે કરી શકશે, જેથી મરણ એજ શ્રેષ્ટ છે, એમ સમજી સાગરમાં ઝંપાપાત કરવાને તૈયાર થઈ. વળી એની વિચારશ્રેણિ પલટાઇ ગઇ.

"જૈન શાસનમાં બાલ મરણ નિષેધેલું છે. જીવતો જીવ ફરીને પણ કલ્યાણને પામે છે, પરન્તુ કામીના હાથ નીચે રહી હું શીલનું રક્ષણ શી રીતે કરીશ? આ સાગ-

રમાંથી હું જો સલામત કોઈ શહેરમાં જાઉ તો તો કોઇ સાધ્વીનો યોગ પામી સંયમને આચરીશ, માટે એટલો સમય કાલ વિલંબ કરીને આ પાપીને થોભાવું તો કેમ?"

મનમાં વિચાર કરીને ઋદ્ધિ બોલી "હે સાર્થવાહ! અત્યારે પતિના મરણથી મારૂં ચિત્ત અસ્વસ્થ છે. સાગરનો પાર પામ્યા પછી કોઈ શહેરમાં જવા પછી સમયને ઉચિત હું કરીશ." ૠદ્ધિસુંદરની આશાપાશથી બંધાયેલો સાર્થવાહ એટલો સમય ધીરજ ધરીને રહ્યો "મારા કબજામાં રહેલી આ ગરીબ વરાકી હવે કયાં જશે?"

માણસ શું વિચાર કરે છે? ભાવી શું હોય છે? માનવીના વિચાર અને ભાવીનું વિધાન ભાગ્યેજ એક બીજાને અનુકૂળ હોય છે. સુલોચનના પાપથી સમુદ્ર દેવતા કોપાયમાન થયા હોય, વાયુ કોપ્યો હોય તેમ ભયંકરવાયુ ઉત્પન્ન થયો ને સાગરે પણ માઝા મુકવા માંડી. એ ઉછળતાં મોજાઓના મારાથી વહાણ ભાંગીને ભુકો થઇ ગયું. ભાગ્યવશાત્ ઋદ્ધિસુંદરીના હાથમાં એક પાટીયું આવી ગયું એ પાટીયાના અવલંબનથી સમુદ્રને તરતી સમુદ્રના કાંઠે આવી પહોચી. ત્યાં પાટીયાનું અવલંબન પામીને સમુદ્ર તરી ગયેલો એનો પતિ પુણ્યાનુયોગથી મલ્યો. બન્ને એક બીજાને જોઇને ખુશી થયાં, એક બીજાનું વૃત્તાંત બન્નેએ કહી સંભળાવ્યું. અને પોતાની ઉપર અપકાર કરનાર સુલોચન સાર્થવાહની આપદા સાંભળીને ધર્મશ્રેષ્ઠી મનમાં દુઃખ પામ્યો. કારણકે સજ્જન પુરૂષો અપકારી ઉપર પણ ઉપકાર કરનારા હોય છે, અથવા તો એમનો સ્વભાવજ એવો હોય છે કે તે દુશ્મનનુંય ભલું ચિંતવે.

"હે પ્રિયે! અરિહંત અને ગણધર ભગવાન આદિક મહાપુરૂષોને ધન્ય છે કે જેમની નિશ્રામાં રહેલા પાપી

જીવો પણ અશુભ ભાવનાને છોડે છે. ત્યારે આપણા સમાગમમાં આવેલો આ સાર્થવાહ એનું પામવાનું તો દૂર રહ્યું બલ્કે પાપ પરિણામવાળો થઇ અધિક દુઃખી થયો!”

સાગરના કાંઠા ઉપર ફરતાં દેવદેવી સમાન આ યુગલને ત્યાં નજીક રહેલા ગામનો ઠાકોર સાગર સહેલ કરવા આવેલો તેણે જોયું. કોઇ દિવસ નહિ ને આ જંગલમાં આ શું? શું જળદેવતા પોતાની દેવી સાથે ક્રીડા કરવા આવેલ હશે કે પોતાની વિદ્યાધરી સાથે રમવા આવેલ કોઈ વિદ્યાધર હશે! વિચાર કરતાં એ ઠાકોર પાસે આવ્યો ત્યારે એને ખાતરી થઇ કે આ કોઈ ઉત્તમ કુળનાં મનુષ્યસ્ત્રીપુરૂષ છે. ઠાકોરે મધુર વચને તેનું બહુ સ્વાગત–સન્માન કર્યું. પોતાના ગામમાં લઈ જઇ તેમને રહેવા માટે એક સગવડવાળું સારૂં મકાન આપ્યું. ઠાકોરની સહાય મેળવી વ્યાપારવડે ધન પેદા કરતો ને ધર્મસાધન કરતો તે સુખપૂર્વક ઠાકોરની છાયામાં રહેવા લાગ્યો.

સમુદ્રમાં ડુબતો ને માંછલાંનો શિકાર થતો પેલો પાપી સુલોચન સાર્થવાહ ભાગ્યયોગે કાષ્ટનો આધાર પામીને કષ્ટથી સમુદ્રના કાંઠે આવ્યો. સમુદ્રથી બહાર નિકળીને તે જંગલમાં ભ્રમણ કરતો કોઇક પલ્લીમાં ગયો પણ કાંઈ ખાવાનું પ્રાપ્ત થયું નહી. ભુખની પીડાથી વ્યાકુલ થયેલો તે મરેલાં જાનવરોના કલેવરમાંથી ગીધપક્ષીની માફક ચુંટીચુંટીને માંસના લોચા ખાવા લાગ્યો. એ માંસ પાચન ન થવાથી અજીર્ણ થયું. વારંવાર વમન થવા લાગ્યું ને તેમાંથી કુષ્ટીનો રોગ પેદા થયો ધર્મીજનનો ઘાત કરીને જે કામી પુરૂષો પોતાની પાપી અભિલાષા પૂર્ણ કરવાની ઇચ્છા રાખે છે તે સુલોચનની માફક દુઃખીદુઃખી થઈ જાય છે.

દુઃખ અને દુર્ભાગ્યથી પીડા પામતો સુલોચન ભટ-

કતો ભટકતો અનુક્રમે સુધર્મવાળા ગામમાં આવી પહોંચ્યો. જ્યાંત્યાં ભીખ માગતો તે રખડતો હતો, ત્યારે જળ ભરવા ગયેલી ઋદ્ધિસુંદરીની નજર એની ઉપર પડી, એને ઓળખવાથી તે સુંદરીએ પતિ પાસે આવીને વાત કરી. સુધર્મે સુલોચનને પોતાને ઘેર તેડી લાવી આગતાસ્વાગતા કરી, દવાદારૂથી એનો રોગ નાશ કર્યો ને પ્રથમના જેવો નિરોગી દેહવાળો થયો. ગમે તેવો દુર્જન પણ ઉપકાર તળે દબાયેલો શું કરે! તેમાંય સુલોચન તો કુલવાન હતો. દૈવવશાત્ ઋદ્ધિસુંદરીને જોતાં એની બુદ્ધિ ફરી ને એ ભાન ભૂલ્યો, ભૂલથી અનર્થ કરી નાખ્યો, એ પાપનું ફલ એને અહીયાંજ મલ્યું, ને મનુષ્ય ન સહન કરી શકે તેવી નરકયાતના ભોગવી. જેનું બુરૂ કરેલું તેનાજ આશ્રય નીચે આવ્યો છતાં બૂરાઇનો બદલો ભલાઈ કરીને આપ્યો. તેની જાત માટે પુષ્કળ ખર્ચ કરીને અપકારનો બદલો ઉપકારથી આપ્યો એ ઉપકાર કાંઇ જેવો તેવો નહોતો.

લજ્જાના ભારથી અધોમુખ થયેલો સુલોચન કેટલો હિસાબ કરે, "અરે વિધાતાએ જગતમાં સજ્જન અને ચંદન પરોપકારને માટેજ સર્જ્યાં છે. પરોપકાર કરવાના સ્વભાવવાળા એ બન્નેમાંય સજ્જન તો કોઈ અનેરી પ્રભા પાડે છે. સજ્જન ગમે તેવા દુર્જનનો પણ હૃદયપલટો કરાવે છે. મેં એમનુ બુરૂં કરવામાં શી કમીના રાખી છે, છતાં એ બન્ને મારા ઉપર કેવાં અનન્ય ઉપકાર કરનારાં છે. અરે! મારૂં મુખ એમને શી રીતે બતાવું! સમુદ્રમાં હું મરી ગયો હોત તો કેવું સારૂ! જીવતા છતાં પણ આજે હું એમને જોવાય સમર્થ નથી."

એ લજ્જાથી અવનત મુખવાળાને સુધર્મ મધુરવાણીથી શિખામણ આપવા લાગ્યો. "અરે ભાઇ! તમે આટલા

બધા શોકમગ્ન કેમ છો? શું કુટુંબનો વિરહ યાદ આવે છે કે ધનનાશની પીડા સાલે છે, અથવા હજી પણ શરીરમાં કંઇ વ્યાધિ રહી ગયો છે શું ? કહો તો એનો ઝટ ઉપાય કરીયે ? કારણ કે ગ્રીષ્મઋતુમાં સૂકાઇ ગયેલાં નદી અને સરોવર વરસાદના પ્રવાહથી પાછાં આબાદ થાય છે. ક્ષીણ થયેલો બીજનો ચંદ્રમા પણ ધીરેધીરે વૃદ્ધિ પામીને પરિપૂર્ણ થાય છે. જગતમાં જીવોને તો પાપ કરવાથી દુઃખ મલે છે ને પુણ્ય કરવાથી સુખ પ્રાપ્ત થાય છે, તો એવી બાબતમાં ખેદ કે આનંદ ન કરતાં સુખના અભિલાષી પુરૂષોએ હમેશાં ધર્મને આરાધવો જોઇએ. અનંત જન્મમરણના દુઃખના કારણ પાપનો ત્યાગ કરવો જોઇએ.” સુધર્મની મધુરવાણીથી સુલોચનની આંખોનાં પડલ ઉઘડી ગયાં.

“સખે! તમારા જેવા ધર્મીને મેં સમુદ્રમાં નાખીને તમારી જે વિડંબના કરી છે, તે અદ્યાપિ મારા હૃદયને બાળે છે. આ મહાસતીની કદર્થના કરવામાં મેં શી ઉણપ રાખી છે? એ પાપનું ફલ મને અહીયાંજ પ્રાપ્ત થયું એવા આ પાપીને યમરાજાએ પણ છોડી દીધો. પણ હે મિત્ર! જ્યાંસુધી હું જીવીશ ત્યાં લગી તારા ઉપકારને સંભારતો હું પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં બળીશ. એ નરી દીવા જેવી સત્ય વાત છે.”

સુલોચનની વાત સાંભળી ઋદ્ધિસુંદરી બોલી. “સુલોચન! તમને ધન્ય છે કે કરેલા પાપનો તમને આટલો બધો પશ્ચાત્તાપ થાય છે. કારણ કે પાપીઓ તો પાપ કરીને ઉલટા રાજી થાય છે, જ્યારે સજ્જનો પાપકાર્યથી દૂર ભાગે છે. અહીયાં તો અજ્ઞાનથી થઇ ગયેલા આ પાપમાં તમારો શું દોષ ગણાય? આંધળો માણસ કુવામાં પડી જાય એમાં દોષ કોને દેવો? માટે હે સત્પુરૂષ! આજથી પાપનો ત્યાગ

કરી ધર્મને આચર. વિષનું ભક્ષણ સારૂં, અગ્નિમાં પ્રવેશ કરવો તેય સારો પણ ઇંદ્રિયોના વિષયોને આધીન બની પાપાચાર સેવવો તે સારૂં નથી. કારણ કે સ્પર્શઇંદ્રિયને આધીન બનીને ગજરાજ બંધનને પામે છે. માછલું, ભ્રમર પતંગીયું અને મૃગલું એ બધાં માત્ર એક એક ઇંદ્રિયના વિષયને આધીન બનીને મૃત્યુને આધીન બની જાય છે. તો પછી પાંચેઇંદ્રિયોના વિષયને વશ પડેલા માનવીની તો વાતજ શી !"

ઋદ્ધિસુંદરીની વાણી સાંભળીને સુલોચન સાવધાન થઇ ગયો, એનાં જ્ઞાનલોચન જાગ્રત થઈ ગયાં. "હે સુંદરી ! તુંજ મારી બેન છો, માતા કહો કે ધર્માચાર્ય કહો અત્યારે તો તુંજ મારે ગુરૂ સમાન છો, બોલ હવે મારે શું કરવું ?"

"આજથી પરનારીનો ત્યાગ કરી શીલરૂપી આભૂષણથી સુશોભિત થાઓ." સુંદરીનું વચન અંગીકાર કરી સુલોચને ચોથું અણુવ્રત અંગીકાર કર્યું. પોતાના અપરાધને વારંવાર ખમાવતો તે પોતાના નગર તરફ ચાલ્યો ગયો.

સુધર્મ પણ ત્યાં રહીને ન્યાયથી ઘણું ધન ઉપાર્જન કરી તે ગામમાં પોતાની કીર્ત્તિરૂપી સુવાસ ફેલાવી કેટલાક સમય પછી પોતાની પ્રિયા સાથે સુધર્મ પણ તામ્રલિપ્તી નગરીમાં આવ્યો. પોતાના કુલાચારને પાળતો ધર્મકાર્યમાં પ્રીતિવાળો થયો. એ ઋદ્ધિસુંદરી પણ શ્રાવિકાપણાના કુલાચારને પાળતી અનુક્રમે આયુ: ક્ષયે પ્રથમ દેવલોકે દેવીપણામાં ઉત્પન્ન થઇ કષ્ટમાં પણ શીલની રક્ષા કરનારને જગતમાં શું નથી મળતું ?

---

## ૬

## ગુણસુંદરી.

નવયૌવન વયમાં આવેલી કુમારિકા ગુણસુંદરીનું લાવણ્ય ખુબ આકર્ષક બની ગયું હતું. જાણે નૃત્યદેવી સાક્ષાત્ નૃત્ય કરવાને રંગભૂમિ ઉપર ઉતરી પડ્યાં હોય એવી એની અજબ ચાલ સૌ કોઇના દિલને લોભાવી રહી હતી. એનો મધુર અને તાલબદ્ધ નૂપુર રણકાર, નાજુક ગરદનનો મરોડ ને ગજગામિનીની માફક એની છટા એના લાવણ્યને અદ્દભૂત રીતે શોભાવતાં હતાં. એ અનુપમ ગુણસુંદરી નામ પ્રમાણે ગુણવાળી પણ હતી. નવીન અભ્યુદયવાળી છતાં ઉશ્રૃંખલ કે સ્વચ્છંદી નહોતી, અભિમાની કે ઉદ્ધત નહોતી પણ વિનયવાન, ગંભિર તેમજ સમયની જાણકાર એ બાળા ધર્મરસિકા શીલના આભૂષણવાળી હતી.

સુઘોષ પુરોહિતની આ તનયા પર એકદિવસે તેનીજ જ્ઞાતિના વેદરૂચિની નજર પડી. મોરલીના મધુરા નાદે જેમ મણીધર ડોલાયમાન થાય, દીપકની કાંતિને જોઇ પતંગીયુ જેમ હાલહવાલ થાય, તેમ વેદરૂચિ કામની પીડાથી આકુળ વ્યાકુળ થઈ ગયો મંત્રોથી સ્થંભિત થયેલા નાગની માફક જડવત્ બની ગયેલો વેદરૂચિ એની ઉપર ચોંટેલી પોતાની દષ્ટિને પણ ખેંચી શકયો નહી. સખીઓ સાથે ક્રીડા કરતી બાળા નજરથી દૂર ગઇ છતાં એની દષ્ટિ તો એ પ્રમાણે જ સ્થિર થઈ ગઇ.

એના મિત્રોએ એને સમજાવી એના ઘેર પહોંચાડ્યો પણ હૃદયશુન્ય બનેલો વેદરૂચિ ગુણસુંદરીના રૂપને ભૂલી શકયો નહિ. વારંવાર એ બાળાના સૌંદર્યનું સ્મરણ

કરતો ને એના વિયોગની પીડાને ભોગવતો તે દુઃખીદુઃખી થઇ ગયો. શાંતિના શિતળતાના અનેક ઉપચારો કરવા છતાંય વેદરૂચિનું દુઃખ ઓછું થયું નહિ. ત્યારે એના મિત્રો મારફતે સર્વે હકીકત જાણી એનો પિતા વેદશર્મા બ્રાહ્મણ પુત્રના દુઃખથી દુઃખી થઇને સુઘોષ પુરોહિત પાસે આવ્યો. તેણે પોતાના પુત્રને માટે ગુણસુંદરીની માગણી કરી.

વેદશર્માની વાત સાંભળી સુઘોષ પુરોહિત બોલ્યો. "પંડિતજી! આપની વાત તો ઘણી મજેહની છે પણ જરાક અસુરૂ થઇ ગયું. શ્રાવસ્તી નગરના રાજપુરોહિતના પુત્ર પુણ્યશર્માને મેં ગુણીને અર્પણ કરેલી છે, તેની સાથે વિવાહ કરેલો હોવાથી હવે એ બીજાને આપી શકાય નહી. મોટાઓનું વચન અન્યથા થઇ શકે કે?"

સમજુ અને જાણકાર વેદશર્મા સુઘોષ પુરોહિતની વાત સાંભળી નિરાશ થઈ ચાલ્યો ગયો, પણ વેદરૂચિ ગુણસુંદરીને ભૂલી શક્યો નહિ. જેમ જેમ એ ભૂલવાનો પ્રયત્ન કરે તેમ તેમ વેદરૂચિ કામથી અધિક સંતપ્ત રહેવા લાગ્યો એના માતા પિતાએ ગુણસુંદરી કરતાં રૂપગુણમાં અધિક કન્યાઓ સાથે પાણિગ્રહણ કરી આપવાની તત્પરતા દેખાડી પણ ગુણસુંદરીમાં રક્ત થયેલો વેદરૂચિ કાંઈ પણ સમજ્યો નહિ. એણે અનેક વશીકરણના, મોહિનિના મંત્રો સાધ્યા, દેવતાઓની ઉપાસના કરી. માનતા કરી છતાં ન તો ગુણસુંદરી મલી કે ન તો દેવતા પ્રસન્ન થયા. પુણ્ય વગર જગતમાં શું કાંઇ મલી શકે છે?

યથા સમયે ગુણસુંદરીને પુણ્યશાળી પુણ્યશર્મા પરણીગયો. વિધિપૂર્વક એ ગુણસુંદરીને ગ્રહણ કરી પુણ્યશર્મા પોતાને નગર પણ ચાલ્યો ગયો. પુણ્યવાનને જગતમાં શું નથી મલતું? પાપીને જ જગતની વસ્તુઓ માટે તરફડવું

પડે છે. અરે! કામની દુશ્ચેષ્ટતા તો જુઓ કે જે પરાધીન અને દુર્બળ વસ્તુ હોય છે તેની પાછળ માનવી દિવાનો બની જાય છે ને સ્વાધીન અને સુલભ વસ્તુઓની તો પરવાહ પણ કરતો નથી જગતની આ કેવી વિચિત્રતા!

એ ગુણિયલ ગુણસુંદરીને પુણ્યશર્મા શ્રાવસ્તી લઇ જતાં વેદરૂચિ તો દારૂ પીધેલા મત્ત ગજરાજની માફક ઉન્મત્ત બની ગયો. કાર્ય અકાર્યમાં મૂઢ થયેલો વેદરૂચિ ધંતુરો પીધો હોય તેની માફક છકી ગયો. માતાપિતાએ સમજાવવા છતાં તે મૂર્ખ પોતાનું ભર્યું ઘર છોડી, ઇજ્જત, આબરૂને તિલાંજલિ આપી ગુણસુંદરી પાછળ શ્રાવસ્તી ચાલ્યો ગયો. કામમાં અંધ થયેલા પુરૂષોને એ સિવાય બીજુ સૂઝે પણ શું?

શ્રાવસ્તી જતાં રસ્તામાં પર્વતની કંદરામાં ચોર લોકોની પલ્લી જોઈ ગુણસુંદરી મેલવવાની આશાએ એ દુષ્ટ પલ્લીમાં રહી પલ્લીપતિની સેવા કરવા લાગ્યો. અનેક સાહસિક કાર્ય કરીને તેણે પલ્લીપતિની પ્રીતિ સંપાદન કરી લીધી. એકદા વેદરૂચિના કહેવાથી પલ્લીપતિએ શ્રાવસ્તીમાં પુણ્યશર્માને મકાને ધાડ પાડવા માટે હેરૂઓ મૂકયા. હેરૂઓની બાતમીને અનુસારે રાત્રીને સમયે પલ્લીપતિએ પુણ્યશર્માને ઘેર ધાડ પાડી. ભિલ્લ લોકોએ એના મકાનમાંથી બધુ લુંટીને પેલો વેદરૂચિ ગુણસુંદરીને ઉપાડી ચાલતો થયો. એ રીતે ધાડથી મલેલો માલ ઉઠાવીને શિઘ્રતાથી તેઓ બધા પલ્લીમાં પહોંચી ગયા. પછીતો જાણે રાજા!

પલ્લીમાં ગુણસુંદરીને સારી રીતે રાખતો વેદરૂચિ એના માન સન્માનમાં કે ખાન પાનમાં ઉણપ આવવા દેતો નહિ. એને પ્રસન્ન કરવા માટે અનેક વાતો કહી

સંભળાવતો હતો. એક દિવસે ખુશી થયેલી ગુણસુંદરીને તે વાડવે કહ્યું. "હે ભદ્રે! તારા ગુણોએ મારૂં ચિત્ત હરી લીધું છે. તે હવે મને પાછુ આપ. એ ચિત્ત વગર તો સંજ્ઞા રહિત હું મરેલા જેવો છું. તું તો ધર્મને જાણનારી ને પરોપકારી તેમજ દયાવતી છો તેથી મારી ઉપર હવે કૃપા કર? તું જો કે દૂર હતી તો પણ ખાતાં કે પીતાં, સુતાં કે બેસતાં, જાગતાં કે નિંદ્રામાં હું તનેજ જોતો હતો, તને મેળવવા માટે હું આભ જમીન એક કરી રહ્યો હતો!"

એ બ્રાહ્મણની કર્ણને અપ્રિય વાણી સાંભળી ગુણસુંદરી બોલી". તમે કોણ છો? મેં તમને કયાંય જોયા નથી. છતાં તમે કહો છો કે તેં મારૂં ચિત્ત હરી લીધું એતો આશ્ચર્ય!"

ગુણસુંદરીના જવાબમાં વેદરૂચિએ પોતાની કર્મકથા કહી સંભળાવી. એની કથા સાંભળી ગુણસુંદરી વિચારમાં પડી, "અરે! અરે! મારામાં આ ખુબ રાગવાન થયો જણાય છે. આવા અનાર્ય અને કુસ્થાનમાં આ મારા શીલને હું શી રીતે રાખીશ? શરણ રહિત અને એકાકી મારૂં શું થશે? પણ ગમે તે ભોગે હું મારા શીલને રાખી પ્રવર્ત્તિનીએ આપેલા વ્રતને ખંડિત કરીશ નહી. હજી આ કંઇક ગુણવાન જણાય છે કે પ્રાર્થના કરીને મારી યાચના કરે છે. બાકી તો પાપી અને ઉદ્ધત પુરૂષો તો બળાત્કાર કરવામાં જ શૂરા હોય છે. તો આને પ્રતિબોધી મારૂં શીલ રાખું. આને સમજાવવા માટે મારે કદાચ માયા કપટ પણ કરવું પડશે જો કે એ કૌટિલ્ય વિવેકી પુરૂષે ન કરવું જોઇએ છતાંય ધર્મથી એ શીલ રક્ષવા તે પણ કરવું."

ગુણસુંદરી ખુબ વિચાર કરીને બોલી. "હે સુંદર!

તમારો મારી ઉપર આવો રાગ હતો છતાં તમે મને જણાવ્યુંય નહિ. જો મને જણાવ્યું હોત તો નજીકમાં રહેલા તમને મૂકીને હું વિદેશી સાથે પરણત નહિ. કારણ કે પડોસમાં જ ફલદાયક આમ્રવૃક્ષને છોડી દૂર રહેલા કેરડાના વૃક્ષની કોણ ઇચ્છા કરે ? આપણાં બન્નેનાં નિર્મળ કુળ હોવાથી આપણે સંપૂર્ણ સુખી થાત. બધુંય સારૂં થાત. પણ હવે શું ? અત્યારે તો આપણો સંબંધ લોકમાં નિંદા પાત્ર થાય ને પરલોકમાં દુર્ગતિને આપનારો થાય. માટે હે ધીર ! એ બધી બાબતનો વિચાર કર. જે સજ્જન હોય છે તે ગંભીર અને વિચારશીલ હોય છે".

ગુણસુંદરીની મધુરી મધમાખ સમાન વાણી સાંભળી એ વાડવ ( બ્રાહ્મણ ) વિચારમાં પડયો. "અહો ! આ મારે વિષે રાગવાળી છે મેં જો પૂર્વે એને મારા મનનો અભિપ્રાય જણાવ્યો હોત તો બધુંય સારૂં થાત, ને અત્યારે આટલો બધો પ્રયાસ મારે કરવો પડત નહિ. તેમ છતાંય પણ હવે એને છોડી કેમ દેવાય ? ક્ષુધિત કદિ મોં આગળ પડેલો ભોજન થાળ પાછો ઠેલી શકે કે ?"

વિચાર કરીને તે બ્રાહ્મણ બોલ્યો. "હે સુંદરી ! તારૂં કથન જો કે સત્ય છે છતાં તારા વિના હું હવે જીવીશ નહિ, મારૂં જીવન અત્યારે તારે આધીન છે. ભલે કુળને કલંક લાગે, જગતમાં મારી નિંદા થવાની હો તો ભલે થાઓ, અહીંથી સિદ્ધા દુર્ગતિમાં તારા સમાગમથી જવાતું હોય તો હું તૈયાર છું પણ મારા જલતા જીગરને તો શાંત કર."

એ વાડવની અંગાર સમી વાણી સાંભળી ગુણસુંદરી વિચારમાં પડી ગઈ. શરીરના ભોગે શીલપાલવાનો નિશ્ચય કરી ગુણસુંદરી બોલી. "જો તું મારા સંગમાં

સુખનો જ અભિલાષી હોય ને એ ખાતર જ જીવતો હોય તો મારે પણ તારૂં હિત કરવું જોઇએ. પણ હાલમાં ચાર માસ પર્યંત મેં મંત્રસિદ્ધિને માટે બ્રહ્મચર્ય પાળ્યું છે. જે મંત્ર સિદ્ધ થવાથી તારૂં ને મારૂં કલ્યાણ થાશે, મારે અ-વિધવાપણું અને પુત્રની ઉત્પત્તિ થશે."

ગુણસુંદરીનું વચન એ બ્રાહ્મણે ઘણા આનંદપૂર્વક અંગીકાર કર્યું "વાહ! શું મારા હિતની કરનારી છે?" ગુણસુંદરીએ પણ અત્યારે કાળવિલંબ કરવાનું ઉચિત માન્યું.

એ દ્વિજાતિ બ્રાહ્મણના ઘરમાં રહેલી ગુણસુંદરી એના ઘરનું બધું કામ કરતી ને સારી રસવતિ કરીને બ્રાહ્મણને જમાડવા લાગી. થોડા દિવસમાં ગુણસુંદરીએ બ્રાહ્મણનો ખુબ વિશ્વાસ સંપાદન કર્યો. જેથી બ્રાહ્મણના દીલમાં થયું કે "આહા! શું મારા પર પ્રીતિવાળી છે?"

કાજલની કંગાલ કોટડીમાં રહીને એ ક્ષુદ્ર બ્રાહ્મણની સેવા કરતી ગુણિયલ ગુણસુંદરી આયંબિલનું તપ કરીને પોતાની કાયાને દમવા લાગી. સ્નાન, શૃંગારાદિ દરેક શોભા તજી દીધી. એવી રીતે ગુણસુંદરીને ચાર ચાર માસની અવધિનાં વ્હાણાં વહી ગયાં. છેલ્લે દિવસે રાત્રીના ગુણસુંદરી પોકાર કરવા લાગી, હૈયાં, માથાં કુટતી બૂમો મારવા લાગી. એના આ ચિત્કાર ને ચિલ્લાવવાથી વેદરૂચિ ગભરાઈ ગયો. "શું છે? શું છે?"

"અરે! શૂળની વ્યાધિથી હું મરી જાઉ છું." પેટની પીડા તરફ અંગુલી નિર્દેશ કરતી બોલી. બ્રાહ્મણે મણિ-મંત્ર આદિ અનેક ઉપચાર કરવા છતાં એ સુંદરી ભૂમિપર આળોટતી લોટવા લાગી. પ્રાતઃકાળે ગૃહકાર્ય કરવા છતાંય આક્રંદ કરવા લાગી. "અરે સુંદર! તારા ગૃહને યોગ્ય હું ન હોવાથી દુર્ભાગ્યવાળી છું. શું કરૂં? પેટની પીડા તો

પીડે છે તે ઉપરાંત મારા મસ્તકે વેદના થાય છે. મારા અંગોપાંગ ભડકે બળે છે. મારા શરીરની સંધીઓ તુટી રહી છે. ક્યાં જાઉં ! શું કરૂં !"

અરે ! મને સ્વામીના વિયોગનું દુઃખ નથી પણ તારા ઉપર મારાથી કાંઇ ઉપકાર થયો નહિ એ દુઃખ મને અધીક પીડે છે મારા માટે દુઃખ સહન કરવા છતાં તને કાંઇ ફલ-મલ્યું નહિ. મૃગલો જેમ દૂરથી મૃગજળ જોઇને દોડે છે પણ આખરે નિરાશ થાય. પણ એમાં તું શું કરે ? મેં પરભવમાં મારા સુખને માટે કેટલાને દુઃખી કર્યા હશે. કોઇને કુડાં આળ દીધાં હશે. પારકાં ધન ચોર્યાં હશે તેમજ પરસ્ત્રી ઉપર બળાત્કાર કર્યા હશે. તે મારાં પાપ અત્યારે મને ઉદય આવ્યાં. હે સુંદર ! અત્યારે વગરઅગ્નિએ પણ હું બળી જાઉં છું–મરી જાઉં છું. દુઃખ સહન કરવાને અશક્ત એવી મને તું કાષ્ટની ચિતા ખડકાવી બળી મરવાની રજા આપ."

"હે ભદ્રે ! અધીરી ન થા ! મારા પ્રાણના ભોગે પણ હું તારો રોગ દૂર કરીશ. ભાગ્યયોગે તને આ દુઃખ પ્રાપ્ત થયું છે પણ તું હવે શ્રાવસ્તી જા ! ત્યાં વૈદ્યની ઔષધિથી તારો રોગ દૂર થશે."

"ત્યાં હવે હું શી રીતે જાઉં ? લોકો મને શું કહે ? મારો સ્વામી મને ઘરમાં શી રીતે રાખે ? પુરૂષો તો હમેશાં ઈર્ષ્યાવાળા હોય છે માટે હવે તો તુંજ વિચાર કર કે મારે મરણ વગર બીજા કોનું શરણ છે અત્યારે ?" ગુણ-સુંદરીનાં વચન સાંભળી બ્રાહ્મણ ગળગળો થયો.

"અરે ! તારૂં દુઃખ હું જોવાને અસમર્થ છું. ભડ-ભડતી ભયંકર અગ્નિ જ્વાલાને હું શી રીતે જોઇ શકું ? માટે તું તારે ખુશીથી તારા નગરમાં જા, તને તારા ગામે

જવામાં હું સહાય કરીશ, કારણકે જીવતર સલામત હશે તો કાલે સૌ સારાં વાનાં થશે."

"હે સોમ્ય! જેમ તમને સુખ પડે તેમ કરો."

ગુણસુંદરીને રથમાં બેસાડીને વેદરૂચિ શ્રાવસ્તીની સીમાએ આવ્યો, નગરની સમીપે આવીને બોલ્યો. "હે સુભગે! તું તારા પતિને ઘેર જા, હું પણ હવે મારા નગર તરફ જઈશ." તેદ્વીજની વાણી સાંભળી ગુણસુંદરી બોલી. "હવે બીજી વાતથી સર્યું. આજથી તું મારો ભાઇ છે માટે સુખેથી નિઃશંકપણે મારી સાથે મારા નગરમાં ચાલ. બેનની સાથે આવવામાં શું ભાઇને લજ્જા હોય?"

ભાવીનો વિચાર કરતો વેદરૂચિ રથને હાંકતાં નગરીમાં પુણ્યશર્માને મકાને પહોંચ્યો. પુણ્યશર્મા પોતાની પત્નીને જોઇ ખુશી થયો. "હે નાથ! ભિલ્લ લોકો ધાડ પાડીને મને લઇ ગયેલા તે આ બાંધવે મને તેમના પંજામાંથી છોડાવી. માટે એનું બહુ માન કરો." પ્રિયાનું વચન સાંભળી રાજી થયેલો પુણ્યશર્મા બોલ્યો. "હે સુંદર! કાગડાના ટોળામાં હંસની માફક તમારે ભીલ્લના સહવાસમાં રહેવું યોગ્ય નથી. માટે સુખેથી અહીં રહો, અહીંયાં રહેતાં તમને કાંઇ ન્યૂનતા રહેશે નહી."

પુણ્યશર્માનાં મધુરાં વચનથી અધિક લજ્જાતુર થયેલો વેદરૂચિ મનમાં વિચાર કરવા લાગ્યો. "કોયલના શબ્દ માફક શી એના વચનની મધુરતા! કામદેવ જેવો તો આ સ્વરૂપવાન છે. સમુદ્રની માફક ગંભીર અને કેવો ઉમદા દિલાવર દિલનો છે! આ ભાગ્યવાનનું મેં વગર કારણે અનર્થ કર્યું. અરે! મારામાં ને એનામાં કેટલું અંતર? ક્યાં એની સજ્જનતા ને ક્યાં મારી દુર્જનતા? દુર્જનની માફક બીલાડો લોલુપતાથી દુધની ભરેલી દોણીને ભાગતો

નથી શું ! આ ગુણિયલ ગુણસુંદરી આવા નરરત્નને છોડીને મારા જેવા અધમ નર સાથે રમે ખરી? રાજહંસી તો માનસરોવરમાં રહેલા કમલનેજ સેવે લીંબડાને નહિ. કુડા ઉપાયે કરીને પણ એણે પોતાનું શીલ પાળ્યું ને મારા આત્માનો નરકમાંથી ઉદ્ધાર કર્યો. હવે આજથી આ મહાસતીના શીલને સંભારતો કદાપિ હું આવો અપરાધ કરીશ નહિ."

ઉપકારના ભારથી નમ્ર થયેલા વેદરૂચિને અવસરે અભ્યંગ, ઉદ્વર્ત્તનથી સ્નાન વગેરે કરાવી ખાનપાનથી તૃપ્ત કર્યો. નિશા સમયે સારી રૂપાળી સુંવાળી મખમલની સુખ શય્યામાં પોઢાડયો. શરમ અને લજ્જાથી નાશી જવાની ઇચ્છાવાળો વેદરૂચિ મધ્યરાત્રીને સમયે શય્યામાંથી ઉઠી ગુપચુપ ચાલવાની તૈયારી કરવા લાગ્યો છતાં નશીબ આગળનું આગળ !

અકસ્માત્ એક સાપે એને દંશ દીધો ને પોકાર કરતો ત્યાં ઢગલો થઈ પડયો, પુણ્યશર્મા વગેરે પરિવાર એકઠો થઈ ગયો. દીપકના પ્રકાશમાં સર્પને નાશી જતાં પુણ્યશર્માએ જોયો, તરતજ નગરમાંથી અનેક મંત્ર તંત્રના જાણકારોને બોલાવ્યા. ગારૂડીઓને બોલાવ્યા પણ એમની મહેનત વ્યર્થ ગઇ ને વેદરૂચિની વાચા પણ બંધ થઈ ગઇ ને બેભાન થઈ ગયો. આખરે બધા નાસીપાસ થઇ ચાલ્યા ગયા. "શુ કરીયે એનું મોત આવ્યું એ બ્હાને."

હવે વેદરૂચિ મૃત્યુની રાહ જોઇ રહ્યો હતો, ને પુણ્યશર્મા નિરાશ હતાશ થઇ ગયો. પ્રાતઃકાળના સૂર્યે પોતાનો રથ હવે છોડી મુકયો હતો, બેભાન વેદરૂચિ આ જગતની છેલ્લામાં છેલ્લી હવા ખાઈ રહ્યો હતો વિષના તીવ્ર આક્રમણથી તેના છેલ્લા શ્વાસોશ્વાસ ચાલી રહ્યા હતા પોતાના

સ્નેહીને સર્પદંશથી મૃત્યુ પામતો જોઈ પુણ્યશર્મા કંપી ઉઠ્યો. "બસ થઇ રહ્યું હવે ખેલ ખલાસ."

એકાએક કાંઇક નિશ્ચય કરી ગુણસુંદરી હાથમાં જળની અંજલી લઇ ત્યાં હાજર થઇ સર્વેની સમક્ષ તે નિડરપણે બોલી. "હે શાસનદેવ! મારૂં શીલ જો નિષ્કલંક હોય તો આ સર્પવિષ ઉતરી જજો." એ પ્રમાણે બોલતી ગુણસુંદરીએ ત્રણવાર જળ લઇને પોતાના હાથથી એને સિંચન કર્યું. બધાના આશ્ચર્ય વચ્ચે વેદરૂચિ સાજોતાજો ભૂમિ ઉપરથી બેઠો થઈ ગયો જાણે નિદ્રામાંથી જાગ્રત થયો હોય તેમ,આજુબાજુયે જોતો અજાયબ થઈ ગયો. એણે શું જોયું?

લોકો ધૂપ, દીપ, કુકુંમ ને પુષ્પથી આ મહાસતીની પૂજા કરી રહ્યા હતા. "હે મહાસતી! તું ચિરં જીવ! જય પામ." સમજ ન પડવાથી વેદરૂચિના પૂછવાથી બધાએ ખુલાસો કર્યો, જે સાંભળીને વેદરૂચિ ચકિત થઈ ગયો એ મહાસતીનો વખાણ કરતો બોલ્યો હે બ્હેન! હું શું કરૂ?"

"પરદારાગમનનો ત્યાગ કરી મારા અને તારા ઉપર ઉપકાર કર." ગુણસુંદરીના વચનથી તેણે એ વ્રત અંગીકાર કર્યું, પછી તો ગુણસુંદરીને પોતાનાં પાપ ખમાવી તે પોતાને સ્થાને ગયો. ગુણસુંદરી પણ કાળે કરીને આયુક્ષયે પ્રથમ કલ્પમાં દેવીપણે ઉપ્તન્ન થઇ.

## ૭

## "પરદેશમાં."

"બડા બડાઈ ના કરે, બડા ન બોલે બોલ
હીરા મુલસેં ના કહે, લાખ હમારા મોલ."

એ રતિસુંદરી, બુદ્ધિસુંદરી, ઋદ્ધિસુંદરી અને ગુણસુંદરી જીવનને તૃણવત ગણીને શીલને પાળી અનુક્રમે

સ્વર્ગમાં રતિસુંદર નામના વિમાનમાં દેવીપણે ઉત્પન્ન થઇ. ત્યાં દેવભવનાં અનુપમસુખો ભોગવી આ ચંપાનગરીમાં કાંચનશેઠને ત્યાં વસુંધરા નામની સ્ત્રીથી રતિસુંદરીનો જન્મ થયો તેનું નામ તારા, કુબેરશેઠને ત્યાં પદ્મની નામે સ્ત્રીથી બુદ્ધિસુંદરીનો જન્મ થયો તેનું નામ શ્રીમતી, ધરણશેઠને ત્યાં લક્ષ્મી નામે સ્ત્રીથી ઋદ્ધિસુંદરીનો જન્મ થયો તેનું નામ વિનયવતી અને પુણ્યસાર શેઠને ત્યાં વસુશ્રી નામે સ્ત્રીથકી ઉત્પન્ન થયેલી ગુણસુંદરીનું નામ દેવી! સરોવરમાં જેમ રાજમરાલી શોભે તેમ એ ધનાઢયોના કુળને શોભાવતી શાસ્ત્રકળાનો અભ્યાસ કરી જૈન ધર્મથી સુવાસિત થયેલી અનુક્રમે તે યૌવન વયમાં આવી.

તીર્થંકર ભગવાનને પરભવમાં આપેલા દાનના પ્રભાવે વિનયંધર શેઠને એ ચારે બાળાઓ પરણી. સમકિત અને બાર વ્રતને શોભાવતી એ ચારે બાળાઓના પુણ્યને યોગ્ય વિનયંધર હતો, કારણકે વિધિ પણ સરખેસરખાંનો મેલાપ કરાવી આપે છે પરભવના અભ્યાસથી આ ભવમાં પણ તેઓ ધર્મમાં પ્રીતિવાળાં થઇને પ્રાણને ભોગે શીલ પાલવામાં સાવધાન છે. હે રાજન્! દેવતાનાં સહાયવાળાં અને ધર્મરસિક એવાં એમને જે વિઘ્ન કરે છે તે સત્વર નાશ પામે છે. તેં તો બધું નજરોનજર જોયું છે. સુરૂપવાન છતાં શાસનદેવીએ એમનું સ્વરૂપ બિભત્સ બનાવી એમની રક્ષા કરી ને ક્ષણવારમાં પાછુ મૂળ સ્વરૂપ થઇ ગયું એ બધોય એમના શીલનો પ્રભાવ!

એ શીલવતીઓના હુંકાર માત્રથી ગમે તેવો મહાવિદ્યાવાન નર પણ બળી ભસ્મ થઈ જાય. પણ સમ્યક્ત્વના પ્રભાવથી દયાપૂર્ણ હૃદયવાળી એ સ્ત્રીઓએ તેં દુઃખ આપવા છતાં લગાર પણ તારૂં માઠું ચિંતવ્યું નથી. જોઇ એમની ઉદાર ભાવના?

જ્ઞાની ગુરૂની વાણી સાંભળી રાજા શ્રીકેતુ (ચંપાપતિ)નાં મિથ્યાત્વ પડલ દૂર થતાં એનાં જ્ઞાન નેત્રો ખુલી ગયાં. "હે ભગવન્! એમનાં જીવિતને ધન્ય છે કે જેમનાં વૃત્તાંત પણ એકાંતે હિતકારી અને મનોહર છે, હું તો પાપરસિક, સતીનેઃસંતાપનાર, મહાન દુરાચારી છું છતાંય મારૂં પુણ્ય જાગ્રત છે કે આપનો ધર્મોપદેશ સાંભળવાને હું ભાગ્યવાન થયો છું. હે ભગવન્! આજથી એ દુર્ધર શીલવ્રત મારે હો. યાવત્ જીવન પર્યંત મારે એ વ્રત મંજુર હો."

વિનયંધર શેઠ હાથ જોડી બોલ્યો. "હે ભગવન્! આપના ધર્મોપદેશથી અમારો સાંસારિક મોહ નષ્ટ થયો. અમને ચારિત્રરત્ન આપીને અમારો ઉદ્ધાર કરો!"

"તમારે માટે તે યોગ્ય છે માટે સારા કાર્યમાં વિલંબ કરવો નહિ." ગુરૂએ અનુમતિ આપી. ગુરૂને વાંદીને સર્વે પોતપોતાને સ્થાને ગયા. વિનયંધર શેઠ ચારે પ્રિયાઓ સાથે દીક્ષાની તૈયારી કરવા લાગ્યો. આવો અપૂર્વ અવસર જોઈ શ્રીકેતુની દીક્ષાની ભાવના પણ વૃદ્ધિ પામી. મંત્રીઓએ સમજાવવા છતાં એની ઉત્તમ ભાવનાનો વેગ અટકી શકયો નહિ. છમાસના ગર્ભવાળી પટ્ટરાણી વૈજયવંતીનો રાજગાદી ઉપર અભિષેક કરી રાજાએ પણ વિનયંધરની સાથે દીક્ષા ગ્રહણ કરી.

રાજા, વિનયંધર, એની ચારે પ્રિયાઓ તેમજ બીજા કેટલાક ભાવિક પુરૂષોની એ પ્રમાણે દીક્ષા થઈ ને જયજયકાર વર્ત્તી રહ્યો. પછી તો ગુરૂ મહારાજ પરિવાર સાથે વિહાર કરી ગયા.

ગર્ભનું પાલન કરતાં વૈજયવંતી રાણીને એક પુત્રીનો પ્રસવ થયો. પુત્રીના જન્મથી દુઃખી થયેલી રાણીએ

તુરતજ મંત્રીને ખબર મોકલાવી. વિધિની વિચિત્રતાને ચિંતવતા મંત્રીએ પુત્રીની વાત ગોપવીને તરતજ રાજ્યમાં પુત્ર જન્મની વધામણિ જાહેર કરીને ગુપ્ત રીતે એ કન્યાને ઉછેરવા માંડી. પુરૂષનાં વસ્ત્ર ધારણ કરાવી શસ્ત્ર અને શાસ્ત્રની યોગ્ય તાલિમ અપાવતાં અનુક્રમે તે યૌવનવયમાં આવવાથી પટ્ટરાણી ચિંતાતુર થયાં. આ પુરૂષરૂપે રહેલી કન્યાને હવે પરણાવવી જોઇએ.

મંત્રીએ પુરતો વિચાર કરી એક પ્રભાવિક યક્ષનું આરાધન કરવાથી ચંપાનો અધિષ્ઠાયક યક્ષ પ્રસન્ન થઇને બોલ્યો. "ત્રીજે દિવસે પોતનપુર નગરના રાજકુમાર કમલસેનને ચંપાનગરીની બહારના સરોવરને કાંઠે લાવીને મુકી દઈશ તે આ બાળાને માટે યોગ્ય વર છે. ચંપાની રાજ્યલક્ષ્મીનો સ્વામી પણ તેજ થશે. આ બાળાનો પરભવનો ભર્ત્તા પણ એજ હતો."

એ યક્ષના આદેશથી તમારા પર રાગવાળી એ રાજબાળા સાથે હું મંત્રી મતિવર્દ્ધન તમારી રાહ જોતો એ ઉદ્યાનમાં અશોકવૃક્ષની છાયામાં બેઠા હતો. તે પછીનું વૃત્તાંત આપ જાણો છો." મંત્રી મતિવર્ધને રાજકુમાર કમલસેન આગળ ચંપાપતિની કથા એ રીતે સમાપ્ત કરી.

રાજકુમારે પણ મંત્રીનું વચન અંગીકાર કર્યું. આજ સુધી રાજકુમારના વેષમાં રહેલી રાજકુમારી ગુણસેના શુભ મુહુર્ત્ત અને શુભ દિવસે મોટા આડંબરપૂર્વક કમલસેનની સાથે પરણી ગઇ. એ નિમિત્તે મોટો વર્ધાપન મહોત્સવ થયો, તે સાથે કમલસેનનો ચંપાની ગાદીએ રાજ્યાભિષેક પણ થઈ ગયો. રાજકુમાર કમલસેન મહારાજ કમલસેન થયા. ચંપાનગરીના–અંગદેશના ભાગ્યવિધાતા થયા.

રાજ્ય અને રમણીનાં સુખ ભોગવતા મહારાજ કમલસેન સુખમાં પોતાનો કાલ નિર્ગમન કરતા હતા. તે દરમિયાન વત્સ દેશના અધિપતિ સમરસિંહનો એક વાચાળ દૂત એક દિવસે ચંપાની રાજસભામાં હાજર થઇને મહારાજ કમલસેનને કહેવા લાગ્યો. "રાજન્! વંશપરંપરાથી આવેલી રાજલક્ષ્મી પણ દુઃખથી ભોગવાય છે તો તમે આ ન ધણીયાતી રાજ્યલક્ષ્મી સુખેથી શી રીતે ભોગવશો? તમારે રાજ્ય ભોગવવું હોય તો અમારી આજ્ઞા માનો, અથવા રાજ્ય છોડી પલાયન થઈ જાવ કે સામે યુદ્ધ આપો; એ સિવાય ચોથો ઉપાય નથી. પૃથ્વી કાંઇ રાજા વગરની નથી સમજ્યા?"

દૂતની વાણી સાંભળી મનમાં કોપ ધારણ કરવા છતાં હસીને બોલ્યો. "જા! તારા એ સિંહ નામધારી રાજાને યુદ્ધના મેદાને મોકલ! હું પણ એની સામે આવું છું. કહેજે કે આપણા બન્નેનો ન્યાય ત્યાં થશે."

દૂત કાંઇ બોલવા જતો હતો પણ કાંઈ ન બોલવા દેતાં ગળે પકડીને સભામાંથી કાઢી મુકયો. અપમાનથી ધમધમતો દૂત ચાલ્યો ગયો.

બન્ને લશ્કરો પછી તો સામસામે ગોઠવાઇ ગયાં. મહાસાગર સમી એ પ્રચંડ સેનાના રક્તપાતની ભીતિથી દયાળુ હૃદયવાળા કમલસેનનું હૃદય કમ્પ્યું. "આ હા! આ ઘમંડી અને અભિમાની રાજાની ઈર્ષ્યાવૃત્તિથી લાખો માણસોનો ક્ષય થઈ જશે, એના કરતાં તો અમે બન્ને જ લડીયે તો કેવું સારૂં!"

કમલસેને પોતાનો અભિપ્રાય દૂત દ્વારા સમરસિંહ રાજાને જણાવ્યો. પોતાને બળવાન માનનાર સમરસિંહે તે વાત ઝટ સ્વીકારી લીધી. સમરસિંહ પણ નામ પ્રમાણેજ

ગુણવાળો હતો. પ્રૌઢ વયનો છતાં પોતાના બળથી તે જગતને તૃણ માત્ર ગણનારો હતો. ત્યાં આ બાળક કમલસેનનો એને શું હિસાબ !

સિંહની માફક ગર્જના કરતા બન્ને રણે ચઢ્યા. બન્ને એક બીજાના ઘાને ચુકાવતા એક બીજા પર ઘા કરવાની તક શોધવા લાગ્યા. પોતપોતાનાં અનેક આયુધો એકબીજા સામે ફેંકવા લાગ્યા. ભાલા, મુદ્દગલ, ફરસી, તલવાર વગેરેનો ઉપયોગ કરતા શત્રુને થકવવા લાગ્યા. પૂર્વના વેરને સંભારી જાણે કુક્કરો લડતા હોય એમ લડતા આખરે શસ્ત્રાસ્ત્રથી પરવારી તેઓ હાથોહાથની લડાઈ ઉપર આવી ગયા. બન્ને શૂરવીરો પોતાના અદ્દભૂત પરાક્રમનો પરિચય કરાવતા હતા, ક્ષણમાં કુમારની જીત દેખાતી તો ક્ષણમા સમરસિંહની.

અકસ્માત સમરસિંહને ઘા લાગવાથી તે રણભૂમિ ઉપર મૂર્ચ્છિત થઇને પડ્યો, એના લશ્કરમાં હાહાકાર થયો. રાજા કમલસેને શસ્ત્રને ફેંકી દઇ ઝટ એ રાજાનું મસ્તક પોતાના ખોળામાં લઈ લીધું. શીતલ જળ મંગાવી સિંચન કરી બીજા પણ અનેક ઉપચાર કરી સમરસિંહને સાવધાન કર્યો. હિંમત આપતાં કમલસેન બોલ્યો. "હે રાજન્ ! તમે નામથી જેવા સમરસિંહ છો તેવા કાર્યથી પણ છો, માટે ખેદ ન કરો. પ્રસન્ન થાઓ ને ફરીને શસ્ત્રગ્રહણ કરો!"

કમલસેન રાજાની વાણી સાંભળી સમરસિંહ વિચારમાં પડ્યો. "ઓ હો ! શું એની ગંભીરતા, શું એનું પરાક્રમ, શી એની ખાનદાની ? કોઈ રાજવંશી ઉત્તમ નર જણાય છે. વૃદ્ધ થવા છતાં મારી લોભ વૃત્તિ ક્યાં ! બાલક છતાં એની વિનયશીલતા ક્યાં ? હવે તો મારે આ ભોગાસક્તિ છોડીને યોગાભ્યાસ કરવો એજ કલ્યાણકારી છે." એમ

વિચારી સમરસિંહ બોલ્યો. "હે પરાક્રમી! યુદ્ધમાં હારી ગયેલા એવા મારી સાથે તારે લડવું યોગ્ય નથી. જેથી મારી આઠ કન્યાઓ અને વત્સદેશની રાજ્યલક્ષ્મીને તું ગ્રહણ કર!"

સમરસિંહની વાણી સાંભળી ચમત્કાર પામેલો કુમાર બોલ્યો. "આપનું રાજ્ય આપજ ભોગવો. મારે આપની રાજ્યલક્ષ્મી જોઇતી નથી મહારાજ!"

"હું તો હવે પરલોકને વિષે હિતકારી એવું ઉત્તમ ચારિત્ર ગ્રહણ કરીશ." એમ કહી સમરસિંહ યુદ્ધભૂમિ પર જ દીક્ષા લેવાને તૈયાર થયો. કમલસેન નૃપના સમજાવવા છતાં એ મહા માનીએ વૈરાગ્યથી સુધર્માચાર્ય પાસે દીક્ષા ગ્રહણ કરી જેથી સમરસિંહના સામંતરાજાઓએ કમલસેનને પોતાની રાજ્યધાનીમાં લાવી આઠે કન્યાઓ પરણાવી વત્સદેશની ગાદીનો અભિષેક કર્યો. બન્ને રાજ્ય લક્ષ્મીનો અધીશ્વર કમલસેન ચંપાનગરીમાં રહીને શાસન કરવા લાગ્યો.

એક દિવસે પોતાનપુરથી શત્રુંજયરાજાનો દૂત આવીને કમલસેન રાજાને નમ્યો. પિતા તરફથી દૂતને આવેલો જાણી સિંહાસનારૂઢ થયેલા કમલસેન નૃપતિએ પિતાના કુશલ સમાચાર પૂછયા.

રાજાના પ્રશ્નના જવાબમાં સ્વચ્છ આશયવાળો તે દૂત બોલ્યો. "હે સ્વામિન્! વસંત યાત્રામાં ગયેલા આપ કાંઇ પણ કારણ પિતાને જણાવ્યા સિવાય ચાલ્યા ગયા. પાછળથી ચારે તરફ શોધ કરતાં આપનો પત્તો ન લાગવાથી નગરના લોકો હાહાકાર કરતા રાજા પાસે આવ્યા. ક્ષણ પહેલાંનો બધો આનંદ શોકમાં પલટાઇ ગયો. રાજા પણ દુઃખી દુઃખી થઈ ગયા. તમારા વિયોગે

તમારાં માતા પિતા જે દુઃખ ભોગવે છે તેનું વર્ણન કરવાને કોઇ શક્તિમાન નથી. એવા દુઃખમાં સમય વ્યતીત કરતાં હાલમાં તમારા ગુણોનું વર્ણન કોઈક વૈતાલિકના મુખેથી સાંભળી કંઇક સ્વાસ્થ્ય પામેલા રાજાએ મને આપની પાસે મોકલ્યો છે માટે હે દેવ! આપના દર્શનથી હવે આપ માતાપિતાને રાજી કરો?"

દૂતની વાણી સાંભળી રાજા વિચારમાં પડયા. "અહા! માતાપિતાનો મારી ઉપર ગાઢ સ્નેહ છે કે જેથી આટલો દીર્ઘકાલ જવા છતાંય તેઓ મને ભૂલ્યા નથી. હું તો રાજ્ય અને રમણીમાં માતાપિતાને ભૂલી ગયો છું છતાં હવે મારે ત્યાં જઇને માતાપિતાના મનને હર્ષ પમાડવો જોઇએ".

રાજાએ વિચાર કરી મતિવર્દ્ધન મંત્રીને રાજ્ય ઉપર અધિષ્ઠિત કરી પોતાના વતન જવાની મોટા આડંબર પૂર્વક તૈયારી કરી. અનેક હાથી, ઘોડા, રથ, પાયદળરૂપ ચતુરંગી સેના તથા પોતાની પ્રિયાઓ સહિત કમલસેને પ્રસ્થાન કર્યું.

માર્ગમાં અનેક રાજાઓના ભેટણાંને સ્વીકારતો, તેમની મહેમાનગતિનો સ્વાદ ચાખતો કમલસેન પોતનપુરના માર્ગે ચાલ્યો. અનેક નગર, શહેરના લોકોથી જોવાતો, દીન અને દુઃખી જનોના દુઃખને દૂર કરતો, જીનમંદિરોમાં પૂજાને રચાવતો તેમજ જીર્ણ એવા જીન પ્રાસાદોનો ઉદ્ધાર કરતો રાજા, જૈન શાસનની પ્રભાવના વધારતો હતો. રાજા કમલસેન ચતુરંગી સેના સહિત પ્રયાણ કરતો અનુક્રમે પોતનપુરના સીમાડે આવી પહોંચ્યો. એ દિગ્વિજયી પુત્રના આગમનનો વૃત્તાંત જાણી માતા પિતાના હર્ષનો કાંઇ પાર ન રહ્યો.

સારૂય પોતનપુર રાજકુમારની અપૂર્વ ઋદ્ધિ જોવાને ઉલટયું. નગરને શણગારવામાં બુદ્ધિમાનોએ પોતાની બુદ્ધિ ખર્ચી નાખી. રાજકુમારના પ્રવેશ મહોત્સવ માટે મોટી ધામધુમ થવા લાગી. રાજમાર્ગો, નાનામોટા રસ્તાઓ તોરણો અને પચરંગી વાવટાઓથી શોભવા લાગ્યા. અનેક પ્રકારે માંગલિક વાદિત્રો વાગવા લાગ્યાં. એવા મોટા મહોત્સવપૂર્વક કમલસેન નૃપ પોતનપુરમાં પ્રવેશ કરી પિતાના ચરણને વિષે નમ્યો.

૮

## "શ્રેષ્ઠ શું ? સામ્રાજ્ય કે સંયમ ?"

पंकात्पद्मं मृदः स्वर्णं, नवनीतं च तक्रतः ।
रत्नं यथोपलात्सारं, नृत्वाद् धर्मार्जनं तथा ॥१॥

ભાવાર્થ—આ જગતમાં સારભૂત શું છે? જેમ કાદવમાં ઉત્પન્ન થયેલું કમલ સારભૂત છે, જેમ માટીમાંથી ઉત્પન્ન થયેલું સુવર્ણ સારભૂત છે, છાસમાંથી નિકળેલું માખણ જેમ સારભૂત છે, અને પત્થરની જાતિમાં જેમ રત્ન સારભૂત છે તેવી રીતે મનુષ્યજન્મમાં ધર્મ ઉપાર્જન કરવો તે સારભૂત છે.

દિગ્વિજયી પુત્ર કમલસેનને પિતાએ સ્નેહથી આલિંગન કર્યું. સમૃદ્ધિ સહિત પુત્રને જોઇને એ પિતાના વાત્સલ્યની સીમા રહેતી નથી. આખાય નગરના નરનારીઓના આનંદની તો વાત જ શી? અનેક સૌભાગ્યવંતીઓએ કટાક્ષ પૂર્વક જોયેલો એ રાજકુમાર કનલસેન આજે તો કોઇ જુદો જ હતો. રાજમહેલમાં પિતાને નમ્યા પછી માતાનેય નમ્યો.

પુત્રના વિયોગથી દુઃખી થતી માતા જાણે પોતાનું દુઃખ બહાર કાઢતી હોય તેવી રીતે હર્ષાશ્રુને વહેવડાવતી

બોલી "વત્સ! તું તો અમને મુકીને જતો રહ્યો પણ તારા જવા છતાં તારા વિયોગે પણ અમે જીવીએ છીએ તે અમે વજ્રમાફક કઠોર હૈયાનાં છીએ તેથી જ. આજે અમારા મોટા પુણ્યે તારો મેલાપ થયો. રે પુત્ર ! વડલાની શાખાઓની પેઠે તું રાજ્યઋદ્ધિ, પુત્ર, કલત્ર સહિત વૃદ્ધિ પામ, જય પામ !"

પોતાની માતાની આશિષ મેળવી બીજી માતાઓને પણ નમ્યો. તે પછી પ્રધાનાદિક સર્વેને મલી ભેટી કુશલતા પૂછી. વૃદ્ધજનો સંતોષ પામ્યા.

રાજસભામાં રાજાએ કમલસેનને પૂછયું. "હે પુત્ર ! અહીંથી નિકળી ગયા પછી તને આ બધી સાહેબી શી રીતે મલી તે સર્વે સ્પષ્ટતાપૂર્વક કહે ?"

વડીલનું વચન અલંઘ્ય જાણી કમલસેને પોતાની હકીકત બધી કહી સંભળાવી, કમલસેનની હકીકત સાંભળી બધા સભ્યો આશ્ચર્ય પામ્યા. કુમારની વાત સાંભળી શત્રુંજય રાજા પણ મસ્તકને કંપાવતો બોલ્યો. "અહો ! આશ્ચર્યની વાત છે. જુઓ તો ખરા ? જગતમાં કલ્પવૃક્ષ, કામધેનુ અને ચિંતામણિથી ય અધિક મહિમાવાળો ધર્મ જયવંતો વર્તે છે, કે જેના પ્રભાવથી મનુષ્યપણાએ સર્વે સમાન હોવા છતાં ધર્મથી મનુષ્ય કેવો મહાન બની શકે છે. પ્રાણીને ધર્મના પ્રભાવથી શું નથી મલતું ? નિષ્કલંક અને ઉચ્ચ કુળમાં જન્મ, અખંડિત દીર્ઘ આયુષ્ય, ઐશ્વર્ય, ભૂજાબળ, શરીરે નિરોગીપણું, અપરિમિત લક્ષ્મી, અનુપમ ભોગો, યશ અને કીર્ત્તિ, એ બધુંય ધર્મ થકી મલે છે, એવા કલ્યાણકારી ધર્મથી જગતમાં કોણ મહાન છે ? એવા ધર્મને ઉપાર્જન કરવામાં આળસુ મારે હવે આ રાજ્યપિંજરમાં પૂરાઈ રહેવું શું યોગ્ય છે ?"

રાજાએ તરતજ જયોતિર્વિદ પુરૂષોને બોલાવી સારામાં સારૂં મુહૂર્ત્ત જોવરાવ્યું. ઉત્તમ મુહૂર્ત્તને વિષે રાજાએ મંત્રીઓને કુમારનો રાજ્યાભિષેક કરવાની આજ્ઞા કરી. મોટા મહોત્સવો મંડાયા. પોતનપુરે એકવાર ફરીને પાછી સ્વર્ગની શોભા ધારણ કરી, નવીન વસ્ત્રાભૂષણોથી સજ્જ થયેલા નાગરિકો મોજમજાહ અને આનંદમાં સમય પસાર કરવા લાગ્યા. બાલકથી વૃદ્ધ પર્યંત અને રંકથી રાય પર્યંત સર્વે શું સ્ત્રી કે શું પુરૂષ બધાના મોજશોખ પૂરા કરવા માટે નગરમાં અનેક સ્થળે નાટ્યગૃહો, ક્રીડા, રમતો, ગાન, તાન અને સંગીતના દેખાવો રાજ્ય તરફથી યોજવામાં આવ્યા હતા. શુભ મુહૂર્ત્તે રાજા અને મંત્રીઓએ કુમાર કમલસેનનો રાજ્યાભિષેક કરી દીધો. કુમારકમલસેન પોતનપુરના નરપતિ કમલસેન થયા. ત્રણત્રણ મહારાજ્યના સ્વામી થયા.

શત્રુંજયરાજાએ હવે કર્મરૂપ શત્રુઓને જીતવા માટે શીલંધરગુરૂની પાસે ચારિત્રરૂપી રત્નને ગ્રહણ કર્યું. મોહ માયારૂપી સંસારની બદીનો ત્યાગ કર્યો. એ મહામુનિ રાજર્ષિ જ્ઞાન, ધ્યાન અને તપશ્ચર્યાથી અષ્ટ કર્મનો નાશ કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શીવપુરી નગરીને વિષે ગયા, અજરામર સુખના ભોક્તા થયા.

મહારાજ કમલસેન ન્યાયથી પૃથ્વીનું પાલન કરતા નવીન ચંદ્રમાની માફક પોતાના પ્રતાપને વધારતા દેવતાની માફક પોતાનો કાલ સુખમાં વ્યતીત કરતા હતા, જૈનશાસનની શોભાને વધારતા ને સામ્રાજ્યલક્ષ્મીને ભોગવતાં તેમનો ઘણો સમય ભોગમાં ચાલ્યો ગયો. તે દરમિયાન મહારાજ કમલસેનને વટવૃક્ષની માફક અનેક પુત્ર પૌત્રાદિક પરિવાર થયો. એમની યુવાવસ્થા વિજળીના ઝબકારાની

માફક પસાર થઇ ગઈ. પલિત જે દૂર હતો તે માથા ઉપર સ્વાર થઈ ગયો. એ ભોગએ સામ્રાજ્ય લક્ષ્મીને ભોગવીને મહારાજ થાકી ગયા.

અરે વૃક્ષનાં એક દિવસનાં નવપલ્લવ પાંદડાંય કાળે કરીને વિરાગતાને ધારણ કરે છે તો પછી મનુષ્ય જેવો મનુષ્ય જ્ઞાનવાન થઇનેય જો વૈરાગ્ય ન પામે તો એ તૃણ-થકી પણ હલકો સમજવો, જગત ઉપર ગ્રીષ્મ રૂતુનો પંજો ફરી વળ્યો. શું રાય કે શું રંક બધાય તાપની વ્યથાથી આકુળવ્યાકુળ થઇ ગયા. લોકો ઉપવનોમાં શું કે ઉદ્યા-નોમાં શું શિતલતા પ્રાપ્ત કરવાને તલાવમાં શું કે હોજમાં પડી રહેતા તોય તાપની વ્યથા તેમની ઓછી થતી નહિ. એમની પ્રાર્થના સાંભળવાને મેઘરાજાય નવરા ન હોતા, પ્રસ્વેદથી રેબઝેબ થયેલા લોકો એવા લાંબા દિવસોમાં કરે પણ શું? મકાનમાં કે બહાર કયાંય શાંતિ નહોતી એ ગ્રીષ્મરૂતુના લાંબા દિવસોય પૂર્ણ થઇ ગયા ને તે પછી વર્ષારૂતુ આવી.

જળથી ભરેલી અનેક નવીન વાદળીઓ આકાશ મંડલમાં દોડધામ કરવા લાગી. સૂર્યના તીવ્ર તાપને બદલે સારોય દિવસ ઘનઘોર સમાન રહેવા લાગ્યો. સૂર્યનાં તો દર્શને દૂર્લભ હતાં. પ્રલયના મેઘની માફક ચોધારે વર્ષાદ તુટી પડ્યો એ મેઘની ગર્જનાથી લોકોનાં હૈયાં ધબકવા લાગ્યાં, વિજળીના કડાકા ભડાકા થવા લાગ્યા, એવા મેઘની ધારાથી લોકો રાજી થયા, મેઘે પણ વરસાવવામાં કાંઇ મણા રાખી નહિ. પૃથ્વી જળમય બની ગઇ. નદી-નાળાં જળથી ઉભરાઈ જવા લાગ્યાં, નદીઓએ પોતાની માઝા મુકવા માંડી. કાંઠા પર રહેલા વૃક્ષોને ભાગી નાખતી પોતનપુરની તોફાની નદીનાં પાણી સમુદ્રની પેઠે આકા-

શમાં ઉછળતાં બધા નગરના જનોને ભય પમાડી રહ્યાં હતાં. એ નદીના પ્રચંડ પ્રવાહમાં અનેક ઝાડનાં ઝાડ તણાઇ જતાં હતાં અનેક મનુષ્યો મોતના ડાચામાં હોમાઇને ચાલ્યાં જતા હતા. હિંસક જીવોનાં કલેવરો પ્રવાહના ધોધમાં ખેંચાઈ જતાં હતાં. એ અતિવૃષ્ટિથી તોફાની નદીનાં પૂર જોવાને રાજા ગજારૂઢ થઇને પ્રજા અમાત્યાદિકની સાથે આવ્યો. એ તોફાની નદીનાં તોફાન વૃદ્ધિ પામતાં હોવાથી લોકો તો ભયથી નાસ ભાગ કરવા લાગ્યા. એ વધતાં જતાં નદીનાં પાણી કૌતુત ભરી નજરે રાજા નિહાળી રહ્યો હતો જળની સાથે મસ્તી કરનારા તારાઓ પણ આવા તોફાની જળમાં પ્રવેશ કરવાને હિંમતવાન નહોતા થતા. રાજા પાછો ફર્યો. ને એવાં એ પ્રલય સમા નદીનાં પ્રચંડ પૂર પણ બીજે દિવસે તો ઓસરી ગયાં.

બીજે દિવસે નદીને પોતાના મૂળ સ્વરૂપમાં શાંત અને મંદમંદગતિએ વહી જતી રાજાએ જોઈ. અત્યારે કેટલાક લોકો જળ સાથે મસ્તી કરતા ક્રીડા કરી રહ્યા હતા. નગરની નારીઓ પાણીનાં બેડાં ભરી પોતપોતાને મકાને જઇ રહી હતી. એ ગઈકાલનું ને આજનું નદીનું વૈચિત્ર્ય જોઈ રાજાની વિચારશ્રેણિ પલટાઈ ગઇ.

"ઓહો! આ ઉદ્ધત નદીની માફક માણસ પણ ખુબ સમૃદ્ધિ, ઐશ્વર્ય અને સત્તાને પામી અનેકને સંતાપ કરનારો થાય છે. ઐશ્વર્ય અને યૌવનની આંધીમાં અનેકને પીડા કરવામાં પાછુવાળીને તે જોતો નથી. એ ઐશ્વર્ય, સત્તારૂપ બાહ્ય પરિગ્રહનો ત્યાગ કરી પોતાના આત્મગુણોમાંજ જે રમણ કરે છે તે બીજાને સુખકારી થાય છે. અરે જે રાજાઓ પોતાની સત્તા અને પરાક્રમના પ્રતાપે અનેક રાજાઓને તાબેદાર બનાવે છે, રણસંગ્રામમાં અનેક વૈરી-

ગણુનો નાશ કરી પુષ્કળ સમૃદ્ધિ પ્રાપ્ત કરે છે, અનેક પ્રાસાદો બનાવી રાજી થાય છે, તેને પણ શયન માટે ફક્ત એકજ પલંગની જરૂર પડે છે. રથ, હાથી કે અશ્વ પણ માત્ર એકજ ઉપભોગમાં આવે છે વસ્ત્ર, આભૂષણ વગેરે પુષ્કળ પ્રમાણમાં હોવા છતાં એ બધીય સામગ્રી ઉપભોગમાં આવતી નથી. અમુક પ્રમાણ જેટલીજ તે ભોગવવાની હોય છે તોય તે મેળવેજ જાય છે, એ લોભનો તે કાંઇ થોભ છે?

અનેક આરંભ સમારંભ કરીને આત્મા મેળવે છે છતાં એ બધીય સાહેબી તો પોતાના ઉપભોગને બદલે બીજાઓજ ભોગવે છે અજ્ઞાનથી મૂઢ થયેલા આ પામર જીવની અજ્ઞાનતાનીય કાંઇ હદ! એજ પુરૂષોને ધન્ય છે કે જેમણે આ પાપ સમૃદ્ધિનો વિવેકપૂર્વક સમજીને ત્યાગ કર્યો છે. મહારાજ કમલસેનની વૈરાગ્ય ભાવના વૃદ્ધિ પામી એમની ભોગ લાલસા, વિષયવાસના, મોહમમતા બધીય હવે ઠંડી પડી ગઈ, મંત્રીઓ વગેરેની સલાહ લઈ પટ્ટરાણી ગુણસેનાના પુત્ર સુષેણને રાજ્યપદે સ્થાપન કર્યો. રાજ્યની એ મોટી જવાબદારીથી પોતે મુક્ત થયા.

શ્રીશીલંધરસૂરિના શિષ્ય શ્રીસંયમસિંહ ગુરૂ પાર્શ્વે દેશના સાંભળી વધતા પરિણામની ધારાએ ગુણસેના આદિ પરિવાર સહીત રાજાએ ચારિત્ર ગ્રહણ કર્યું રાજર્ષિ છઠ્ઠ, અઠ્ઠમ વગેરેની તપસ્યા કરતા ને કાયાને દમતા હતા, ઉપરાંત સાવધાનપણે નિરતિચારે ચારિત્ર પાલતાં તેઓ મુનિઓની નિત્ય વૈયાવચ્ચ કરવા લાગ્યા. એ પ્રમાણે ચારિત્રનું આરાધન કરી કમલસેન રાજર્ષિ પાંચમા દેવલોકે દશ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા, ગુણસેના સાધ્વી પણ કાળ કરીને તે દેવલોકમાં ઉપ્તન્ન થઈ ત્યાં બન્ને મિત્રદેવ થયા.

## પરિચ્છેદ ૩ જો

## દેવસિંહ અને કનકસુંદરી.

### ૧

### પાંચમા ભવમાં.

શૂરસેન દેશની રાજ્યધાની મિથિલા નગરીના રમણીય રાજ્ય મહેલો પોતાની યશ કલગીથી આકાશગણને શોભાવતા હોયને શું ? એ મિથિલાના સૌંદર્યના તેજે નભોમંડળ જાણે ઝળહળી રહ્યું હોય શું ! એવી ભવ્ય અને તેજસ્વી ઇમારતો ગગન સાથે ગેલ કરી રહી હતી, એ મનોહર મિથિલાના રમ્ય રાજમહેલમાં રાજરાણી મુક્તાવલી અત્યારે રાજ્ય લક્ષ્મીના સંપૂર્ણ ભોગોપભોગો હાજરાહજુર છતાં ઉદાસ હતી, બેચેન હતી, એ મૃગનયન ચક્ષુઓ કવચિત અશ્રુબિંદુઓને ગીરાવી દેતી હતી. પોતાના ડાબા હસ્ત ઉપર હડપચીને ટેકાવી તેના ઉપર મસ્તકનો ભાર ઝીંકી દેતી ગમગીન ને ચિંતાતુર હતી, સંપૂર્ણ સુખસાહેબીમાં ગરક થયેલા માનવીનેય ભાગ્યમાં ખામી તો અવશ્ય હોય છે કારણકે તેમનેય એક અભિલાષા પૂર્ણ થઇ ત્યાં બીજી નવીન ઇચ્છા તૈયારજ હોય છે. આશાઓનો તે કાંઇ અંત છે!

રાજસભામાંથી અંતઃપુરમાં આવેલો મેઘ મહીપતિ પટ્ટરાણીને આજે ઉદાસ અને ગમગીન જોઇ વિચારમાં પડયો "ભોગવિલાસની આટલી બધી સામગ્રી હોવા છતા રાણીને એવા તે કયા સુખની ઉણપ છે કે જેથી આટલી બધી આજ નારાજ થઇ ગઇ છે" રાજાએ પૂછયું. "દેવી ! આજે આ બધું શું છે? તમારા મનમાં શું દુઃખ છે?

તમારી દરેક અભિલાષા પૂર્ણ કરવા છતાં એવી કયી ઇચ્છા અધૂરી રહી ગઇ છે કે જેથી વદન ઉપર આટલી બધી ગ્લાનિ છવાઇ રહી છે ?" રાજાની વાણી સાંભળી રાણી ગદ્‌ગદ્ કંઠે અશ્રુને પાડતી બોલી.

"હે દેવ ! રાજકાર્યમાં વ્યગ્ર થયેલા આપને એ વાત કહેવાથી શું થાય ? જગતમાં તો એજ સ્ત્રીઓને ધન્ય છે કે જેઓના ઉત્સંગમાં નાનકડો બાલક ક્રીડા કરતો હોય, એ પુત્ર રહિત મારે હવે જીવિતનું પણ કામ શું ?"

"પ્રિયે ! એવી દૈવાધીન વસ્તુઓમાં હર્ષ શોક શું ? પરાક્રમને આધીન હોય તો એને મેળવતાં વારે ન લાગે ? માટે એવી બાબતોમાં શોક ન કરતાં ધૈર્યનું અવલંબન ધારણ કરો. જે થાય તે જોયા કરો. "

"સ્વામિન્ ! તમારી વાત કાંઈ ગળે ઉતરે તેવી બરાબર નથી. મણિ, મંત્ર, તંત્ર અને દેવનો પ્રભાવ અચિંત્ય હોય છે. તેમની સેવા, પૂજા, અર્ચા કરવાથી માનવીના મનોરથો સિદ્ધ થાય છે. આપ એ બાબતો ધ્યાનમાં લ્યો તો આપની કામના કેમ અપૂર્ણ રહે ?"

"દેવી તારી અભિલાષા પૂર્ણ કરીશ. વિષાદનો ત્યાગ કરી ધીરજ ધર." રાજા મનમાં કંઈક નિશ્ચય કરી રાણીને આશ્વાસન આપતાં બોલ્યો.

'મણિ મંત્રના આરાધન કરતાં કોઈક દેવનું આરાધન કરૂં તો શીઘ્રતાથી કાર્ય પૂર્ણ થાય' એમ નિશ્ચય કરી કાળી ચતુર્દશીની રાત્રીએ હાથમાં તલવારને ધારણ કરતો રાજા શ્મશાન ભૂમિમાં ચાલ્યો ગયો. પોતાના બુલંદ અવાજે વનદેવતાઓને સંભળાવતો બોલ્યો. "હે દેવતાઓ ! સાંભળો ? હું મારા દેહમાં રહેલું માંસ તમને અર્પણ કરીશ બદલામાં મને એક પુત્ર આપો. "

રાજાના શબ્દો સાંભળી કોઇક ભૂત આકાશમાં રહીને બોલ્યો. "હે રાજા! માંસથી પુત્ર પ્રાપ્તિ ન થાય, મસ્તક આપે તો કદાચિત થાય તો થાય."

"જો એમ હોય તો મસ્તક લે?" એમ કહી રાજાએ મસ્તકની વેણી પકડીને બીજા હાથની તલવાર ગરદન ઉપર ઝીંકી.

એના સાહસથી પ્રસન્ન થયેલો દેવતા એનો હાથ પકડી બોલ્યો. "સબૂર! ઓ સાહસિક વીર! સબૂર! તારે પુત્ર જરૂર થશે!"

"જો પુત્ર જરૂર થશે તો પછી એનાં મૂલ્ય આ મસ્તકથી વસૂલ કર?" રાજાનાં વચન સાંભળી દેવ પ્રસન્ન થઇને બોલ્યો. "નરેશ્વર! સાહસ એજ એનાં મૂલ્ય કહેવાય મસ્તક નહિ."

દેવતાના વરદાનથી રાજા પણ ખુશી થયો ને પોતાની તલવાર મ્યાન કરી. રાજાની પ્રતીતિ માટે દેવ બોલ્યો. "આજે રાત્રીએ તમારી રાણી સ્વપ્નામાં ઉત્સંગે ખેલતા કેસરીના બચ્ચાને જોઈ જાગૃત થશે." એમ કહી દેવતા અદૃશ્ય થઈ ગયો ને રાજા પોતાના મકાને આવ્યો.

તે દિવસની નિશા સમયે શંખરાજાનો જીવ પાંચમા ભવને વિષે મુકતાવળી પટ્ટરાણીની કુક્ષિને વિષે છીપમાં મોતીની માફક બ્રહ્મદેવ લોકમાંથી ચ્યવીને ઉપ્તન્ન થયો. તે સમયે સુખે સૂતેલી રાણીએ પોતાના ઉત્સંગમાં સિંહના બચ્ચાને ખેલતો જોયો.સ્વપ્ન જોઇને જાગેલી રાણીએ રાજાની પાસે આવી પોતાનું સ્વપ્ન કહી સંભળાવ્યું. રાજાએ દેવની વાણી યાદ કરીને કહ્યું "તમારે સિંહ સમાન પરાક્રમી પુત્ર થશે."

રાજાનાં વચનથી હર્ષ પામેલી પટ્ટરાણી મુક્તાવલી

ગર્ભનું સારી રીતે પોષણ કરવા લાગી. પૂર્ણ સમયે સારા મુહુર્ત્તને યોગે રાણીએ પુત્રનો જન્મ આપ્યો. રાજાએ મોટો વર્ધાપન મહોત્સવ કર્યો. બારમે દિવસે રાજાએ પુત્રનું નામ દેવસિંહ રાખ્યું. રાજ્યમાં આનંદ ઉત્સવ વર્ત્તાઈ રહ્યો ને પ્રજા તરફથી અનેક વધામણાં થયાં.

રાજકુમાર વૃદ્ધિ પામતો શસ્ત્ર અને શાસ્ત્રની કળામાં નિપુણ થયો. મનોહર એવી યુવાવસ્થામાં ગાન, તાન અને સંગીત વિશારદ પુરૂષોથી સ્તુતિ કરાતો દેવકુમારની માફક શોભતો રાજકુમાર નવીન તારૂણ્ય અવસ્થાને શોભાવવા લાગ્યો.

ગુણસેનાનો જીવ પંચમ સ્વર્ગથી આયુઃક્ષયે વિશાલા નગરીમાં જીતશત્રુ નામે રાજાની કનકમંજરી રાણીથકી કન્યાપણે ઉત્પન્ન થયો. એનું નામ કનકસુંદરી. કળાનો અભ્યાસ કરતી ને વૃદ્ધિ પામતી નવીન યૌવનને આંગણે આવેલી કનકસુંદરીને પૂર્વના સંસ્કારથી વિષય તરફ પ્રીતિ જ નહોતી જણાતી. સમયને જાણનારી સખીઓ અનેક પ્રકારની રસિક વાર્ત્તાલાપ કરતી છતાં રાજબાળા કનકસુંદરીને તે સખીઓનો રસોલ્લાસ સાંભળવોય ગમતો નહિ. પુરૂષનું નામ પણ જેણીને સાંભળવું ગમતું નહિ તો પછી વિવાહ માટેની તો વાત જ શી?

રાજબાળાની વિરક્ત ભાવનાથી રાજારાણી ચિંતાતુર થયાં. રાજાએ મંત્રીને એનો ઉપાય પૂછયો. "હે મંત્રીન્! આ બાળાની વિવાહ તરફ રૂચિ જાગ્રત કરવાને શું કરવું?"

રાજાને ચિંતાતુર જોઇ મંત્રી બોલ્યો. "મહારાજ! આ બાળાએ કદાચ પૂર્વ ભવને વિષે કોઈ ઉત્તમ દેવકુમાર જેવા પુરૂષ સાથે સ્નેહ સંબંધ બાંધ્યો હશે જેથી એનું મન એ પુરૂષ સિવાય બીજે કયાંય આકર્ષાશે નહિ."

"પણુ એના પૂર્વ ભવના પતિની આપણુને શી રીતે ખબર પડે! આપણે એને શી રીતે શોધી શકીયે કે જેથી તેઓ બન્નેનો મેળાપ થાય?"

રાજાની વાત સાંભળી મંત્રી વિચારમાં પડ્યો. "મહારાજ! એક રસ્તો છે."

"શો?" રાજાએ આતુરતાથી મંત્રીની સામે જોઇ પૂછ્યું.

"દેશદેશના રાજકુમારોનાં ચિત્રો તૈયાર કરાવી રાજકુમારીને બતાવો. એ રાજકુમારોમાં જો એનો ભવાંતરનો પતિ કોઈ હશે તો એને જોતાંજ રાજકુમારી તુરતજ પ્રેમ ધારણ કરશે." મંત્રીની દલીલ રાજાના હૃદયમાં ઉતરી ગઈ.

રાજાએ ચિત્રકારોને બોલાવી રાજકુમારોની છબીઓ આલેખી લાવવાને દેશપરદેશ રવાને કર્યા. તેમણે અનેક રાજકુમારોનાં ચિત્રપટ રાજાની આગળ હાજર કર્યાં. રાજાએ એ દરેક ચિત્રપટો રાજકુમારીને જોવા માટે મોકલાવ્યાં.

રાજકુમારીએ બધાં ચિત્રપટો ઉપલક દૃષ્ટિએ જોઇને દૂરથીજ હડસેલી દીધાં અને કોઈની તરફ એનું આકર્ષણ થયું નહિ. દરમિયાન એક દિવસે મિથિલાનગરીથી આવેલા ચિત્રકારનું ચિત્રેલું ત્યાંના રાજકુમાર દેવસિંહનું ચિત્રપટ રાજકુમારીના હાથમાં પડયું. રાજકુમારીની નજર એ ચિત્રપટ જોતાંજ સ્થિર થઇ ગઈ. "અહો! શું એનું સૌંદર્ય! આ તે દેવકુમાર કે રાજકુમાર!"

"દેવકુમાર નહિ રાજકુમાર." સખીઓ હસી પડી.

"કયાંના રાજકુમાર?" કંઈક ક્ષોભ પામેલી કનકસુંદરી બોલી.

"મિથિલાનગરીના!" એક સખી હસી.

"જે બાળાના એ પતિ થશે તે બાળાના સૌભાગ્યમાં

સુખમાં શું ખામી હશે?" રાજકુમારી ચિત્રપટના સ્વરૂપને જોતી એની પ્રશંસા કરવા લાગી.

"જરાય નહિ, રાજબાળા! તારા ભાગ્ય અદ્દભૂત છે."

"મારાં શી રીતે? શું મને એ પ્રાપ્ત થઈ શકે કે?"

"શા માટે નહિ?" સખીએ રાજકુમારીને કહ્યું. "આ ચિત્રપટને જોતાં સ્ત્રીઓ તો મોહ પામે પણ પુરૂષોય આને જોતાં એકાગ્ર થઇ જાય તો એમાં આશ્ચર્ય શું? રાજસભામાં રાજા વગેરે બધાય આ રૂપને જોઇ સ્તબ્ધ થઇ ગયા હતા, આ સ્વરૂપ આગળ બધી સભા નિસ્તેજ થઇ ગઇ, ઝાંખી થઇ."

"સખી! તું પ્રશંસા કરે છે તેવાજ આ રાજકુમાર છે બલકે તેથીય વધારે. મારા જેવી ને આ ઉત્તમ નરની પ્રાપ્તિ શી રીતે થઇ શકે?"

કનકસુંદરીનાં વચન સાંભળી એક ચતુર સખી બોલી. "સખી! આ પુરૂષને યોગ્ય એવું એક નર્યું સૌંદર્ય ભરેલું તારૂં સ્વરૂપ ચિત્રપટમાં આલેખ!"

રાજકુમારીએ પોતાનું સૌંદર્ય આબેહુબ રીતે ચિત્રપટમાં આલેખી દીધું. રાજકુમારીની ચિત્રકળાની પ્રશંસા કરતી સખીઓએ એ ચિત્રપટ રાજાની સમક્ષ હાજર કર્યું સાથે સાથે રાજકુમારીની અભિલાષા પણ વ્યક્ત કરી દીધી. રાજકુમારીના અભિપ્રાયને જાણી રાજા ખુશી થયા, એ લાવણ્યના ભંડાર સમાન રાજકુમારીનું ચિત્રપટ જોઇ પોતાના પ્રધાન પુરૂષોને વિવાહ માટે મિથિલાનગરી તરફ રવાને કરી દીધા. તેઓએ મિથિલાનગરીમાં મેઘરાજાની સભામાં આવી રાજાને પ્રાર્થના કરીને કનકસુંદરી રાજકુમાર દેવસિંહને આપી.

મેઘરાજાએ એ પ્રધાન પુરૂષોની વિનંતિ સ્વીકારી

રાજકુમાર દેવસિંહને પોતાની ચતુરંગી સેના સહિત પોતાના પ્રધાન પુરૂષો સાથે વિશાળા તરફ મોકલ્યો અવિચ્છિન્ન પ્રયાણ કરતો દેવસિંહ અનુક્રમે વિશાલા નગરીએ આવી પહોચ્યો.

જીતશત્રુ રાજાએ પોતાના ભાવી જામાતાનું સામૈયુ કરી તેમનો સત્કાર કર્યો ને ઉતારા વગેરે માટે યોગ્ય ગોઠવણ કરી. નિર્ધાર કરેલા એક શુભ દિવસે બન્ને વરવધુનાં મોટી ધામધુમપૂર્વક લગ્ન થઇ ગયાં, વિશાલાનગરીમાં આનંદ ઉત્સવ વર્ત્તાઇ રહ્યો.

એ વિવાહ ઉત્સવની સમાપ્તિ પછી કેટલાક દિવસ સુધી શ્વસુરના આગ્રહથી દેવસિંહ કુમાર વિશાલાનગરીમાં રહ્યા. એકદા બ્રહસ્પતિ સરખા જ્ઞાની એવા સુરગુરૂ નામે સૂરીશ્વર વિશાળાના ઉદ્યાનમાં પધાર્યા. સર્વ સંતાપને હરનારી, ને ભવ્ય જનોને પ્રતિબોધ કરનારી તેમની દેશના સાંભળવાને પુરજન સહિત રાજા જીતશત્રુ, અને પ્રિયા સહિત દેવસિંહ કુમાર સર્વે આવ્યા. ગુરૂ મહારાજને વાંદી તેમની આગળ પોતપોતાને યોગ્ય સ્થાનકે બેઠા. સૂરીશ્વરે મધુર ધ્વનિથી ધર્મોપદેશ આપ્યો "હે ભવ્યો ! આ સંસાર કારાગ્રહ સમાન છે તેની દુઃખે કરીને ભેદી શકાય એવી કષાયરૂપી દિવાલો છે. રાગદ્વેષરૂપી એનાં કમાડ-દરવાજા છે. એ કારાગારમાં અજ્ઞાનરૂપી અંધકાર ખીચોખીચ ભરેલું છે. સંસારી જીવો એ કારાગ્રહમાં પૂરાયેલા કેદી જેવા છે. એ કેદીઓ કુટુંબરૂપી ગાઢ બંધનથી બંધાયેલા છે, ઇષ્ટ, અનિષ્ટ, સંયોગ અને વિજોગ રોગ, શોકરૂપ ક્ષુદ્ર જંતુઓ પ્રાણીઓને પીડા કરી રહ્યા છે. કર્મોના સારાં માઠાં ફલને ભોગવતા પ્રાણીઓ ત્રાહીત્રાહી પોકારી રહ્યા છે. જે કર્મોને વૃદ્ધોની દયા નથી આવતી, તેમજ બાલકને પણ જેઓ

છોડતા નથી, નિર્ધનને પણ સતાવે છે ને ધનવાનને પણ.

"અરે ચારે ગતિમાં એવી કોઇ પણ વિટંબણા નથી કે જીવોએ પરવશપણે અનંતીવાર ન ભોગવી હોય. એવા આ દુઃખદ સંસારમાં તમારા જેવા બુદ્ધિમાનો 'જે થવાનું હશે તે થશે' એમ માનીને નિશંકપણે રાચે, માચે, તે યોગ્ય નથી, આફત આવે તે પહેલાંજ ડાહ્યા પુરૂષોએ જાગી જવું જોઇએ મનુષ્યભવ પામીને તેને યોગ્ય કારવાઇ કરી મનુષ્યભવને સફળ બનાવવો જોઇએ, ધર્મનું આરાધન કરીને આપદાઓનો નાશ કરી આ લોક અને પરલોકમાં સુખ સંપત્તિ મેલવવી. મોક્ષ પણ એ ધર્મારાધનવડેજ લબ્ધ થઈ શકે છે. જીનેશ્વરની સેવા કરવાથી તેમની આજ્ઞાનું આરાધન કરવાથી પણ ધર્મ સાધી શકાય છે. અરે! કલ્પ-વૃક્ષ સમાન ફળને આપવાવાળી જીનેશ્વરની સેવા જીવોને શું શું નથી આપતી?

## ૨

## જીનેન્દ્ર પૂજાનું ફલ

દ્રવ્યસ્તવ અને ભાવસ્તવ એ બન્ને પ્રકારે જીનેશ્વરની આજ્ઞાનું આરાધન થઇ શકે છે ભાવસ્તવના સમ્યગ્ પ્રકા-રના આરાધનથી પ્રાણી આઠ ભવસુધીમાં અવશ્ય સંસાર થકી મુકાઈ જાય છે એ ભાવસ્તવના આરાધક પંચમહા વ્રત ધારી, પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અષ્ટ પ્રવચન માતાના ધારક, ક્ષમાદિક દશ પ્રકારના સાધુના ધર્મવડે વિભૂષિત, ઉપસર્ગ, પરિસહને સહન કરનારા સાધુઓજ હોઇ શકે.

જન્મ, જરા અને મરણથી રહિત, શોક, સંતાપ,

આધિ, વ્યાધિ અને ઉપાધિથી રહિત એવા અનંત મોક્ષ-સુખની જો તમારે જરૂર હોય તો તમે જીનેશ્વર ભગવાનની આજ્ઞાનું આરાધન કરો ભાવસ્તવથી જીનાજ્ઞાનું પાલન કરી પુરૂષાર્થ ફોરવી શીઘ્રતાએ મુક્તિના સુખ મેળવો. ભાવસ્તવ આરાધવાને અશક્ત હો તો પછી દ્રવ્યસ્તવ.

ચારિત્ર ધર્મની અભિલાષાએ સમકિતપૂર્વક પંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતનું પાલન કરો, જીનમંદિર બંધાવો, પ્રતિમાઓ પધરાવો, પ્રતિ દિવસે વિવિધ પ્રકારે જીનેશ્વરની પૂજાઓ રચાવો, મહા-પૂજા રચાઓ, સુપાત્રને વિષે દાન આપી તમારી લક્ષ્મીનો સદ્ઉપયોગ કરો. એ પ્રકારે ગૃહસ્થ ધર્મનું આરાધન કરી મનોહર આશયવાળા પ્રાણીઓ સંસારને ક્ષીણ કરી નાખી, દેવભવનાં સુખોને ભોગવી અનુક્રમે શીવલક્ષ્મીને પણ ભોગવે છે.

જે ભવ્ય જીવો શુભાશયપૂર્વક જીનમંદિર બંધાવે છે તે લઘુતાથી ભવસાગર તરી જાય છે જીર્ણોદ્ધારને કરાવ-નારા ઉત્તમ પુરૂષો ગાઢ પાપોથી મૂકાઇ જાય છે, તેમજ જીનેશ્વરની પ્રતિમા ભરાવનારા ભવ્ય જીવો રોગ, શોક, ભવ, આધિ વ્યાધિથી રહિત થઇને અલ્પ સમયમાં ઉત્કૃષ્ટ એવી સિદ્ધિ રમણીને વરે છે. જેઓ અરિહંત ભગવાનની પ્રતિષ્ઠા કરાવે છે તેમની સ્વર્ગને વિષે પણ અપૂર્વ પ્રતિષ્ઠા હોય છે મનુષ્યલોકમાં તેમનાં દુઃખ, દારિદ્ર અને દૌર્ભાગ્ય નાશ પામી જાય છે અરે! ભાવથી કરાયેલી ભગવાનની પ્રતિષ્ઠા પ્રાણીઓની કઈ અભિલાષાને પૂર્ણ નથી કરતી ?

ગૃહસ્થની લક્ષ્મી ધર્મકાર્યમાં, જીન ભવન કે પ્રતિષ્ઠા-દિક કાર્યમાં વપરાતી ઉત્તમ ફલને આપનારી થાય છે અન્યથા લક્ષ્મી તો દુર્ગતિમાં લઈ જનારી થાય, માટે

સુખના અર્થી જનોએ પોતાની લક્ષ્મી સારા કાર્યોમાં વાપરવી જોઇએ. એવી રીતે વિધિપૂર્વક કરેલ દ્રવ્યસ્તવ જ ભાવસ્તવનું કારણભૂત બને.

સાત આઠ ભવમાં:તે જીનધર્મ પ્રાપ્તિના ફલરૂપ સ્વર્ગ અને મનુષ્યમાં શાતાવેદનીયને અનુભવતો શિવસંપદાને પામે છે. અરે! વિધિપૂર્વક આરાધન કરનારની આ તો વાત છે, બાકી તો અનાભોગ–દેખાદેખીયે ધર્મનું આરાધન કરનાર, જીનેશ્વરની પૂજા કરનાર શુકયુગલની માફક પણ પરંપરાએ કલ્યાણને પામે છે. માટે હે ભવ્ય જનો! યતિધર્મ અને ગૃહસ્થધર્મ સિવાય ત્રીજો ઉપાય સંસાર કારાગ્રહથી છુટવાને નથી. એમ જાણ્યા છતાં વિલંબ કરવો તમારે ઉચિત નથી. કારણકે પ્રાણીઓને ધર્મની સામગ્રી મળવી દુર્લભ છે. ચોરાસી લાખ જીવયોનીમાં ભ્રમણ કરતા જીવને મનુષ્ય જન્મ પામવો તે દુર્લભ છે તેમાંય ધર્મની સામગ્રી તો લઘુકર્મી જીવનેજ પ્રાપ્ત થાય છે એવી દુર્લભ સામગ્રીને પામીને કોણ પ્રમાદ કરે ?"

ગુરૂમહારાજની અમૃતમય દેશના સાંભળીને કેટલાક જીવોએ કર્મના લઘુપણાથી તરતજ દીક્ષા ગ્રહણ કરી. કેટલાક અશક્તોએ દેશવિરતિ ધર્મ અંગીકાર કર્યો. કેટલાકે સમકિત ગ્રહણ કર્યું. દેવસિંહકુમારે પંચ અણુવ્રત ગ્રહણ કરીને પૂછયું. "ભગવન્! દ્રવ્યસ્તવ કરવાવડે શુકયુગલની કલ્યાણ પ્રાપ્તિ કેવી રીતે થઈ તે આ સભાના બોધને માટે આપ કૃપા કરીને કહો ?"

કુમાર દેવસિંહનો પ્રશ્ન સાંભળી ભવ્યજનોના હિતને માટે ગુરૂ મહારાજે શુકયુગલનું કથાનક કહેવું શરૂ કર્યું. "આ દક્ષિણાર્ધ ભરતમાં વૈતાઢય પર્વતની સમીપે સિદ્ધિકર નામનું રમણીય ઉદ્યાન આવેલું છે, સદાકાળ ફળને

આપનારાં એવાં અનેક વૃક્ષો, લત્તાઓ મંજરીઓ, પુષ્પો અને ફળોથી લચી ગયેલા એ વનની અપૂર્વ શોભાથી નભોમંડલમાં તારાગણની જેમ તે વિદ્વાનોની પ્રશંસાને પામેલું હતું. જ્યાં કિન્નરનાં મિથુનો હરહમેશ ક્રીડા કરી રહ્યાં છે કોકિલાઓ પોતાનાં મધુરાં ગાનથી કિન્નર મિથુનના આનંદમાં વૃદ્ધિ કરી રહી છે અને ભમરાનાં જુથ પોતાના ગુંજારવોથી મંત્રોના પાઠો ભણી રહ્યા છે કે શું! એવાં લત્તાગૃહોમાં ક્રીડા કરવાને દેવમિથુનને આકર્ષતાં હોય શું!

સ્વર્ગના ટુકડા સમા એ રમણીય વનખંડમાં વિદ્યાધરોએ નિર્મેલા જીનમંડપમાં સ્વર્ણપીક ઉપર પદ્મરાગ મણિરત્નથી રચાયેલી અર્હંત ભગવાનની પ્રતિમા હતી. વિદ્યા સાધવાને માટે આવતા અનેક વિદ્યાધર વિદ્યાધરીથી પૂજાતા એ ભગવાન કલ્પવૃક્ષ સમાન અમોઘ ફલને આપનારા હતા. તે વનમાં જીન ચૈત્યની સમીપે રહેલા એક વિશાળ આમ્રવૃક્ષ ઉપર પરસ્પર ગાઢ સ્નેહવાળું એક શુક યુગલ રહેતું હતું. તિર્યંચ યોનિમાં હોવા છતાં સરળ પરિણામી, લઘુકર્મી, અને માઠા પરિણામથી રહિત એ કીર યુગલ દરરોજ વિદ્યાધરોથી એ ભગવાનને પૂજાતા જોઇને ભદ્રક પરિણામી થયું હતું. હરરોજના એ નિરક્ષણથી તેમને પણ એ ભગવાન તરફ અમંદ આનંદ થવા લાગ્યો. કારણકે ગમે તેવા સ્થાન વિશેષમાં હોવા છતાંય ભાવિ કલ્યાણની પ્રાપ્તિવાળા ઉત્તમ જીવોને અજ્ઞાનપણામાં પણ ઉત્તમ પદાર્થ ઉપર શું પ્રીતિ નથી થતી? ત્યારે ગુરૂ કર્મી જીવો જ્ઞાનવાન હોવા છતાં પણ ઉત્તમ વસ્તુ તરફ અનાદરવાળા હોય છે એ નર્યું દીપક જેવું સત્ય કોણ નથી જાણતું?

અરિહંત ભગવાનના બિંબને જોઇને જેઓને અપ્રીતિ થાય છે તેમના ભારે કર્મીપણાની અમે શું વાત કરીયે? તેથીજ સુજ્ઞ પુરૂષે અર્હન્ બિંબ તેમજ તેમના લિંગ (વેષ) ને જોઇને વેર વિરોધનો ત્યાગ કરવો જોઇએ. મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ થઇને જ્યારે સમકિતરૂપ સૂર્યનો આત્મામાં પ્રકાશ થાય છે ત્યારે જ દેવ ગુરૂ અને ધર્મ આદિ ઉત્તમ પદાર્થ ઉપર આત્માને અવશ્ય પ્રીતિ થાય છે. જે સમક્તિની પ્રાપ્તિ જ્ઞાનીઓએ દુર્લભમાં દુર્લભ વર્ણવી છે. શિવ સોપાનનું પ્રથમ પગથીયુ એ સમકિત.

સુંદર ભાવની પરંપરાથી વૃદ્ધિ પામતા પરિણામે એક દિવસે એ કીર યુગલને ભગવાનને પૂજવાનો વિચાર થયો. ભાવિ કલ્યાણવાળા જીવોને જે શક્ય છે, વિદ્યાધર રહિત ભગવાનને એકાકી જોઇને આમ્રવૃક્ષની મંજરીઓ લાવી એકદા એ શુકશુકીએ ભાવથી ઉલ્લાસ પામતાં એ ભગવાનને પૂજ્યા. ભગવાનના ચરણ, કર્ણ અને મસ્તકને સહકાર મંજરીથી શણગાર્યા અને ભાવના–પ્રાર્થના કરી.

જ્યારે જ્યારે એકાંત અવસર મલતો ત્યારે તે સમયનો લાભ એ શુકશુકી લેતાં ને જીનેશ્વરને સહકારમંજરીથી અને વનના પુષ્પોથી અર્ચતાં. એ શુભભાવ અને શુભકાર્યને પરિણામે એ બન્નેએ તિર્યંચ નામકર્મનો નાશ કરી શાતાવેદનીય સહિત મનુષ્યનું આયુ બાંધ્યું. અનાભોગપણે કરેલી પણ જીનપૂજા પ્રાણીને શું નથી આપતી?

જંબુદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં રમણીય નામે વિજયને વિશે શ્રીમંદપુર નગરના નરશેખર રાજાની કીર્ત્તિમતી રાણીની કુક્ષિને વિશે પેલો શુક કાલ કરીને પુત્રપણે ઉત્પન્ન થયો. તે સમયે ઉત્તમ ગર્ભના પ્રભાવથી રાણીએ સ્વપ્નામાં સૂર્યમંડલ સરખું તેજસ્વી કુંડલ જોયું. સ્વપ્ન જોઈ રાણી

જાગી ને સ્વપ્નાની વાત રાજાને કહી સંભળાવી. વિચારવાન રાજાએ કહ્યું. "દેવી! મોટા રાજ્યનો ધણી એવો તારે ભાગ્યવાન પુત્ર થશે."

રાજાનાં કર્ણમધુર વચન સાંભળીને હર્ષ પામેલી રાણી ગર્ભનું સારી રીતે પોષણ કરવા લાગી. અનુક્રમે શુભ મુહુર્ત્તે રાણીએ પુત્રનો જન્મ આપ્યો. તેની નાલનિક્ષેપનના સ્થાનમાંથી બહુ મૂલ્યવાન રત્નોનો ચરૂ નિકળ્યો. એ રત્નનો નિધિ જોઇને રાજા વગેરે સર્વે બાલરાજકુમારના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા. પુત્રજન્મનો મોટો ઉત્સવ કરી રાજાએ રાજકુમારનું નામ 'નિધિકુંડલ' રાખ્યું.

બાળચંદ્રમાની કાંતિને ધારણ કરતો નિધિકુંડલ અનુક્રમે યૌવનવયના આંગણે આવીને ઉભો. એ રમણીય યૌવનવય, ઐશ્વર્ય, વૈભવ, ઠકુરાઇ સુરૂપ રમણીજનનો સમાગમ છતાંય નિધિકુંડલ મુનિની માફક રૂપવતી રમણીયો તરફ દૃષ્ટિ પણ કરતો નહિ. ભાગ્યવશાત: સ્વયંવરા આવેલી મોટા મોટા રાજાઓની ભાગ્યવતી કન્યાઓ તરફ પણ વીતરાગની માફક નજર કરતો નહિ. ગજેંદ્રના મદનું મર્દન કરવાની તાકાત છતાં, ધનુર્ધારીઓમાં અગ્રણી છતાં પરાયા જીવને લેશ પણ દુ:ખ થાય તેવું કાર્ય કરતો નહિ. વિષની માફક તે માંસ અને દારૂથી દૂર રહેતો હતો. એવા અનેક ગુણોથી અલંકૃત થયેલો તે કુમાર માતાપિતાને આનંદ આપતો મિત્રોની સાથે ક્રીડા કરતો અનેક નવીન કલાઓ વડે વૃદ્ધિ પામવા લાગ્યો.

શુકી પણ ભદ્રક ભાવે ત્યાંથી મરણ પામીને તેજ વિજયમાં વિજયાવતી નગરીને વિષે રત્નચુડ રાજાની સુવપ્રા

પટ્ટરાણી થકી સારા સ્વપ્નથી સૂચિત પુત્રીપણે ઉત્પન્ન થઈ, રાજાએ તેનું નામ રાખ્યું પુરંદરયશા !

પુરંદરયશાએ અનુક્રમે કામુક જનને મોહક એવા યૌવનવયમાં પ્રવેશ કર્યો. સુવર્ણ સમાન કાંતિવાળી, મનોહર ચંદ્રમુખી બાળા પુરંદરયશા સખીઓની સાથે ક્રીડા કરતી હતી. યૌવનરૂપી રમણીય વનમાં વિહાર કરતી છતાં યૌવનને યોગ્ય હાવ, ભાવ કે ચેષ્ટાઓ તેણીને ગમતી નહિ. સખીઓના શ્રૃંગાર રસની કથા સાંભળવાનાય અખાડા કરતી હતી. તેમજ અન્યજનોની ક્રીડા કે ચેષ્ટા અથવા તેમનાં કુતુહલ તરફ નજર સરખી પણ કરતી નહિ. અરે વિલાસી સ્ત્રીઓ સાથે ભાષણ પણ કરતી નહિ. શાંત સુધારસમાં લીન બાળા પુરંદરયશા સખીઓ સાથેય નિર્દોષ ક્રીડા કરતી હતી. અર્હંત ભગવાનના કહેલા ધર્મમાં સાવધાન મનવાળી બાળાને પોતાના વિવાહની વાતેય ગમતી નહિ.

રાણી સુવપ્રા પોતાની કન્યા પુરંદરયશાને પુરૂષના સમાગમથી રહિત, ને વૈરાગ્ય તરફ વળેલી, સખીઓના મુખથી સાંભળીને ચિંતાતુર થઇ, તેણીએ રાજાને કહ્યું.

"હે સ્વામિન્ ! આપ રાજકાજના વ્યવસાયમાં કુટુંબ વ્યવસાય તદ્દન ભૂલી ગયા છો. જરા આપ આપની કન્યા તરફ ખ્યાલ તો કરો."

"હા ! એના સગપણ માટે વિચાર કરવાનો છે શું ! પણ પહેલાં એનો શું વિચાર છે તે તો જાણી લે." રાજાએ કહ્યુ.

"એનો વિચાર ? એનો વિચાર તો ચિંતા કરાવે તેવો છે. મહારાજ !"

"હું !" રાજા વિચારમાં પડ્યો. "જરા સ્પષ્ટતાથી કહો શી હકીકત છે ?"

"અરે દેવ! શું વાત કહું? એને તો વિવાહની વાતેય ગમતી નથી, તો પછી લગ્ન તો એ કરેજ શાની!" રાણીનો ધડાકો સાંભળી રાજા ચિંતાતુર થયો.

"એનો સ્વયંવર કરીયે, અનેક રાજકુમારો સ્વયંવરમાં આવશે. પુત્રીને કોઇક તો પસંદ પડશેજ."

"લગ્ન તરફ એની અભિરૂચિ જાગ્રત ન થાય તો પછી સ્વયંવર પણ શા કામનો?"

"ઠીક છે તો મને વિચાર કરવા દ્યો." રાજાએ વાતને ટુંકી કરી.

બીજે દિવસે રાજસભામાં રાજાએ મંત્રીઓની સન્મુખ એ વિચાર રજુ કર્યો. "હે મંત્રીન્! તારૂણ્ય અવસ્થા પ્રાપ્ત થયા છતાં રાજકન્યા વિવાહને ઇચ્છતી નથી તો એ માટે શું ઉપાય કરવો?"

"હે સ્વામિન્! યૌવન વયમાં તો અનંગના રંગો અનેક પ્રકારે જોવાય છે યૌવનમાં આવેલા દરેક પ્રાણીને અનંગ દેવ અનેક રંગોથી રંગ્યા વગર રહેતો નથી નિઃસત્વ અને પાપી જીવો ઉપર એની જાદૂઇ અસર ખુબજ જોરદાર હોય છે કિંતુ મહાત્માજનોને તે બિચારો રાંક શું કરી શકે!" મંત્રી મતિસાગરે વિચાર કરીને કહ્યું.

"તો શું રાજપુત્રી લગ્ન નહિ કરે ત્યારે? લગ્ન નહિ કરે તો શું દીક્ષા લેશે?"

"દેવ! એક રસ્તો છે. એ નિર્વિકારી બાળાને પણ કદાચ એનો પરભવનો પતિ મલે ને એની સાથે એ લગ્નથી જોડાયે ખરી."

"પણ એના પતિને આપણે શી રીતે ઓળખી શકીયે?"

"આપણે ઓળખવાની જરૂર નથી."

"ત્યારે?"

"એ પોતેજ ઓળખી લેશે."

"શી રીતે?"

"દરેક રાજકુમારોનાં ચિત્ર લાવીને બતાવો, એની અંદર જો કોઈ એનો પરભવનો પતિ હશે તો તેની ઉપર એ દૃષ્ટિ કરશે."

રત્નચૂડ રાજાએ અનેક ચિત્રકારોને જુદાજુદા દેશમાં રવાને કર્યા, પ્રતિ દિવસ અનેક રાજકુમારોની પ્રતિકૃતિ (છબી) રાજાની પાસે આવવા લાગી. એ દરેક ચિત્રો રાજબાળાને બતાવવા છતાં રાજબાળાએ કોઇનાય તરફ ધ્યાન આપ્યું નહિ. એક દિવસે રાજાની પાસે એક મનોહર ચિત્રપટ આવ્યું જેને જોઇને રાજા સહિત બધા દંગ થઇ ગયા. એ ચિત્ર રાજબાળાને બતાવ્યું. એ ચિત્રને જોતાં રાજબાળાની દૃષ્ટિ ઠરી. અનિમેષ નયને તેની તરફ જોઇ રહી. એનાં રોમરાય વિકસ્વર થયાં. "આહા! કેવું મનોહર રૂપ છે? સખી! આ કોણ ઉત્તમ નર હશે, જેને જોઇને હું ખુશ થાઉં છું."

રાજબાળાની ઈચ્છા સખીએ રાજાની આગળ પ્રદર્શિત કરી. રાજકુમારીની અભિલાષા જાણી રાજાએ એ ચિત્રપટ લાવનારને પૂછયું. "ચિત્રકાર! કહે, આ ચિત્રપટ કયા રાજકુમારનું છે? એના આચાર વિચાર અને સ્વભાવનું વર્ણન કર."

રાજાના પૂછવાથી તે ચિત્રકારો બોલ્યા. "દેવ! શ્રીમંદરપુરનગરના નરશેખર રાજાનો આ રાજકુમાર, નિવિકુંડલ એનું નામ. યૌવન વય, ધન, વૈભવ, ઠકુરાઇ, ઐશ્વર્ય, પરાક્રમ, બુદ્ધિ અને અનેક કળાઓનો ભંડાર, તેમજ ધીર, વીર, ગંભિરતાદિક અનેક ગુણે કરીને વિભૂષિત, સદાચારવાન હોવા છતાંય એનામાં એકજ માત્ર દોષ છે કે જે સ્વયંવરા આવેલી કન્યાઓની સામે નજર પણ કરતો નથી."

એ ચિત્રકારની વાણી સાંભળી રાજાએ મંત્રી સામે જોયું. મંત્રીના કહેવાથી રાજાએ પુરંદરયશાનું યથાર્થ સ્વરૂપ ચિત્રપટ ઉપર આલેખાવી બોલવામાં ચતુર એવા નિપુણ પુરૂષો સાથે એ ચિત્રપટ શ્રીમંદરપુરનગર તરફ નરશેખર રાજા પાસે મોકલ્યું.

સંધ્યા સમયે એ પુરૂષો શ્રીમંદરપુર આવી પહોચ્યા ને નરશેખર રાજાને મલ્યા. એ ચિત્રને જોઇ રાજા ખુશી થયા, ને એ પુરૂષોને ઉતારા માટે વ્યવસ્થા કરાવી આરામ માટે તેમને રજા આપી. રાજા નરશેખર પણ રાજકુમારની વિરક્ત ભાવનાથી ચિંતાતુર રહેતો હતો. સ્વયંવરા આવેલી કન્યાઓ સાથે પાણિગ્રહણ કરવા માટે રાજાએ કુમારને ઘણો સમજાવ્યો પણ વૈરાગ્યવાન એ કુમારે એ રાજકન્યાઓ તરફ દૃષ્ટિ માત્ર કરીને જોઈયે નહિ. ત્યારે આ પુરંદરયશાનું ચિત્રપટ જોઇને રાજકુમારનું મન આકર્ષાશે શું?

## ૩

## પુરંદરયશા.

"વાહ! કેવું અદ્દભૂત સૌંદર્ય! આવું જગત મોહનીયરૂપ તો મેં આજેજ જોયું? આ તે ગાંધર્વ કન્યા કે નાગકન્યા, વિદ્યાધરબાળા કે દેવબાળા! શું મનુષ્યમાં તે આવું સૌંદર્ય સંભવી શકે?" દેવતાઓને ક્રીડા કરવાને નંદનવન સમાન રમણીય ઉદ્યાનમાં ફરતા એક નવજવાનની નજર સુવર્ણનાં સોપાનવાળી રમણીય વાવડીના કાંઠે ઉભેલી બાળા ઉપર પડી. એ દૃષ્ટિ ત્યાંજ સ્થિર થઇ ગઇ. ગ્રીષ્મ રૂતુના તાપથી કલેશ પામેલો માનવી વૃક્ષની છાયાને જોઈ લલચાય તેમ આ નવજવાનની નજર પડતાં પૂર્વે ન જોયેલી વસ્તુમાં એનું ચિત્ત લુબ્ધ થઈ ગયું. યુવક ત્યાં-

જ સ્થંભી ગયો. જેમ લોહચુંબક લોઢાને આકર્ષે તેની માફક રૂપનાં જાદુથી આકર્ષાઇ મંદમંદ ડગલાં ભરતો તે એ લાળાની નજીક આવ્યો. બાળાઃએ મનમોહક નવજવાનને જોઇ શરમાઈ ગઈ. "કોણ છો એ?"

"બાળા! શરમાઇશ નહિ એ તો હું." નવજવાન કંઠમાં માધુર્યતાને ધારણ કરતો મૃદુ ભાષાએ બોલ્યો.

એ પ્રભાવશાળી નરરત્નના મનોહર વદનને જોઇ લજ્જાતુર થયેલી બાળા કાંઈ પણ બોલી શકી નહિ. પ્રેમથી નિતરતાં એનાં વિશાળ ચક્ષુઓ શરમથી નીચે નમી જતાં હતાં. લજ્જાનાં આવરણ એના મનોહર મુખને બોલતાં અટકાવતાં હતાં. હૈયું બોલવાની આતુરતા ધરાવતું. એ પુરૂષના પ્રેમની ઝંખના કરતી બાળા બોલે પણ શું?

"બાળા! તું આ વાવડીમાંથી–પાતાલમાંથી વિહાર કરવા આવેલી નાગકન્યા છે કે સ્વર્ગમાંથી આવેલી દેવકન્યા છે? બોલ તો ખરીઃ?"

જવાબમાં એ બાળા કાંઇ પણ બોલી શકી નહિ. એ નવજવાન અધીરો થઇ ગયો જાણે પોતાની માલિકીની ચીજ હોય તેમ એની પાસે આવી એનો કેળના ગર્ભથીય સુકોમલ મનોહર હાથ પકડ્યો "કેમ કંઈ મુંગાવ્રત લીધું છે?"

નિશાનો ચતુર્થ પ્રહર પૂર્ણ થવાની તૈયારીમાં હતો પ્રાતઃકાળના મંગલમય વાદિત્રોના મધુર શબ્દોથી નિદ્રિત નરનારી જાગ્રત થતાં હતાં, રાજદ્વારે બંદિજનો પ્રાતઃકાળનાં મધુરાં સ્તોત્રો ભણી રહ્યા હતા, એ મધુરા સ્તોત્રોના શબ્દોએ સ્વપ્ન સૃષ્ટિમાં પ્રેમ વિહાર કરતા આ નવજવાનને જાગ્રત કર્યો. એ નવજવાન તે શ્રીમંદરપુરના રાજા નરશેખરનો કુમાર નિધિકુંડલ.

બેબાકળો ને ગભરાટથી આકુળવ્યાકુળ થયેલો

નિધિકુંડલ ચારે તરફ નજર કરવા લાગ્યો એ રમણીય નંદનવન કયાં? એ મનોહર વાવડી કયાં? એ અદ્ભુત લાવણ્યવાળી પાતાલ કન્યા કયાં?

ગાંડાની માફક રાજમહેલમાં ચારેકોર જોવા લાગ્યો. દોડાદોડ કરવા લાગ્યો પણ એ સ્વપ્નસુંદરી તો હાથમાં આવેલી નરી સરી ગઇ કે શું?

એ સ્વપ્ન સુંદરીના અદ્દશ્ય થવાથી વ્યાકુળ થયેલા રાજકુમારે પાતળી નેતરની સોટીથી એ બંદીજનોને ઝુડવા માંડયા "દુષ્ટો! મારી પ્રિયા કયાં ગઇ?"

વ્યાકુળ રાજકુમારને કંઈ પણ ચેન પડયું નહિ. "અરે! એ બાળા કોણ હશે? મેં નામે પૂછયું નહિ. એ કંઇ બોલીય નહિ. હાય વિધિ! વિધિ!" કુમાર નિધિકુંડલ ચિંતાતુર થઇ ગયો પોતાના આવાસમાં મુઠીયો વાળી જુસ્સામાં ને જુસ્સામાં આમતેમ આંટા મારતો ને કંઈક વિચારતો.

રાજકુમારના મિત્રો આવી પહોચ્યા. રાજકુમારને પ્રસન્ન કરવાને એમણે અનેક પ્રયત્ન કર્યા. છતાં રોજની માફક રાજકુમાર ન તો હસે કે ન તો સીધો જવાબ આપે.

"મિત્રો! રાજકુમારનું કંઇક ગુમ થયું છે. તપાસ કરો." એક ચતુર મિત્ર રાજકુમારનું મન વર્ત્તીને બોલ્યો.

"બરાબર છે! તારૂં ચતુરનામ વ્યાજબી છે. શોધી આપ મારૂં જે ગુમ થયું છે તે." રાજકુમાર બોલ્યો.

"કયી જગોએ ગુમ થયું છે? શું ગુમ થયું છે. આપ કહો એટલે અમે ત્યાં તપાસ કરીયે." એ મિત્રે વિશેષ જાણવાના આશયથી કુમારને પૂછયું.

"મિત્રો! સ્વપ્નસુંદરી. આહા! જાણે કે ત્રૈલોકય સુંદરી. શું એનું સ્વરૂપ! એ મનમોહક અદ્દભૂત લાવણ્ય બધુ ત્યાંજ!

"રાજકુમાર! એનું નામ, ઠામ, ઠેકાણું તો કહો."

"એ તો હુંય નથી જાણતો, આજ સુધી મેં એને ક્યાંય જોઇ નથી. એના જેવું લાવણ્ય પણ જોયું નથી." નિરાશ થતો ખિન્નવદને રાજકુમાર બોલ્યો.

કુમારની હકીકતથી મિત્રો પણ ચિંતાતુર થયા,બધાય વિચારમાં પડ્યા કે હવે કરવું શું. એ સ્વપ્નસુંદરીને શોધવીય શી રીતે."

એ ચિંતાતુર રાજકુમાર અને તેના મિત્રો સમક્ષ એક રાજસેવક આવીને ઉભો રહ્યો. "રાજકુમાર! રત્નચૂડ રાજાના સેવકો આપનાં દર્શન કરવાની રજા માગે છે, રાજાએ એમને આપની પાસે મોકલ્યા છે. આપને કંઈક અદ્‌ભૂત બતાવવા માગે છે." રાજસેવકની વાણી સાંભળી કુમારે અનુમતિ આપી.

રત્નચુડ રાજાના સેવકોએ રાજકુમારની પાસે આવી નમસ્કાર કરી પેલું અદ્‌ભૂત લાવણ્ય યુક્ત ચિત્રપટ રાજકુમારના હાથમાં મુકયું. એ ચિત્રને જોતાંજ વિહ્વળતા યુક્ત નેત્રવાળો કુમાર બોલ્યો. "એજ! એજ! સ્વપ્નસુંદરી, મિત્રો!"

"કુમાર! આ તો કોઈ દેવીનું ચિત્ર જણાય છે. સ્વપ્નમાં આપને કોઇ દેવીનાં દર્શન થયાં લાગે છે કે શું?" ચિત્રપટને જોતાં મિત્રોએ અભિપ્રાય આપ્યો.

"આ કોણ દેવીનું ચિત્ર છે?" રાજકુમારે મિત્રોની સંમતિથી આગંતુક રાજસેવકોને પૂછયું. એના મિત્રોએ પણ દેવીની વાત જાણવાને કાન સરવા કર્યા.

"સ્વામિન્! આ કાંઇ દેવીનું ચિત્ર નથી. પણ દેવીના સૌંદર્યનું હરણ કરીને વિધાતાએ એક મનુષ્યકન્યા નિર્માણ કરી છે તેનું આ ચિત્ર છે."

"મનુષ્ય કન્યા ?" રાજકુમાર તાજુબ થયો. "કોની આ કન્યા ?"

"વિજયાવતી નરેશ રત્નચૂડ નરપતિની આ કુંવરી, એનું નામ પુરંદરયશા !" રત્નચૂડના રાજસેવકોમાંથી એક ચતુર પુરૂષ વિચાર કરીને બોલ્યો.

રાજસેવકોના વચનથી સંતોષ પામી હર્ષીત રાજકુમારે એક લાખ દીનાર (રોકડનાણું) આપીને એમને વિદાય કર્યા.

રાજકુમાર નિધિકુંડલ એકાગ્રતાથી એ ચિત્રપટની બાળા પુરંદરયશાને જોતો બોલ્યો, "મિત્રો ! સ્વપ્નમાંથી સરી ગયેલી મારી સ્વપ્નસુંદરી આ." રાજકુમારે પોતાની સ્વપ્નની હકીકત કહી સંભળાવી.

રાજકુમારની હકીકત સાંભળી મિત્રો વિચારમાં પડયા. "રાજકુમારને આ બાળાનાં સ્વપ્નામાં દર્શન થાય છે. એજ બાળા ચિત્રપટમાં આલેખાઈ છતી રાજકુમાર પાસે આવે છે નક્કી એમાં દૈવનો કંઈક સંકેત છે. રાજકુમાર ! અમને તો લાગે છે કે નક્કી કોઈ દેવીએ તમને સ્વપ્નામાં એ બાળાનાં દર્શન કરાવી મુલાકાત કરાવી છે તમારા ભાગ્યમાં એ બાળા ચોક્કસપણે લખાઇ છે."

મિત્રોની હકીકત સાંભળી નિધિકુંડલ હસીને બોલ્યો. "મને પણ આ બાળા ઇષ્ટ છે."

એ વૈરાગ્યવાન કુમારનું મન આ બાળામાં રક્ત થયેલું જાણી ખુશી થયેલા રાજાએ મંત્રીઓ સાથે મંત્રણા કરી, એક મંત્રીને પરિવાર સહીત વિજયાવતીનગરીએ મોકલ્યો. તે મંત્રી વિજયાવતીમાં આવી રાજાને મલી પુરંદરયશા સાથે નિધિકુંડલનું લગ્ન નક્કી કરી મૂહૂર્ત્ત જોવરાવ્યું. લગ્ન સમય નક્કી કરી મંત્રીએ ત્યાંથી શ્રીમંદરપુર આવી પોતાના

રાજાને સર્વે હકીકત કહી સંભળાવી. રાજાએ કુમારના પ્રયાણ માટે મુહૂર્ત્ત જોવરાવ્યું.

એક સારા મુહૂર્ત્તે રાજાએ નિધિકુંડલ કુમારને હાથી, ઘોડા, રથ, પાયદળ વગેરે સુભટો તેમજ ઉત્તમ કળાકુશળ મંત્રીઓ સાથે વિજયાવતીના માર્ગે રવાને કર્યો. અખંડિત પ્રયાણ કરતાં નિધિકુંડલ કુમાર મહા અરણ્યમાં આવ્યો તે સમયે દૈવયોગે કુમારનો અશ્વ સમુદાયથી વિખુટો પડી અન્યત્ર ચાલ્યો ગયો. અશ્વથી હરાયેલ કુમાર એકાકીપણે વનમાં ભટકતો નિશા સમયે જાગ્રતપણે વનમાં સમય વ્યતીત કરવા લાગ્યો.

એ ભયંકર અરણ્યમાં મધ્યરાત્રીને સમયે જાગ્રત રહેલા તે નિધિકુંડલ કુમારે રૂદન કરતી કોઇક સ્રીનો શબ્દ સાંભળ્યો "આ ભયંકર જંગલમાં સ્રીનું રૂદન! નક્કી એ તો કોઈ પાપી રાક્ષસનું કારસ્તાન, જોવા તો દે." દુઃખી સ્રીના રૂદનથી દુઃખી થયેલો કુમાર શબ્દને અનુસારે એ રૂદન કરતી સ્રીની નજીક આવી પહોંચ્યો. દૃષ્ટિ માર્ગમાં રહે તેવી રીતે ગુપ્તપણે કુમાર એની ચિકિત્સા જોવા લાગ્યો, સાંભળવા લાગ્યો.

અગ્નિની જ્વાળાઓ વનને પ્રકાશિત કરી રહી હતી, એવા અગ્નિકુંડની સમીપે સ્નાન કરાવેલી, રક્તચંદનના લેપવાળી, રાતાકણેરની માળાને ગળામાં ધારણ કરેલી, સુંદર સ્વરૂપવાન કુમારીકાને કાપાલિકે મંડલમાં ઉભી રાખેલી હતી. યોગી હાથમાં મસ્તકને છેદન કરવાવાળી કર્ત્તિકાને લઇને તેની પાસે ઉભો છતો, દેવીની સ્તુતિ કરતો હતો "હે ભગવતિ! હે ત્રિશુલ ધારીણી! હે દેવી! આ બાળારૂપ બલિને ગ્રહણ કર."

યોગીએ બાળા તરફ ફરીને છેલ્લાં છેલ્લાં કહ્યું. "હે

કલ્યાણી! તું હવે તારા ઇષ્ટ દેવનું સ્મરણ કર. તારે કોઇનું શરણ સંભારવું હોય તો યાદ કર. તારા જીવિતનો અંત હવે હાથ વેંતમાંજ છે બાળા !"

"અરે યોગી! મારી આવી દુરાવસ્થામાં હું કોને સંભાળું ? શરણ કરવાને યોગ્ય તારા જેવા યોગી પણ ભક્ષક થાય છે છતાંય સર્વ જગતના જીવોને હિતકારી ભગવાન વીતરાગનું મારે શરણ હો. ને બીજું વડીલજનોએ આપેલા ને મેં મનથી વરેલા નરશેખર રાજાના પુત્ર નિધિકુંડલ કુમારનું મારે શરણ હો."

પ્રચ્છન્નપણે રહેલા નિધિકુંડલ કુમારે પોતાનું નામ સાંભળ્યું. "ઓહો ! આ બાળા મારૂં નામ શી રીતે જાણે ! આ બાળાને આ નરરાક્ષસના પંજામાંથી હવે તો મારે બચાવવી જોઇએ." રાજકુમાર બાળાને બચાવવા માટે તૈયાર થઇ ગયો.

યોગીએ દેવીના બલિદાન માટે પોતાની કર્ત્તિકાવાળો હાથ ઉંચો કર્યો.

"બાળા ! હોંશીયાર !"

"ખબરદાર !" મંદમંદ ડગલાં ભરતાં યોગીના પાછળ આવેલા કુમારે એક ફાળ મારી કાર્ત્તિકવાળો યોગીનો હાથ પકડી લીધો. યોગી આ આકસ્મિક બનાવથી ચમકી ગયો "અરે આવા ભયંકર અરણ્યમાં આ પુરૂષ ક્યાંથી ?"

"દુષ્ટ ! પાપિ ! આ બાળાને હણીને શું તું તારો પોતાનો નાશ ચાહે છે ?" કુમારે ત્રાડ પાડી. અગ્નિની જ્વાળાઓના તેજમાં એનો પ્રભાવશાળી ચહેરો જોઇ યોગી સ્થંભી ગયો. એનાં પરાક્રમ, સાહસ અને સમયસુચકતા જોઇ યોગી દંગ થઇ ગયો.

"અરે ઉત્તમ ! તું મારા કાર્યમાં વિઘ્ની ના કર. પૂર્વે

મેં ભક્તિથી જ્વાલિની દેવીની આરાધના કરી હતી. આ બત્રીસ લક્ષણવાળી બાળાના ભોગથી મારી વિધિ પૂર્ણ થતાં મારી વિદ્યાસિદ્ધ થશે તારૂં પણ કામ થશે." કાપાલિકે આ નવજવાનને સમજાવવા પ્રયત્ન કર્યો.

"અરે મૂઢ! પાપી! યોગીનો વેષ ધારણ કરવા છતાંય ચંડાલથી પણ અધિક કુકર્મને તો છોડતો નથી, આવા પાપ કરતાં તું લજ્જા કેમ પામતો નથી! આવા તુચ્છ કાર્યથી તારા વ્રતનો તું નાશ ના કર. જીવનો ઘાત કરવો એ મહા પાપ છે એવું શું તું નથી જાણતો? આવા પાપ કર્મથી વિદ્યા સિદ્ધ શી રીતે થશે?" કુમારે જીવદયાનો ઉપદેશ આપી કાપાલિકને પ્રતિબોધ પમાડયો.

ભય અને પ્રીતિને ધારણ કરતો કાપાલિક બોલ્યો. "હે સાહસિક! હે નરોત્તમ! તેં મને નરકમાં પડતો બચાવ્યો. ગુરૂ પાસે જઇને આ પાપનું હવે હું પ્રાયશ્ચિત કરીશ. વિજ્યાવતીના સ્વામીની આ કન્યા મેં હરી છે આ કન્યા તમે તેના પિતાને આપજો." કુમારને કન્યા અર્પણ કરીને યોગી ચાલ્યો ગયો.

## ૪
## નિધિકુંડલ.

"આ કન્યા કોણ હશે? મારૂં નામ તે શી રીતે જાણી શકે? શું આ કન્યા પોતેજ પુરંદરયશા હશે ત્યારે!" કાપાલિકના ચાલ્યા ગયા પછી કુમાર વિચારમાં પડયો પોતાનો સંશય દૂર કરવાને તેણે બાળાને પૂછયું. "બાળા! તારૂં નામ શું? તેં નિધિકુંડલનું નામ યાદ કર્યું તો તું તેને કયાંથી જાણે? શું તું તેને ઓળખે છે કે?"

કુમારનો પ્રશ્ન સાંભળી બાળા વિચારમાં પડી. "આ

પુરૂષની વાણી સાંભળીને મને મહાન આનંદ થાય છે. એને જોવા માત્રથી પણ મારા શરીરનાં રોમરાય વિકસ્વર થાય છે કંઈકંઇ ભાવના હૈયામાં હાલી ઉઠે છે માટે જરૂર આજ મારા પતિ હશે, નહિતર બીજા પુરૂષમાં મારૂ મન કદાપિ રમે નહિ.”

“હે સુજ્ઞ! મારો ઇતિહાસ નગરીમાં ગયા પછી તમને કહીશ.” મનમાં કંઇક વિચાર કરી બાળા પુરંદરયશા બોલી. “પણ આપ આ ભયંકર અરણ્યમાં શી રીતે આવી ચડ્યા તે વાત કહો? આપના શરીરે કુશલતા છે ને?”

“હે સુલોચને! તારા મુખરૂપી ચંદ્રનું દર્શન કરીને મારો આનંદ રૂપ સમુદ્ર આજે વૃદ્ધિ પામ્યો. મને લાગે છે કે તારા પુણ્યથી પ્રેરાયેલો હું મારા પરિવારથી વિખુટો પડીને અકસ્માત અહીં આવી ચડયો છું.” કુમારે પોતાની બધી હકીકત કહી સંભળાવી. એ રીતે વાતચિતમાં તેમની નિશા ક્ષણમાત્રમાં વ્યતીત થઈ ગઈ.

પ્રાત:કાળ થતાં તો પગલાને અનુસારે સૈન્ય આવી પહોચ્યું ને કુમારનો જયજયકાર કર્યો. કુમાર અને કુમારિકાને જોઇ બધા ખુશી થયા. આગળ ચાલતાં સુખપૂર્વક અનુક્રમે તેઓ વિજયાવતી નગરીએ આવી પહોંચ્યા. રત્નચૂડ રાજાએ રાજકુમાર તથા તેના પરિવારનું સન્માન કર્યું. પુરંદરયશાની હકીકત જાણી રાજા પોતાના ભાવી જમાતા ઉપર અધિક પ્રસન્ન થયો. શુભ મુહૂર્ત્તે મોટી ધામધુમપૂર્વક બન્નેનાં લગ્ન થઈ ગયાં.

કેટલાક દિવસ પછી રત્નચૂડ રાજાની રજા લઇ નિધિકુંડલ પોતાની પ્રિયા અને પરિવાર સાથે પોતાના નગરે આવ્યો. પિતાએ કુમારનો પ્રવેશ મહોત્સવ કર્યો. નિધિ-

કુંડલ પિતાની છાયામાં દેવતાની માફક સુખ ભોગવતો પોતાનો કાલ વ્યતીત કરતો:હતો, સુખમાં મનુષ્યો દેવતાની માફક જતા કાલને પણ જાણતા નથી.

એકદા નરશેખર રાજા શત્રુની સામે યુદ્ધે ચડયા. ત્યાં શત્રુ સાથે યુદ્ધ કરતાં રાજાને કારમો ઘા લાગ્યો, એ ઘાની પીડાથી રાજા નરશેખર આયુષ્ય પૂર્ણ કરીને પરલોક સિધાવી ગયા. પિતાના મરણથી રાજકુમાર દુ:ખી દુ:ખી થઈ ગયો. રાજ્ય અને ભોગથી વિરક્ત થઇ ગયો. "અરે અરે ! લક્ષ્મી, જીવિત, યૌવન, પરિવાર બધુ અનિત્ય છે. જે કાલે હોય છે તે આજે નથી હોતું, જે આજે છે તે કાલે નથી હોતું. ભોગો એ તો રોગોને કરનારા છે. સંયોગ છે ત્યાં એક દિવસે વિયોગ આવવાનો છે. સંસારની એવી ક્ષણભંગુર બાબતોમાં પ્રાણીને સુખ તે કયાંથી હોય ? હે જીવ ! સંસારના એવા કયા સુખમાં તું રાચી માચીને આનંદ માની રહ્યો છે કે પોતાને અમર માનીને સંસારના મોહમાં લપટાઇ રહ્યો છે ? પણ અરે મૂઢ ! તું એટલુંય નથી જાણતો કે—જન્મ, જરા અને મૃત્યુ, રોગ, શોક અને સંતાપ પ્રતિદિવસ તારો નાશ કરી રહ્યા છે. માતાપિતાને વિષે જે સ્નેહ છે તે પણ દુ:ખદાયી છે. આ તો બધું પંખીના મેળા જેવું છે રાત્રીએ એકત્ર થયેલાં પંખીઓ પ્રાત:કાળે વૃક્ષ ઉપરથી જેમ ભિન્ન ભિન્ન માર્ગે ઉડી જાય છે તેમજ માતાપિતાદિક પરિવાર પણ મૃત્યુ પછી કચીકચી ગતિમાં ચાલ્યો જાય છે તે આપણે શી રીતે જાણીએ ?

અરે આ દુ:ખમય સંસારમાં માતા મરીને પ્રિયા થાય છે ને પ્રિયા તે બીજા જન્મમાં માતા થાય છે. પુત્ર તે પિતા થાય છે ને પિતા પુત્રપણાને પામે છે. શત્રુ હોય છે તે ભાઈ થાય છે ત્યારે ભાઈ કવચિત્ શત્રુપણે ઉત્પન્ન

થાય છે, એવા સ્વરૂપવાળા આ ભયંકર સંસારમાં રહેલા પામર પ્રાણીઓની મોહદશા તો જુઓ !"

આ દુનિયામાં કુટુંબ સ્નેહ તો સ્વપ્નના સરખો અથવા ઈંદ્રજાળના જેવો છે. કારણ કે પરમ વલ્લભ અને જેના વગર એક ક્ષણ ભર પણ રહી શકાતું નથી એવા પરમ પ્રાણાધિકને પણ મૃત્યુ જોતાં જોતાં હરી જાય છે. કાયમના વિજોગ થઇ જાય છે. એ દુ:ખની વાત શું કરીયે ?"

પિતાના મૃત્યુથી શોકગ્રસ્ત નિધિકુંડલ કુમારનો કેટલોક કાલ વ્યતીત થયો પિતાનું સામ્રાજ્ય ભોગવવા છતાંય જેને રાજ્ય કે ભોગનો આનંદ નથી. સંસારનું એ અનિત્ય સ્વરૂપ જેના હૈયામાંથી ખસી શકતું નથી. એવા પ્રાણીને સંસારમાં ભોગની મધ્યમાં રહેવા છતાંય કયાંથી સુખ હોય ?

અન્યદા જગતજીવના પરમ કલ્યાણને કરતા, અભયદાનને દેવામાં પ્રવીણ શ્રીમન્ અનંતવીર્ય તીર્થંકર ભગવાન ત્યાં સમવસર્યા. દેવતાઓએ સમવસરણની રચના કરી. એ સમવસરણમાં રહેલ બારે પર્ષદાની આગળ ભગવાન દેશના દેવા લાગ્યા. પોતાની દેશનાથી અનેક ભવ્યજનોને પ્રતિબોધ કરવા લાગ્યા.

એ વધામણિ વનપાલકે આવીને રાજા નિધિકુંડલને આપી. "હે મહારાજ ! તમારા પુણ્ય પ્રભાવથી પ્રેરાઇને ભગવાન અનંતવીર્ય તીર્થંકર પધાર્યા છે–સમવસર્યા છે." વનપાલકની વધામણિ સાંભળી રાજાએ ખુશી થઇને પારિતોષિક (ઈનામ) આપીને તેનું દારિદ્ર દૂર કર્યું. શોકને દૂર કરી અંત:પુર સહિત તેમજ મંત્રી, સામંત અને સેનાપતિ આદિ ચતુરંગ સેના સાથે ભગવાનને વાંદવાને રાજા મોટા આડંબરપૂર્વક ચાલ્યો.

સમવસરણ જોઇને રાજ ચિન્હનો ત્યાગ કરી ત્રણ

પ્રદક્ષિણાપૂર્વક જીનેશ્વરને નમીને પોતે પોતાને યોગ્યસ્થાનકે બેઠો. બીજો પરિવાર પણ પોતપોતાને યોગ્ય સ્થાનકે બેઠો. ભગવાને રાજાના ઉપકારને માટે દેશના દેવી શરૂ કરી.

"આ પારાવાર રહિત સંસારમાં પ્રાણીઓ ચોરાસી લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે. એમને મનુષ્યભવ પ્રાપ્ત થવો બહુ જ દુર્લભ છે એ મનુષ્યભવ દશ દૃષ્ટાંતે પણ દુર્લભ કહ્યો છે. એવો દુર્લભ મનુષ્યભવ પામીને પણ જો માણસ સંસારમાં રાચી માચીને હારી જાય, ધર્મકર્મ વગર એ લાખેણુ મનુષ્યજીવન નકામુ જાય તો પછી એ દોહલો નરભવ ફરીને શી રીતે પ્રાપ્ત થાય?

મનુષ્યભવમાં મનુષ્યપણાએ સર્વે સમાન હોવા છતાં ઉચ્ચ, નીચ, ગરીબ તવંગર, અમીર ફકીર, રંક અને રાજા એ બધો તફાવત પોતપોતાના કર્મને લઇને સંસારમાં જોવાય છે. કેટલાક ધર્મીજનો આત્મહિતમાં મગ્ન હોય છે ત્યારે કેટલાક પાપકાર્યમાં રચ્યાપચ્યા આનંદ માની રહ્યા છે. મનુષ્યભવમાં પણ આર્યક્ષેત્રમાં ઉત્પન્ન થનારને ધર્મની સામગ્રી પ્રાપ્ત થવાનો સંભવ રહે છે, અનાર્યને નહિ. ઉત્તમ જાતિ, ઉત્તમ દેશ, દીર્ઘાયુષ્ય, નિરોગીપણું, શ્રેષ્ટ બુદ્ધિ અને પુણ્યાનુબંધી પુણ્યથી મળેલી સંપત્તિ એ બધીય એક એકથી દુર્લભ વસ્તુઓ મોટા પુણ્યાનુયોગથી જ મલી શકે છે, એ સામગ્રીને મેળવી જેઓ એનો સદ્ ઉપયોગ કરી આત્મહિત સાધે છે. તેઓ જ ભવસાગર તરી જાય છે. આ દુઃખથી ભરેલા નરભવને પામીને મનુષ્ય સદ્ઉપયોગ કરે તો જ બાજી જીતી જાય છે નહિતર મનુષ્યપણુ પામ્યાની સાર્થકતા પણ શી?

નારકીમાં નરકના જીવો સદાકાલ દુઃખમાં પોતાનો કાલ વ્યતીત કરે છે તિર્યંચોને પણ ભૂખ, તરસ, પરવશતા,

તાપ, ટાઢ વગેરેનું અપાર દુઃખ હોય છે ને મનુષ્ય જેવા મનુષ્યમાં પણ દુઃખ કયાં ઓછું છે? પ્રથમ તો ગર્ભાવાસનાં દુઃખ કાંઇ જેવાં તેવાં નથી. તે પછી બચપણનું મલીન-પણું ધુળ વિષ્ટાદિકથી લેપાવું વગેરે, યુવાવસ્થામાં વિર-હાદિકનું દુઃખ, રોગ, શોક, સંતાપ તેમજ આધિ,વ્યાધિ અને ઉપાધિની અનેક પીડાઓ પ્રાણીને ગળે વળગેલી હોય છે. અને વૃદ્ધાવસ્થા તો દેખીતી રીતે નરી પીડા રૂપ જ છે એવા મનુષ્ય ભવમાં પણ પ્રાણીને કયાંથી સુખ હોય?”

ભગવાનની દેશના સાંભળી રાજા નિધિકુંડલ જીને-શ્વરને નમીને પોતાની નગરીમાં ગયો. સારા મુહૂર્તે પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરી સાતે ક્ષેત્રમાં ધનને વાપર્યુ. પત્ની સહિત રાજાએ કર્મનો નાશ કરનારી ભગવાન સમીપે દીક્ષા ગ્રહણ કરી. દીક્ષાને સારી રીતે આરાધીને આયુઃ-ક્ષયે બન્ને જણ પ્રથમ સુધર્મ દેવલોકમાં સુરમિથુનપણે ઉત્પન્ન થયાં–દેવદેવીપણે ઉત્પન્ન થઇને દેવભવનાં વિવિધ પ્રકારનાં સુખો ભોગવવા લાગ્યાં. કષ્ટથી આરાધન કરેલા સંયમનું સત્યફલ તો મોક્ષપ્રાપ્તિ છે, મોક્ષે જવા માટે દેવ-ભવ તો વિસામારૂપ છે.

## ૫
## લલિતાંગ.

મહા કચ્છ વિજયને વિષે વિજય નામના નગરમાં મહાસેન રાજાની ચંદ્રા નામે પટ્ટરાણી હતી. વિવિધ ઉપા-યોથી પુત્રની અભિલાષાવાળાં તેમને ત્યાં પાંચ પલ્યોપમનું આયુ પૂર્ણ કરીને નિધિકુંડલનો પુણ્યવાત્ જીવ પુત્ર પણે ઉત્પન્ન થયો. પુત્ર જન્મથી હર્ષીત થયેલા રાજા મહાસેને

મોટો જન્મમહોત્સવ કરી રાજકુમારનું લલિતાંગ નામ પાડ્યું. યોગ્ય વયે કલાને શિખતો રાજકુમાર રમણીજનને વલ્લભ નંદનવન સમાન યૌવનવયના આંગણે આવ્યો. મિત્રોની મધ્યમાં શોભતો લલિતાંગ નવીન યૌવનવાળો છતાં વિકાર રહિત હતો, ઐશ્વર્ય સંપન્ન છતાં અહંકાર વગરનો ને બળવાન છતાં બીજાને પરમ આનંદનું કારણ હતો. લલિતાંગ નામ પ્રમાણેના ગુણોવાળો ખરેખર મનોહર અંગોપાંગવાળો ભાગ્યવાન હતો.

તે જ વિષયને વિષે પરમ ભૂષણ નગરના રાજા પુણ્યકેતુની રત્નમાળા નામે દેવી થકી પુરંદરયશાનો જીવ પુત્રી પણે ઉત્પન્ન થઇ. એનું નામ ઉન્માદયંતી. ઉન્માદયંતી અનુક્રમે ભણી ગણી યૌવન વયને પામી, યુવાન છતાં વિષયથી પરાઙ્મુખ તે બાળાને વિષયના કોઈ પણ સાધન તરફ પ્રીતિ થતી નહિ.

કુમારીને વૈરાગી જાણીને માતાએ કહ્યું "વત્સે ! વર વગર કન્યા શોભતી નથી. તે તું જાણતી નથી કે?"

"માતા ! જે ચારે કલામાં હોંશીયાર નર હશે તેને હું પરણીશ." કન્યાએ માતાના મનનું સમાધાન કરતાં કહ્યું,

"એ ચાર કલા કયી છે તે કહે તો વારૂં ?"

"જ્યોતિષ કલા, નભોગામી વિમાન રચવાની કળા, રાધાવેધ કલા અને વિષથી–ગારૂડી મંત્ર કલા, એ ચારે કલામાં નિષ્ણાત નરને હું વરીશ." કુમારીની એ પ્રતિજ્ઞા જાણીને પટ્ટરાણીએ રાજાને વાત કરી. રાજાએ એવા વરની પરીક્ષા માટે સ્વયંવરની રચના કરી. દેશ દેશાંતરથી રાજકુમારોને તેડાવ્યા. અનેક રાજકુમારો પોતપોતાના પરિવાર સાથે પરમભૂષણ નગરમાં એકત્ર થયા. રાજાએ તેમનું સન્માન કરી સત્કાર્યા.

મુહૂર્તને દિવસે સર્વ રાજકુમારો મણિરત્ન જડીત સ્વયંવર મંડપમાં પોત પોતાના આસને બિરાજ્યા. સ્વયંવર મંડપની મધ્યમાં રાધાએ કરીને યુક્ત સ્તમ્ભની રચના કરી હતી. લલિતાંગ કુમાર પણ ત્યાં હાજર હતો. તેણે સર્વેની અજાયબી વચ્ચે રાધાવેધની સાધના કરી. લલિતાંગને જોઇ ભવાંતરના સ્નેહથી રાજકુમારી અત્યંત સંતુષ્ટ થયેલી હર્ષ પામી. રાજકુમારી મનથી લલિતાંગને વરી ચૂકી. લલિતાંગ સાથેના લગ્ન ઉપાયને ચિંતવતી મનમાં કંઇક શોચ કરવા લાગી.

રાજબાળાને જોવા માત્રથી કામાતુર થયેલો કોઇક ખેચર મોહનીમંત્રથી મુગ્ધ કરતો રાજબાળાને હરીને ચાલ્યો ગયો.

ક્ષણવારમાં બધુ વ્યવસ્થિત થતાં રાજકુમારી અદ્રશ્ય થયેલી જણાઈ. રાજા વગેરે પરિવાર હાહાકાર કરવા લાગ્યો. બધા રાજકુમારો એકત્ર થઇ રાજકુમારીની શોધ માટે વિચાર કરવા લાગ્યા. તેમને ઉદ્દેશીને રાજા બોલ્યો. "હે રાજકુમારો ! કોઈ દુષ્ટ વિદ્યાધર રાજકુમારીને હરી ગયો છે ને હર્ષને સ્થાને અત્યારે વિષાદ છવાઈ રહ્યો છે કિંતુ જે બળવાન પુરૂષ તે વિદ્યાધર પાસેથી મારી કન્યાને પાછી લાવશે તેને હું મારી કન્યા આપીશ તો તે માટે તમે સૌ તમારી શક્તિ પ્રમાણે ઉદ્યમ કરો ?"

રાજાની ઉદ્ઘોષણા સાંભળીને પોતાની બળવાન ભૂજાઓને જોતો લલિતાંગ બોલ્યો- "અરે ! કોઈ એવો પુરૂષ છે કે મને તે દુષ્ટ કયાં છે તે બતાવે ?"

લલિતાંગ કુમારની વાત સાંભળીને એક બીજો રાજકુમાર બોલ્યો. "જ્યોતિષ લગ્નના બળથી તે હું જાણી શકુ છું કે રાજકુમારીને લઇને તે વિદ્યાધર ખુબ દૂર જતો

રહ્યો છે. તેનું સ્થાનક પણ હું જાણું છું તે કહો તો બતાવું. પણ મને ત્યાં કોઈ લઇ જાય તો બતાવી શકાય".

એ રાજકુમારની વાત સાંભળી કોઇક ત્રીજા રાજકુમારે પોતાની વિદ્યાશક્તિ વડે આકાશગામી વિમાન તૈયાર કર્યું. એ વિમાનમાં લલિતાંગાદિ કુમારો ક્રોધથી ધમધમતા પોતાના આયુધો સહિત બેસીને ચાલ્યા. પેલા નિમિત્ત કહેનાર રાજકુમારની વાણીને અનુસારે તેઓ પેલા દુષ્ટ વિદ્યાધરની સમીપે આવી પહોંચ્યા.

ધનુર્ધારી લલિતાંગ એ વિદ્યાધરને જોઇ ગરજ્યો. "અરે દુષ્ટ! પરમાંસ ગ્રહણ કરીને તેં તારૂ ખગ નામ સાર્થક કર્યું છે. વિદ્યાધર થઇને છલથી તું પરદારા હરીને નાશી ગયો. તારી જાતને તું લજાવી ગયો. સિંહ નામ ધારી છતાં તું શિયાળ જેવો રંક થઇ ગયો". લલિતાંગનાં વચનને નહિ સહન કરતો વિદ્યાધર હૃદયમાં અમર્ષને ધારણ કરતો કન્યાને એક બાજુએ મુકી લલિતાંગની સામે આવી યુદ્ધ કરવા લાગ્યો.

બન્ને ભયંકર યુદ્ધ કરવા લાગ્યા, યુદ્ધમાં તીક્ષ્ણ શર વડે કરીને લલિતાંગે તે વિદ્યાધરને મારી નાખ્યો. વિદ્યાધરને મારીને ઉદ્દમાદયંતી પાસે આવ્યા તો તેણીને મરેલી જોઈ બધા વિચારમાં પડયા. ચિકિત્સા કરતાં સર્પના દંશથી મૂર્ચ્છિત થયેલી નિશ્ચય કરીને ગારૂડી મંત્રના જાણ એક રાજકુમારે સિદ્ધ ગારૂડી વિદ્યાવડેકરીને સજીવન કરી.

રાજબાળાને વિમાનમાં બેસાડી સર્વે રાજકુમારો રાજાની પાસે આવ્યા, રાજકુમારી એના પિતાને સ્વાધીન કરી તેમણે પોતપોતાની પરાક્રમ ગાથા કહી સંભળાવી.

એ ચારે રાજકુમારો રાજબાળાને પરણવાને આતુર થયા છતા પરસ્પર વિવાદ કરવા લાગ્યા, રાજા પણ ચિંતાતુર

થયો છતો એમના વિવાદને નિવારી શકયો નહિ. એ ચારે કન્યા માટે હકદાર હતા. લલિતાંગે વિદ્યાધરને મારી નાંખ્યો હતો. બીજાએ જ્યોતિષ્ય લગ્નથી વિદ્યાધરને બતાવ્યો હતો. ત્રીજાએ વિમાન રચીને બધાને વિદ્યાધર પાસે લઈ જવામાં સહાય કરી હતી ને ચોથો મૃત રાજકુમારીને સજીવન કરનાર હતો. એ ચારે રાજકુમારો સમાન રૂપવાળા, મહાસામંતના કુમારો, બળવાન અને કન્યા મેળવવામાં દૃઢ પ્રતિજ્ઞાવાળા હોવાથી રાજા વિષાદમાં પડી ગયો. જેથી ત્રણનું અપમાન કરી એકને કન્યા આપવાની રાજાની હિંમત ચાલી નહિ. અથવા તો આ ચારેમાંથી આ કન્યાને યોગ્ય વર કોણ હશે તે પણ જણાયું નહિ. કન્યાની પ્રતિજ્ઞા ચારે જણે પૂર્ણ કરેલી હોવાથી એકેને કન્યા આપી શકાઇ નહી. ત્યારે મંત્રી વગેરે બધા એમના વિવાદને ટાળવા અસમર્થ થયા છતા બહુજ દુ:ખી થયા.

આ હકીકત સાંભળી રાજબાળા મનમાં દુ:ખને ધારણ કરતી વિચાર કરવા લાગી. “ અહો ! આ મારા રૂપને ધિક્કાર થાઓ. જે રૂપમાં લોભાઇ આ ચારે ઉત્તમ નરરત્નો પરસ્પર વિવાદને કરતા કલેશ કરે છે. જો કે મારૂં મન લલિતાંગ તરફ આકર્ષાયેલું છે છતાં મારા દુર્ભાગ્યથી હું તેમને મેલવી શકું તેમ નથી. ને પિતાજી પણ દુ:ખી થયા છતા વિવાદને ભાગી શકતા નથી. એવા મારા જીવિતને ધિક્કાર છે. આ આપત્તિમાંથી છુટવાને મરણ સિવાય અન્ય કોઈ ઉપાય નથી. જોકે આત્મઘાત કરવો નિષિદ્ધ છે, છતાં કવચિત્ શુદ્ધ પણ છે.”

રાજકુમારીએ આ દુ:ખમાંથી છુટવાને પિતાને વિનંતિ કરી.” પિતાજી ! આપ વિષાદ ન કરો, આપ મને કાષ્ટ ભક્ષણ કરવાની રજા આપો કે જેથી આ આપત્તિમાંથી

હું મુક્ત થાઉં ને મારા મૃત્યુથી રાજકુમારો આપોઆપ ક્લેશ કરતા વિરમશે–પોતપોતાને વતન ચાલ્યા જશે.”

રાજકુમારીની વાત સાંભળી રાજાએ સુબુદ્ધિમંત્રીની સન્મુખ જોયું. “અરે મંત્રી! વિપદ્ સાગરમાં ડુબી જતા એવા મારી તું કેમ ઉપેક્ષા કરે છે? મંત્રી તો તે જ કહેવાય કે જે વિષમકાર્યને પણ સરખાં કરી નાખે. મુશ્કેલીમાંથી પણ માર્ગ કાઢે.” દુ:ખથી પીડાતા રાજાને જોઈ મંત્રી બોલ્યો. “ મહારાજ! રાજબાળા ભલે કાષ્ટ ભક્ષણ કરે. આપ અનુમતિ આપો.”

“અરે! તું ભાનમાં છે ને? આ તું શું બોલે છે?” રાજા ફાટી આંખે મંત્રી સામે જોઇ રહ્યો.

“દેવ! હું સત્ય કહું છું. પરિણામ એવું સુંદર આવશે કે જેથી કન્યા અને વરને સુખ થશે. તેમજ આપણી આપદા પણ બાળાના આ કાર્યથી નાશ પામી જશે.”

રાજાએ નગરની બહાર ચંદનકાષ્ટની ચિતા રચાવી તૈયાર કરાવી. રાજબાળા પણ સ્નાન કરી પવિત્ર થઈ ચિતામાં બળી મરવાને ત્યાં આવી. રાજા અને મંત્રી વગેરે પરિવાર ભેગો થઇ ગયો–બધા શોકસાગરમાં મગ્ન થઈ ગયા.

સુબુદ્ધિ મંત્રીએ પેલા ચારે રાજકુમારોને ત્યાં બોલાવી મધુર વાણીથી કહ્યું. “તમે ચારે સમાન રૂપગુણવાળા રાજકુમારો અમારે માન્ય છો. તેથી ત્રણનું અપમાન કરીને એકને અમે રાજપુત્રી શી રીતે આપીએ? માટે આ કન્યાને અગ્નિમાં બળી મરવાની તમે રજા આપો, તમારે પણ એ બાબતનો શોક ન કરવો છતાંય તમારામાં જે કન્યા ઉપર ગાઢ પ્રીતિવાળો હોય તે કન્યાની સાથે

૧૩

બળી મરવા તૈયાર થાય તો એમાં અમારી અનુમતિ છે. ભલે એ બંન્ને જણ અગ્નિભક્ષણ કરે."

મંત્રીની વાણી સાંભળી ચારે રાજકુમારો વિચારમાં પડ્યા. "અહો ! આ મંત્રીનું બુદ્ધિબલ તો જુઓ ? અમારો વિવાદ એ બુદ્ધિશાળીએ આપોઆપ ભાગી નાખ્યો. તેય અમારૂં માન પણ ખંડિત કર્યા વગર."

રાજકુમારોએ દુભાતા હૃદયે રાજબાળાને અનુમતિ આપી. રાજકુમારી એ પણ યાચકોને દાન આપીને ચિતામાં પ્રવેશ કર્યો. ચારે બાજુએથી અગ્નિ પ્રજ્વલિત થયો. ધુમાડાથી ચારે કોર અંધકાર છવાઇ રહ્યો. એની સાથે કાષ્ટ ભક્ષણ કરવાની રાજકુમારોમાંથી કોઇની હિમ્મત ચાલી નહિ પણ લલિતાંગ આકુળ વ્યાકુળ છતાં "અનાથ એવી મારી પ્રિયાને શું અગ્નિ બાળી નાખશે ? એના વગર મારે જીવિતનું પણ શું પ્રયોજન છે ?" એમ વિચારતો ચિતામાં પડવાને તૈયાર થયો. મંત્રી, સામંતાદિકે વાર્યા છતાં તે એકદમ ચિંતામાં કૂદી પડયો. બધાને વિસ્મય પમાડતો લલિતાંગ એ ધૂમાડાથી ઘનઘોર ચિતામાં બળી મરવાને પ્રિયાનો સાથીદાર થયો.

"અરે ! અરે ! આપ આ શું કરો છો ? મારા જેવી એક તુચ્છ સ્ત્રીની ખાતર આપ જેવા નરરત્નને અકાળે મરણ ન ઘટે." રાજકુમાર લલિતાંગને ચિતામાં પડતો જોઇ સ્નેહોલ્લાસપૂર્વક રાજબાળા બોલી.

ચિતામાં એ બન્નેની ચારેકોર અગ્નિની જ્વાળાઓ સળગી રહી હતી. ધુમાડાથી આકાશ ઘનઘોર છવાઈ ગયુ હતું, એવા ભયંકર મૃત્યુની પરવાહ કર્યા વગર લલિતાંગ પ્રિયાને જવાબ આપવા લાગ્યો, તે દરમિયાન એક બનાવ બન્યો.

ચિતાની નીચેના ભોંયરામાં મંત્રીએ છોડેલા પુરૂષોએ ભોંયરાનાં દ્વાર ઉઘાડી ચિતાના કાષ્ઠને આઘાં પાછાં કરી અગ્નિ સ્પર્શે તે પહેલાં એ બન્નેને ઝટ અંદર ખેંચી લઇ ભોંયરાનાં દ્વાર બંધ કરી દીધાં જેથી અગ્નિ તેમને સ્પર્શી શકી નહિ. એ પુરૂષોએ એ બન્ને સ્ત્રી પુરૂષને લેઇ ભોંયરાની વાટે બહાર આવી મંત્રીશના મકાનમાં હાજર કર્યા. મંત્રી અક્ષત અંગવાળાં એ બન્નેને જોઇ ખુશી થયો. તે રાત તેમને પોતાના મકાનમાં છુપાવી દીધાં.

ચિતા તો ભડભડાટ સળગવા લાગી. એ અગ્નિજ્વાળાઓ આકાશને સ્પર્શતી ચાલી જતી હતી. રાજકુમાર લલિતાંગનું સાહસ જોઇ બધા વિસ્મય પામ્યા છતા ચિતાની જ્વાળાને જોવા પણ અસમર્થ સર્વે વિવિધ વાર્ત્તાલાપ કરતા ચાલ્યા ગયા. રાજકુમારો પણ શોકમગ્ન થયેલા ત્યાંથી ચાલ્યા ગયા. રાજા વગેરે પરિવાર પણ પુત્રીના મરણથી શોકાતુર થયો છતો નગરને વિષે ચાલ્યો ગયો પછી તો ચિતાની રાખ પણ રાખમાં મલી ગઇ.

## ૬

## લગ્ન.

રાજકુમારીના મૃત્યુના શોકથી ઉદાસ રાજા પ્રાતઃકાળે રાજસભામાં બેઠેલો છે પણ તેના વદન ઉપર ગમગિની–ગ્લાનિ છવાઇ ગઇ હતી. રાજાના શોકને ભુલાવવા માટે મંત્રીઓ અનેક પ્રકારના રસમય વાર્તાલાપો કરી રહ્યા હતા. પણ રાજાનો શોક દૂર થતો નહોતો, સભામાં પણ લોકો લલિતાંગના સાહસને વર્ણવી રહ્યા હતા. મંત્રીઓ અને રાજા પણ તાજુબ થઈ ગયા હતા કે "લલિતાંગે ખુબ વફાદારી દેખાડી. લલિતાંગ જેવો પત્નીસ્નેહ કોઇનો

હશે શું ! શું એનું સાહસ ! કેવો એનો આત્મવિશ્વાસ ! કેવો એનો સ્નેહ !"

"મંત્રી ! તમે કહેતા હતા કે પરિણામ સારૂં આવશે તમારૂં સારૂ પરિણામ તે આજ કે બીજું ? નાહક નરી બે ઉત્તમ જીવોની હત્યા કરાવી નાખી !" ઉદાસ વદને રાજા મંત્રીને કંઇક ઠપકો આપતો હોય તે ઢબે બોલ્યો.

"મને લાગે છે કે હજી પણ એથી સારૂં પરિણામ આવશે રાજન્!" મંત્રી સુબુદ્ધિ મુછમાં હસતો બોલ્યો પોતાની કારવાઇની કોઇને ખબર નહોતી. રાજાએ ચિતા તૈયાર કરાવી પણ મંત્રીએ ભોંયરૂ તૈયાર કરાવી બચાવની જે તૈયારી કરી હતી તેની મંત્રી સિવાય કોઇને માલુમ નહોતી. બધાય સમજ્યા કે આ બન્ને જુવાનઆત્મા સંસારની મોજ જોયા વગર આ ફાનીદુનિયા છોડી ચાલ્યા ગયા હતા.

"હજી એથી ય સારૂં!" રાજાની આંખ ચમકી. "શું હજી કોઇનો ભોગ લેવાનો બાકી છે શું ?"

"ના મહારાજ, આપ જરી ધિરજ રાખો. પ્રથમ પેલા ત્રણે રાજકુમારો હવે શું કરવા માગે છે તે તો જાણીએ." મંત્રીએ કહ્યું.

"હા ! બોલાવો." રાજાએ પહેરેગીરોને આજ્ઞા કરી.

રાજાની આજ્ઞાથી એ ત્રણે રાજકુમારો રાજાની સભામાં આવીને હાજર થયા. રાજાએ તેમને પ્રશ્ન પૂછયો, તેના જવાબમાં રાજકુમારો બોલ્યા.

"મહારાજ ! અમે હવે અમારા દેશ જવાની તૈયારી કરી રહ્યા છીએ, આજને આજ અમે અહીંથી ચાલ્યા જવા માગીએ છીએ."

"તમારા જેવા શાણા અને સમજુ રાજકુમારોને તેજ

યોગ્ય છે. કારણ કે હવે તમારો ઈન્સાફ પતી ગયો છે. રાજકુમારી અગ્નિમાં બળીને ભસ્મ થઈ ગઈ ને તમે તમારો જીવ વ્હાલો ગણી તમારો હક તમે જતો કર્યો છે." મંત્રી સુબુદ્ધિએ રાજકુમારોને દિલાસો આપતાં મુદ્દાની વાત કરી.

"રાજકુમારી તો બળી ભસ્મ થઈ ગઈ, હવે હકનો કાંઇ સવાલજ રહેતો નથી. મંત્રીજી !" રાજકુમારોમાંથી એક જણ બોલ્યો.

"છતાંય એ તો તમે પણ કબુલ કરશો કે લલિતાંગે જીવને જોખમમાં નાખી પોતાનું બલિદાન આપી દીધું. સાહસથી એણે પોતાનો હક સાબીત કર્યો કેમ ખરૂંને ?"

"હક સાબીત થયો કે ન થયો, એથી શું ? હક સાબિત કરવા જતાં એણે પોતાનો જાન ખોયો. આ ભવમાં હવે એ કયાં પાછો આવવાનો છે અને કદાચ આવે તો યે શું !" રાજકુમાર હસ્યો.

"રાજકુમાર ! માનો કે કદાચ દેવતાની સહાયથી પાછો આવે તો ?" મંત્રીની આંખ હસી ને રાજકુમારોને પ્રશ્ન કર્યો.

"આવે તો એ ભલે એનો હક ભોગવે, એમાં અમારે શું ?" રાજકુમાર સમજતો હતો કે પોતાની સગી આંખે અગ્નિમાં બળી મરેલાં જોયેલાં કદિ પાછાં આવ્યાં નથી આવશેય નહિ. માત્ર આ તો મંત્રીની વાગ્ચતુરતા હતી.

"તે તમારી વાત ન્યાય પુરસ્સર છે. કદાચ માનો કે બન્ને દેવતાની સહાયથી અહીયાં હાજર થાય તો લલિતાંગજ રાજકુમારીને યોગ્ય ગણાય." મંત્રીની વાત રાજકુમારોએ પણ અંગીકાર કરતાં કહ્યું. "મંત્રીશ્વર ! શું તમારામાં એવી કોઈ શક્તિ છે કે એ અગ્નિથી બળેલાંને તમે જીવતાં અહીં હાજર કરો !"

"હા, કેમ નહિ? શું તમારે એ આશ્ચર્ય જોવું છે." મંત્રીએ એક પુરૂષને ઇસારત કરી.

"જોતા જઇએ ત્યારે. જો એ બન્ને જીવતાં હાજર થાય તો અમેય એમનાં લગ્નનો લ્હાવો લેતા જઇએ." રાજકુમાર જાણતો હતો કે મંત્રી ઠંડા પહોરની હાંકી રહ્યો છે કારણ કે જે ઘટના બનવી અસંભવિત છે તે મનુષ્ય બનાવી શકે તેવી તેની તાકાત હોતી નથી. મંત્રી કાં તો ગાંડો થઈ ગયો છે અથવા તો માત્ર કુતુહલ કરી રહ્યો છે. અને નકામો કાલક્ષેપ કરી રહ્યો છે.

એ વાતચિત દરમિયાન લલિતાંગ અને રાજકુમારી રાજસભામાં આવીને હાજર થયાં. બધા અજાયબીથી દંગ થઈ ગયા–ફાટી આંખે જોઈ રહ્યા. રાજા તો આ બનાવથી ખુશી ખુશી થઇ ગયો.

અકસ્માત આકાશમાં મોટો કડાકો થાય અને ભર અરણ્યમાં રહેલા બીકણ માનવીનું હૈયું ધડકે તેની માફક રાજકુમારોનાં હૃદય ધડકયાં, અસંભવિત ઘટના બનેલી પોતાની સગી આંખોએ જોઈ. અરે! આ તે સ્વપ્ન છે કે માયા? શું આ સત્ય છે! પોતાની આંખો ચોળી ખુબ ધારી ધારીને જોવા લાગ્યા. "આ શી રીતે બન્યું? કાલે અગ્નિમાં દગ્ધ થયેલાં આ આંખોએ જોયેલાં તે સત્ય કે આ સત્ય!" રાજકુમારો મોટા વિમાસણમાં પડયા.

"રાજકુમાર! લલિતાંગ અને રાજકુમારીને તમે જુઓ છો તે સત્ય છે. આ કાંઇ મારી માયા કે ઇંદ્રજાલ નથી." મંત્રીએ ખુલાસો કર્યો.

રાજકુમારો પણ અજાયબ થયા. રાજકુમારીને સાક્ષાત હાજર–જીવતી જાગતી જોઈ પણ હવે તેઓએ પોતાનો હક ગુમાવ્યો હોવાથી વાદવિવાદનો અંત આવી ગયો હતો એટલે ઉપાય શું?

"રાજકુમારો ! આ બધું તમારી પરીક્ષા માટે હતું. તમારા ચારેના વિવાદનો અંત કોઇપણ રીતે ન આવવાથી તમારા ચારેમાંથી રાજબાળા માટે યોગ્ય નર કોણ છે તેની આ અગ્નિ પરીક્ષા હતી. જેમાં તમે ત્રણે હારી ગયા છો, રાજકુમાર લલિતાંગ રાજબાળા માટે યોગ્ય સાબિત થયા છે." સુબુદ્ધિ મંત્રીએ રાજકુમારો આગળ ખુલાસો કર્યો. જે સાંભળી રાજસભા પણ મંત્રીની બુદ્ધિની તારીફ કરવા લાગી.

મંત્રીએ પણ અગ્નિ પરીક્ષામાંથી બન્નેને શી રીતે બચાવી લેવામાં આવ્યાં તે હકીકત કહી સંભળાવી. મંત્રીની હકીકત સાંભળી રાજકુમારોના મનનું પણ સમાધાન થઇ ગયું.

રાજાએ મોટા આડંબર પૂર્વક લલિતાંગ અને રાજકુમારીનાં લગ્ન કરી દીધાં. પેલા ત્રણે રાજકુમારો એ વિવાહ ઉત્સવમાં ભાગ લઇને પોતપોતાને વતન ચાલ્યા ગયા. રાજકુમાર લલિતાંગ શ્વસુરના આગ્રહથી ત્યાં રહ્યો.

કેટલાક દિવસ પછી લલિતાંગ સાસુસસરાની–રાજાની આજ્ઞા મેળવી પોતાને વતન જવાને તૈયાર થયો, રાજાએ પણ લલિતાંગનો આગ્રહ જાણી પુત્રીને સાસરે વળાવી. કરકરીયાવરમાં ખુબ હાથી ઘોડા રથ પાયદળ અને જરઝવેરાત, વસ્ત્રાભૂષણ આપી પુત્રીની મનોકામના પૂર્ણ કરી.

એક સારા દિવસે રાજકુમાર લલિતાંગ પોતાની પ્રિયા તેમજ પરિવાર સાથે પોતાને વતન જવાને રવાના થયો.

રાજાએ પોતાના પુત્રને પરિવાર સહિત આવેલો જાણી એનો મોટો પ્રવેશ મહોત્સવ કર્યો. નગરનાં નરનારીઓ કુમારની વધુનાં દર્શન કરી વખાણ કરવા લાગ્યાં. નગરમાં અનેક સ્થળે લોકોથી સત્કાર કરાતો અને પૂજાતો

રાજકુમાર પ્રિયા સહિત રાજમહેલમાં આવી પહોંચ્યો અને પિતાને નમ્યો.

ઘણે દિવસે પુત્રને કુશલક્ષેમ આવેલો જોઈ રાજા ખુશી થતો પુત્રને ભેટ્યો. પિતાને નમીને લલિતાંગ પોતાની માતાને નમ્યો. સર્વને મલી ભેટી પોતાના આવાસે આવ્યો. પ્રિયા ઉન્માદયંતી સાથે પંચ વિધ સુખને ભોગવતો સુખમાં કાલ નિર્ગમન કરવા લાગ્યો.

અન્યદા રાજાએ પુત્રને યોગ્ય જાણી એના રાજ્યાભિષેકની મંત્રીઓને આજ્ઞા કરી. જ્યોતિષીને બોલાવી શુભમુહૂર્ત્ત જોવરાવ્યું.

એ રાજ્યાભિષેક નિમિત્તે નગરમાં મોટો પટ્ટ મહોત્સવ થયો. લોકો આનંદમાં મસ્ત રહેવા લાગ્યાં, શોક સંતાપ બધાં અદ્રશ્ય થઇ ગયાં ને શુભ દિવસે લલિતાંગનો રાજ્યાભિષેક થઇ ગયો. કુમાર લલિતાંગ નરપતિ લલિતાંગ થયો, રાજાએ રાજ્યની જવાબદારીથી મુક્ત થઇ આત્મહિત સાધ્યું. રાજા લલિતાંગ પણ ન્યાયથી પ્રજાનું પાલન કરતો પોતાનો કાલ સુખમાં વ્યતીત કરવા લાગ્યો.

## ૭

## વૈરાગ્ય.

अर्थानामर्जने दुःख-मर्जितानां च रक्षणे ।
आये दुःखं व्यये दुःखं, धिगर्थोऽनर्थभाजनम् ॥१॥

ભાવાર્થ-ધન ઉપાર્જન કરવામાં દુ:ખ રહેલું છે. રક્ષણ કરવામાં પણ અનેક ચિંતાઓ રહેલી છે. ધનના આવવામાં તેમજ નાશ પામવામાં દુ:ખ રહેલું છે એવા અનર્થને કરનારા ધનને ધિક્કાર થાઓ.

શરદઋતુના દિવસો સૃષ્ટિના સૌંદર્યની શોભામાં વધારો કરી રહ્યા છે. વષાઋતુનું ઘનઘોર આકાશ અત્યારે સ્વચ્છ અને નિર્મળ દેખાય છે આકાશમાં કવચિત વાદળીઓ અનેક સ્વરૂપને ધારણ કરતી પાછી વિખરાઇ જાય છે. શરદ ઋતુનો સૂર્ય પણ પોતાના પ્રકાશથી જગતને આનંદ આપી રહ્યો છે એ શરદ ઋતુની મોજને માણતા માનવીઓને મન તો એવું હતું કે આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠા.

એ શરદઋતુના એક દિવસે લલિતાંગનૃપ પોતાની પ્રિયા સાથે વિવિધ ક્રીડા કરતો ગોખમાં બેઠો હતો. સમય સાંજનો હોવાથી આકાશમાં અનેક પંચરંગી વાદળ એકઠાં મળીને વિખરાઈ જતાં હતાં. નવીન નવીન સ્વરૂપને ધારણ કરી વિખરાઇ જતાં એ વાદળને કાંઇ વાર લાગતી નહોતી. રાજાએ અકસ્માત આકાશ તરફ દૃષ્ટિ કરી તો વાદળથી બનેલો પંચવર્ણવાળો મનોહર પ્રાસાદ નજરે પડયો જાણે ઉત્તમ અને કળાનિપુણ કારીગરનો બનાવેલો હોય! એવા મનોહર પ્રાસાદને જોઈ રાજા ખુશી થયો. રાજા વાદળથી બનેલા પ્રાસાદના સૌંદર્યને એક ચિત્તે જોઇ રહ્યો.

ક્ષણવાર પછી જ્યારે રાજાની નજર પ્રાસાદ ઉપર પડી તે મહેલનાં વાદળ ધીરે ધીરે વિખરાવા લાગ્યાં, એ પંચવર્ણયુક્ત પ્રાસાદ છેદાઈ શીર્ણવિશીર્ણ–છિન્નભિન્ન થઇ ગયો ને રાજા ચમકયો "પ્રિયે! આકાશમાં રહેલા પ્રાસાદને જોવામાં પણ વિધિએ વિઘ્ન કર્યું."

"શી રીતે?" પટ્ટરાણી કે જે રાજાની વાતમાં રસ લેતી હતી તે બોલી.

"શું કહું દેવી! શરદ ઋતુના વાદળની ચપળતા તો જો? સારો અને મનોહર આકૃતિવાળો અભ્રપ્રાસાદ પણ

એક ક્ષણમાં વાયુથી વિખરાઇ ગયો–નષ્ટ થઈ ગયો. ખેદને ધારણ કરતો રાજા બોલ્યો.

"વાદળનો એ તો એવો સ્વભાવ જ છે કે એકઠાં મળીને ક્ષણમાં વિખરાઇ જાય." રાણીએ રાજાના મનનું સમાધાન કર્યું.

"અને એવીજ આ દુનિયાની વસ્તુઓ ધન, યૌવન, વૈભવ, ઐશ્વર્ય અને જીવિત બધુંય એક દિન નષ્ટ થઈ જવાનું કેમ ખરૂને? મોટા પરાક્રમથી મેળવેલી આ લક્ષ્મી પણ નાશ પામી જવાની, અથવા તો એને છોડીને આપણેય જતા રહેવાનુંજ ને?"

"આયુ પૂર્ણ થતાં આ સંસારમાં કોઇ પણ ક્ષણવારે રહી શકતું નથી દેવ!"

"તારી વાત સત્ય છે દેવી! યૌવન, લક્ષ્મી, જીવિત બધુ કમલપત્ર પર રહેલા જળ બિંદુની માફક ચપળ છે, વિદ્યુતના ઝબકારાની માફક ક્ષણમાં નાશ પામી જવાવાળું છે છતાં પણ મનુષ્યો પરલોક સાધવામાં ઉત્સાહ ધારણ કરતા નથી. એ ઓછી નવાઇભરી વાત છે?"

"આ લોકના સુખમાં મગ્ન થયેલા માનવીને પરભવની કાંઈ પડી નથી, માનવી કુટુંબ પરિવારાદિકની ઉપાધિમાંથી મુક્ત થાય ત્યારે પરલોકને સંભારે ને?"

"હે સુલોચને! મોહમાં મુંઝાયેલ મનુષ્ય કાંઇ દેખી શકતો નથી. પણ આ પ્રાસાદની માફક અનિત્ય આયુષ્ય પુરૂ થતાં હાથી, અશ્વ, રથ અને પાયદળાદિ ચતુરંગ બળના જોતાં જોતાં મૃત્યુ માનવીને હરી લે છે ત્યારે એ શું કરી શકે છે?"

"પરવશ પડેલો માનવી શું કરે? એનો જો ત્યાં ઉપાય ચાલે તો મૃત્યુને પણ છેતરવાને તૈયાર થાય?"

"છતાં સ્વાધીનપણે માનવી ધર્મની સામગ્રી મેળવવાના પ્રયાસ કરતો નથી એ તેની મૂઢતા ઓછી છે કાંઈ?"

"કુટુંબ પરિવારમાં મુંઝાયેલ પુરૂષ બચપણમાં માત પિતાના લાડમાં ને ક્રીડા કરવામાં કાળ વ્યતીત કરે છે. મદનને વધારનારી તારૂણ્ય અવસ્થા રમણીજનના વિલાસોમાં ને વૃદ્ધાવસ્થા તો ધર્મારાધન કરવામાં નકામી હોવાથી પુત્રાદિકનું મુખ જોઇને પરાધીનપણે પસાર કરે છે. મનુષ્યના જીવનનો આ સામાન્ય ક્રમ હોય છે બાકી તો વિરલાજ ધર્મારાધન કરી આત્મહિત સાધી જાય છે. સ્વામિ!"

"હશે ગમેતેમ આ અસાર કાયામાં કાંઈ સાર નથી, સપ્ત ધાતુથી પોષાયલ અશુચિમય આ શરીરનો ડાહ્યા પુરૂષો ધર્મારાધનવડે સદુપયોગ કરે છે કારણકે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શાદિક ભોગો તો પરમાર્થથી રોગોનેજ કરનારા છે. આ નવયૌવન શરીર, ખાન, પાન, વસ્ત્ર, આભરણાદિક તો ક્ષણભંગુર છે જે પ્રભાતે દેખાય છે તે મધ્યાન્હે જોવાતા નથી. જે મધ્યાન્હે જોવાય છે તે રાત્રીએ દેખાતા નથી ને રાત્રીએ દેખાય છે તે કાલે દેખાતા નથી, જ્યાં જન્મ, જરા અને મૃત્યુ મનુષ્યની પાછળજ લાગેલાં છે એવા આ ભયંકર સંસારમાં માનવીને સુખ કયાંથી હોય?

આ અસાર સંસારમાં મનરૂપી મૃગલો શાંતરૂપી સુધારસના પાનનો ત્યાગ કરી તૃષ્ણા તરૂણી તરફ દોડાદોડ કરી રહ્યો છે. તો પ્રિયે! આવા અસાર અને ક્ષણભંગુર ભોગોથી હવે સર્યું." રાજા લલિતાંગે પોતાની ઈચ્છા વ્યક્ત કરી.

"સ્વામિ! આપનો વિચાર યોગ્ય છે. આપણે ભોગો પણ ઘણા ભોગવ્યા, હવે આત્મહિત તરફ પણ આપણે ખ્યાલ આપવો જોઇએ."

રાજારાણીએ એ વૈરાગ્યથી ભરેલા હૃદય વડે દિવસ પસાર કર્યો. બીજા દિવસના પ્રભાતે ઉદ્યાનપાલકે વધામણિ આપી. "હે દેવ! આપ જય પામો, વિજય પામો, લક્ષ્મી, સૌભાગ્ય અને ઐશ્વર્યથી આપ વૃદ્ધિ પામો, આપની નગરીના ઉદ્યાનમાં જીનેશ્વર ભગવાન પધાર્યા છે. દેવતાઓએ સમવસરણની રચના કરેલી છે, તેમાં બિરાજેલા ભગવાન ભવ્ય જીવોને ધર્મ સંભળાવી રહ્યા છે."

ઉદ્યાનપાલકની વધામણિ સાંભળી રાજા ખુશી થઇ ગયો, એક લક્ષ દીનાર ઉદ્યાનપાલકને ઇનામ આપીને અંતઃપુર સહિત રાજા જીનેશ્વરને વંદન કરવાને ચાલ્યો.

સમવસરણ દષ્ટિગોચર થતાં પંચ અભિગમ સાચવી રાજચિન્હનો ત્યાગ કરી રાજા સમવસરણમાં આવ્યો. વિધિપૂર્વક જીનેશ્વરને વાંદી પોતાને યોગ્ય સ્થાનકે બેસી ભગવાનની દેશના સાંભળવા લાગ્યો, જીનેશ્વરની વાણીને સાંભળી રાજા મોહનો પરાજય કરી પ્રિયા સહિત નગરમાં આવ્યો.

રાજાએ મંત્રીઓને બોલાવી પોતાના પુત્રની રાજ્યાભિષેક માટે તૈયારી કરવા હુકમ આપ્યો. મુહૂર્ત જોવરાવી મંત્રીઓએ બધી તૈયારી કરી, શુભ મુહૂર્તે રાજાએ પોતાના પુત્રનો રાજ્યાભિષેક કર્યો. નગરમાં આનંદમંગલ વર્તાઇરહ્યાં.

રાજ્યની જોખમદારી દૂર કરી રાજા લલિતાંગે પોતાની પ્રિયા ઉન્માદયંતી સાથે જીનેશ્વરની પાસે દીક્ષા ગ્રહણ કરી. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી ગુપ્ત એવા તે લલિતાંગ રાજર્ષિ બાર પ્રકારના તપને આચરતા નિરતિચાર પણે સંયમની આરાધના કરવા લાગ્યા.

નિરતિચારપણે સંયમને પાળી પ્રાંતે સમાધિપૂર્વક કાલ કરી ઈશાન દેવલોકને વિષે પાંચ પલ્યોપમના આયુષ્યે

દેવપણે ઉત્પન્ન થયા. ઉન્માદયંતી સાધ્વી પણ સંલેખના પૂર્વક સમાધિથી કાલ કરીને તેજ દેવની દેવી પણે ઉત્પન્ન થઇ.

ઇશાન દેવલોકમાં અઠ્ઠાવીશ લાખ વિમાનો રહેલાં છે. તેમનો શાસક ઇશાનેંદ્ર બે સાગરોપમથી અધિક આયુષ્યવાળો અને સાત હાથના શરીરને ધારણ કરનારો પ્રચંડ શક્તિશાલી છે. વિમાનોમાં દરેક વિમાને એક એક જીન ચૈત્ય હોય છે દરેક ચૈત્યમાં એકસોએંશી જીન પ્રતિમા શાસ્વતાપણે રહેલાં છે. ત્યાં પણ જીનેશ્વરની ભક્તિ કરતો ને વિહરમાન જીનેશ્વરને વંદન, નમન કરતો તે દેવ પોતાની દેવી સાથે સુખમાં કાલ વ્યતીત કરવા લાગ્યો; વૈક્રિય લબ્ધિ વડે ભિન્ન ભિન્ન શરીરની રચના કરતો તે વિવિધ ભોગોને ભોગવતો હતો.

દેવતાઓનાં રૂપ, એમનાં સૌભાગ્ય, એમની અપૂર્વ ઋદ્ધિ અમાપ, અખુટ હોય છે. એની રૂદ્ધિ સમૃદ્ધિની આપણે શી કલ્પના કરી શકીયે. એમને રહેવાનાં વિમાનો પણ મણિરત્નોથી જડેલાં હોય છે; રત્નથી નિર્મિત એ વિમાનોના સ્થંભો હોય છે એ બધુંય દિવ્યશક્તિવાળુ અને શાશ્વત હોય છે. વૈક્રિય શરીરથી ભોગો ભોગવતાં તેમને કંઇ જુગના જુગ વહી જાય છે છતાં તેમના ભોગની સમાપ્તિ થતી નથી. તેમના ફક્ત એક નાટકમાં પણ સેંકડો વર્ષો વહી જાય છે તેઓ મન ચાહે તેવાં રૂપ ધારણ કરી ભોગ ભોગવી શકે છે. એવા એ દિવ્ય શક્તિને ધારણ કરનારાના સુખોની કેટલી વ્યાખ્યા કરીયે?

---

## ૮

## વિદ્યાધર બાલા.

આ જંબુદ્વીપના સુકચ્છ વિજયમાં વિશ્વપુરી નગરીના રાજા સુરતેજ નરપતિની પુષ્પાવતી નામે પટ્ટરાણી હતી, તેની કુક્ષિને વિષે લલિતાંગ દેવનો જીવ ત્યાંથી ચ્યવીને પુત્રપણે ઉત્પન્ન થયો. જન્મોત્સવ કરીને માતાપિતાએ એ બાળકનું નામ પાડયું દેવસેન, શસ્ત્ર અને શાસ્ત્રકળાનો પારગામી થઇને દેવસેન રમણીય અને મદનને મહાલવાને યોગ્ય એવી યૌવન વયમાં આવ્યો છતાંય મનોહર લલનાઓના કટાક્ષ બાણોથી વિંધાયો નહિ.

ઉન્માદયંતીનો જીવ દેવી ભવમાંથી આયુષ્ય પૂર્ણ થતાં તેજ વિજયને વિષે વૈતાઢય પર્વતની દક્ષિણ શ્રેણિમાં સુરસુંદર નામે નગરનો રવિકરણ રાજા હતો તેની રવિકાન્તા નામે પ્રિયા થકી પુત્રી પણે ઉત્પન્ન થઈ. તેનું નામ ચંદ્રકાંતા.

ચંદ્રકાંતા સ્ત્રીની ચોસઠે કળામાં નિપુણ થઇ યૌવનવયમાં આવી. છતાં એને પુરૂષનું નામે ગમતું નહિ. તો લગ્નની તે વાત જ શી? સખીઓ દેવકુમાર સમાન પરાક્રમી વિદ્યાધરોના પરાક્રમનાં તેની આગળ વર્ણન કરતી હતી. પણ સાંભળવા જેટલીય તત્પરતા તે બતાવતી નહિ. ચંદ્રકાંતાના વિરક્તપણાથી એના માતા પિતાને ચિંતા થઈ.

અન્યદા ચંદ્રકાંતા પોતાની સાહેલીઓ સાથે ક્રીડા કરવાને પર્વતના શિખર ઉપર આવી, ત્યાં અચાનક કિન્નર યુગલથી તાલ બદ્ધ ગવાતું મનોહર ગીત સાંભળ્યું. એ અપૂર્વ ગીતમાં દેવસેન કુમારના રૂપ, ગુણનું વર્ણન સાંભ-

બતા એ વિદ્યાધર બાળા પૂર્વભવના સ્નેહથી દેવસેન તરફ રાગવાળી થઈ. દેવસેનનું નામ સાંભળતાં તેણીને આનંદ થયો, તેણીનાં રોમરાય વિકસ્વર થયાં.

ચંદ્રકાંતાની પ્રેરણાથી તેની પ્રિયંકરી નામે સખી કિન્નરના યુગલ પાસે આવીને પૂછવા લાગી. "આ તાલબદ્ધ ગાયનમાં તમે જેની કીર્ત્તિ ગાથાની મનોહર યશ કલગીનું વર્ણન કર્યું તે દેવસેન કોણ ?"

પ્રિયંકરીની જીજ્ઞાસાને તૃપ્ત કરતાં તે નરનારી ( કિન્નર મિથુન ) બોલ્યાં. "તને શી વાત કરૂં એના ગુણોની; ગુણો એ એવી એક આકર્ષક વસ્તુ છે કે દેવતા હો કે મનુષ્ય, પણ તેના ગુણોનું ગુણાનુરાગી એવા પંડિત પુરૂષો વર્ણન કરે છે, એ સહજ છે. અમે પૃથ્વીના સૌંદર્યનું નિરક્ષણ કરતાં અનુક્રમે વિશ્વપુરી નગરીના બાહ્યોદ્યાનમાં આવ્યાં ત્યાં અમે દેવકુમાર જેવો દેવસેન કુમાર દાન વડે કરીને યાચકોને હર્ષ પમાડતો જોયો. તે બુદ્ધિનિધાન માની પુરૂષોને માન આપીને તેમનો સત્કાર કરીને ખુશી કરતો હતો મિત્રોને મધુરા વચને કરીને હર્ષીત કરતો એવા દેવસેનના રૂપથી લજ્જા પામીને અંગ જ જે કામદેવ તે અનંગપણાને પ્રાપ્ત થયો. એની સૌમ્યતાની હરીફાઇ કરવા જતાં ચંદ્ર કલંકિત થયો. તેમજ તેના જેવા પ્રતાપી થવાને સૂર્યે હજાર હાથ કર્યા તો પણ તેની બરોબરી કરી શકયો નહિ. જેની બુદ્ધિથી જીતાઈ ગયેલા બ્રહસ્પતિ, શુક્ર અને બુધ આ લોકથી દૂર જતા રહ્યા. કિં બહુના ? અમે એનું વિશેષ તે શું વર્ણન કરીયે ?" ઇત્યાદિ દેવસેન કુમારના ગુણોનું વર્ણન કરતું તે કિન્નર મિથુન ત્યાંથી ચાલ્યું ગયું.

એ કિન્નરયુગલની વાત સાંભળી પ્રિયંકર સખી ચંદ્રકાંતા પાસે આવીને તેણીને કહેવા લાગી. "હે સ્વા-

મિનિ ! ચાલો હવે આપણે આપણા નગરમાં જઇએ. આપણને અહીં આવ્યાને ઘણો સમય થવાથી માતાપિતા ચિંતા કરતાં હશે" સખીના વચનથી ચંદ્રકાંતા પોતાના નગરમાં આવી.

ચંદ્રકાંતાનું મન દેવસેનકુમારમાં સંલગ્ન થવાથી પ્રિયંકર સખીએ એ વાત એની માતાને કહી સંભળાવી. એક સમર્થ શક્તિશાળી વિદ્યાધર નરેશની દુહિતા સામાન્ય અલ્પશક્તિવાળા ભૂચરને પરણે તે વાત ચંદ્રકાંતાના બાંધવોને ગમી નહિ. તેઓ પોતાની ભગિનીના મનને અન્ય દિશામાં વાળવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

"ચંદ્રા ! હજી તું નાદાન છે. વિદ્યાધર અને મનુષ્યમાં રહેલ આસમાન જમીન જેટલો તફાવત સમજવાની તને વાર છે. બાકી તો કયાં શક્તિસંપન્ન વિદ્યાધર ને કયાં નિઃસત્વ મનુષ્ય. વિદ્યાધરો સ્વતંત્ર રીતે મન ફાવે ત્યાં સર્વત્ર જઈ શકે છે. ક્ષણમાં અષ્ટાપદ ઉપર તો ક્ષણમાં નંદનવનમાં. કોઇ સમયે નંદીશ્વર દ્વીપમાં તો કોઇ સમયે મેરૂ પર્વતના રમણીય ઉપવનમાં.

દેવતાની માફક વિદ્યાધરો પોતાના મનોરથો વિદ્યા વડે કરીને સિદ્ધ કરે છે. વિદ્યા વડે કરીને ગમે ત્યારે ગમે તેવું સ્વરૂપ ધારણ કરીને ગમે ત્યાં જઈ શકે છે. યાચકોને ઇચ્છિત દાન આપે છે. એવા અસ્ખલિત પ્રતાપવાળા ભાગ્યવાન વિદ્યાધરો કયાં ને વિધાતાએ નરરૂપે કીડા જેવા ઘડેલા મનુષ્યો કયાં ? દીન, અનાથ, ગરીબ અને રાંકની માફક વારંવાર પરાભવને પામનારા અને વ્યર્થ મનોરથ વાળા પામર મનુષ્યની સરખામણી વિદ્યાધરો સાથે શું કદિ થઈ શકે ?".

જેઓ કર્મભૂમિમાં વિહાર કરતા અરિહંત ભગવાનને

વાંદવાને સમર્થ નથી. મોહનો નાશ કરનારી તેમની દેશના પણ સાંભળવાને જેઓ શક્તિવાન નથી. એવા ભૂચારી મનુષ્યોનું બળ, બુદ્ધિ, રૂપ અને વિજ્ઞાન વિદ્યાધરોની પાસે સમુદ્રની આગળ ખાબોચીયાના જેવું છે. વિદ્યાધરો લીલા માત્રમાં જેમનો પરાભવ કરી શકે છે. જેમની પાસેથી ગમે તેવી વસ્તુને પણ જોતાં જોતાં હરી શકે છે એવા સમર્થ વિદ્યાધરોનો ત્યાગ કરી તને પૃથ્વીના કીડા જેવા મનુષ્ય તરફ શું જોઇને પ્રીતિ થાય છે?"

પોતાના બંધુઓની અને સ્વજનોની શિખામણને હૈયામાં ધારણ કરતી ચંદ્રકાંતા બોલી. "પોતાની સ્તુતિ અને પારકી નિંદા એતો રાગદ્વેષના પરિણામથી થઈ શકે. પરન્તુ મધ્યસ્થ પુરૂષો તો વિચાર કરે તો માલુમ પડે કે વિદ્યાધર અને મનુષ્યપણામાં નૃભવના સમાનપણા થકી લગભગ સરખુ જ છે. જન્મ, જરા, મૃત્યુ અને રોગાદિક ભાવો જેમ મનુષ્ય-ભૂચારીને વળગેલા છે તેમ વિદ્યાધરને પણ વળગેલા છે.

તમે એમ કહેશો કે વિદ્યાધરો આકાશગામી હોવાથી ગમે ત્યાં જઈ શકે છે તો આકાશને વિષે તો પંખીઓ પણ ઉડીને ગમે ત્યાં જઇ શકે છે. રૂપ પરાવર્ત્તન નટ લોકો પણ આબેહુબ રીતે કરી શકે છે, માટે વિદ્વાન પુરૂષો પ્રાપ્ત થયેલી વસ્તુનો ગર્વ કરતા નથી. વિદ્યાધરો જ્યારે વિદ્યાના બળથી શત્રુને જીતી શકે છે. ત્યારે ભૂચર મનુષ્યો પોતાના બાહુબલથી દુશ્મનને મારે છે. માટે મધ્યસ્થ થઇને વિચાર કરો કે મનુષ્ય અને વિદ્યાધરમાં કોણ વખાણવા યોગ્ય છે તે.

મનુષ્યમાં જો વિદ્યાધરની જાતિ ઉત્તમ મનાતી હોત તો અરિહંત, ચક્રવર્તી, બલદેવ અને વાસુદેવ તમારી ઉત્તમ જાતિમાં કેમ ઉપ્તન્ન થતા નથી? અરે ભૂચર-મનુ-

ધ્યમાં ઉત્પન્ન થઇને તેઓ તમારા જેવા પરાક્રમી વિદ્યાધરોને પણ વશ કરે છે તે સમયે તમારી વિદ્યા ક્યાં જતી રહે છે?

ચંદ્રકાંતાની યુક્તિયુક્ત વાણી સાંભળી એના ભાઇઓ વગેરે મૌન થઇ ગયા. વિદ્યાધરરાટ્ રવિકિરણે પણ જાણ્યું કે દેવસેનકુમાર વગર આ કન્યા અન્યને પરણશે નહિ. પરભવના સ્નેહથી તે એનામાં રાગવાળી થઈ છે પણ દેવસેનનો આ કન્યા ઉપર રાગ કેવો છે તેની પરીક્ષા કરવી જોઇએ.

રવિકિરણ વિદ્યાધરરાજે એક કન્યાના સમાન સ્વરૂપવાળું ચિત્રપટ તૈયાર કરી વિશ્વપુરીનગરીને વિષે રાજા પાસે મોકલ્યું, એ ચિત્રપટને જોતાંજ રાજકુમાર એ કન્યામાં ગાઢ રાગવાળો થઇ ગયો.

રાજા રવિકિરણે પોતાની પુત્રી સાથે ચંડાળનું સ્વરૂપ ધારણ કરી ગાંધર્વ બની વીણાને વગાડતો રાજાની સભામાં આવ્યો તેના મધુર ગાયનથી દેવસેન કુમાર વગર બધી સભા ખુશી થઈ ગઈ. દેવસેન કુમાર તો એ ચંડાલની સાથે આવેલી ચંડાલ પુત્રીને જોવામાંજ લીન થઇ ગયો હતો. વારંવાર એ ચંડાલીને જોવા છતાં અતૃપ્ત હૃદયવાળો દેવસેન રાજસભાના અપવાદને પણ ન ગણકારતાં એ ચંડાલીને ફાટી આંખે જોઇ રહ્યો. અનેક વખત ગાયન કરતા એ ચંડાલના ગાયનની એને કાંઇ પરવા નહોતી. એને દરકાર હતી પેલી ચંડાલની કુમારિકાની.

ખેચર પણ કુમારની પ્રીતિની પરીક્ષા કરીને ચાલ્યો ગયો. પછી વિવાહની સામગ્રી તૈયાર કરીને રવિકિરણ પોતાના પરિવાર સાથે વિશ્વપુરના ઉદ્યાનમાં આવ્યો અને રાજાને પણ વધામણિ મોકલી.

સુરતેજ રાજાએ પણ વિવાહની તૈયારી કરી વિદ્યા-

ધરનું સન્માન કર્યું, એનો સત્કાર કરી નગરની બહાર એમના સ્થાન માટે રાજાએ વ્યવસ્થા કરી.

એક સારા મુહૂર્ત દેવસેન અને ચંદ્રકાંતાના વિવાહ મોટા આડંબર પૂર્વક થઇ ગયા. વિદ્યાધર માટે પોતાની પુત્રીને કન્યાદાનમાં પુષ્કળ જરઝવેરાત, વસ્ત્રાભરણ વગેરે દિવ્ય વસ્તુઓ આપી. વિદ્યાધર રવિકિરણ કેટલાક દિવસ પછી સુરતેજ રાજાની રજા લઇ પોતાના પરિવાર સાથે પોતાની રાજધાની વૈતાઢચ તરફ ચાલ્યો ગયો ને ત્યાંથી દિવ્ય ભોગોને પોતાની પુત્રી માટે દરરોજ મોકલવા લાગ્યો.

## ૯

## દેવસેન

પ્રતિદિવસ શ્વસુર તરફથી આવતા દિવ્ય ભોગોને ભોગવતો દેવસેન કુમાર દેવતાની માફક સુખમાં કાળ વ્યતિત કરતો હતો લોકો ચંદ્રકાંતા અને દેવસેન કુમારના ભોગોની પ્રશંસા કરવા લાગ્યાં. મનુષ્ય ભવનાં અદ્દભૂત સુખોને તેમના ઐશ્વર્ય જગતમાં એમના ઉત્કૃષ્ટ ભાગ્યની સૂચના કરતાં હતાં, કારણકે પુણ્યશાળી મનુષ્યોને પ્રયાસ કરવાની કાંઈ જરૂર પડતી નથી ખૂદ વિધાતાજ નાજરની માફક એની સેવામાં હાજર રહી એના ભાગ્યને યોગ્ય વસ્તુ મેલવી દેવાની તજવીજ કરે છે.

દેવસેનના પિતા સુરતેજ નરપતિએ પણ ગુરૂ મહારાજની ધર્મદેશના સાંભળી દેવસેન કુમારને પોતાનું મોટુ રાજ્ય અર્પણ કરી દીધુ. તે વિશુદ્ધ પરિણામની ધારાએ ચારિત્રરૂપી રત્ન અંગીકાર કરી આત્મ કલ્યાણ સાધી લીધું.

પ્રજાનું ન્યાયથી પાલન કરતા દેવસેન નરપતિ દુર્જનોને શિક્ષા કરી સજ્જનોનું રક્ષણ કરતાં ધર્મથી પ્રજાની

રક્ષા કરતા હતા, ધર્મપૂર્વક અર્થ અને કામની સાધના કરતા રાજા દેવસેન અનુપમ ભોગોને પણ ભોગવતા હતા. ન્યાયથી રાજ્ય કરતાં દેવસેન નરપતિને ચંદ્રકાંતા પટ્ટરાણીથી એક પુત્રનો જન્મ થયો એનું નામ શૂરસેન.

એ દિવ્ય કાંતિવાળા શૂરસેનવડે સૂર્યના ઉદયથી જેમ પૂર્વ દિશા શોભી રહે તેવી રીતે મહાદેવી ચંદ્રકાંતા પણ શોભી રહી હતી. બાળ ચંદ્રમાની માફક અનુક્રમે વૃદ્ધિને પામતો શૂરસેન શસ્ત્ર અને શાસ્ત્રની કળામાં પ્રવિણ થયો, નવયુવાન થયો.

દરરોજ ચંદ્રકાંતાના પિતા વિદ્યાધરરાજ રવિકિરણ તરફથી દિવ્ય ભોગો આવ્યે જતા હતા, મનુષ્યના ભોગો ઉપરાંત વિદ્યાધરના દિવ્ય ભોગોને ભોગવતાં આ સુખી યુગલને પણ એક દિવસ વિઘ્ન આવ્યું, વિદ્યાધરરાજ રવિકિરણ ચિત્તની વ્યાક્ષિપ્તતાથી પોતાની પુત્રીને દિવ્યભોગ મોકલી શકયો નહિ, પિતા તરફથી એક દિવસ એ ભોગોની પ્રાપ્તિ ન થવાથી ચંદ્રકાંતાના મનમાં અનેક ઉત્થલપાથલ થઇ ગઇ.

એ દિવ્ય ભોગના રોજના અભ્યાસથી એક દિવસ એ દિવ્ય ભોગની વસ્તુઓનું સ્થાન સાધારણ વસ્તુઓએ લેવાથી ચંદ્રકાંતાને બધુ નિરસ લાગ્યું. એના મનમાં કંઈ કંઇ વિચાર આવી ગયા. "આહા! આજે પિતાએ કાંઇ ના મોકલ્યું, શું આજે એ મને ભૂલી ગયા! શું મારી ઉપર કોપાયમાન થયા! અથવા તો શું મારી ઉપર નિ:સ્નેહવાળા થયા?" અગ્નિથી દગ્ધ થયેલી માલતીની લતાની માફક ચંદ્રકાંતા શ્યામવદનવાળી થઈ ગઈ, હિમથી બળી ગયેલી કમલિની માફક એના વદન પર ખુબ ગ્લાની પથરાઇ ગઈ.

"હે સ્વામિનિ! શોક ના કરો. બીજાની આપેલી વસ્તુઓથી હમેશાં સુખ રહેતું નથી. માટે એવા લાભાલાભમાં ડાહ્યા પુરૂષો હર્ષશોક કરતા નથી. એવી અપમાન જનક પરાશા રાખવામાં ફાયદો પણ શો! તેથી સજ્જન પુરૂષો સંતોષને ધારણ કરી ગમે તેવી અવસ્થામાં પણ પોતાને સુખી માને છે." સખીએ દિલાસો આપ્યો.

સખીની વાત સાંભળીને ચંદ્રકાંતા કહેવા લાગી. "હે સખી! પારકી આશા સદાય નિરાશા! પર આશા ઉપર જીવનનું જે અવલંબન છે તે પરાભવનું સ્થાનક છે. જે શબ્દાદિક કામભોગો બીજા પાસેથી પ્રાર્થના કરીને ભોગવવા ઇચ્છે છે તે પંચેંદ્રિયના પરાધિનપણાથકી નિશ્ચયપણે પરાભવ પામે છે. એ ભોગોને ભોગવ્યા છતાં પણ પ્રાણીઓ તૃપ્તિને પામતા નથી. તો પછી ભોગવ્યા છતાં એવા ભોગોનું અભિમાન પણ શું! જરૂર આ બધા મોહના વિલાસો માત્રજ છે. માટે હું તો હવે સ્વાધીન એવી પ્રવ્રજ્યાનેજ અંગીકાર કરીશ, પરાધીન એવા આ કામ ભોગોથી સર્યું."

ચંદ્રકાંતાનાં વૈરાગ્યયુક્ત વચન સાંભળીને સખીઓ એના ચરણમાં નમસ્કાર કરતાં બોલી. "હે મહાદેવી! પૃથ્વી ઉપર દેવસેન ભુપાળ રાજ્ય કરે છે તે આપને કાંઇ પરાધીન નથી. માટે આવું હસવાયોગ્ય બોલવું તમને યોગ્ય નથી."

"અરે! આ સંસારનું સુખ મેં જોયું, સ્નેહીજનોનો સ્નેહ પણ જોયો. મુખે મધુરાં પણ પરિણામે કિંપાકના ફલસમાન કડવા વિપાકવાળાં આ ભવસુખમાં સજ્જનો જાણ્યા પછી કાંઈ લુબ્ધ થતા નથી. કારણકે ધર્મનો ત્યાગ કરીને જે વિષયોની અભિલાષા કરે છે તે અમૃતનો ત્યાગ કરીને વિષનુંજ ભક્ષણ કરે છે. કહ્યું છે કે–

**यत्नेन पापानि समाचरंति, धर्मं प्रसंगादपि नाचरंति ।**
**आश्चर्यमेतद्धि मनुष्यलोके, क्षीरं परित्यज्य विषं पिबंति ॥**

ભાવાર્થ—રાતદિવસ મનુષ્ય નિઃશંકપણે સંસારનાં પાપકાર્ય કરી રહ્યો છે. છતાં પર્વતીથિએ પણ ધર્મમાં લેશ પણ ઉદ્યમ કરતો નથી, મનુષ્ય લોકનું એ આશ્ચર્ય કાંઇ ઓછું છે કે દૂધનો ત્યાગ કરીને તે વિષનું પાન કરી રહ્યા છે.

માટે હે સખીઓ! પરમ શાંતિનું સ્થાન એવું મુનિપણુંજ સુખદાયી છે. સંસારના સુખમાં લુબ્ધ થઇને એ પરમસુખથી હું ઠગાઇ ગઇ છું, વિષયો, કુટુંબ, પરિવાર એ તો બધાં દુર્ગતિનાં કારણભૂત છે માટે મારે તો હવે શ્રમણીધર્મ કલ્યાણરૂપ થાઓ.

એ દરમિયાન પ્રતિહારીએ આવીને કહ્યું. “હે મહાદેવી! મહારાજ શ્રીમુખે કહેવરાવ્યું છે કે શ્રી વિજયનામા તીર્થંકરને વંદન કરવાને હું જાઉં છું ને તમે પણ ત્વરાથી આવો!”

પ્રતિહારીના વચન સાંભળી તેને પુષ્કળ દાનથી રાજી કરી વસ્ત્રાલંકાર ધારણ કરી રાણી રાજા સાથે જીનેશ્વરને વાંદવાને ચાલી. સમવસરણમાં વિધિપૂર્વક જીનેશ્વરને નમી વાંદી યોગ્યસ્થાનકે બેઠાં, ભગવાને દેશના દેવી શરૂ કરી.

હે ભવ્યો! આ ભયંકર સંસાર સમુદ્રમાં દુઃખ એ સાગર સમાન છે ત્યારે સુખ સાગરના બિંદુ સમાન છે.

નરકગતિમાં પાપને કરનારા નારકીઓ શીત અને ઉષ્ણ વેદના તેમજ શસ્ત્રના ઘા, તપ્તવાલુકા અને શાલ્મલિ વૃક્ષના પત્રાદિકથી થતી ભયંકર વેદના સહન કરી રહ્યા છે નિત્ય દશ પ્રકારની વેદના નારકીઓ ભોગવી રહ્યા છે. એક એકથી અનંતગુણીવેદના ભોગવતા તેમને ત્યાં કોઇનું શરણુ નથી.

તિર્યંચગતિમાં શીત, ઉષ્ણ, ભૂખ, તરસ, બંધન, ભારવહન આદિ અનેક પ્રકારનાં તેમને દુઃખ સહન કરવાં પડે છે. એ દુઃખો આપણે નજરે પણ જોઇ શકીએ છીએ.

દેવતાઓને પણ ઈર્ષ્યા, વિષાદ, ક્રોધ, લોભાદિક દોષોવડે કરીને અનેક વિટંબણાઓ ભોગવવી પડે છે. અલ્પ રૂદ્ધિવાળાઓ મહર્ધિકની ભોગ સામગ્રી તેમજ તેમની ઉત્તમ દેવાંગનાઓ જોઇ ઈર્ષ્યાથી બળી જાય છે. વળી મરણ અવસરે તેમને અધિક દુઃખ થાય છે, એ દેવતાઓના ભોગ, સમૃદ્ધિ, સાહ્યબી છાડીને જવાના વિચાર માત્રથી પણ દેવતાઓ કંપી ઉઠે છે તો પછી અંતકાલના સમયે તો તેમના દુઃખની વાતજ શી?

મનુષ્યમાં પણ જન્મ, જરા અને મૃત્યુના દુઃખ ઉપરાંત, દૌર્ભાગ્ય, દારિદ્ર રોગ, શોક, વિયોગ આદિ અનેક દુઃખો રહેલાં છે, માટે હે ભવ્યો! આ ભયંકર દુઃખોથી છુટવાને તમે અવિનાશી અને નિરાબાધ એવી મુક્તિની સાધના કરો. અને એ મુક્તિની સાધના માટે તમે જૈન ધર્મને વિષે આદરવાળા થાઓ.”

ભગવાનની દેશના સાંભળી દેવસેન નૃપે નગરમાં જઇ શૂરસેનને રાજ્યગાદી પર સ્થાપન કરી જીનમંદિરમાં અષ્ટાન્હિકા મહોત્સવ કર્યો, સાતે ક્ષેત્રમાં પુષ્કળ ધનનો વ્યય કરી દીન, અનાથ અને ગરીબ જનોને છુટે હાથે દાન આપી સાધર્મિકને સંતોષી પરિગ્રહનો ત્યાગ કરી દેવી ચંદ્રકાંતા સાથે જીનેશ્વરની પાસે દીક્ષા ગ્રહણ કરી, વિષય વિકારનો ત્યાગ કરી દશવિધ સમાચારીપૂર્વક સત્તર પ્રકારના સંયમનું આરાધન કરવા લાગ્યા. બાર પ્રકારના તપને કરતા દેવસેન રાજર્ષિ સમતા રસને ઝીલતા સાધુના ગુણોથી શોભવા લાગ્યા.

સિદ્ધાંતના ઉચ્ચ તત્વને જાણતા રાજર્ષિ ભણી ગણી ને શાસ્ત્રના પારગામી થયા, ને અપ્રમત્તપણે ચારિત્રનું આરાધન કરતા કર્મરૂપી મલથી આત્માને શુદ્ધ કરવા લાગ્યા. બાર પ્રકારના તપને તપતા રાજર્ષિ પાપરૂપ કર્મોને બાળીને ભસ્મ કરવા લાગ્યા. સંસારની મોહ માયાનો ત્યાગ કરી એક મુક્તિમાંજ લક્ષ્ય રાખી તેઓ નિરતિચારપણે ચારિત્રની આરાધના કરતા હતા, એ રીતે કેટલાક વર્ષ પર્યંત તેમણે સંયમની આરાધના કરી.

પ્રાંતે દેવસેન રાજર્ષિએ સંલેખના પૂર્વક આરાધના કરી. અનશન અંગીકાર કર્યું સુકૃત્યની અનુમોદના અને દુષ્કૃત્યની નિંદા કરતા તેઓ પાપની આલોચના કરવા લાગ્યા. મનમાં જીનેશ્વરનું ધ્યાન ધરતા તેઓ એક સિદ્ધોના ધ્યાનમાંજ લયલીન થઇ ગયા. અનશન વ્રતમાં–શુભ ધ્યાનમાં રહેલા રાજર્ષિ દેવસેન કાલ કરીને પંચમદેવલોક–બ્રહ્મદેવલોકને વિષે બ્રહ્મેંદ્રપણે ઉપ્તન્ન થયા. દશ સાગરોપમના આયુષ્યવાળા દેવસેન રાજર્ષિ નરનાથ પછી સુરનાથ થયા. ચંદ્રકાંતા પણ તે દેવલોકને વિષે દશ સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો, ત્યાં પૂર્વના સંસ્કારથી બન્ને મિત્રો થયા.

## ૧૦

## જીનપૂજાનું અંતિમ ફ્લ.

આ ભરતક્ષેત્રના મધ્યખંડને વિષે રમણીય કુરૂદેશ આવેલો છે ત્યાં ગજપુર નગરના રાજા શ્રીવાહનને લક્ષ્મી નામે પટ્ટરાણીની કુક્ષિને વિષે ચૌદ સ્વપ્નથી સૂચિત દેવસેનનો જીવ બ્રહ્મદેવલોકમાંથી ચ્યવીને ઉપ્તન્ન થયો અને ચંદ્રકાંતાનો જીવ ત્યાંનું દશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ

કરી શ્રીવાહન રાજાના બુદ્ધિસાગર મંત્રીની સુદત્તા નામે પ્રિયાથકી પુત્રપણે ઉત્પન્ન થયો. રાજપુત્રનું નામ પ્રિયંકર અને મંત્રી પુત્રનું નામ મતિસાગર પાડયું.

વૃદ્ધિને પામતા બન્ને કુમારો પરભવના સ્નેહથી આ ભવમાં પણ એક બીજાના વિયોગને સહન નહી કરતા સાથે રમતા, સાથે ખાતા ને સાથેજ ખેલતા હતા, વિદ્યાભ્યાસ પણ સાથે કરતા ને સાથેજ રહેતા હતા. ક્ષણભરની જુદાઈ પણ તેઓ સહન કરી શકતા નહિ. શસ્ત્ર શાસ્ત્ર અને કળા કૌશલ્યમાં પાવરધા બની ગયા. ક્રમે કરીને સ્ત્રીજનોને પ્રીતિ કરવામાં સુલભ નવીન યૌવનને આંગણે આવ્યા. તેઓ લલિત લલનાઓને પ્રાર્થના કરવાયોગ્ય થયા.

શ્રીવાહન નરપતિએ રાજકુમાર પ્રિયંકરને યૌવન અવસ્થામાં આવેલો જાણી અનેક રાજાઓની કન્યાઓ સાથે પાણિગ્રહણ કરાવ્યું. મંત્રીએ પણ મતિસાગરને અનેક મંત્રી પુત્રીઓ સાથે પરણાવ્યો. પોતપોતાની પત્ની સાથે અનુપમ સુખને ભોગવતા રાજકુમાર અને મંત્રીપુત્ર, જતા એવા કાલને પણ જાણતા નહિ. જીવને સુખમાં સમય શિઘ્રતાથી પસાર થઇ જાય છે ત્યારે દુ:ખમાં...

એક દિવસે શ્રીવાહન નરપતિએ ગુરૂનો ઉપદેશ શ્રવણ કરી સંસારસાગરને અસાર જાણતા અને વિષયોને નિરસ માનતા તેમજ સ્ત્રીઓને નરકની દુતી સમાન ગણનારા તેમણે રાજકુમાર પ્રિયંકરને રાજ્ય ઉપર સ્થાપન કર્યો, દેવ મંદિરોમાં મહાન પૂજાઓ રચાવી, અષ્ટાહ્નિકા મહોત્સવપૂર્વક સંસારસાગરને તારનારી દીક્ષાને શ્રીશ્રુતસાગર ગુરૂ પાસે ગ્રહણ કરી. પોતાના સ્વામિ સાથે બુદ્ધિસાગર મંત્રીએ પણ મતિસાગરને મંત્રીપદે સ્થાપન કરી ચારૂ એવું મોક્ષ લક્ષ્મીને આપનારૂં ચારિત્ર અંગીકાર કર્યું. એ રીતે

બન્નેએ પોતપોતાનું આત્મહિત કર્યું, ને સંસારની ઉપાધિથી મુક્ત થયા.

રાજ્યગાદી ભોગવતાં ને ન્યાયથી પ્રજાનું પાલન કરતાં પ્રિયંકર નરપતિના શસ્ત્રાગારમાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. એ દિવ્ય ચક્રના પ્રભાવથી પ્રિયંકર નરપતિએ ષટ્ ખંડ ભરતને જીતી લીધું ને પ્રિયંકર ચક્રવર્ત્તી થયા, બત્રીસ હજાર મુગુટબદ્ધ રાજાઓ એમની સેવા કરવા લાગ્યા. ચોસઠ હજાર રમણીજનના પ્રિયતમ–સ્વામી થયા. ચૌદ રત્નના સ્વામી એવા પ્રિયંકર ચક્રવર્ત્તી પોતાના પરાક્રમથી ઉપાર્જન કરેલા ચક્રવર્ત્તીના મનોહર ભોગોને ભોગવવા લાગ્યા. મોટા સામ્રાજ્યવાળા અને ષટ્ ખંડની સાહ્યબીવાળા ચક્રીને અનેક મંત્રીઓ હોવા છતાં પણ મતિસાગર મંત્રી સમાન કોઈ પ્રિય નહોતું. પરભવના સ્નેહ સંબંધથી આ ભવમાં પણ એમના જીવનમાં પ્રિયમાં પ્રિય મતિસાગર હતા. કે જેટલી પ્રીતિ એમને પોતાની રમણીઓમાં કે સ્ત્રીરત્નમાં પણ નહોતી.

મતિસાગર પણ દેવતાની માફક ચક્રવર્ત્તીની સેવા કરતા હતા. પોતાનું ચિત્ત અને વિત્ત અગર તો સર્વસ્વ મંત્રીને ચક્રીજ હતા. એ પ્રમાણે બન્ને ગાઢ પ્રીતિવાળા ને એક બીજામાં અજબ આકર્ષણને ધારણ કરનારા તેઓ પણ આ સ્નેહનું વાસ્તવિક કારણ સમજી શકતા નહિ. જેથી જ્ઞાની પાસે એનો ખુલાસો મેળવવાને બન્ને આતુર હતા.

એક દિવસે સુપ્રભ નામે તીર્થંકર ભગવાન ગજપુર નગરના ઉદ્યાનમાં સમવસર્યા, ત્રણ છત્ર, ભામંડલ, ધર્મચક્ર, સિંહાસન, ચામર, દુંદુભિ, સુર પુષ્પવૃષ્ટિ અને અશોકવૃક્ષ એ આઠે પ્રીતિહાર્યથી શોભતા જીનેશ્વર

ભવ્યજનોને બારે પર્ષદા આગળ દેશના આપવા લાગ્યા.

જીનેશ્વરનું આગમન સાંભળીને તેઓ બન્ને-ચક્રી અને મંત્રી પોતપોતાના અંતઃપુરાદિક પરિવાર સાથે મોટા આડંબરપૂર્વક જીનેશ્વરને વાંદવાને આવ્યા. સમવસરણ દૃષ્ટિ ગોચર થતાં રાજચિન્હનો ત્યાગ કરી સમવસરણમાં આવ્યા, જીનેશ્વરને નમી વાંદીને યોગ્ય સ્થાનકે બેઠા.

હે ભવ્યો! જન્મ, જરા અને મૃત્યુથી દુઃખ પૂર્ણ એવા આ ભવાર્ણવને વિષે પુણ્યરૂપ વહાણમાં આરૂઢ થઇને તમે સમુદ્રને તરવાનો પ્રયત્ન કરો, આ અસાર સંસાર સમુદ્રમાં વિધિરૂપ ધીવર દારૂણ દુઃખદાયી એવા મૃત્યુરૂપી મહાજાલવડે કરીને વિષયોના આકર્ષણથી-ચીપીયાથી સમગ્ર પ્રાણીઓને પકડી લે છે ને કર્મરૂપી કુઠારવડે કરીને તેમનાં છેદન કરી નાખે છે. અજ્ઞાની જનો તો એ કષ્ટને ભોગવે પણ ગુણવાન અને સમજુ પુરૂષો પણ આવા ભવસાગરમાં ડુબી મરે છે છતાં તરવાનો પ્રયત્ન નથી કરતા એ ઓછું આશ્ચર્ય છે?

સંસારમાં કેટલાક દીક્ષાના અર્થી હોવા છતાં કાળવિલંબ કરવા જતાં એમના મનોરથો અપૂર્ણ રહી જાય છે ને દુઃખી દુઃખી થઇ જાય છે. કેટલાક જ્ઞાનીજનો સંસાર તરવામાં કુશળ છતાં કુગ્રાહરૂપ કદાગ્રહના વશથી પાતાલમાં ડુબી જાય છે. કેટલાક સંસાર સમુદ્રને તરીને કાંઠે આવ્યા છતા ત્યાંથી પ્રમાદરૂપી કાદવમાં મગ્ન થઈ નીચે પડે છે. માટે હે ભવ્યો! તમે બોધ પામો! બોધ પામો! ભોગરૂપી રોગોથી ભયંકર આ સંસારના મોહમાં ન લપટાવ! અપ્રમત્તરૂપી વહાણમાં આરૂઢ થઇને આ સંસાર સાગરનું ઉલંઘન કરી અનંતસુખના ધામ મુક્તિનગરને તમે પામો.

સુપ્રભ જીનેશ્વરની દેશના શ્રવણ કરી મોહરૂપી અંધકારને નાશ થતાં જ્ઞાનરૂપી લોચન ઉઘડી ગયાં છે જેનાં એવા ચક્રવર્તી બોલ્યા. હે ભગવાન્ ! આપની વાણી સત્ય છે. ધર્મરૂપી નાવ વગર સંસારસમુદ્ર તરી શકાતો નથી, પુત્ર, કલત્ર આદિના સ્નેહથી અંધાઇને જાત્યંધ પેઠે પ્રાણી પ્રિય કે અપ્રિય કાંઇ જોઈ શકતો નથી. પરંતુ આપના પ્રસાદથી અમે શુદ્ધ તત્વને જાણ્યું, છતાં મારે અને મંત્રી મતિસાગરના અરસપરસ ગાઢ આકર્ષણ પ્રીતિના સંબંધનો આપ પ્રકાશ કરો.

ચક્રવર્ત્તીના પ્રશ્નના જવાબમાં જીનેશ્વરે શુકના ભવથી તે ચક્રીના ભવસુધીનો એ બન્નેનો પરભવનો સંબંધ કહી સંભળાવ્યો. તમે બન્ને સરખુ પુણ્ય ઉપાર્જન કરેલું છે ને ફલ પણ સરખુ ભોગવ્યું છે, તમે શુકના ભવમાં જીનેશ્વરની પૂજા કરી તેરૂપી તમે બીજ વાવેલું તે પુણ્યરૂપી વૃક્ષ અત્યારે ફાલેલું ખીલેલું છે અને જેનું ફલ તો તમારે સિદ્ધ ગતિ પ્રાપ્ત કરીને લેવાનું છે. પ્રભુનું વચન સાંભળીને બન્નેને જાતિસ્મરણ જ્ઞાન થયું. એ જ્ઞાનથી એમણે બન્ને એ પોતાના પૂર્વ ભવ જોયા, જ્ઞાનથી વૈરાગ્ય સન્મુખ થયેલા ચક્રી અને મંત્રી બન્ને ચારિત્ર લેવાને તૈયાર થયા.

જીનેશ્વરને વાંદી ચક્રી અને મંત્રી પોતાના પરિવાર સાથે નગરમાં ગયા. ચારિત્રને ગ્રહણ કરવાની પ્રબળ આકાંક્ષાવાળા ચક્રીએ ષટ્ ખંડનું મોટી સમૃદ્ધિવાળુ રાજ્ય તૃણની માફક ગણી પોતાના જેષ્ઠ પુત્રને સોંપી દીધું. પુત્ર, કલત્ર અને સ્નેહી જનોના સ્નેહની મજબુત સાંકળ પણ તંતુની માફક તોડી નાખી. ચોસઠ હજાર સ્રીઓના સ્નેહનો ત્યાગ કરી કથીરની જેમ ગણી તેમને છોડી દીધી. તેમના દીન વચન કે રૂદન તરફ પણ ધ્યાન ન આપતાં ચક્રી દીક્ષા લેવાને તૈયાર થયા.

છ ખંડની સાહ્યબીનો ત્યાગ કરી પ્રિયંકર ચક્રીએ મંત્રી મતિસાગર સાથે ભગવાનની પાસે દીક્ષા અંગીકાર કરી.

આમ રાજા અને મંત્રી ચારિત્રને પાળતા તપ તેજથી શોભવા લાગ્યા, અનુક્રમે તપરૂપ અગ્નિથી કર્મરૂપી કાષ્ટને તેમણે બાળી ભસ્મ કરી નાખ્યા. ને સંસારરૂપી સાગરનો પાર પામ્યા. આયુઃપૂર્ણ કરી તેઓ અનંત, અવ્યાબાધ સુખના ભોગવનારા થયા, એ પ્રમાણે અજ્ઞાનથી કરેલું દ્રવ્યસ્તવ પણ પરંપરાએ વિશેષ સુખના હેતુરૂપ થયું તો જ્ઞાનયોગથી બહુમાનપૂર્વક શ્રદ્ધારૂપ અમૃતવડે કરીને જો દ્રવ્યસ્તવ કરવામાં આવે તો જરૂર કલ્યાણને કરનાર થાય. એ પ્રમાણે ગુરૂ પાસેથી દ્રવ્યસ્તવ સંબંધી કથાને સાંભળી પ્રિયા સહિત દેવસિંહ કુમાર ધર્મ પામીને પોતાને સ્થાનકે ગયો. ગુરૂ મહારાજ પણ વિહાર કરી અન્યત્ર ચાલ્યા ગયા.

## ૧૧

## શ્રાવક ધર્મારાધન.

**चलाविभूतिःक्षणभंगियौवनं, कृतांतदन्तान्तरवर्त्ति जीवितम् ।**
**तथाप्यवज्ञा परलोकसाधने, अहो नृणां विस्मयकारि चेष्टितम् ॥**

ભાવાર્થ—લક્ષ્મી, ઐશ્વર્ય, ઠકુરાઇ, સંપત્તિઓ એ બધી ચપળ છે. યૌવન ક્ષણભંગુર છે, કાલાંતરે વિનશ્વર થવાનું છે અને જીવિત તો યમની બે દાઢોની વચ્ચે રહેલું છે છતાંય મનુષ્યો પરલોકને વિષે સુખ કરનાર ધર્મ સાધવાની અવજ્ઞા કરે છે તે ખરેખર એમનું ચેષ્ટિત આશ્ચર્યકારી નથી શું !

શ્વસુરના નગરમાં સુખથી કાલ નિર્ગમન કરતો દેવસિંહ કુમાર યથાશક્તિ ધર્મનાં અનુષ્ઠાન કરવાનું પણ

ભૂલી જતો નહિ. પણ માતાપિતાનું સ્મરણ થવાથી દેવસિંહ કુમારે સ્વદેશ તરફ જવાની તૈયારી કરી, રાજાની અનુજ્ઞા લઈ મોટી ઋદ્ધિસિદ્ધિ અને સમૃદ્ધિપૂર્વક વાજિંત્રોના મધુરા નાદોથી જેણે પ્રસ્થાન કર્યું છે એવા દેવસિંહ કુમારે પોતાના સૈન્યની સાથે સ્વદેશના માર્ગે પ્રયાણ કર્યું. પ્રિયાની સાથે ગ્રામ, નગર, આરામાદિ જોતો, પલ્લીને વિષે પલ્લીપતિથી પૂજાતો ને માની રાજાઓથી માન મેળવતો ગિરિ, નદી, તલાવ, વાવ આદિમાં ક્રીડા કરતો, પર્વત, નગર, શહેર વગેરેમાં જીનેશ્વરની પૂજાને રચાવતો, દુ:ખી જનોને દાનથી રાજી કરતો, અનુક્રમે મથુરા નગરીમાં આવ્યો.

પિતાએ મોટા આડંબરપૂર્વક પ્રવેશ મહોત્સવ કર્યો. સકલ જનોને દાન માન દૃષ્ટિ અને મનોહર વાણીથી સંતોષ પમાડતો દેવસિંહ કુમાર પોતાના નગરમાં મોટા આડંબર સાથે આવ્યો. નગરના નરનારીઓથી વારંવાર જોવાતો દેવસિંહ ઘણે સમયે નગરમાં આવવાથી સર્વેના હર્ષનું કારણ થયો ને રાજા વગેરે પરમ આનંદ પામ્યા.

એકદા પરમ ભાગ્યવાળા દેવસિંહને પોતાની પાટે સ્થાપન કરી મેઘરથ રાજાએ વૈરાગ્યના રંગથી રંગાઇને મુનિની પાસે ચારિત્ર અંગીકાર કરી મુક્તિની લક્ષ્મીને મેળવી લીધી, દેવસિંહ નરપતિએ યુદ્ધ કર્યા વગર અનેક દુર્દાન્ત રાજાઓને પોતાના પ્રતાપથી વશ કરી લીધા ને ન્યાયથી એકચક્રે પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યો.

સંસારનાં સુખ ભોગવીને થાકી રહેલો નરનાથ દેવસિંહ એક દિવસ પ્રાત:કાળે નિદ્રામાંથી જાગ્રત થયેલો વિચાર કરવા લાગ્યો "આ પૃથ્વી ઉપર જે રાજાઓએ પોતાના રાજપાટનો ત્યાગ કરી દીક્ષા :અંગીકાર કરી છે

તેમનેજ એક માત્ર ધન્ય છે અને હું તો અધન્ય છું કે જાણવા છતાં વિરતિ પ્રાપ્ત કરવાનો ઉદ્યમ કરતો નથી. એ મોહરાજાનો મારા ઉપર કેટલો બધો પ્રભાવ છે તે સૂચવે છે. પિશાચીની માફક ભોગની લાલસા મને વળગેલી છે જેથી અદ્યાપિ ધંતુરો પીધેલાની માફક હું એમાં મુંઝાઇ ગયેલો છું. દુષ્ટ કામરૂપી કિરાતે મારૂં વિવેક રત્ન લુંટી લીધું છે. ઇંદ્રિયરૂપી લુંટારાઓએ મારૂં ભાવરૂપી ધન લુંટવામાં મણા રાખી નથી. જેથી દુષ્ટ ચારિત્ર મોહનીય કર્મરૂપ શયતાનને હું શી રીતે જીતી લઇશ? અથવા તો તેને જીતવાનો ઉપાય પૂર્વે સૂરીશ્વરે બતાવેલો એવો દ્રવ્યસ્તવ હું આદરૂ, કે જેનાથી મને ભાવસ્તવની પ્રાપ્તિ થાય."

એક રમણીય સુપ્રભાતે જાગ્રત થયેલો રાજા એ પ્રમાણે ભાવના ભાવતો દ્રવ્યસ્તવ આદરવાને તૈયાર થયો. એક પ્રશસ્ત મુહૂર્ત્ત જોવરાવી તે સારા મુહૂર્ત્તે શુદ્ધ પૃથ્વીને જોવરાવી કેટલાક સૂત્રધારોને જીનમંદિર તૈયાર કરવાની આજ્ઞા કરી, કેટલાકને જીન પ્રતિમા તૈયાર કરવાને ફરમાવ્યું, પોતે પણ બ્રહ્મચર્યને ધારણ કરતો એ ધર્મ કાર્ય તરફ અપૂર્વ ઉત્સાહ ધારણ કરવા લાગ્યો.

જીન પ્રાસાદ અને જીન પ્રતિમા તૈયાર થતાં સારા મુહૂર્ત્તે રાજાએ ગીતાર્થ ગુરૂની પાસે અર્હત્‌બિંબને વિધિ વિધાન કરવાપૂર્વક મંદિરને વિષે સ્થાપન કરાવ્યા. તે નિમિત્તે મોટો પ્રતિષ્ઠામહોત્સવ કર્યો.

પ્રિયા સહિત રાજા એ જીન પ્રાસાદમાં ત્રણે કાલ જીનપૂજન કરવા લાગ્યો. શરીરનાં અને મનનાં પાપને એ રીતે દૂર કરવા લાગ્યો. એ ભવ્ય જીનમંદિરમાં પાત્રો નૃત્ય કરવા લાગ્યાં. ગવેયા પુરૂષો ગાયન કરવા લાગ્યા. કોઇ મધુર શબ્દોએ વાદિંત્ર વગાડવા લાગ્યા. કિન્નર યુગલો

જીનગુણનું પોતાના મધુર સ્વરે ગાન કરવા લાગ્યાં. રાજા કોઈ કોઇ સમયે રથયાત્રા કરતો. મહાપૂજાના મહોત્સવ કરતો ઉદ્યાપન ઉજવતો હતો, જે મહાપૂજાના ઉત્સવો અનેક લોકોના દર્શનના કારણભુત થતા હતા. એ નિમિત્તે રાજા દાન આપતો હતો કે જેથી લોકો રાજાની જીન ભક્તિનાં વખાણ કરતા હતા, બીજા જીનમંદિરોમાં પણ જીન પૂજાઓને રચાવતો મોટા મહોત્સવોને કરતો પોતાના સમકિતને શોભાવવા લાગ્યો. જૈનધર્મને જગત ભરમાં પ્રસિદ્ધ કરી લોકોને પણ ધર્મના અપૂર્વ રાગી બનાવ્યા.

રાજા જૈનશાસનના પ્રભાવક થવાથી પ્રજા પણ જૈનધર્માનુરાગી થઈ છતી જીનેશ્વરની ભક્તિ કરવા લાગી, સાધુઓને દાન આપી પોતાનો માનવભવ સફલ કરવા લાગી. જીનેશ્વરની પૂજામાં પ્રીતિ ધારણ કરી જૈન શાસનનો ઉદ્યોત કરવા લાગી, એ પ્રમાણે દ્રવ્યસ્તવપૂર્વક ભાવથી જૈનધર્મનું આરાધન કરતાં દેવસિંહ નરપતિ વૃદ્ધ થઇ ગયા.

શ્રમણધર્મને અંગીકાર કરવાની ઈચ્છાવાળા ભાવ સંયમી નરપતિ વિચાર કરવા લાગ્યા. "ગૃહસ્થ ધર્મરૂપી તરૂવરનું ફલ શ્રમણધર્મ તો હવે મારે માટે તો યોગ્ય છે પણ શું કરૂં ? મારો પુત્ર હજી બાલક છે. જેથી તેનો ત્યાગ કરવાને હું શક્તિવાન નથી. પરન્તુ હાલમાં તો એ બાલક કુમારને રાજ્યે સ્થાપન કરી હું નિર્વ્યાપારવાળો થાઉં, જ્યારે આ મોટો થશે ત્યારે હું પ્રવજ્યા અંગીકાર કરીશ."

રાજાએ સર્વ જનની સંમતિથી નરસિંહ કુમારનો રાજ્યાભિષેક કર્યો ને શ્રાવકનાં પંચ અણુવ્રતને ધારણ કરતો નરપતિ દેવસિંહ રાજ્યની ઉપાધિથી મુક્ત થઇને ધર્મના અનુષ્ઠાનની ક્રિયામાં રક્ત થયો. વિવિધ પ્રકારનાં તપને કરતાં રાજાએ પોતાની કાયા શોષવી નાખી. ચારિત્ર

ન હોવા છતાં ભાવચારિત્ર અથવા ચારિત્રના પરિણામને ધારણ કરતો રાજા દોષરહિત અનશનને કરીને કાલધર્મ પામી સાતમા મહાશુક્ર દેવલોકને વિષે સત્તર સાગરોપમના આયુવાળો દેવ થયો. ત્યાં ધર્મરૂપી કલ્પવૃક્ષના ફલને ભોગવવા લાગ્યો.

કનકસુંદરી પણ રાજાની સાથે વિશુદ્ધ એવા શ્રાવિકા ધર્મનું આરાધન કરી અનેક પ્રકારનાં તપને કરતી શરીરે ક્ષીણ તેજવાળી થઇ છતી મરણ પામીને સાતમા સ્વર્ગને વિષે તે જ વિમાનમાં સત્તરસાગરોપમના આયુવાળો દેવ થયો.

---

## પરિચ્છેદ ૪ થો

## દેવરથ અને રત્નાવલી.

—(૦)—

૧

### સાતમા ભવમાં.

**प्रणम्य परया भक्त्या, पार्श्वनाथं जिनोत्तमम् ।**
**चतुर्थसर्गसंबंधः प्रोच्यते शुद्धभाषया ॥१॥**

ભાવાર્થ—અત્યંત ઉત્કૃષ્ટ ભક્તિવડે કરીને જીનોને વિષે ઉત્તમ એવા શ્રી પાર્શ્વનાથ ભગવાનને પ્રણામ કરીને ચોથા સર્ગનો સંબંધ શુદ્ધ ગુજરાતી ભાષામાં હું કહીશ.

આ જંબુદ્વીપના પૂર્વવિદેહને વિષે સુકચ્છ નામની વિજયમાં સુરપુરી સદશ અયોધ્યા નામે નગર આવેલું છે, કે જે શહેરના પ્રાસાદોની ઉપર મધુર કિલકિલાટ કરતા

મયુરો નૃત્ય કરી રહ્યા હતા. અશ્વોની ખરીઓથી આકાશમાં ઉડતી ધુલિ ગજરાજોના મદજલથી સિંચાતી છતી આર્દ્રતા ધારણ કરી રહી હતી. નગરીના રમણીય અને વિશાળ ઉંચા પ્રાસાદો નભોમંડલ સાથે જાણે સ્પર્ધા કરી રહ્યા હોય ને શું!

એ રમણીય અને વિશાળ દેશનો ધણી વિમલકીર્ત્તિ નામે રાજા, એના અંતઃપુરની રાણીઓમાં પ્રિયમતી નામે પટ્ટરાણી, તેની કુક્ષિને વિષે સાતમા સ્વર્ગથી ચ્યવીને કુંવસિંહનો જીવ ઉત્પન્ન થયો, પટ્ટરાણીએ સ્વપ્નામાં સુશોભિત અને શણગારેલો દિવ્ય રથ જોયો, એ સ્વપ્ન રાજાને કહેવાથી રાજાએ કહ્યું. "તમારે ઉત્તમ, રાજભોગને યોગ્ય સુલક્ષણવંત પુત્ર થશે."

પતિના વચનથી હર્ષ પામેલી રાણી ગર્ભનું સારી રીતે પોષણ કરવા લાગી. પૂર્ણ દિવસે શુભગ્રહના યોગ આવ્યે છતે રાણીએ પુત્રનો જન્મ આપ્યો રાજાએ મોટો જન્મમહોત્સવ કર્યો. બારમે દિવસે સ્વપ્નને અનુસારે રાજકુમારનું નામ રાખ્યું દેવરથ."

દેવરથ રાજકુમાર દ્વિતીયાના ચંદ્રની માફક વૃદ્ધિ પામવા લાગ્યો યોગ્ય વયનો થતાં શસ્ત્ર અને શાસ્ત્રની કળાનો અભ્યાસ કરી તેમાં નિપુણ થયો. સુંદર આકૃતિવાળો તે રાજકુમાર સરલ, શાંત, સંતોષી, દયાળુ, સત્ય ભાષી સજ્જનોને પ્રિય મધુર વાણી બોલનાર એવા અનેક ગુણોએ કરી ગુણવાન થયો. અનુક્રમે કામદેવને ક્રીડા કરવાને નંદનવન સમાન યૌવનવયમાં આવ્યો.

જીવનને આનંદ આપનારું યૌવનવય છતાં લલિત લલનાઓ દેવરથને પોતાના નેત્ર કટાક્ષથી મોહ પમાડી શકી નહિ, વિષયોથી વિરક્ત એવો તે કુમાર પોતાના

મિત્રો સાથે પણ નિર્દોષ ગોષ્ઠિ કરતો ને સજ્જનોને આનંદ પમાડતો, પરોપકાર કરીને પોતાના દિવસો સુખમાં વ્યતીત કરતો હતો. તારૂણ્ય વયમાં પણ સ્ત્રીઓ તરફ અરસિક એવો તે રાજકુમાર શાસ્ત્રોના અગાધ તત્વોનું ચિંતવન કરતો એના આનંદમાં જ મસ્ત બની રહ્યો હતો.

તે વિજયને વિષે સુપ્રતિષ્ઠ નામે નગરમાં રવિતેજ નામે રાજાને ત્યાં વસંતસેના નામે પટ્ટરાણીને એક પુત્રી થઇ. કનકસુંદરીનો જીવ મહાશુક્ર દેવલોકનાં સુખ ભોગવી રવિતેજ રાજાને ત્યાં પુત્રીપણે ઉત્પન્ન થયો. સ્વપ્નામાં રત્નાવલી જોવાથી રાજાએ પુત્રીનું નામ રત્નાવલી રાખ્યું. રત્નાવલી ભણી ગણી યૌવનવયમાં આવી. યૌવનવયમાં આવેલી રત્નાવલીના સૌંદર્યની અને એના ગુણોની સુવાસ દેશપરદેશ પ્રસરી ગઇ. એ કમળની સુવાસનાના લોભી અનેક રાજકુમારો તરફથી એની માગણી થઇ. છતાં વિષયોથી વિરક્ત રત્નાવલી તત્વોના ચિંતવનમાં જ રમણ કરતી અને લગ્નની વાત પણ કરતી નહિ.

વિવાહને યોગ્ય થયા છતાં રત્નાવલીની લગ્ન તરફ ઉપેક્ષા જોઇ રાજાએ સ્વયંવરની તૈયારી કરી. દૂતો મોકલીને દેશપરદેશથી અનેક રાજકુમારોને તેડાવ્યા. એક ચતુર દૂતને અયોધ્યા વિમલકીર્ત્તિ રાજાની પાસે મોકલ્યો. તે દૂતે રાજસભામાં પ્રવેશ કરી રાજાને પ્રાર્થના કરી. “હે પ્રભો! રવિતેજ રાજાએ આપને વિનંતિ કરી છે કે આપે દેવરથ કુમારને સ્વયંવરમંડપમાં મોકલવા. આ અમારી રાજકન્યાની સંમતિથી રચાયેલા સ્વયંવરમાં અનેક રાજકુમારોની સાથે દેવરથકુમાર પણ ભલે આવે. આવો યોગ્ય અવસર કોને ન રૂચે? રાજકુમારના આવવાથી બધું સારૂ થશે.”

દૂતની વાણી સાંભળી રાજાએ દેવરથકુમારને બોલા-

વીને કહ્યું. "રાજકુમાર! રવિતેજ રાજાએ પોતપોતાના ભાગ્યનો નિર્ણય કરવાને અનેક રાજકુમારોને તેડાવ્યા છે. તો એ સ્વયંવર મંડપમાં જવાને તું પણ તૈયાર થા, કે જેથી ભાગ્યાભાગ્યનો નિર્ણય થાય."

દાક્ષિણ્યતાથી પિતાનું વચન અંગીકાર કરી પોતાની ના મરજી છતાં દેવરથકુમારે સ્વયંવરમાં જવાની તૈયારી કરી. ચતુરંગી સેના અને સુભટોના સમુદાય સાથે રાજકુમારે શુભમુહૂર્તે પ્રયાણ કર્યું. અનેક ગામ, નગર પર્વત અને નદીનાળાંને જોતો રાજકુમાર એક અટવીમાં આવ્યો.

એ ભયંકર અરણ્યમાં છેદાયેલી પાંખવાળા પક્ષીની માફક કોઇ સુંદર અને નવજવાન પુરૂષને દીનતા ધારણ કરેલો ને ભૂમિપર પડેલો રાજકુમારે જોયો, એ ભાગ્યવાન નરને જોઇ રાજકુમાર વિચારમાં પડ્યો. "કેવો ભાગ્યવાન–સૌભાગ્યવાન છે છતાં અત્યારે દીન રાંકના જેવો થઈ ગયો છે."

રાજકુમાર એ નરની પાસે આવીને બોલ્યો. "હે ભાગ્યવાન્! તારા જેવો પુરૂષ આવી રીતે એકાકી આ ભયંકર જંગલમાં ક્યાંથી? આકાશમાં ઉછળી વારંવાર ભૂમિ પર કેમ પડી જાય છે?"

એ રાજકુમારની વાણી સાંભળી તે પુરૂષ બોલ્યો. તમે જો કે જવાની ત્વરાવાળા જણાઓ છો છતાં મારી થોડી વાત પણ સાંભળો. આ વિજયમાં વૈતાઢ્ય પર્વત ઉપર કુંડલપુર નામે નગરનો શ્રીધ્વજ નામે વિદ્યાધરોનો રાજા છે તેનો ચંદ્રગતિ નામે હું પુત્ર છું. પોતાના વંશમાં ચાલી આવતી વિદ્યાથી મરજી મુજબ આકાશમાં ગમન કરતો હું ચાલ્યો જતો હતો, તે સમયે વસ્ત્રથી આચ્છાદિત એક મનોહર બાળાને મૂર્છિત સ્થિતિમાં જોઇ. તેની સખીઓ

એની પાસે આક્રંદ કરી રહી હતી તે મને જોઇને બોલી. "હે ઉત્તમ! અહીં આવ! અહીં આવ! આ ગંધર્વ રાજકન્યા આશીવિષ સર્પના વિષથી મૂર્ચ્છિત થઇ ગઇ છે તેને શિઘ્રતાથી જીવિતદાન આપીને સજ્જ કર."

એ સખીઓનાં વચન સાંભળી દયાથી કોમલ હૃદયવાળા મેં જલ મંગાવી મારી પાસે રહેલી રત્નમય મુદ્રિકાથી પ્રક્ષાલિત કરીને એ જલનો તેના શરીર ઉપર અભિષેક કર્યો. તે સમયે તેના વામ હસ્તમાં રહેલી મુદ્રિકા મેં ગ્રહણ કરી. એ મણિરત્નના અચિંત્ય પ્રભાવથી સુતેલો માણસ બેઠો થાય તેમ તે બાળા સાવધ થઈ ગઇ. પરપુરૂષને જોઈ લજ્જાથી વસ્ત્રના પાલવમાં પોતાના નાજુક અંગોને છુપાવતી સખીઓ તરફ નજર કરતી બોલી. "અરે! આ બધુ છે શું? તમારી આંખમાં તો અશ્રુ છે ને તમે હસો છો કેમ? ને આ મદનાવતાર પુરૂષ કોણ છે તે તો કહો?"

"બહેન! આપણે અહીંયાં ક્રીડા કરવાને આવેલાં તે દરમિયાન અચાનક કૃષ્ણસર્પના કરડવાથી તું બેભાન બની ગઈ. જેથી અમે રડતાં હતાં પણ આ ઉત્તમપુરૂષે તને સાવધ કરવાથી અમે ખુશી થયાં."સખીઓએ ખુલાસો કરવાથી તે બાળા મારી તરફ રાગદૃષ્ટિથી જોતી વિસ્મય પામતી વળી બોલી. "અરે! અરે! મારી મુદ્રિકા ક્યાં ગઇ?"

"અરે બહેન! તારી મુદ્રિકા તો તારા ઉપકારીના હાથને શોભાવે છે ને એની મુદ્રિકા તારા હાથને!"

લજ્જાથી નમ્રમુખી તે બાળા ક્ષણમાં મારી તરફ તો ક્ષણમાં સખીઓ તરફ જોતી શું બોલવું તેના વિચારમાં પડી ગઈ. તે દરમિયાન પ્રતિહારીએ નિવેદન કરવાથી એના

પિતા ગંધર્વરાજ આવી પહોચ્યા. મારી હકીકત જાણી તે રાજાએ પોતાની પુત્રીને મારી સાથે પરણાવી દીધી. અમે બન્નેયે સુખમાં ઘણો કાલ વ્યતીત કર્યો.

એકદા દક્ષિણસમુદ્રને કિનારે ઉદ્યાનમાં અમે ક્રીડા કરવા ગયા. ત્યાંથી મારી પ્રિયા સાથે પાછો ફરી મારા નગરમાં હું જતો હતો ત્યારે માર્ગમાં મારી ફોઇનો પુત્ર સુમેધ નામે વિદ્યાધર મલ્યો મને જોઇને ઈર્ષ્યાથી બળતો મારી સામે લડવાને આવ્યો. હું પણ તેની સાથે લડવાને તૈયાર થયો.

દૈવવશાત્ ચિત્તની વ્યગ્રતાથી વિદ્યાનું એક પદ ભૂલી ગયો, જેથી હું ભૂમિ ઉપર પડી ગયો, એ મારી ગફલતનો લાભ લઈ તે મારી પ્રિયાને લઇ ચાલ્યો ગયો. હું એ ભૂલેલા પદને ઘણુ યાદ કરૂં છું પણ યાદ ન આવવાથી ઉડવા જતાં વારંવાર ભૂમિ ઉપર પડી જાઉં છું." તે વિદ્યાધરે પોતાની વાર્તા એ રીતે ટુંકાણમાં કહી સંભળાવી.

ચંદ્રગતિ વિદ્યાધરની હકીકતથી દુઃખી થયેલો દેવરથકુમાર બોલ્યો. "ભાઈ! તમારા જેવા સમર્થ પુરૂષનો હું શું ઉપકાર કરી શકું. તથાપિ તમારી વિદ્યાનો કલ્પ તમને જેટલો યાદ હોય તેટલો ભણી જાઓ."

રાજકુમારની મધુર વાણી સાંભળી વિદ્યાધર એ આકાશગામી વિદ્યાનો કલ્પ પોતાને યાદ હતો તેટલો ભણી ગયો. પણ એમાંનો છેલ્લો ભાગ યાદ આવ્યો નહિ, તેથી યાદ હતો તેટલો બોલીને અટકી ગયો.

પદાનુસારી લબ્ધિથી રાજકુમાર આગળનાં પદ કહી સંભળાવતાં બોલ્યો." બાકીનો પાઠ આ પ્રમાણે છે કે નહિ?"

"બરાબર એમ છે." વિદ્યાધર તે પદ સાંભળીને પોતાની વિદ્યા સંપૂર્ણ સિદ્ધ કરતો બોલ્યો. રાજકુમારને પણ એ વિદ્યા સિદ્ધ થઇ ગઈ.

"હે મિત્ર! તમારા જેવા ગુણવંત પુરૂષ ક્વચિતજ હોય છે. મારા સારા ભાગ્યે મને તમારૂં દર્શન થયું ને મારૂં કાર્ય સિદ્ધ થયું, પણ મારે હવે મારા શત્રુની ખબર લેવા જવું જોઇએ. તેથી મને કે તમને કાલક્ષેપ પાલવે તેમ નથી, છતાં તમારો ઉપકાર મારી ઉપર અપાર છે તેના બદલામાં મારી પાસેથી આ વૈક્રિય વિદ્યાને ગ્રહણ કરો જે પાઠ કરવાથી જ સિદ્ધ થશે." ચંદ્રગતિ વિદ્યાધર રાજકુમારને વિદ્યા આપીને મધુર વચનથી ઉપકાર માનતો ચાલ્યો ગયો.

રાજકુમાર પણ બન્ને વિદ્યાઓથી શોભતો ને અતિ બળવાન થયેલો આગળ ચાલ્યો તે સુપ્રતિષ્ઠપુર નગરે આવી પહોંચ્યો.

ચંદ્રગતિ વિદ્યાધર ઉપર ઉપકાર કરવાથી એના મનમાં હર્ષ હતો. પરોપકારીઓનો સ્વભાવજ એવો હોય છે કે જેઓ પારકા ઉપર ઉપકાર કરીને રાજી થાય છે. રાજકુમારને તો ઉપકાર કરવા જતાં બે મહા વિદ્યાનો લાભ થયો. એ બધાંય પૂર્વના સુકૃતનાં ફળ.

## ૨

## સ્વયંવર.

રવિતેજ રાજાએ સ્વયંવરને સુશોભિત બનાવવા માટે અથાગ પરિશ્રમ લીધો હતો. એના બુદ્ધિસાગર મંત્રીઓએ એ વિશાળ મંડપમાં રાજકુમારોના આસન પણ એવી ખુબીથી ગોઠવેલાં કે કોઇને એમાં પોતાનું અપમાન

જણાય નહિ. એ દરમિયાન દૂતોદ્વારા અનેક દેશના રાજકુમારો પણ પોતાના પરિવાર સાથે આવી ગયેલા હતા. તેમના સ્વાગત માટે યોજેલા રાજપુરૂષોએ તેમને માટે વ્યવસ્થા કરી હતી. આ તરફ મનોહર દેવસભા સમાન સ્વયંવર મંડપ પણ તૈયાર થઇ ગયો.

સ્વયંવરના દિવસે રાજકુમારો સુશોભિત વસ્રાલંકારોથી સુસજ્જ થઇને મંડપમાં આવવા લાગ્યા, તેમને મંડપના પુરૂષો પોતપોતાને યોગ્ય સ્થાનકે બેસાડવા લાગ્યા. સારાય નગરમાં આજે સ્વયંવરના દિવસનો ઉત્સવ હતો, અનેક વાજિંત્રોના ઘેરા નાદથી આકાશ છવાઇ રહ્યું હતું. નગરને પણ ધ્વજા, પતાકાઓથી સુશોભિત બનાવ્યું હતું, નગરનાં નરનારી આજે કામધંધાથી પરવારીને આનંદમાંજ મશગુલ હતાં.

મંડપમાં જવાને તૈયારી કરતા દેવરથ કુમારના મનમાં એકાએક નવીન વિચાર સ્ફુર્યો. "અરે! આ સુંદર અલંકાર અને આભૂષણોથી રાજબાળા લોભાઇ જશે શું! અનેક રાજકુમારો પોતપોતાના વૈભવથી અન્યને આંજી નાખતા શ્રૃંગાર સજવામાં આજે ન્યૂનતા રાખશે નહિ. છતાંય વિજ્ઞાનવતી રાજબાળા બધામાંથી માત્ર એકજ વરને વરશે. માટે આવા સ્વયંવરનો હર્ષ શોક શો? જેનું મોટુ તપોબળ હશે ને ભવાંતરમાં કન્યા સાથે જેનો રૂણાનુબંધ હશે તે જ આ બધામાં જીતી જશે-બાકી બધાને પરાભવ તો સમાનજ ગણાશે તો મારા પુણ્યના નિર્ણય માટે હું પણ કાંઇક કૌતુક કરૂં."

દેવરથ કુમારે પોતાની સરખી આકૃતિવાળા પોતાના મિત્રને પોતાનું પદ અર્પણ કરી સ્વયંવર મંડપમાં મોકલ્યો. વૈક્રિય લબ્ધિથી પોતે પોતાનું કુરૂપ બનાવી હાથમાં વીણા-

ને વગાડતો એક ગંધર્વ બની ગયો. હાથમાં વીણાને વગાડતો તે વિરૂપ ગંધર્વ લોકોને ખુશી કરતો નગરમાં ચાલ્યો. અનુક્રમે તે સ્વયંવર મંડપમાં પ્રવેશ કરી વીણા-વગાડતો સર્વનાં મન રંજન કરવા લાગ્યો.

યથાસમયે સખીઓના પરિવાર સાથે મનોહર વસ્ત્રા-લંકારથી સજ્જ બાળા રત્નાવલી સ્વયંવર મંડપમાં પોતાના નાજુક હસ્તકમલમાં સુંદર વરમાળને ધારણ કરતી ને મંદમંદ ડગલાં ભરતી આવી પહોચી. શાંતિનું મોજુ બધે ફરી રહ્યું, બધાય રાજકુમારોની દૃષ્ટિ એ રાજબાળા ઉપર પડી ને ત્યાંજ એ સૌંદર્યરૂપ સૌરભમાં સ્થિર થઈ ગઇ, તેઓ પોતપોતાની કલ્પના પ્રમાણે હૃદયમાં એના રૂપગુણનું વર્ણન કરવા લાગ્યા.

અનેક રાજકુમારોની દૃષ્ટિ પોતાના ઉપર સમકાળે પડવા છતાં પણ ગભરાયા વગર ધૈર્યથી ડગલાં ભરતી રાજ તનયા રત્નાવલી મંડપમાં આવી, એક નિપુણ દાસી રાજકુમારોના રૂપ, ગુણ અને શક્તિનું વર્ણન કરતી ગઈ તેમ તેમ તે તે રાજકુમારને છોડીને મંડપમાં બાળા આગળ વધતી ગેઇ. રાજબાળાને વરવાને આતુર થયેલા રાજ-કુંવરોને નિરાશ કરતી બાળા મંડપના અનેક રાજકુંવરોનાં વર્ણન સાંભળતી પણ કોઇના તરફ એનું મન આકર્ષાયું નહિ. વરમાળ એના હાથમાં રહી ગઈ. બધાય રાજકુમારોના મનમાં ગમગિની ને ઉદાસીનતા છવાઇ ગઇ.

તે છેક છેલ્લા આસન સુધી આવી ગઈ પણ એની વર-માળ કોઇના કંઠમાં આરોપાઈ નહિ. હીરા, માણેક અને રત્નોના અલંકારોથી ઝળહળી રહેલા બધાય રાજકુમારો એને વેંતીયા જેવા લાગ્યા હશે, રૂપવાન અને ગુણવાન રાજકુમારો એને મન કોડી સમાન હશે, પોતાની દૃષ્ટિ

કોઈની ઉપર ન ઠરવાથી એણે એક નિઃશ્વાસ મુકયો. એક વાર ફરીને દૃષ્ટિથી બધા રાજકુમારોને નિરખી લીધા.

એના પિતાને બહુ દુઃખ થયું. શું બધાય રાજકુમારોમાંથી કોઇ રાજકુમાર કન્યાને પસંદ પડયો નહિ?

આજની સ્વયંવર સભા ત્યારે શું નિષ્ફળ થવા સર્જાયેલી હશે? આ ઉદ્ધત રાજબાળા બધાય રાજકુમારોનો અનાદર કરી શું તેમનાં ખુલ્લાં અપમાન કરશે? બધાય રાજવંશીઓનાં અપમાન કરવાનું ફલ એને જરૂર ભોગવવું પડશે ગમે તે એક રાજવંશીને તો એને વરવું જ પડશે. પણ ત્યાંતો આશ્ચર્ય!

જેનાં યશોગાન કોઇએ ગાયાં નથી, જે સામાન્યવેશમાં હાથમાં વીણાને ધારણ કરી બીજાને આનંદ ઉપજાવી રહ્યો છે, એવો પેલો ગંધર્વ એ બાળાની દૃષ્ટિએ પડ્યો. એ ઉપરથી સામાન્ય જણાતા જવાનને જોતાં એના મનમાં કંઇક ભાવો જાગ્રત થયા ને એની વરમાળ પછી તો એનાજ કંઠમાં પડી–ઠરી.

કોઇ ભયંકર ધડાકો થતાં જેમ બધા સ્તબ્ધ થઈ જાય તેમ રાજકુમારીના આ બનાવે બધાય રાજકુમારો ક્ષોભ પામી દિગ્મૂઢ થઇ ગયા. બનાવટી શાંતિને ધારણ કરી રહેલા રાજકુમારો સાવધ થઇને પોતાના અપમાનનો બદલો લેવાને તૈયાર થઈ ગયા ને ધીમો કોલાહલ શરૂ થયો.શાંત દેવાલય સરખી સ્વયંવર સભા રણસંગ્રામની માફક ખળભળી ઉઠી.

કુમાર દેવરથના સુભટોને એ બનાવની જાણ થતાં સારૂ થયું સારૂ થયું બોલતા વિજયનાં વાજિંત્રો વગાડવા લાગ્યા. પણ રાજા રવિતેજના મનમાં ધ્રાસકો પડ્યો. "અરે! કન્યા એક સામાન્ય વીણાધારીને વરી એ સારૂં કર્યું નહિ.

અથવા તો ભવિતવ્યતા બલવાન છે, છતાં આ બાળા એક સામાન્ય પુરૂષ સાથે તો નજ રમે. રાજલક્ષ્મી ક્યારે પણ તુચ્છ પુણ્યવાળાની ઇચ્છા કરે છે શું? અત્યારે તો એણે જે નરને પસંદ કર્યો તેનું મારે ગૌરવ કરવું જોઇએ."

રણજંગ સમાવી પેલા વીણાધારીને હણી નાખવાને તૈયાર થયેલા રાજકુમારોને નિવારી કેટલાક ડાહ્યા રાજવંશીઓ રાજાની પાસે આવી કહેવા લાગ્યા. "રાજન્! જો તમારે આ વીણાધારીનેજ કન્યા આપવાની હતી તો રાજકુમારોને બોલાવી તેમનાં અપમાન કરવાની જરૂર નહોતી. રાજવંશીઓની નજર સમક્ષ કન્યા વીણાધારીને વરી શકશે નહી. માટે કન્યાએ કરેલી ભૂલ તમે સુધારી કોઈ રાજવંશીને કન્યા આપો."

એ રાજવંશીનાં વચન સાંભળીને શાંતિને ધારણ કરતો રાજા રવિતેજ બોલ્યો. "અરે, સ્વયંવરમાં કન્યા પોતાની મરજીથી ગમે તેને વરે એમાં બીજાની માનહાનીનો સવાલજ ક્યાં છે? છતાંય તમારો ક્રોધ કાબુમાં ન રહેતો હોય તો લડવાને હું પણ તૈયાર છું."

"અરે ભાઇઓ! ખોટા અભિમાનથી ઉદ્ધત બની પોતાના કુળને કલંકિત કરો નહિ, આ સામાન્ય વીણાધારી જણાતો નર કોઇ અસામાન્ય નર સમજી લ્યો, તમારાં બધા કરતાં એનું પુણ્ય જ્વલંત હોવાથી બધાય રાજવંશી અને ભપકાબંધ રાજકુમારોને છોડી કન્યાનું ચિત્ત ત્યાં આકર્ષાયું છે તેટલુંય નથી સમજતા. આ ગુણવાન અને કલાવાન તેમજ પ્રતાપી નરનો દ્વેષ કરી તમે સાર કાઢશો નહિ." રાજકુમાર દેવરથના મિત્ર, નકલી દેવરથે એ લડવા તૈયાર થયેલા રાજવંશીઓને સમજાવતાં કહ્યું.

બળથી પોતાને ઉદ્ધત અને પરાક્રમી માનતા સર્વે

રાજકુમારો એ શિખામણની વાતનો અનાદર કરી પોત-પોતાના સૈન્ય સાથે લડવાને તૈયાર થઇ ગયા. તેમની સામે રવિતેજ રાજા પણ પોતાના સૈન્ય સાથે ચડી આવ્યો. રવિતેજ રાજાને યુદ્ધે ચડતો જોઈ પેલો સામાન્ય વીણાધારી રાજાને નિવારતો બોલ્યો. "મહારાજ! તમે પ્રેક્ષક તરીકે જુઓ કે હું એમનું રણકૌતુક કેવી રીતે પૂર્ણ કરૂં છું તે."

રાજાને અટકાવી સામાન્ય વીણાધારી નર રથ ઉપર આરૂઢ થઇને એ રાજકુમારોની સામે આવી યુદ્ધ કરવા લાગ્યો. ધનુષ્ય ઉપર બાણ ચઢાવી એક પછી એક બાણને છોડતો તે નર દયાથી કોઈના રથની ધ્વજા છેદી નાખતો, કોઈના સારથીને તો કોઇનું ધનુષ્ય તોડી નાખતો, કોઈના અશ્વને તો કોઈના હાથી અગર કોઈના રથને નુકશાન કરતા એ સામાન્ય નરે બધાઓને મુંઝવી દીધા, શત્રુસેના કુમારના મારાથી અસ્તવ્યસ્તપણે નાસ ભાગ કરવા લાગી.

વિચારમાં પડેલા શત્રુઓ મનમાં લજ્જા પામતા "અરે આ એકલો હોવા છતાં આપણને મુઝવે છે શું?" અને બમણા જોરથી તેઓ યુદ્ધ કરવા લાગ્યા.

એ બળવાન પુરૂષે દયા લાવી કોઇને ન મારતાં વિદ્યા વડે કરીને નાગપાશથી બધાને પ્રતિબદ્ધ કરી મૂર્ચ્છિત કરી દીધા. યુદ્ધની પૂર્ણાહુતિ પછી એના પરાક્રમથી બધા આશ્ચર્ય પામ્યા.

રવિતેજ રાજા પણ આ નરનું પરાક્રમ જોઈ તાજુબ થઈ ગયો. "આ પરાક્રમી નર કોણ હશે?" મનમાં વિચાર કરતો તે વારંવાર એ સામાન્ય વીણાધારીને જોવા લાગ્યો. રાજાના મનનું સમાધાન કરવાને કુમારનો મિત્ર બોલ્યો.

"રાજન્! શત્રુઓના ગર્વનું મર્દન કરનાર આ ઉત્તમ અને બળવાન પુરૂષ જ અમારો નેતા, તેમજ વિમલકીર્તિ

રાજાનો પુત્ર દેવરથકુમાર તે આ પોતેજ ! કોઈપણ હેતુથી મને તેના પદ ઉપર સ્થાપન કરી રૂપ પરાવર્ત્તન કરીને તે સામાન્ય વીણાધારી બનેલા છે.” કુમારના મિત્રનો ખુલાસો સાંભળી રાજા ખુશી થયો છતો બોલ્યો.

“હે નરોત્તમ ! તારા આવા અપૂર્વ પરાક્રમથી જ તારૂં પોતાનું કૂલ જણાઈ આવે છે. તારા શૌર્યથી અમારૂ અજ્ઞાન રૂપી અંધકાર નાશ પામી ગયું, તારા જેવા નરવીરોથી આ પૃથ્વી રત્નગર્ભા કહેવાય છે.”

રાજાની આજ્ઞાથી સ્વયંવરનો વિધિ પૂર્ણ થયો. માંગલિક વાદિંત્ર વિવિધ આલાપ સંલાપ પૂર્વક વાગવા લાગ્યાં. રાજકુમારે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરી નાગપાશથી બંધાયેલ સર્વે કુમારોને મુક્ત કર્યા. રાજકુમારો પણ દેવરથનું સ્વરૂપ જાણીને કુમારને ખમાવી હર્ષીત થયેલા પોતાના નગરમાં ગયા.

રાજાએ મોટી ધામધુમ પૂર્વક કુમારના પરાક્રમથી રંજીત થયેલી રત્નાવલીનાં લગ્ન કુમારની સાથે કરી દીધાં. સ્વયંવરનું એકંદરે પરિણામ સારૂં આવેલું હોવાથી રાજાના આનંદનો પાર રહ્યો નહિ. લોકો પણ પોતપોતાની મતિ અનુસાર કોઇ રાજકુમારની પ્રશંસા કરતા તો કોઈ રાજબાળાની કરતા.

એક સામાન્ય વીણાધારીને વરેલી રાજબાળા પણ ભેદ ખુલી જતાં મોટા રાજવંશી, પરાક્રમી અને પ્રતાપી નરના કંઠમાં વરમાળ પડેલી જાણી એના આનંદની તે વાતજ શી ? ભવાંતરનું તપોબળ શું કામ કરે છે ? ભાગ્ય જ્યારે સંપૂર્ણપણે અનુકૂળ હોય છે ત્યારે ખોટામાંથી પણ સારૂં થાય છે તો પછી સામાન્ય વીણાધારીમાંથી મોટા રાજવંશી પ્રતાપી નર બને એમાં તે નવાઇ શી ?

કેટલાક દિવસ સુધી શ્વસુરના આગ્રહથી દેવરથકુમાર ત્યાં રહ્યો, પછી શ્વસુરની રજા લઇ પોતાની પ્રિયા સાથે પોતાની માતૃભૂમિ તરફ જવાની તૈયારી કરી. માતાપિતાએ વળાવેલી તે કન્યા પિતાએ આપેલો અપૂર્વ દાયજો ગ્રહણ કરી પતિની સાથે સાસરે ચાલી.

પિતાનું મકાન છોડવાથી ઉદાસ અને અશ્રુ પાડતી બાળાને માર્ગમાં અનેક પ્રકારે એના મનને દેવરથકુમાર મધુર વચનથી રીઝવવાનો પ્રયત્ન કરતો હતો. "પ્રિયે ! જો ! જો ! આ હરિણ પોતાના બાળકને ગ્રહણ કરીને વેગથી ધસી આવતા વાઘ તરફ રોષથી કેવું ધસી રહ્યું છે ? જંગલનાં આ વાંદરાં આપણને જોઇને કેવાં નાસભાગ કરી રહ્યાં છે ?"

૩

## પંચપરમેષ્ઠી સ્મરણનું ફળ.

દેવરથકુમાર પરિવાર સહિત પોતાને નગર આવી પહોંચ્યો. રાજાએ પ્રવેશ મહોત્સવ કરેલો છે એવો દેવરથ મોટા આડંબરપૂર્વક નગરમાં આવી પિતાને નમ્યો. રાજકુમારના મિત્રના મુખેથી કુમારની પરાક્રમ ગાથા સાંભળીને રાજા રોમાંચ અનુભવતો ખુબ ખુશી થયો. આકાશ સાથે વાતો કરતા એવા પ્રાસાદમાં નિવાસસ્થાન આપી રાજાએ રાજકુમારના સુખની સર્વે સામગ્રી તેમાં ભરી દીધી. રત્નાવલી સાથે સુખ ભોગવતો કુમાર ત્યાં દેવતાની માફક પોતાની યુવાની સફલ કરવા લાગ્યો.

એકદા ધર્મવસુ નામે આચાર્ય અયોધ્યાના ઉદ્યાનમાં પધાર્યા. મેઘના આગમનથી મયુરની જેમ ગુરૂઆગમનથી હર્ષ પામેલો રાજા પરિવાર સહિત ગુરૂને વાંદવાને આવ્યો.

વિધિ પૂર્વક ગુરૂને વાંદી તેમની આગળ ધર્મોપદેશ સાંભળવાને બેઠો. રાજાના મનોભાવ વૈરાગ્યવાળા જાણીને સૂરિ રાજાને ઉદ્દેશી પર્ષદા આગળ દેશના દેવા લાગ્યા.

"આ સ્મશાન જેવા સંસારમાં પ્રાણીઓ જ્ઞાનરૂપી ચેતનાનો નાશ કરીને મૃતકની તુલ્ય થાય છે. દુઃખ, દારિદ્ર અને દૌર્ભાગ્ય ચિતામાં પ્રજ્વલતા અગ્નિસમાન છે. જે સંસારમાં આકુળવ્યાકુળ થયેલું ચિત્ત ધુમાડાના સરખુ છે. કેટલાક અપરાધી જીવો કષાયરૂપી શૂલીવડે ભેદાય છે. કેટલાક દુરાશારૂપ રજ્જુથી બંધાયા છતાં કુમતરૂપ વૃક્ષને બાથ ભીડી રહ્યા છે. સંસારમાં કેટલાક જીવો વિષયસુખ રૂપી વિષનું પાન કરી રહ્યા છે જ્યારે કેટલાક મોહમાં મુંઝાયા છતા ચોરાશીલાખ યોનીરૂપી વંશની જાલમાં ધકેલાઈ જાય છે. સંસારી જીવોને પાખંડીરૂપી કેટલાય પલિતો વળગેલા છે વળી સ્ત્રીઓ તો શાકિની સમાન પુરૂષના આત્મહિતનો નાશ કરવાવાળી છે. એવા રાગથી બંધાયેલા પ્રાણીયો જગતમાં શું શું નથી કરતા?

રાજકથા, ભકતકથા, સ્ત્રીકથા અને દેશકથામાં મશગુલ બનેલા જીવોને ધર્મકથા કરવાની નવરાશજ કયાં છે? સંસારના એ બધાય ઉપદ્રવોથી નહિ મુંઝાયેલો પ્રાણી જ સિદ્ધિના કારણરૂપ એવા ચારિત્રરૂપી મહા વિદ્યાને સાધે છે.

જ્ઞાની પુરૂષને આ સંસારરૂપી શ્મશાનને વિષે સિદ્ધિને પ્રાપ્ત કરવા જતાં જો પૂર્વે કરેલી વિડંબનાઓ કદર્થના નથી પમાડી શકતી તો તે શિવપુરીમાં સુખે સુખે ચાલ્યો જાય છે. સમ્યગ્ જ્ઞાનવંત પુરૂષ જ જ્ઞાની થઇ શકે છે. આપ્ત પુરૂષોનાં વચન સાંભળવાથી એવું જ્ઞાન પ્રાપ્ત થાય છે. રાગ દ્વેષ રહિત, અજ્ઞાન, મોહ અને મિથ્યાત્વ રહિત, પ્રાણીઓને હિતકારક શ્રી તીર્થંકરદેવ જ આપ્તપુરૂષ કહેવાય

છે. કારણ કે પરમાર્થથી તો રાગ દ્વેષ, અજ્ઞાનાદિક દોષો તેમના જ ક્ષય થયેલા છે.

માટે હે ભવ્ય ! પંચપરમેષ્ઠીના સ્મરણ કરવામાં તેમજ એમની સ્તુતિ કરવામાં અવશ્ય પ્રયત્નશીલ થાઓ. જે જીનેશ્વરના દર્શનથી પરંપરાએ તમારૂં કલ્યાણ થાય. એ ઉપર એક દૃષ્ટાંત સાંભળો.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં સદ્‌ગ્રામ નામના ગામમાં સંગત નામે એક પામર રહેતો હતો. એક દિવસે તે ગામમાં આવેલા સાધુઓને રાત્રી વ્યતીત કરવા માટે તેણે ઉપાશ્રય આપ્યો ને ઉપરથી તેમની વૈયાવચ્ચ કરી સેવા ભક્તિ કરી. મુનિએ એ પામરને યોગ્ય જાણીને પાપનો નાશ કરનારી ધર્મદેશના આપી.

"આ જગતમાં પ્રાણીઓને ધર્મ થકી શું નથી મલતું? મદઝરતા પર્વત સમાન ઉન્નત ગજરાજો, વાયુવેગવાળા અશ્વો, ચરણમાં નમસ્કાર કરતા મુગુટબદ્ધ સામંત નૃપતિઓ, બુદ્ધિનિધાન મંત્રીઓ, રૂપ અને ગુણે કરીને લલિત લલનાઓ, દેશ, ગ્રામ, નગર, શહેર યુક્ત પૃથ્વી મંડલ તેમજ સુવર્ણ અને રત્નોથી ભરેલા ભરપુર ભંડારો, ગાનતાન, નાટક અને મોટા ગગનચુંબિત પ્રાસાદો તેમજ દેવ દુર્લભ એવા મનોહર ભોગો એ બધુંય ધર્મથી મળી શકે છે માટે ધર્મનાં એવાં રૂડાં ફલ જાણીને હે સંગત ! તું ધર્મનું આરાધન કર કે જેથી આ ભવમાં તેમજ ભવાંતરમાં તારૂં સારૂં થાય".

મુનિરાજનો એ પ્રમાણે સુધારસ સમાન ઉપદેશ સાંભળીને શ્રદ્ધાને ધારણ કરતો સંગત બોલ્યો. "હે ભગવન્! મને લાગે છે કે આપ મારી ઉપર એકાંત વાત્સલ્યવંત છો પરન્તુ અનાર્ય અને પામર-મુર્ખ એવા મને એ

ધર્મ કરવાનું સૌભાગ્ય શી રીતે પ્રાપ્ત થાય ? માટે ગૃહસ્થને ઉચિત એવા મારેયોગ્ય મને ધર્મ આપો ” પામરની વાણી સાંભળી ગુરૂમહારાજ બોલ્યા કે:—

“તારે પંચપરમેષ્ઠીમંત્રનું ત્રણે સંધ્યાએ દરરોજ સ્મરણ કરવું. ભોજન અવસરે, શયનકાલે પવિત્ર થઈને ત્રણ, પાંચ કે આઠવાર દરરોજ સ્મરણ કરવું.” એ પ્રમાણે મુનિરાજ પંચપરમેષ્ઠી નમસ્કારમંત્ર આપીને ચાલ્યા ગયા.

સંગત પણ તે દિવસથી પંચપરમેષ્ઠીનું સ્મરણ કરવા લાગ્યો. પ્રતિદિવસ પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતો ને નિષ્પાપ જીવન ગુજારતો તે ઘણોકાલ જીવીને અંતે વિશુદ્ધ ભાવથી મરણ પામીને પરમેષ્ઠી મંત્રના પ્રભાવથી નંદીપુર નગરના પદ્માનન રાજાની કુમુદિની પ્રિયાથકી પુત્રપણે ઉત્પન્ન થયો. સ્વપ્નામાં રત્નનો સમૂહ જોવાથી માતાપિતાએ કુંવરનું નામ રત્નશિખ પાડ્યું. કલાથી શોભતો રત્નશિખ વૃદ્ધિ પામતો અનુક્રમે યૌવનવયમાં આવ્યો.

પુણ્યથી આકર્ષાયેલી લક્ષ્મીની માફક કુમારનાગુણોથી રંજીત થયેલી કોશલાધિપતિની કૌશલ્યા નામે કન્યા સ્વયંવરા આવેલી તેને મોટા આડંબરપૂર્વક રાજકુમાર પરણ્યો. એ રાજબાળા સાથે કુમાર અનુપમ ભોગોને ભોગવવા લાગ્યો.

એક દિવસે કુમુદિની દેવીએ રાજાના મસ્તક ઉપરનો શ્વેતકેશ રાજાને બતાવવાથી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો. રત્નશિખ કુમારને પોતાની પાટે સ્થાપન કરી રાજા પત્ની સહિત વનવાસી તાપસ થયો. રત્નશિખ અનેક સામંત અને મંત્રી વડે શોભતો મોટા પૃથ્વી મંડલનો શાસક થયો. રાજસભામાં કથા-વાર્તા વિનોદમાં પોતાનો સમય પસાર કરતો હતો. સારી સારી કથાઓ કહેનારા પંડિતોને દાન

માનથી તે સંતોષ પમાડતો હતો. એક દિવસે કોઈ કથાકારે રાજસભામાં રાજાની આગળ વીરાંગદ અને સુમિત્રનું કથાનક શરૂ કર્યું.

વિજયપુર નગરના રાજા સુરાંગદને ગુણવાન અને ભાગ્યશાળી વીરાંગદ નામે પુત્ર હતો. પ્રધાનપુત્ર સુમિત્ર સાથે એને ગાઢ મિત્રતા થઇ. એકદા ઉદ્યાનમાં ક્રીડા કરતાં રાજકુમારે સુમિત્રને કહ્યું. "મિત્ર! પુણ્યની પરીક્ષા કરવા માટે આપણે દેશાંતર જઇએ. અનેક કૌતુકથી ભરેલી પૃથ્વીને જોઇએ. સજજન અને દુર્જનની પણ પરીક્ષા કરીયે. કારણ કે ધન, કીર્ત્તિ, યશ, વિદ્યા, વિજ્ઞાન અને પુરૂષાર્થ એ બધું પ્રાયઃ કરીને પરદેશમાં જ પુરૂષને પ્રાપ્ત થાય છે".

રાજકુમાર વીરાંગદની વાત સાંભળી સુમિત્ર બોલ્યો. મિત્ર! તમે કહ્યું તે બરાબર છે. પરન્તુ આપણે પરદેશ જઇએ ને એક શહેર કે એક રાજાની મુલાકાત લઈ પાછા આવીયે એમાં ચતુરાઇ શી? પણ અનેક નગર અને શહેરો જોઇયે, સેંકડો વિજ્ઞાનવિદ્યાનો અભ્યાસ કરીયે, ઘણા રાજાઓની સેવા કરીયે, પરદેશમાં અનેક સ્થાનકોનો ફરીને આપણે અનુભવ કરીયે".

તારી વાત તો ઠીક છે પણ માતા પિતાનો ત્યાગ કરી આપણે શી રીતે જઇ શકીયે? જો છાનામાના–ગુપચુપ જતા રહીયે તો એમને ઘણું દુઃખ થાય અને રજા લઇને જઇએ તો જવા ન દે. રાજપુત્રે પરદેશ જવા માટેની મુશ્કેલી રજુ કરી.

"ત્યારે આપણે એનો કંઈક ઉપાય કરીયે" સુમિત્રે કહ્યું. તે પછી કેટલાક દિવસ પસાર થયા ને એક દિવસે ઉદ્યાનમાં બન્ને મિત્રો આનંદ ગોષ્ઠિ કરતા હતા તે દરમિયાન શરણ, શરણ પોકારતો કોઈક પુરૂષ રાજકુમારના ચરણને વળગી

પડયો. તેની પાછળ પકડવાને છુટેલા રાજપુરૂષો કુમાર પાસે આવીને બોલ્યા."રાજકુમાર! એને છોડી દ્યો. આ દુષ્ટ ચોરે સુદત્ત શ્રેષ્ઠીના મકાનમાં ખાતર પાડીને ખુબ ધન ચોર્યું છે ને હવે રાજાએ એને શુળી ચડાવવાનો હુકમ કર્યો છે તેમાંથી છટકી જવાને તે અમારા હાથમાંથી નાશી તમારે શરણે આવેલો છે, માટે અમને સ્વાધિન કરો અને મહારાજની આજ્ઞાનો અમલ કરવા દ્યો." રાજપુરૂષોની વાણી સાંભળી વીરાંગદ બોલ્યો–

"જો કે આ ચોર છે તેને આશરો આપી રાજાજ્ઞાનો ભંગ કરવો વ્યાજબી નથી છતાં આ મારે શરણે આવેલો હોવાથી એને હવે તમારાથી હણી શકાશે નહિ. પિતાને કહો કે એને છોડી મૂકે."

રાજપુરૂષોએ રાજકુમારનો નિશ્ચય જાણીને રાજા આગળ જઇ એ વાત નિવેદિત કરી. આજ્ઞા ભંગ થવાથી ગુસ્સે થયેલા રાજાએ રાજકુમારને દેશનિકાલ કર્યો. કુમાર પોતાના મિત્રની સાથે ખુશી થયો છતો પરદેશ ચાલ્યો ગયો. વિદેશ જતાં માર્ગમાં રાજકુમારને પુણ્યોદયને સૂચવનારા અનેક સારા શુકન થયા.

## ૪

## બે મિત્રો.

**श्रमणस्तुरगो राजा, मयुरः कुंजरो वृषः ।**
**प्रस्थाने वा प्रवेशे वा, सर्वसिद्धिप्रदायकः ॥१॥**

ભાવાર્થ—સાધુ, અશ્વ, રાજા, મયુર, હાથી અને બળદ પરદેશ ગમન કરનાર મુસાફરને નગરમાંથી નિકળતાં કે અન્ય નગરમાં પ્રવેશ કરતાં જો સામા મળે તો શુકન લેનારનાં મનોવાંચ્છિત સફળ થાય છે.

કન્યા, ગાય, શંખ, ભેરી, દહી, ફલ, ફુલ, પ્રજ્વલતો અગ્નિ, અશ્વ, રાજા, હાથી, જલ ભરેલો ઘડો, ધ્વજા, શસ્ત્રધારી પુરૂષ, રાંધેલું-પકાવેલુ અન્ન, વૈશ્યા, સૌભાગ્યવંતી સ્રી આદિક જો સામા મળે તો પરદેશ ગમન કરનાર વ્યક્તિનું મંગલ થાય છે.

શુભશુકને નિકળેલા વીરાંગદ અને તેનો મિત્ર પરદેશ ગમન કરતાં અનુક્રમે ઘણી પૃથ્વી ઉલ્લંઘન કરી ગયા. શુભ શકુને નિકળેલા હોવાથી તેમના મનમાં જો કે ઉત્સાહ હતો છતાં પરિશ્રમથી કંટાળેલા હોવાથી ભયંકર અટવીમાં એક મોટા ઘટાદાર વૃક્ષની છાયામાં આરામ લેવાને બન્ને જણા બેઠા. રાત્રી પણ ત્યાંજ પસાર કરવાનો તેમણે વિચાર કર્યો.

નિશા સમયે રાજકુમાર વીરાંગદ પરિશ્રમથી કંટાળતો નિદ્રાવશ થયો ને પ્રધાન પુત્ર સુમિત્ર તેની રક્ષા કરતો જાગ્રત રહ્યો.

એ ઘટાદાર વડલાના વૃક્ષમાં નિવાસ કરીને રહેલો ભાસુરપ્રભ નામનો યક્ષ (દેવ) આ બન્ને મુસાફરનાં સ્વરૂપ અને સૌભાગ્યથી આકર્ષાઇ પ્રસન્ન થયો. અવધિજ્ઞાનથી તેમનું વૃત્તાંત જાણીને સુમિત્ર આગળ પ્રગટ થઇને બોલ્યો. "હે વત્સ! તમે બન્ને મારા મોટા અતિથિ છો, તો કહો કે તમારા બન્નેનું હું શું આતિથ્ય કરૂં?"

પ્રસન્ન થયેલા દેવતાને પ્રત્યક્ષ-પોતાની સમક્ષ પ્રગટ થયેલો જોઇ ખુશી થતો સુમિત્ર બોલ્યો. "દેવ! દુઃખે કરીને થઇ શકે એવું તમારૂં દર્શન મને થયુ તેથી હું માનું છું કે મારા સર્વે મનોરથો સફલ થયા, કારણકે મોટા ભાગ્યથીજ કોઇ વિરલાને દેવદર્શન થાય છે."

"સજ્જન પુરૂષોમાં યાચના સિવાય સર્વે ગુણો હોય

છે. સજ્જન પુરૂષો અન્ય દુઃખી જીવોનો ઉદ્ધાર કરે છે પણ પોતે કોઇની પણ પ્રાર્થના કરતા નથી. છતાંય દેવદર્શન અમોઘ હોય છે, વૃથા જતું નથી.

આ બે મણિરત્ન તને આપું છું. આ નીલમણિ ત્રણ ઉપવાસને અંતે રાજ્યને આપે છે, ત્યારે આ રક્તમણિ 'ૐ હ્રીં' મંત્રથી જાપ કરવાવડે મનોવાંચ્છિત પૂરે છે. પહેલો રાજકુમારને યોગ્ય છે ત્યારે બીજો તારે યોગ્ય છે.

દેવતાની વાણી સાંભળી દેવે આપેલા બે મણિને ગ્રહણ કરતો સુમિત્ર ખુશી થતો ચિંતવવા લાગ્યો, "પૂર્વોપાર્જીત પુણ્ય મનુષ્યને જાગ્રત થયુ છતુ વનમાં કે ગમે ત્યાં સહાય કરે છે છડીદારની માફક તે માણસની આગળ ને આગળજ ચાલે છે. આ કુમારને ધન્ય છે કે જેનો ઉપકાર કરવા માટે દેવતાઓ પણ પ્રગટ થાય છે." તેણે દેવતાની પણ સ્તુતિ કરી.

બન્ને રત્નો આપીને યક્ષ અદ્દશ્ય થઇ ગયો. રાજકુમાર પણ યથા સમયે જાગ્રત થયો. પ્રાતઃકાળે તેઓ બન્ને ત્યાંથી આગળ ચાલ્યા. ને ત્રણ દિવસ સુધી સુમિત્રે રાજકુમારને ફલ વગેરેનો નિષેધ કરીને અપવાસ કરાવ્યા અને કંઇય ખાવા દીધું નહિ. ત્રણ ઉપવાસ પછી સુમિત્ર અને રાજકુમાર મહાસાલપુર નગરના ઉદ્યાનમાં આવ્યા, ત્યાં પેલું નીલરત્ન બતાવીને રાજકુમારને કહ્યું, "હે મિત્ર! આ રત્નની તમે પૂજા કરો, કે જેના પ્રભાવથી તમે મહારાજા થશો."

રત્નને જોઇ વિસ્મિત થયેલો રાજકુમાર બોલ્યો. "હે મિત્ર! તને આ ક્યાંથી પ્રાપ્ત થયું?"

"કુમાર! તમારા ભાગ્યથી મને એ પ્રાપ્ત થયેલ છે. એનો ઇતિહાસ તમને રાજ્ય મલ્યા પછી કહીશ," પ્રધાન

પુત્રની વાણી સાંભળી રાજકુમારે એ નીલરત્નની પૂજા કરી, "આ રત્નના પ્રભાવથી શી રીતે રાજ્ય પ્રાપ્તિ થશે ?" ઈત્યાદિક ચિંતવન કરતો તે આમ્ર વૃક્ષની નીચે બેઠો.

પોતાના મિત્રને ત્યાં છોડી નજીક લતાકુંજમાં જઇને સુમિત્રે પુષ્પાદિકથી પોતાના રક્ત રત્નની પૂજા કરીને સ્નાન માટે વિલેપનાદિક સામગ્રીની યાચના કરી. તરતજ મણિના પ્રભાવથી દિવ્ય અંગમર્દન કરનારાઓએ પ્રગટ થઈ તેલવડે મર્દન કરી બન્નેને સ્નાન કરાવ્યું, દિવ્ય સ્ત્રીઓએ પ્રગટ થઇને તે બન્નેને મનગમતાં ભોજન કરાવ્યાં. પછી દિવ્ય તાંબુલ ગ્રહણ કર્યા, ને મણિના પ્રભાવથી દિવ્ય શ્રૃંગાર ધારણ કરી તેઓ સ્વસ્થ થયા, તે પછી અંગમર્દન કરનારા અને દિવ્ય સ્ત્રીઓ બધુ અદૃશ્ય થઇ ગયું.

હવે મહાશાલ નગરનો રાજા અપૂત્ર મરણ પામેલો હોવાથી મંત્રીઓ રાજ્ય વ્યવસ્થા માટે વિચારમાં પડયા, છેવટે પંચ દિવ્યના નિર્ણય પર આવી તેમણે પંચ દિવ્ય કર્યાં, તે અનુક્રમે ઉદ્યાનમાં વીરાંગદ કુમાર પાસે આવ્યાં, કુમારને જોઈ ગર્જના કરતા ગજરાજે પોતાની સૂંઢમાં રહેલા કલશવડે કુમારનો અભિષેક કરી પોતાના સ્કંધે કુમારને બેસાડયો. ચામર અને છત્ર કુમારની આજુબાજુ શોભી રહ્યાં, એ પંચ દિવ્યની પાછળ રહેલા મંત્રી આદિ રાજપુરૂષોએ જયજય શબ્દ પોકાર્યા.

નગરમાં પ્રવેશ કરવા માટે મંત્રીઓએ નમસ્કાર કરીને કુમારને પ્રાર્થના કરી. એ પ્રસંગનો લાભ લઇ મંત્રી–પુત્ર સુમિત્ર પોતાના મિત્રને રાજ્ય પ્રાપ્ત થયું જાણી ત્યાંથી ખસી ગયો ગુપ્તપણે એ જ નગરમાં રહીને મિત્રના સુખને જોતાં સ્વતંત્રપણે મોજ કરવાને તેણે વિચાર કર્યો, અને એ ગરબડમાંથી નગર તરફ સરકી ગયો.

સુમિત્રને નહિ જોવાથી વીરાંગદ રાજાએ મંત્રીઓને કહ્યું "પણ મારો મિત્ર મારી પાસે હતો તે અત્યારે ક્યાં છટકી ગયો ? મંત્રી! તેની જલદી શોધ કરાવો."

મંત્રીના મોકલેલા સર્વે સુભટોએ નગરમાં અને બહાર તપાસ કરી પણ ક્યાંય ન મલવાથી પાછા આવી નિરાશાજનક સમાચાર કહી સંભળાવ્યા.

મિત્રના વિયોગથી વ્યગ્રચિત્તવાળા રાજાએ મંત્રીઓના આગ્રહથી મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કર્યો, અને મંત્રીઓએ તેનો રાજ્યાભિષેક કર્યો. તે સાથે આઠ રાજકન્યાઓને પણ પરણાવી. દેવાંગના સમાન એ રૂપવતી લલનાઓ સાથે ક્રીડા કરતો વીરાંગદ સુખમાં કાલ નિર્ગમન કરતો હતો. અખંડ શાસનથી ઉત્તમ રાજાની માફક રાજ્યને પાલવા છતાં એ સુખમાં પણ મિત્રવિયોગરૂપ કંટક રાજાના હૃદયમાં અહર્નિશ ખટક્યા કરતો હતો.

મહાશાલ નગરમાં મોજથી ક્રીડા કરતા સુમિત્રને એક દિવસ નરવૈરિણી રતિસેના નામની વેશ્યાએ જોયો. સ્નેહરૂપી મીઠી નજરથી વારંવાર તેને જોવાથી પુત્રીની મમતા જાણીને તેની વૃદ્ધમાતાએ સુમિત્રને પોતાની પાસે બોલાવ્યો. સૌમ્ય આકૃતિવાળો જાણી તેણીએ પણ તેનો સત્કાર કર્યો. રતિસેનાના સ્નેહપાશમાં બંધાયેલ સુમિત્ર પણ પોતાનો સમય ત્યાં જ સુખમાં નિર્ગમન કરતો. એની દ્રવ્ય ઇચ્છાને પેલા મણિના પ્રભાવથી પૂરવા લાગ્યો.

કવચિત્ ગુણવાન પુરૂષો પણ નારીના કટાક્ષ બાણે વીંધાયા છતા પાપ માર્ગે ચાલ્યા જાય છે. ગણિકામાં સાચો પ્રેમ હોતો નથી. જ્યાં લગી પૈસો હોય છે ત્યાં સુધી જ એ સંબંધ રાખે છે. પણ ગુણવાનના ગુણોની એને કદર નથી. માખી છે તે દુર્ગંધમય એવી વિષ્ટા ઉપર જ બેસે

છે, ચંદન ઉપર નહિ. ધનની અર્થી એવી વેશ્યા ચંડાલને પણ ઇચ્છે છે. અરે કોઢીયા સાથે પણ જો દ્રવ્ય લાભ થતો હોય તો રમે.

વેશ્યાની નીતિને જાણવા છતાં પણ સુમિત્રે કેટલોક સમય રતિસેનાના સહવાસમાં પસાર કર્યો. મણિના પ્રભાવથી ભૂષણ, અલંકાર :વગેરેથી એણે કુટ્ટિનીની મહા ઈચ્છાને પણ પૂર્ણ કરી. વારંવાર એ પ્રમાણે કુટ્ટિનીની ધનેચ્છા પૂર્ણ થવાથી એ દુષ્ટ કુટ્ટિની વિચારમાં પડી.

"અહો ચિંતામણિ રત્ન વગર આટલું બધું ધન કોણ આપી શકે? કોઇ પણ ઉપાયથી એની પાસેનો મણિ મારે પડાવી લેવો જોઇએ". એ પ્રમાણે દુષ્ટ કુટ્ટિની અનુકુળ સમયની રાહ જોવા લાગી.

અન્યદા પોતાનાં વસ્ત્ર દૂર મુકીને સુમિત્ર સ્નાન કરવાને બેઠો. તે સમયનો લાભ લઈ પેલી કુટ્ટિનીએ એનાં વસ્ત્રો તપાસવા માંડયાં, તો એક વસ્ત્રને છેડે મણિ બાંધેલો. તે આ દુષ્ટાએ છોડી લઈ સંતાડી દીધો.

કુટ્ટિનીએ ધનની માગણી કરવાથી સુમિત્રે એકાંતમાં જઇ પેલા મણિની પૂજા કરવા માટે તપાસ કરી પણ તે નહિ મલવાથી ખિન્ન ચિત્તવાળા તેણે ઘરના માણસોની જડતી લેવા માંડી. તેની આવી ચેષ્ટા જોઇ ગુસ્સે થયેલી પેલી કુટ્ટિની સુમિત્રને ધમકાવતી બોલી. "અરે! તારી પાસે ધન ન હોય તો સર્યું. અમારા ઉપર ખોટાં આળ ના મુક."

એ કુટ્ટિનીની કુટિલતાથી સુમિત્રે વિચાર્યું. "નક્કી આ દુષ્ટાએ જ મારો મણિ હરી લઈ તસ્કરવિદ્યા ચલાવી છે. હવે શું થાય? શું રાજાની આગળ ફરીયાદ કરૂં? અહીંયાં હવે આ દુષ્ટા મને રહેવા દેશે પણ નહિ. માટે અત્યારે

તો અહીંથી જવામાં જ સાર છે". એમ વિચારી તે રતિસેનાના મકાનમાંથી નિકળી ગયો. રાજાને ફરિયાદ કરવા જતાં મનમાં વિચાર થયો કે આવી નમાલી વાત રાજાને કહેવા કરતાં હાલમાં પરદેશ જવું એજ ઠીક છે. એમ ચિંતવી દેશાવર ચાલ્યો ગયો.

"અરે જગતમાં અજ્ઞાનને ધિક્કાર થાઓ, તેની ઈચ્છા મુજબ દ્રવ્ય આપવા છતાં એ લોભી સ્ત્રીએ મને છેતરીને મણિ લઇ લીધો પણ એની પૂજા વિધિની એને ખબર ન હોવાથી એને કાંઇ લાભ થશે નહિ. એક પત્થરના ટુકડા કરતાં એને કાંઈ અધિક લાભ થશે નહિ. હવે શું ઉપાય કરૂં કે જેથી એ દુષ્ટાને કંઇક ચમત્કાર બતાવી મારો મણિ હાથ કરૂં ?" ઇત્યાદિક વિચાર કરતો તે અનુક્રમે કોઇ શૂન્ય નગરમાં આવ્યો. બહુ ઉદ્યાનવાળા અને રમણીય એવા તે નગરને જોઈ આશ્ચર્ય પામેલો સુમિત્ર નગરમાં પ્રવેશ કરતો રાજમંદિર તરફ ચાલ્યો.

મનુષ્ય રહિત એવા રાજમંદિરની સપ્તમી ભૂમિકાએ મનમાં આશ્ચર્ય પામતો તે ઉપર ચડી ગયો, સાતમી ભૂમિએ ચારે તરફ નજર કરતાં તે સુમિત્રને સાંકળથી બંધાયેલ બે હસ્તિની જોવામાં આવી. એમનાં અંગ કુંકુંમથી વિલેપન કરેલાં હતાં, કપુરની સુગંધથી એમનાં મસ્તક સુવાસિત હતાં. ને એમની ગ્રીવાએ પુષ્પની માળા હતી એવી બે કરિણિ યુગલને જોઇ "આ શું ?" એમ ચિંતવતાં વળી ચારે તરફ જોવા લાગ્યો.

સામે ગોખમાં એણે શ્વેત અને કૃષ્ણ અંજન યુક્ત બે દાબડીઓ જોઇ, અંજન માટે સળી પણ ત્યાં પડેલી હોવાથી એને કંઈક ભેદ જણાયો.

એ કરભી યુગલની આંખ જોતા શુભ્ર અંજનયુક્ત

જણાયાથી એણે ધાર્યું કે સફેદ અંજનના પ્રયોગ વડે આ બન્ને સ્ત્રીઓને કરભી કરેલી છે. તો કૃષ્ણ અંજનથી એમને મૂળ સ્વરૂપ પ્રગટ થતું હશે. એમ વિચારી તરત જ એણે પેલી સળી વડે કૃષ્ણ અંજન એમની આંખમાં આંજયું.

તરત જ તે બન્ને સુંદર મનુષ્ય સ્ત્રીઓ બની ગઈ, સુમિત્ર એમને મનુષ્ય સ્વરૂપમાં જોઇ નવાઇ પામતો ને તેમની કુશળતા પૂછતો બધી હકીકત પૂછવા લાગ્યો. આ બધું છે શું ? તમે કોણ છો ? ને આ બધું શી રીતે બન્યું ?

સુમિત્રના જવાબમાં એક સ્ત્રી બોલી. "હે સુંદર ! ગંગાનદીની ઉત્તર દિશાએ ભદ્રક નામે શહેર આવેલું છે, ત્યાં ગંગાદિત્ય નામે શ્રેષ્ઠિ રહેતો હતો. તેને વસુધારા નામે પત્ની થકી આઠ પુત્રો ઉપર બે પુત્રીઓ અવતરી, એકનું નામ જયા અને બીજીનું નામ વિજયા.

એ બન્ને બહેનો જ્યારે યૌવન વયમાં આવી, તે સમયે ગંગાના તટ ઉપર એક શર્મક નામે પરિવ્રાજક રહેતો હતો. ક્રિયાવાન અને શૌચ ધર્મમાં તત્પર, બોલવામાં હાજર જવાબી, વૈદક અને નિમિત્તનો જાણનાર, બાહ્યથી ઉદાર અને સુંદર આચારવાળો છતાં અંતરમાં ક્રૂર પરિણામી એ પરિવ્રાજકને એક દિવસે પારણાને માટે મારા પિતાએ આમંત્રણ આપ્યું.

પરિવ્રાજકનો સત્કાર કરી બહુ માનથી તેને જમવા બેસાડયો, પિતાની આજ્ઞાથી અમે બન્ને તેની બન્ને બાજુએ બેસીને પવન નાખવા લાગ્યાં, મનોહર એવાં પકવાન્ન, શાક, દાલાદિક ભોજન છતાં અમારા રૂપમાં આશક થયેલો તે વારંવાર અમને જોતો ને નિઃશ્વાસ મૂકતો કંઇક ચિંતવવા લાગ્યો.

સંસારમાં મનુષ્યજન્મ ધારણ કરી જપ જપો કે તપ કરો, ધ્યાન કરો કે ઇન્દ્રિયનું દમન કરો, પણ રંભા સમાન આ મનોહર બાળાઓ સાથે જો ભોગ ન ભોગવ્યા તો બધુંય વ્યર્થ. આ સંસારમાં સારંગલોચના એ એક જ માત્ર સારભૂત છે. એ સારંગ લોચનાથી કોણ ક્ષોભ નથી પામ્યું ? દેવાંગનાઓથી બ્રહ્મા, ગંગા અને ગૌરી થકી મહાદેવ તેમજ ગોપાંગના થકી ગોવિંદ, તો પછી મારા જેવો આવી સુંદર સુંદરીઓને જોઇ ચલાયમાન થાય એમાં નવાઇ પણ શી ?"

સુંદર ભોજનનો ત્યાગ કરીને વ્યગ્ર ચિત્તવાળા પરિવ્રાજકને મારા પિતાએ પૂછયું. "આપ શું તત્વ ચિંતવનમાં પડી ગયા, ભોજન ઠંડુ પડી જશે તો પછી એમાં મઝા નહી આવે". વારંવાર પ્રેરણા કરવા છતાં એ પરિવ્રાજક ભોજન કરવામાં મંદ આદરવાળો થઈ ગયો.

"દુ:ખથી દગ્ધ થયેલાને સુંદર ભોજનથી પણ શું ?" એમ કહેતો એ દુર્બુદ્ધિ હાથ ધોઇને ઉઠી ગયો. તેને એકાંતમાં શ્રેષ્ઠીએ પૂછયું. "હે તપસ્વી ! તમારે શું દુ:ખ છે ?"

શ્રેષ્ઠીની વાણી સાંભળીને તાપસ બોલ્યો "સંસારની મોહમાયાનો ત્યાગ કરેલો છે એવા અમારે તમારા જેવાનો સંગ દુ:ખદાયી છે છતાં એકાંત ભક્ત એવા તમારા જેવા સજ્જન જનનું દુ:ખ જોવાને હું શક્તિમાન નથી. પણ એ વાત હાલમાં તમને કહીશ નહિ." એમ કહીને પરિવ્રાજક પોતાના મઠમાં ચાલ્યો ગયો.

## ૫

## કરભી યુગલની કથા

પરિવ્રાજકના વચનથી શંકાશીલ થયેલો શ્રેષ્ઠી પણ ધીરજ છાડીને પરિવ્રાજકની પૂંઠે દોડયો, એકાંતમાં એ પરિવ્રાજકને નમી હાથ જોડી એની સ્તુતિ કરતો બોલ્યો. "કૃપા કરીને આપ કહો. મારૂં અહિત જે દેખાતું હોય તે સ્પષ્ટતાથી કહો ?"

"કંઈ કહેવાય તેમ નથી, એક તરફ વ્યાઘ્ર અને બીજી તરફ નદી ના ન્યાયે આવી બાબતોમાં મારા જેવા ઉત્તમ સાધુઓએ પડવું જોઇએ નહિ".

તપસ્વીની વાણીથી અધિક શંકાશીલ થયેલા તેણે પૂછ્યું. "આપ જરૂર મને કહો". આપ જેવા મહાન પુરૂષોનો ભક્ત હોવા છતાં હું દુ:ખી થાઉં એ શું તમને ઈષ્ટ છે ?".

"એકાંતે મારે વિષે ભક્તિવાળા તને મારે કહેવું જોઇએ, જો સાંભળ. તારી કુલક્ષણવાળી પુત્રીઓ તારા કુળનો ક્ષય કરનારી છે. એ જાણીને સરસ અને સુંદ ભોજનમાં પણ મારૂં મન લાગ્યું નહિ. તારી વારંવાર પ્રેરણા છતાં હું ભોજનનો સ્વાદ પણ લઈ શકયો નહિ. અફસોસ !"

"ત્યારે એનો ઉપાય ?" આતુરતાથી શેઠે પૂછ્યું.

"એનો ઉપાય તો બની શકે–શાંતિ પણ થઈ શકે, પણ તે તારાથી બની શકે તેમ નથી". પરિવ્રાજકે એને ડામાડોળ બનાવી દીધો.

"કુળની શાંતિને માટે કઠીણકાર્ય પણ હું કરીશ, આપ શાંતિથી કહો."

"પોતાનું કલ્યાણ ઇચ્છનારે કુલક્ષણવંત વસ્તુઓ ગમે તેવી પ્રિય હોય તો પણ તેનો ત્યાગ કરવો જોઇએ, તારી પુત્રીઓને વસ્ત્રાભૂષણથી સજ્જ કરી પેટીમાં પૂરીને ગંગાના પ્રવાહમાં વહેતી મુક, કે જેથી તારા કુળનું કુશળ થાય". તાપસનાં વચન સ્વીકારી શ્રેષ્ઠિ પોતાને મકાને આવ્યો.

એક દિવસે અમને બન્નેને વસ્ત્રાભૂષણથી સજ્જ કરી પેટીમાં પૂરીને ગંગાના પ્રવાહમાં તાપસના કહેવા પ્રમાણે તે પેટી વહેતી-તરતી મુકી દીધી, ને ઘેર જઇને અમારૂં શોક કાર્ય કર્યું.

આ વાત જાણી ખુશી થયેલો પરિવ્રાજક પોતાના મઠમાં આવી પોતાના શિષ્યોને કહેવા લાગ્યો. "અરે શિષ્યો! મારી ભક્તિથી પ્રસન્ન થઇને ગંગા દેવીએ હિમાલયથી મારી મંત્રની સિદ્ધિ માટે પૂજોપકરણથી ભરેલી એક પેટી ગંગાના પ્રવાહમાં તરતી મૂકી છે. તે આજે આવી પહોંચશે. માટે તમે શિઘ્રપણે જઇને ગ્રહણ કરો ને તેને ઉઘાડયા વગર મારી પાસે લાવો, જો ઉઘાડશો તો મંત્રમાં વિઘ્ન થશે." પરિવ્રાજકની વાતથી વિસ્મય પામેલા શિષ્યો મઠથી દૂર બે ગાઉ પ્રમાણ ભૂમિએ ચાલ્યા ગયા.

ગંગાના કાંઠે આવેલી એ તીર્થભૂમિએ જઇને ગંગામાં પેટીને શોધતા આમતેમ ફરવા લાગ્યા, દરમિયાન વચમાં એક ઘટના બની ગઇ.

તે ભદ્રક શહેરનો સુભૂમ નામે રાજા નાવમાં બેસીને ગંગા નદીની સહેલ કરી રહ્યો હતો તેણે અકસ્માત આ મંજુષાને જોવાથી પોતાના માણસો મારફતે ગ્રહણ કરાવી નદીને કાંઠે રહેલા પોતાના મહેલમાં મંગાવી ને તુરતજ ઉઘડાવી તો અદ્દભૂત સ્વરૂપવાળી અમને જોઇને તે મોહ પામી ગયો. પોતાના મંત્રીને કહેવા લાગ્યો, "અરે મંત્રી!

આ આશ્ચર્ય તો જો?" ને અમારા રૂપની તારીફ કરવા લાગી ગયો.

રાજાની આવી વ્યાકુળતા છતાં દુઃખની મારી અમે કાંઈ બોલી શકી નહિ, પણ રાજાનો મનોભાવ જાણીને મંત્રી બોલ્યો. "સ્વામી! આવી શ્રૃંગારથી શણગારેલી કન્યાઓ કારણ વગર કોઈ ત્યાગ કરે નહિ, કોઇએ પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે ગંગામાં આ બન્ને બાળાને વહેતી મૂકી હશે, માટે આ કન્યાઓને ગ્રહણ કરી બીજી બે સ્ત્રીઓને મંજુષામાં પૂરી વહેતી મુકી દ્યો."

"અરે ગંગાને વળી સ્ત્રીઓનું શું કામ? બે વાનરીઓને પૂરી પેટી વહેતી મુકી દ્યોને એટલે પત્યુ" વચમાં એક જણ બોલ્યો.

રાજાને આ વિચાર પસંદ પડવાથી જંગલમાંથી બે વાનરીઓ મંગાવી મંજુષામાં સ્થાપન કરી પેટી હતી તેમ બંધ કરીને ગંગામાં પાછી તરતી મૂકી દીધી.

કેટલાક સમયબાદ મંજુષા ગંગાના પ્રવાહમાં તરતી આવતી એ શિષ્યોએ જોવાથી ગુરૂની વાણીની પ્રશંસા કરતા તેમણે એ મંજુષાને ગ્રહણ કરી. ગુરૂ પાસે લાવી ગુરૂને અર્પણ કરી. ગુરૂએ એક ગુપ્ત ઓરડામાં તે પેટી મૂકાવી.

આજના દિવસને ધન્ય માનતો તે પરિવ્રાજક સૂર્ય અસ્ત થયા પછી પોતાના શિષ્યોને કહેવા લાગ્યો. "હે શિષ્યો! તમે બધા આજે મઠના દ્વારને તાળુ મારીને દૂર રાત્રી વ્યતીત કરજો. કોઈની બૂમ સાંભળો તો પણ તમે મઠ પાસે આવશો નહિ, મારો મંત્ર સિદ્ધ થયા પછી હું તમને બોલાવીશ," શિષ્યો પણ ગુરૂનું વચન અંગીકાર કરી મઠને તાળું લગાવી મઠથી દૂર થયા.

પેલો પરિવ્રાજક મનમાં રોમાંચ અનુભવતો પેટી

સમીપે આવીને બોલ્યો. "હે ભદ્રે! ગંગાદેવીએ પ્રસન્ન થઇને તમારા બન્નેનો વર થવાનું મને વરદાન આપ્યું છે. તો દેવ જેવા મારી યાચનાનો ભંગ તમારે ન કરવો, હું આજથી તમારો કિંકર છું." એવા મંત્રને ભણતાં પેટી ઉઘાડીને પરિવ્રાજકે પેટીમાં પોતાનો હાથ નાંખ્યો તેટલામાં તો ચપળ સ્વભાવવાળી અને પેટીમાં પુરાઈ રહેવાથી ક્રોધાયમાન થયેલી, તેમજ ભૂખ અને તરસથી વ્યાકુળ થયેલી એ વાનરીઓએ એને વલુરી નાખ્યો.

વાનરીઓના ત્રાસથી બૂમેબૂમ પાડતો પરિવ્રાજક ધમપછાડા કરવા લાગ્યો. "અરે શિષ્યો! દોડો! દોડો! આ દુષ્ટ વાનરીઓએ મને ફાડી ખાધો–મારી નાખ્યો." એ પ્રમાણે વિલાપ કરતો તે મૂર્ચ્છિત થઇને ભૂમિ પર પડી ગયો તેની બૂમો સાંભળવા છતાં તેના શિષ્યોમાંથી કોઈ તેની પાસે આવ્યું નહિ.

એ ભૂમિ પર પડેલા પરિવ્રાજકના શરીરને ચુંથતી તેના હાડ માંસનું ભક્ષણ કરતી ને રૂધીરનું પાન કરતી વાનરીઓથી રાત્રીના ચારે પ્રહર વિદીર્ણ થતો પરિવ્રાજક મરણ પામીને અજ્ઞાન તપથી અજ્ઞાનથી ભરેલો રાક્ષસ થયો. વાનરીઓ પણ ત્યાંથી લાગ મલતાં નાશી ગઈ, પ્રાતઃકાળે શિષ્યો ગુરૂને મરણ પામેલા જાણી તેમની ઉત્તર ક્રિયા કરતા શોક કરવા લાગ્યા.

રાક્ષસ થયેલા પરિવ્રાજકે વિભંગજ્ઞાનથી સુભૂમ રાજાનો આ બધો વ્યતિકર જાણી તરતજ સુભૂમ રાજાને મારી નાખ્યો, એના જુલમથી નગરના લોકો નાશી ગયા, પણ પરભવના પ્રેમથી અમો બન્નેને તે મીઠી નજરે જોતો. તે જ્યારે બહાર જાય છે ત્યારે શ્વેત અંજનથી કરભીરૂપે બનાવે છે અને આવે છે ત્યારે કૃષ્ણાંજનથી સ્રીરૂપે પ્રગટ કરે છે.

આ અમારી કથા છે. આ રાક્ષસના પંજામાં આજ કેટલાય સમયથી આ કેદખાનામાં પડેલાં અમે હેરાન થઇ રહ્યાં છીએ, તો હે સજ્જન! આ યમના બંધુસમાન પાપીના પંજામાંથી અમને મુક્ત કર.” એ બાળાએ એ પ્રમાણે પોતાની વાત પૂરી કરી.

તેમની વાત સાંભળી દયાથી કોમલ હૃદયવાળો સુમિત્ર બોલ્યો. “તે રાક્ષસ કયારે ગયો છે ને કયારે આવશે ?”

તે રાક્ષસ રાક્ષસદ્વીપમાં જાય છે તે બે ત્રણ દિવસે આવે છે. અહીંયાં એની મરજી પડે ત્યાં સુધી અઠવાડીયું, પખવાડીયું રહે છે ને પછી પાછો ચાલ્યો જાય છે. પરંતુ આજ રાત્રે તે જરૂર આવશે. માટે હે સુંદર! આજની રાત તમે ભોંયરામાં રહો, પ્રભાતે તેના જવા પછી આપણને જેમ યોગ્ય લાગશે તેમ કરશું.” સુમિત્રને એ વિચાર યોગ્ય લાગવાથી તે નીચે ઉતરી ભૂમિગૃહમાં છૂપાઈ ગયો, તે પહેલાં શ્વેતાંજનથી તે બન્ને બાળાઓને કરભીરૂપે કરી હતી તેવી વ્યવસ્થા કરી દીધી.

સંધ્યા સમયે રાક્ષસ આવી પહોંચ્યો. તે બન્ને કરભી યુગલને મૂળ સ્વરૂપ ધારણ કરાવતો બોલ્યો. “છી! છી! મનુષ્ય ગંધ અહીં કયાંથી? “અહીં મનુષ્ય કયાંથી! અમે બન્નેજ માત્ર મનુષ્ય તો છીએ: સિવાય કોઇ નહિ.” તે બન્ને સ્ત્રીઓ રાક્ષસને વિશ્વાસ પમાડતી બોલી.

તેમના વચનથી વિશ્વાસ પામેલો રાક્ષસ રાત્રી વ્યતીત કરીને પ્રાતઃકાળે જવાની તૈયારી કરવા લાગ્યો. પોતાને કરભી બનાવે તે પહેલાં એ બન્ને બાળાઓ બોલી. “અમે એકલી અહીં ભય પામીએ છીએ માટે તમારે ત્વરાથી આવવું.”

રાક્ષસ એમનું વચન સાંભળી–અંગીકાર કરી કરભી

ફરીને ચાલ્યો ગયો. તેને ગયેલો જાણી સુમિત્ર શિઘ્રપણે ભૂમિગૃહથી ઉપર આવી એ બન્ને કરભી યુગલને કૃષ્ણાંજનથી મૂળસ્વરૂપે પ્રગટ કરી.

એ બન્ને મહા રૂપવાન કન્યાઓને ઝટ નીચે ઉતારી તેણે બન્નેને કરભી બનાવી દીધી, એકની ઉપર રત્ન વગેરે ઝવેરાત લાદ્યું અને બીજી ઉપર પોતે બેઠો, પેલી બન્ને અંજનની ડબી તેમજ સળીઓ સાથે લઇને શીઘ્રતાથી મહાશાલપુર નગર તરફ ચાલ્યો.

તેને મહાશાલપુર તરફ જતાં માર્ગમાં એક સિદ્ધ પુરૂષ મળ્યા, એ મંત્રસિદ્ધ પુરૂષને પોતાની સર્વે હકીકતથી માહીતગાર કર્યા. સિદ્ધ પુરૂષે એની બીના સાંભળી સુમિત્રને આશ્વાસન આપ્યું.

પછવાડે રાક્ષસ ક્રોધથી ધમધમતો ને પૃથ્વીને કંપાવતો ત્યાં આવી પહોચ્યો, એ ભયંકર રાક્ષસને જોઇ સુમિત્ર તો નાસી ગયો પણ પેલા સિદ્ધ પુરૂષે મંત્ર વિદ્યાથી એ બળવાન રાક્ષસને થંભાવી દીધો.

મંત્રની અપૂર્વ શક્તિથી રાક્ષસનો મદ ગળી ગયો. મંત્રસિદ્ધ પુરૂષને નમસ્કાર કરતો બોલ્યો. "હે મહાભાગ! મને મુક્ત કર. બળવાન એવા અમારાથી પણ મંત્રશક્તિ અધિક બળવાન છે તે મેં આજેજ જાણ્યું!"

"આ સુમિત્ર સાથેના વૈરનો ત્યાગ કર!" એ સિદ્ધ પુરૂષે રાક્ષસને હાકોટતાં કહ્યું.

"તમે કહેશો તેમ કરીશ, પણ આ મારી બે પ્રિયાઓ મને પાછી અપાવો." રાક્ષસે કહ્યું.

અરે અધમ! આ પરસ્રી તારે શું કામની છે? પૂર્વે પણ એ સ્રીઓના લોભથી તું અકાળ મરણ પામી પલિતરાક્ષસ થયો છે માટે હવે તો બોધ પામી તેમનો ત્યાગ

કર. સિદ્ધ પુરૂષના વચનથી બોધ પામેલા રાક્ષસે તેનું વચન અંગીકાર કર્યું, પછી તો સુમિત્રને ખમાવી બન્ને સ્ત્રીઓ અને દોલત તેને અર્પણ કરી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો.

સુમિત્ર પણ સિદ્ધ પુરૂષનો ઉપકાર માનતો ને એના ગુણોને યાદ કરતો મહાશાલપુર નગરમાં આવ્યો. ત્યાં ભાડે મકાન રાખી બન્ને પ્રિયાઓ સાથે સુખ ભોગવતો આનંદમાં કાલ નિર્ગમન કરવા લાગ્યો.

## ૬

## મેલાપ.

મહાશાલપુરમાં વૃદ્ધ અક્કાએ મણિની ચોરી કર્યા પછી ગુપચુપ સમયવર્તીને સુમિત્ર તો નિકળી ગયો. સુમિત્રના જતા રહેવાની ખબરથી અક્કા તો રાજી થઇ ગઇ હતી. "ઠીક થયુ તે ટાઢા પાણીએ ખસ ગઇ."

સુમિત્રના જવાથી રતિસેના તો દુઃખી દુઃખી થઈ ગઇ, તેણીએ તો ખાનપાન તજી દીધાં, સ્નાન કરવું, વસ્ત્રાલંકાર ધારણ કરવા એ પણ છોડી દીધું. સુમિત્ર ઉપર એક પ્રીતિવાળી રતિસેનાને ત્રણ ઉપવાસ થયા. એક સુમિત્રનોજ જાપ કરતી ને તેનામાંજ એક ભક્તિવાળી રતિસેનાનું મન કયાંય રમતું નહિ.

રતિસેનાની આ સ્થિતિ જોઇ એની માતા કુટ્ટિની ગભરાણી "હાય ! આમ તો પુત્રી મરી જશે શું ?" મનમાં વલોપાત કરતી રતિસેના પાસે આવીને બોલી. "અરે પુત્રી ! તને થયું છે શું ? આ નગરમાં અનેક ધનવાન અને રૂપવાન નવજવાનો એક એકથી અધિક છે. તારૂં રસભર્યું મન કોઈનીય સાથે નથી રમતું શું ? મન ગમતાં ભોજન કર. આપણે તો એક ધનનેજ વરીયે મનુષ્યને નહિ." કુટ્ટિનીએ રતિસેનાને સમજાવવા માંડી.

કુટ્ટિનીનાં વચન સાંભળીને સુમિત્રમાં એક નિષ્ઠાવાળી રતિસેના બોલી. "અનેક નદીઓના સંગમે કરીને પણ સમુદ્ર તૃપ્તિ પામતો નથી, અગ્નિ જેમ જેમ કાષ્ટને ગ્રહણ કરે છે તેમ તેમ તેની ભૂખ વૃદ્ધિ પામે છે. તેમ હે પાપિણી! મારા સ્વામીએ તને ધનથી માલમાલ કરવા છતાંય તારૂં પેટ ભરાયું નહિ, પણ યાદ રાખજે અગ્નિ મારા શરીરનો ભલે સ્પર્શ કરે કિંતુ સુમિત્રને છોડીને બીજો સુંદરમાં સુંદર ગણાતો નર પણ મારા શરીરને નહિ સ્પર્શી શકે !"

રતિસેનાને અનેક રીતે સમજાવવા છતાં એનો નિશ્ચય અડગ જાણીને કુટ્ટિનીએ આખરે નમતું મૂકીને સુમિત્રને શોધી કાઢવાનું કબુલ કરી પારણું કરાવ્યું. ત્યારથી અક્કા નગરના ચારે ખુણે શોધ કરતી ભમવા લાગી. પણ સુમિત્રની ભાળ કાંઈ મળી શકી નહિ.

કેટલોક સમય પસાર થઇ ગયો ત્યારે એક દિવસે કુટ્ટિની બજારમાંથી જતી હતી તે સમીપે રથની અંદર વસ્ત્રાલંકારથી સુસજ્જ બેઠેલા સુમિત્રને જોઇ તેની પાસે દોડી આવી.

"હે સુંદર! હે મહાભાગ! તું આમ એકાકી અમને કહ્યા વગર જતો રહ્યો તે સારૂં કર્યું નહિ, મારી નિર્દોષ પુત્રી તારા વિરહથી દુઃખનો અનુભવ કરતી મરવા પડેલી છે તો તું ત્યાં આવીને મારી પુત્રીને જીવિતદાન આપ. અરે! એવું કોઇ સ્થાન નથી કે જ્યાં અમે તારી શોધ ન કરી હોય. છતાં બહારથી મનોહર પણ અંદરથી કઠોર હૃદયવાળા તેં અમને નિર્દોષને તજી દીધાં એ કાંઇ સારૂં કર્યું કહેવાય નહિ."

માયા કપટ ભરેલાં કુટ્ટિનીનાં વચન સાંભળી એના હાવભાવ જોઇ સુમિત્ર વિચારમાં પડયો, "અહો! હજી

પણ એ પોતાની માયા છોડતી નથી. પોતાના પાપને છુપાવી ફરીને પણ મને કઇ આશાએ ઠગવા આવી હશે? પણ માયાથી ગ્રહણ કરેલું મારૂં ચિંતામણિ હું પણ માયાવડે કરીને ગ્રહણ કરૂં તો જ ખરો. એ તો "शाठं प्रति शाठ्यं कुर्यात्."

મનમાં વિચાર કરી સુમિત્ર મધુર ભાષાએ બોલ્યો. "અરે! તમે મને મળ્યાં તે સારૂં થયું. હજી તો ગઈ કાલેજ હું આ નગરમાં આવેલો છું, પણ કાર્યની વ્યગ્રતાથી તમને મળવા અવાયું નથી તો માફ કરજો. દૂર દેશથી હું પુષ્કળ ધન કમાઇ લાવેલો તેની વ્યવસ્થા કરીને બનતા લગી સાંજના આવીશ, અરે દૂર હોવા છતાં એક પણ દિવસ તમને હું ભૂલ્યો નથી, દિવસે શું કે રાત્રે શું ખાતાં કે પીતાં પણ તમારૂં સ્મરણ હૈયામાંથી દૂર થતું હોય તો મને તમારા સમ છે લ્યો."

સુમિત્રની મધુર વાણી સાંભળીને તે અક્કાએ વિચાર્યું "આ મારા પાપને જાણતો નથી તેથી ભલે એ આવે, એનું ધન વાતવાતમાં ન પડાવું તો મારૂં નામ અક્કા નહિ. પણ પેલું રત્ન તો હું એને આપીશજ નહિ." એમ વિચારતી સુમિત્રને આમંત્રણ આપી તે કુટ્ટિની ચાલી ગઇ. રતિસેનાને પણ એ હર્ષના સમાચારથી ખુશી કરી.

સાયંકાળે સુમિત્ર તૈયાર થઇને પેલી શ્વેતાંજનની ડબી ગ્રહણ કરીને રતિસેનાના મકાન તરફ ચાલ્યો. રતિસેના પાસે આવીને આડી અવળી વાતોથી તેણીને ખુશી કરી, "જો પ્રિયા! તને કાંઈક આશ્ચર્ય બતાવું!"

એ આશ્ચર્ય જોવાને આતુર થયેલી રતિસેનાની આંખમાં પેલું શ્વેતાંજનનું અંજન કરી કરભી (હાથિણી) બનાવીને પોતાને મકાને ચાલ્યો ગયો.

પ્રાતઃકાળે કુટ્ટિનીએ પોતાની પુત્રીને બદલે હાથિણી જોવાથી છાતી કુટતી માથાં પછાડવા લાગી, એના પોકારથી આડોશી પાડોશી ભેગાં થઇ ગયાં. એમના પૂછવાથી અક્કા બોલી. "આ દુષ્ટા રાક્ષસીરૂપ કરભી મારી પુત્રીને ખાઈ ગઈ, હું શું કરૂ? ક્યાં જાઉ?"

"અરે! તારી પુત્રી સાથે હાલમાં કોણ રહેતું હતું?" એક જણે પૂછયું. "કોઈક પરદેશી, જેનું નામ, ઠામ હું કાંઇ જાણતી નથી." અક્કા બોલી.

કુટ્ટિનીના જવાબમાં લોકો બોલ્યા. "નક્કી તારી પુત્રીના કંઇક અપરાધથી એ પરદેશીએ જ તેણીને કરભી કરેલી જણાય છે તો ઝટ રાજસભામાં પોકાર પાડ, નહિતર એ પરદેશી નાસી જશે."

લોકોની સલાહથી કુટ્ટિનીએ વીરાંગદ રાજાની સભામાં ફરિયાદ કરી પોતાની હકીકત કહી સંભળાવી. કુટ્ટિનીની આ રસભરી કથા સાંભળી રાજા સહિત રાજસભા હાસ્ય ચકિત બની. રાજા વિચારમાં પડયો. "આવી શક્તિ ધરાવનાર પુરૂષ કોણ હશે! રખેને મારો મિત્ર તો ન હોય!"

રાજાએ રાજપુરૂષોને હુકમ કર્યો, "આ અક્કા ડોશીની સાથે આપણા નગરમાં એ પુરૂષની તપાસ કરો. આ ડોશી જે પુરૂષને બતાવે તેને આદરમાન સહિત રાજસભામાં હાજર કરો."

રાજાની આજ્ઞાથી રાજપુરૂષો નગરમાં ભમતા ભમતા જ્યાં સુમિત્ર રહેતો હતો ત્યાં આવી પહોંચ્યા. કુટ્ટિનીના બતાવવાથી એ પુરૂષને સમજાવીને રાજપુરૂષોએ રાજસભામાં તેડી લાવી રાજાની સમક્ષ રજુ કર્યો.

રાજપુરૂષો સાથે દૂરથી આવતા સુમિત્રને ઓળખીને રાજા એકદમ સિંહાસનથી ઉઠીને એ પુરૂષને ભેટી પડયો.

"હે ધૂર્ત્તરાજ! કુશળ તો છો ને?" રાજા સુમિત્રને ભેટી હસીને બોલ્યો.

બે હાથ જોડી નમસ્કાર કરતો સુમિત્ર બોલ્યો "દેવની કૃપાવડે."

"મિત્ર! આ ડોશીની પુત્રીને તેં કરભી શા માટે બનાવી તેનું કારણ મને વિસ્તારથી કહે."

રાજાના પૂછવાથી સુમિત્ર મૃદુ હાસ્ય કરતો બોલ્યો. "મહારાજ! જંગલમાં વનવૃક્ષનાં પાંદડાં તે સુખેથી ચરે, ને આ ડોશીને ગામાંતરે જવું હોય તો તેના ઉપર બેસીને જઇ શકે, એના ભોજનનોય એને ખર્ચ નહિ, તેથી મેં એને કરભી બનાવી છે. દેવ!"

તેનાં હાસ્યજનક વચન સાંભળી ધમધમી રહેલી કુટ્ટિની બોલી. "હે ધૂર્ત્ત! હે જાદુગર! રાજસભામાં રાજાની આગળ તો સાચુ બોલ જરી, તારૂં ડહાપણ તો જોયું, પ્રથમ મારી પુત્રીને સજજ કર, પછી તારા ડહાપણની વાત કર."

ડોશીની વાત સાંભળી સુમિત્ર બોલ્યો. "ઉતાવળી ન થા, જરા ધીરી થા ધીરી, મોટા પેટવાલી રાસભી (ગધેડી) બનાવીને તને લોકોની વિષ્ટા ચરાવું ત્યારેજ મારૂં ડહાપણ તો તને જણાશે, સમજી? હજી ડાહી થઇને મારો મણિ પાછો આપ!"

સુમિત્રની વાત સાંભળી રાજા બોલ્યો "કયો મણિ?"

"સ્વામી! જેના પ્રભાવથી આપણે જંગલમાં મન ભાવતાં ભોજન કરતા હતા, ઘરની માફક રહેતા હતા, એ મણિ આણે ચોરી લીધો છે દેવ!" સુમિત્રની વાત સાંભળી આંખ લાલચોળ કરતો રાજા ડોશીને ડારતો ગર્જ્યો "રે દુષ્ટા! આ વાત ખરી છે? સાચું બોલજે નહી-તર તારી ખાના ખરાબી થઇ જશે."

રાજાના રોષથી ભયથી ધ્રૂજતી કુટ્ટિની સુમિત્રના પગમાં નમસ્કાર કરતી બોલી. "મને માફ કર, તારો મણિ ગ્રહણ કરીને પણ મને રાજાના ભયમાંથી મુક્ત કર."

સુમિત્રે રાજાને સમજાવવાથી રાજાએ એને ભય મુક્ત કરી, ડાસીએ મણિ લાવીને સુમિત્રને સ્વાધીન કર્યો. સુમિત્રે રતિસેનાને સજ્જ કરી, રતિસેના પોતાની માતાના સ્વરૂપને જાણી સુમિત્રમાં ગાઢ પ્રીતિવાળી થયેલી હોવાથી અક્કાએ રતિસેના સુમિત્રને આપી. રાજાના આદેશથી રતિસેનાને મેળવી સુમિત્ર આનંદ પામ્યો.

રાજાએ સુમિત્રને પોતાના મહેલની બાજુએ મનોહર અને ગગન ચુંબિત રંગમહેલ નિવાસ માટે આપ્યો. ત્રણે પ્રિયાઓ સાથે મોજ કરતો સુમિત્ર રાજાના પ્રસાદથી મિત્રમાંથી મંત્રી થયો.

એક દિવસે રાજા સુમિત્રને કહેવા લાગ્યો, "હે મિત્ર! તને મણિનો લાભ શી રીતે થયો? તેમજ મને મુકીને તું કેમ જતો રહ્યો? આટલો બધો વખત તું ક્યાં રહ્યો? શું સુખદુઃખ ભોગવ્યું? તે તમામ વૃત્તાંત મને કહે." રાજાની જીજ્ઞાસા તૃપ્ત કરવાને સુમિત્રે મણિ સંબંધી તેમજ બીજો પણ પોતાનો સર્વ વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યો, જે સાંભળીને આશ્ચર્ય પામેલો રાજા બોલ્યો.

"જગતમાં લક્ષ્મી ઉદ્યમથકી મલે છે. પથ્યાહારથકી શરીર નિરોગી નથી રહેતું શું? પુણ્યથી સ્વર્ગ કે અપવર્ગ પણ મલેજ.

"હે પ્રભો! પુણ્ય વિના વ્યવસાય પણ ફોતરાંની માફક નિષ્ફળ જાય છે. જગતના પરમ પદાર્થ તો પુણ્ય વગર નથી મલી શકતા, આપને વિના ઉદ્યમે રાજ્ય લક્ષ્મીની પ્રાપ્તિ થઇ તે પણ પુણ્યના ઉદયથીજ સમજવી."

સુમિત્રે રાજાને પુણ્યનો મહિમા સમજાવતાં પેલા શૂન્ય નગરને ફરીને વસાવવાની વાત પણ કરી દીધી.

કેટલોક કાલ સુખમાં વ્યતીત કર્યા પછી રાજા સુમિત્રને લઇને તે શૂન્ય નગર મહાપુર તરફ ગયો, એ શૂન્ય નગર મહાપુરને ફરી વસાવી એક માણસને તેના કારભાર માટે પસંદ કરી પોતાની આણ પ્રવર્ત્તાવી. રાજા વીરાંગદ સુમિત્ર સાથે મહાશાલપુર નગરે આવ્યા. બન્ને ભોગસુખરૂપી સમુદ્રમાં મગ્ન થયેલા પોતાનો કાલ સુખમાં વ્યતીત કરવા લાગ્યા. "રત્નશિખ રાજાની સભામાં એક કથાકારે આ પ્રમાણે પોતાની વાર્ત્તા પૂરી કરી. ખુશી થયેલા રાજાએ ભેટ આપીને એનેય ખુશી કર્યો.

## ૭

## રત્નશિખ

વીરાંગદ અને સુમિત્રની કથા સાંભળી આશ્ચર્ય પામેલો રત્નશિખ રાજા તેમના ભારે પુણ્યની પ્રશંસા કરતો મનમાં વિચાર કરવા લાગ્યો. "હું પણ પરદેશમાં જઇને મારૂં ભાગ્ય અજમાઉં તો! વીરાંગદની માફક મારૂં પણ પુણ્ય કેટલું છે તેની પરીક્ષા તો કરી જોઉં."

એક દિવસે રાજા રત્નશિખે પોતાનો એ પરદેશ ગમનનો અભિપ્રાય પૂર્ણભદ્ર મંત્રીને નિવેદિત કર્યો. પુણ્યના ફલરૂપે મળેલું મોટું રાજ્ય છોડી વિદેશ ગમન ઇચ્છનાર રાજાની વાત સાંભળીને નવાઇ પામેલો મંત્રી બોલ્યો. "દેવ! આપની ઇચ્છાની આડે કોણ આવી શકે તેમ છે, છતાં પણ હું આપને કંઇક વિનંતિ કરવા ઇચ્છું છું."

મંત્રીએ આડકતરી રીતે વિદેશગમનની મુશ્કેલીઓ સૂચવવી શરૂ કરી. "વિદેશ દુઃખે કરીને ગમન કરવા

યોગ્ય છે. ડગલેને પગલે વિઘ્નોનો એમાં પાર નથી. પળ મેળવીને શત્રુઓ એવી તક જવા દેતા નથી. આપ સુકોમલ કાયાવાળા છો તેથી ભાગ્યથી પ્રાપ્ત થયેલું આ રાજ્ય હે સ્વામી! આપ ભોગવો. પૂર્વ પુણ્યના સાક્ષાત્ ફલ સમાન આ મોટું રાજય આપને મલવા છતાં આપ એથી વિશેષ કયા ફલને ઇચ્છો છો વારૂ?"

મંત્રીએ સારી રીતે સમજાવવા છતાં રાજાએ પોતાનો નિશ્ચય છોડયો નહિ. નિશા સમયે ને રાત્રીના ચતુર્થ પ્રહરે હાથમાં માત્ર એક ખડ્ગને ધારણ કરીને ગુપચુપ રાજા નગર બહાર નિકળી ગયો. સારા શકુનથી પ્રોત્સાહિત થયેલો રત્નશિખ ઉત્તર દિશા તરફ ચાલ્યો.

મનોરથરૂપ રથમાં આરૂઢ થઇને પુણ્યરૂપી સૈન્યથી પરવરેલો અને સંતોષરૂપ મંત્રીએ યુક્ત રત્નશિખ અનેક ગ્રામ, નગર, પર્વત, નદી, નાળાં, વગેરેને જોતો, નવીન કૌતુકને નિહાળતો મુનિની માફક ક્ષમાને ધારણ કરતો, ભૂખ અને તૃષાને સહન કરતો, પૃથ્વી ઉપર શયન કરી સુખદુઃખમાં સમાન વૃત્તિને ધારણ કરતો હતો. દેશ-દેશની હવાને નિહાળતો રત્નશિખ અનુક્રમે ભયંકર અટવીમાં આવ્યો.

એ ભયંકર અટવીમાં તે હિંમતપૂર્વક કોઇનો પણ ભય રાખ્યા સિવાય આગળ વધ્યો તો એક ભયંકર અને વિકરાળ, વિચિત્ર ગજરાજ એણે જોયો. એ વિકરાળ ને મદોન્મત્ત હસ્તી નિરંકુશપણે વનની હવા ભોગવતો હતો. તે દરમિયાન તેની નજર સામે આવી રહેલા આ નર પર પડી.

પોતાની સામે આવતા આ નરને જોઈ ધુંવાપુવાં થયેલો ને બીજાની હાજરીને નહિ સહન કરનારો ગજરાજ ક્રોધથી ધમધમતો એ પુરૂષને હણવાને તેની તરફ ધસ્યો.

પોતાની સામે દોડયા આવતા આ વિકરાળ ગજ-રાજને જોઇ, એ નર (રત્નશિખ) સાવધ થઇ ગયો. હસ્તી સાથે યુદ્ધ કરતો ને એને ભગાડીને–દોડાવીને થકવી નાખતા રત્નશિખે શિઘ્રપણે હાથીને વશ કર્યો. હાથી પરિશ્રમિત થઇને મદરહિત થઈ ગયો.

આકાશમાંથી મનોહર અને સુગંધમય પુષ્પોની ગુંથેલી એક સુંદર પુષ્પમાળ એ વિજયી રત્નશિખના કંઠમાં પડવાથી રત્નશિખે ઉંચે નજર કરી તો ઇંદ્રની મનોહર અપ્સરા સમાન એણે વિદ્યાધર બાળાઓને જોઇ, એમના મુખેથી સાંભળ્યું. "સારૂ થયુ, સારૂ થયુ" એમ બોલતી તેણીઓ ચાલી ગઇ.

રત્નશિખ પણ એ પર્વત સમાન ગજરાજ ઉપર આરૂઢ થઇને પેલી સુગંધમય પુષ્પમાળથી શોભતો ઉત્તર દિશાએ ચાલ્યો. આગળ જતાં તેણે મનોહર અને સ્વચ્છ જળથી ભરેલું સરોવર જોયુ. એ જળમાં ક્રીડા કરવાને હાથીને છુટો મુકી પોતે ભૂમિ ઉપર કુદી પડયો.

એ જલનું પાન કરી સ્નાનથી શ્રમને દૂર કરતો રાજા રત્નશિખ સરોવરને કાંઠે રહેલા એક મોટા વૃક્ષની નીચે બેઠો, તેની આગળ કેટલીક યુવતીઓ દિવ્ય વસ્ત્રોને લઇને આવી. દિવ્ય વસ્ત્રોને આપી તાંબુલાદિકવડે રાજાનો સત્કાર કરતી તે રમણીયો બોલી. "અપૂર્વ દેવ એવા આપનું સ્વાગત હો! આપનો વિજય હો."

"હું અપૂર્વ દેવ કેવી રીતે?" રાજાએ વિસ્મય પામીને પૂછયું.

"ઘણા કાલ સુધી સેવા કરીયે ત્યારે દેવતાઓ તો જો પ્રસન્ન થયા હોય તો સુખને આપે છે ત્યારે આપે તો દૃષ્ટિ માત્રથી અમારી સખીને સુખ આપ્યું એ અપૂર્વતા નહિ તો બીજુ શું?" એક સખી બોલી.

એ સ્ત્રીઓનાં વચન સાંભળી રાજા બોલ્યો. "કોણ તમારી સખી? તેણીયે મને ક્યારે જોયો?" રાજાની વાત સાંભળીને સખી બોલી કે–

"હે વીર! સાંભળો. ઉત્તર દિશાને વિષે વૈતાઢ્ય નામે પર્વત પૂર્વ પશ્ચિમ સમુદ્રમાં પોતાની પાંખોને ફેલાવતો પૃથ્વીનો જાણે માનદંડ હોય તેવી રીતે રહેલો છે. ત્યાં સુરસંગીતપુર નામે નગરમાં સુરણ નામે વિદ્યાધરોનો રાજા હતો, તેને ભિન્નભિન્ન રાણીઓ થકી શશિવેગ અને સુરવેગ નામે બે પુત્રો થયા.

અન્યદા વૈરાગ્યમય હૃદયવાળા સૂરણે વડીલપુત્ર શશિવેગને રાજ્ય સમર્પણ કરી દીક્ષા ગ્રહણ કરી આત્મ સાધના કરી. શશિવેગ પાસેથી રાજ્યની જીજ્ઞાસાવાળા સુરવેગે પોતાના મામા સુવેગનો આશ્રય ગ્રહણ કરી તેની મદદથી સૈન્ય વડે શશિવેગના નગરને ઘેરી લીધું. મંત્રીઓના કહેવાથી રાજનગરનો ત્યાગ કરી શશિવેગ પોતાના પરિવાર સાથે ચાલ્યો ગયો.

આ મહા અટવીમાં રહેલા સુગિરિ પર્વત ઉપર નવીન નગરની સ્થાપના કરીને સૈન્ય સાથે શશિવેગ રહ્યો. અનુક્રમે તેની ચંદ્રપ્રભા નામે પુત્રી યુવાવસ્થામાં રમવા લાગી. તેને જોઇને નિમિત્તિઆએ કહ્યું. "હે રાજન! જે પુરૂષ આ બાલાને પરણશે તેની સહાયથી તમને રાજ્ય મલશે."

નિમિત્તિયાની વાણી સાંભળી રાજા બોલ્યો. "આ બાળાનો પતિ કોણ થશે? ને એ ઓળખાય પણ શી રીતે?"

સુગ્રિવપુર નગરના રાજા વસુતેજસનો મદોન્મત્ત ગજરાજ આલાન સ્થંભને તોડી જંગલમાં ચાલ્યો જશે તેને જે વશ કરશે તે જ આ બાળાનો પતિ સમજજો. નિમિત્તજ્ઞ પુરૂષે રાજાને ઓળખાણ આપી.

"આજે તમે એ દુર્દમ હાથીને વશ કરવાથી વિમાનમાં રહેલી એ બાળાએ તમારા કંઠમાં પુષ્પમાળ નાખી ને આ વસ્ત્રાભરણ પણ તેણીએજ મોકલાવ્યું છે. તમને જોતાંજ એ બાળા તમારા પર પ્રીતિવાળી થયેલી છે." વિદ્યાધરીએ રત્નશિખને વાત કહી સંભળાવી.

તે વાત દરમિયાન કેટલાક ઘોડેસ્વારો ત્યાં આવી પહોંચ્યા. રત્નશિખ પાસે આવી એક ઘોડેસ્વારે નમન કરી પૂછયું. "મદોન્મત્ત ગજરાજ પર આરૂઢ થયેલો પુરૂષ કયાં ગયો તે તમે પ્રસન્ન થઇને કહો. તેના શરીરને કુશલ તો છે ને?"

એ પુરૂષનો પ્રશ્ન સાંભળી વિદ્યાધરી બોલી. "શું ગજેન્દ્રના ચોરને તમે પકડવા આવ્યા છો વારૂં?"

"ના, ના, એમ નહિ. અમારા સ્વામી તેમના પરાક્રમથી ખુશી થયા છતા તેમનું દર્શન ચાહે છે." પેલો પુરૂષ બોલ્યો.

"આ પરાક્રમીએ જ આ મદોન્મત્ત હસ્તીને વશ કર્યો છે. એમના સિવાય બીજાનું આવું પરાક્રમ કયાંથી હોય? તમારા સ્વામીને એ સમાચાર કહો કે જેથી તેઓ અહીં આવીને ભલે જુએ." વિદ્યાધરી :બોલી.

વિદ્યાધરીની વાત સાંભળીને ઘોડેસ્વારોએ પોતાના નગરમાં જઇને પોતાના રાજાને એ સમાચાર કહ્યા. રાજા વસુતેજસ ખુશી થતો એ પુરૂષને પોતાના નગરમાં લઈ જવાને તે સરોવરને કાંઠે આવ્યો.

વિદ્યાધરીઓના ચાલ્યા જવાથી સરોવરને કાંઠે રહેલા એકાકી રત્નશિખને તે માનપૂર્વક પોતાના નગરમાં તેડી લાવ્યો. રાજસભામાં યોગ્ય આસને બેસાડી વસુતેજસ રાજા બોલ્યો "હે વીર! મારે આઠ કન્યાઓ છે તેને

પરણીને આ મારૂ રાજ્ય પણ તમે ગ્રહણ કરો. સંસારના સ્વરૂપથી ભય પામેલો હું હવે સંયમને ગ્રહણ કરીશ.

કુમારે તેનું વચન અંગીકાર કરવાથી ચાર કન્યાઓ સાથે પાણિગ્રહણ કરાવી રાજ્યાભિષેક પણ કરી દીધો ઉપરથી કંઈક શિખામણની વાત કહી સંભળાવતાં રાજા બોલ્યો.

“હે કુમાર! આ લોક અને પરલોક વિરૂદ્ધનો ત્યાગ કરવો. ન્યાયથી પ્રજાનું સારી રીતે રક્ષણ કરવું, રાજા જો પ્રજાનું ન્યાયથી પાલન કરે તો પ્રજા જે ધર્મ કરે તેનો છઠ્ઠો ભાગ રાજાને મલે. પાપી રાજા હોય તો પ્રજાના પાપનો છઠ્ઠો ભાગ રાજાને મલે માટે શઠનું દમન કરીને સજ્જન પુરૂષોનું તારે રક્ષણ કરવું. તેથી હે રાજન્! તમે પ્રજાનું એવી રૂડી રીતે પાલન કરજો કે તે અમને કદાપિ સંભાળે નહિ.” નવા રાજાને સારી રીતે શિખામણ આપી સંયમ ગ્રહણ કરવાને તેણે રાજાની અનુમતિ માગી.

નવા રાજાએ રૂડી રીતે દીક્ષા મહોત્સવ કરેલો છે એવા વસુતેજસ રાજાએ સદ્‌ગુરૂ પાસે દીક્ષા ગ્રહણ કરી, રત્નશિખ રાજાએ ગુરૂ પાસે સમકિત ગ્રહણ કરી, ન્યાયથી પ્રજાનું પાલન કરવા લાગ્યો.

શશિવેગ રાજાએ આ સમાચાર જાણીને પોતાની કન્યા ચંદ્રપ્રભાને રત્નશિખ રાજા સાથે પરણાવી, ને એક હજાર વિદ્યા આપી સંપૂર્ણ શક્તિવાન બનાવ્યો, આ વૃત્તાંત જાણીને સુરવેગનો મામો સુવેગ ક્રોધથી હાથીનું રૂપ કરી રત્નશિખને મારવાને આવ્યો.

રાજાના ઉદ્યાનમાં એક વિચિત્ર હસ્તીની વાત જાણી રાજા હસ્તીને પકડવાને આવ્યો. અનેક ઉપાયને જાણનારા રાજાએ આખરે એ ગજરાજને પકડી પાડીને ઉપર ચઢી

બેઠા કે હાથીએ આકાશમાં ઉડવા માંડયુ. ગજરાજની આ ચેષ્ટા જોઇ રાજાએ વજ્ર મુષ્ટીથી એની પીઠ પર ઘા કર્યો, મુષ્ટિના પ્રહારથી વ્યાકુળ થયેલો ગજ "नमोऽर्हद्भ्यः" કહતો ભૂમિ પર પડી મૂર્ચ્છિત થઇ ગયો.

"અરે મેં સાધર્મિકની આશાતના કરી" એમ બોલતો રત્નશિખ એના મૂળસ્વરૂપને જોઇ વ્યાકુળ થઇ ગયો. શીત જળ અને પવનથી એને સાવધ કરી રત્નશિખ બોલ્યો. "અરે! તને ધન્ય છે કે દુઃખમાં પણ તું જીનેશ્વર ભગવાનના નામને છોડતો નથી, ભાઈ! અજાણતાં મેં તારી આશાતના કરી છે તે મારા અપરાધને તું ક્ષમા કર."

રત્નશિખના વચનથી શાંત થયેલો વિદ્યાધર બોલ્યો. "હે રાજન્! તમારો કાંઇ દોષ નથી, મેં જેવું કર્યું છે તેવુંજ આ ભવમાં મને ફલ પ્રાપ્ત થયું, માણસ અજ્ઞાનતાથી પાપ કરે છે પણ તેના ફલને જાણતો નથી, કારણકે મધુર દૂધનું પાન કરનાર માર્જાર લાકડીના ભયને જોતો નથી."

"તમે કોણ છો ને આ બધું તમારે શા માટે કરવું પડયું?" રત્નશિખે પૂછયું તેના જવાબમાં વિદ્યાધર બોલ્યો.

## ૮

## વિદ્યાધરોનું ઐશ્વર્ય.

"આ વૈતાઢય પર્વત ઉપર ચક્રપુર નામે નગરનો અધિપતિ સુવેગ નામે હું વિદ્યાધર છું. સુરવેગ મારો ભાણેજ થતો હોવાથી તેનો પક્ષપાત કરીને શશિવેગ વિદ્યાધરને એના પિતાએ રાજ્ય આપેલું હોવા છતાં એને રાજ્ય પરથી દૂર કરીને મેં ભાણેજને રાજ્ય અપાવ્યું.

હાલમાં મેં જ્યારે સાંભળ્યું કે જામાતાની સહાયથી

શશિવેગ મારા ભાણેજ પાસેથી રાજ્ય ગ્રહણ કરવાને ઈચ્છે છે ત્યારે તમને મારવાની ઇચ્છાએ ગજનું રૂપ કરીને શીઘ્રગતિએ તમારા ઉદ્યાનમાં આવ્યો પણ તમે દયાળુએ શિક્ષા કરીને પણ મને પ્રતિબોધ્યો. કારણકે રોગીને વૈદ્યે આપેલું તીખુ અને કડવું ઔષધ પણ ગુણકારી થાય છે.

આ વિષમય સંસારને જાણ્યા પછી ડાહ્યો પુરૂષ તેની જાળમાં ફસાતો નથી, જેથી હું પણ સંયમની અભિલાષાવાળો હોવાથી મારા રાજ્યને પણ તમે અંગીકાર કરો, જેથી નિર્મળ એવા સંયમને હું આરાધું.

એ દરમિયાન સુવેગ રાજાના અનેક વિદ્યાધર સુભટો આવી પહોચ્યા. શશિવેગ પણ પોતાના સૈન્ય સાથે આવી પહોંચ્યો પણ યુદ્ધના ભીષણ જંગને બદલે અહીંયાં તો શાંત રસના તરંગો ઉછળી રહ્યા હતા. રાજપાટ છોડીને સંયમનો અભિલાષી સુવેગ ફરીને રત્નશિખને કહેવા લાગ્યો "હે ધર્મબંધુ! રાજ્યને ગ્રહણ કર, મને સંયમમાં વિઘ્ન ના કર!" સુવેગની આ વાત સાંભળી તેના સુભટો આશ્ચર્ય પામ્યા.

સુવેગને શાંત કરતા રત્નશિખ અને શશિવેગ બોલ્યા. "હે સાહસિક! જગતમાં એક તમનેજ ધન્ય છે કે આવું વિદ્યાધરોના ઐશ્વર્યવાળુ મોહક સામ્રાજ્ય તૃણની માફક છોડવાને તમે તૈયાર થયા છો, છતાં હાલમાં તો તમે તમારૂં રાજ્ય ભોગવો. સમય આવ્યે સંયમને આરાધજો કેમકે યૌવનવયમાં ઇંદ્રિય નિગ્રહ દુર્જય છે. પવનથી કંપાયમાન ધ્વજાના જેવું ચંચળ મન છે માટે લીધેલા વ્રતનો ભંગ થાય તો મહા અનર્થનો કરનાર છે જેથી અત્યારે તો રૂડી રીતે રાજ્યને ભોગવો."

રત્નશિખે અનેક રીતે સુવેગને સમજાવવા છતાં વૈરા-

ગ્યથી ભરેલા હૃદયવાળો સુવેગ વિદ્યાધરેશ્વર ચારૂ એવા ચારિત્રને જ અંગીકાર કરતો હતો, પોતાના રાજ્યની વ્યવસ્થા કરી રત્નશિખ શશિવેગની સાથે ચક્રપુર નગરે ગયો. અનુક્રમે રત્નશિખ સમસ્ત શ્રેણિનો અધિપતી થયો તે શશિવેગ સાથે રત્નશિખ વિશાળ સુખનો અનુભવ કરવા લાગ્યો. વિદ્યાધરોનું અપૂર્વ ઐશ્વર્ય અને સામ્રાજ્ય ભોગવવા લાગ્યો.

શશિવેગ વિદ્યાધરે પોતાના ભાઇ સુરવેગની ઉપેક્ષા કરવા છતાં પોતાનું રાજ્ય પડાવી લેવા છતાં તે શશિવેગ મનમાં કંઈ પણ ઓછું લાવતો નહિ. તોપણ પોતાના મામાના વૃત્તાંતની જ્યારે સુરવેગને ખબર પડી ત્યારે તેના મનમાં કંઈક વિચાર આવ્યા, એ વિચારમાંથી એને વૈરાગ્ય થયો, એ વૈરાગ્યરંગથી રંગાયેલ સુરવેગ પોતાના ભાઇને માટે રાજ્ય છોડીને ચાલી નીકળ્યો. એ મહાનુભાવે રૂડા એવા ચારિત્રને અંગીકાર કર્યું.

વિદ્યાધરોના અપૂર્વ ઐશ્વર્યને ભોગવતો રત્નશિખ એનાં સુખ, સાહ્યબી, અને સૌભાગ્યનો તે કાંઇ પાર ન હતો ભવાંતરનો સંગત પામરનો એ જીવ, જેનું જીવન પણ મુશ્કેલી ભરેલું આજે હતું. એ પામરનો જીવ રત્નશિખની સુખ સમૃદ્ધિ મનુષ્યભવના સુખની લગભગ પરાકાષ્ઠાએ પહોંચેલી હતી.

એ રત્નશિખ પોતાના આત્માને ધન્ય માનતો ને સમકિતની આરાધના કરતાં પૃથ્વીમંડલ ઉપર રહેલાં શાશ્વત જીનેશ્વરોનાં ચૈત્યોને વાંદવા લાગ્યો, સાધુઓને નમસ્કાર કરતો, સાધર્મિકની ભક્તિ કરતો દીન, હીન અને ગરીબજનોનો ઉદ્ધાર કરતો તે પ્રજાનું સારી રીતે પાલન કરવા લાગ્યો એના રાજ્યમાં ચોરી, જારી, વિજારી, લુચ્ચાઇ

બધુ અદૃશ્ય થઈ ગયું, રાજ્યમાં ગુન્હાઓનું પ્રમાણ નામશેષ થઈ ગયું.

સાતે ક્ષેત્રમાં એણે ધનનો વ્યય કરવા માંડયો. પ્રતિમાઓ ભરાવી અંજનશલાકાવડે પ્રભાવિક બનાવી જીનમંદિરોમાં પ્રતિષ્ઠા કરાવા લાગ્યો. સ્નાત્રવિધિમાં, જીનપૂજન, અર્ચન તેમજ યાત્રાવિધિમાં ખુબ ધનનો વ્યય કરવા લાગ્યો, સંઘની પૂજા, શાસ્ત્ર લખાવવામાં ધનનો સદ્દઉપયોગ કરી શાસનની પ્રભાવના કરવા લાગ્યો.

રત્નશિખ રાજાએ અનેક લાખ વર્ષ પ્રમાણ વિશાળ સામ્રાજ્ય સુખ ભોગવ્યું, દેવતાની માફક સુખ અને ભોગોની રસિકતાઓમાં એને જતા એવા કાલની પણ ખબર પડતી નહિ, એ ભાગ્યશાળીના રૂડા ભાગ્યયોગે સાકેતપુર નગરના ઉદ્યાનને વિષે શ્રીસુયશ નામા તીર્થંકર ભગવાન સમવસર્યા જાણી મોટા આડંબરથી ત્યાં જઇને જીનેશ્વર ભગવાનને નમ્યો, સ્તુતિ કરી ઉચિત સ્થાનકે બેસી જીનેશ્વરની પાપ નાશ કરનારી દેશના સાંભળવા લાગ્યો.

હે ભવ્યો ! આ સંસારરૂપ વનમાં સર્વે જીવો કર્મને આધીન રહેલા છે પોતપોતાના કર્મને અનુસારે તેઓ ઉંચ નીચ ગતિમાં ચાલ્યા જાય છે. કોઈ નરકમાં જાય છે તો કોઈ પુણ્યરૂપી ભાતુ એકઠું કરી દેવલોકે જાય છે કોઈ મનુષ્ય થાય છે તો માયા કપટમાં રાચેલા કોઇ તિર્યંચ ગતિમાં ચાલ્યા જાય છે, મનુષ્ય ભવમાં પણ જીવોને કર્મ પોતાનો અપૂર્વ પ્રભાવ બતાવે છે કોઈ રાજા તો કોઈ રંક, કોઈ પંડિત તો કોઇ મૂર્ખ, કોઇ શ્રીમંત તો કોઇ ગરીબ, કોઇ સૌભાગ્યવાળા તો કોઈ દુર્ભાગી, કોઇ દાતાર તો કોઈ કૃપણ, કોઇ સુખી તો કોઇ દુઃખી, કોઈ પૂજનિક બને છે તો કોઇ અપમાન પામે છે; કોઈ રૂપવાન તો કોઇ કદરૂપી

કોઇ સજ્જન તો કોઈ દુર્જન, કોઇ મધુર કંઠવાળા તો કોઇ કર્કશ કંઠવાલા, કોઈ કીર્ત્તિને વરેલા તો કોઈ અપયશના ભાગી, કોઇ બ્રાહ્મણ તો કોઈ ક્ષત્રીય, મુંગા, અંધા, બહેરા, પંગુ, કાણા, કોઢીયા એ બધો સંસારમાં કર્મ રાજાનો જ માત્ર પ્રભાવ છે.

આ પારાવાર રહિત સંસારમાં શાસ્ત્રના કુબોધમાં મોહ પામેલા જીવો ચારે ગતિમાં ભમ્યા કરે છે. પાખંડી અને ધૂર્ત્ત પુરૂષો તેમને મિથ્યા શાસ્ત્ર વચનમાં મુંઝવીને દુર્યોનિરૂપી કુંડમાં પાડી નાખે છે. આવા સંસારરૂપી ગહન અરણ્યમાં મોક્ષનો માર્ગ બતાવનારા જ્ઞાની તો મોટા ભાગ્ય યોગેજ મલે છે. માટે ધર્મરૂપી ભાતુ પેદા કરવા માટે આત્માએ નિરંતર ઉદ્યમ કરવો જોઇએ.

જીનેશ્વરની દેશના રૂપી અમૃતની ધારાથી સિંચાયેલો રત્નશિખ નૃપતિ બોલ્યો. "હે ભગવાન્! ભવાંતરમાં મેં એવું શું સુકૃત કરેલું છે કે આ ભવમાં મને સુખ ઉપર સુખ પ્રાપ્ત થાય છે?"

રત્નશિખની વાણી સાંભળીને જીનેશ્વર બોલ્યા. "પરભવમાં તું પામરના ભવમાં નિરંતર ગુરૂએ આપેલા પંચપરમેષ્ટી નમસ્કારનું સ્મરણ કરતો હતો, એ પંચપરમેષ્ટી નમસ્કારના સ્મરણના પ્રભાવે આ ભવમાં તું જગતને આશ્ચર્યકારી મહાસુખને પ્રાપ્ત થયો છે–વિદ્યાધર થયો છે.

હે ભાગ્યવાન્! નવકારના જાપથી સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. સમ્યક્ત્વથી વિરતિ આવે છે. વિરતિ થકી મોક્ષ પ્રાપ્ત થાય છે અને મોક્ષથકી અક્ષયસુખ મલે છે. સંસારનું જે ઉત્કૃષ્ટ સુખ છે એ તો નમસ્કાર જાપનું તારે અલ્પ ફલ સમજવું. કિંતુ મોક્ષપ્રાપ્તિ એ જ એનું સંપૂર્ણ ફલ છે."

પોતાનો ભવ સાંભળી પ્રમુદિત થયેલા રાજા રત્ન-

શિખે નગરમાં જઈ પોતાના પુત્રને રાજ્યગાદી ઉપર સ્થાપન કર્યો. પછી ચારિત્ર લેવાની આકાંક્ષાવાલા રત્નશિખે શ્રી તીર્થંકર ભગવાન સમીપે સંયમ સ્વીકાર્યું. ક્ષપકશ્રેણિ પર આરૂઢ થઈ કર્મ ખમાવી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી પૃથ્વીમંડલ પર વિહાર કરતા અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ કરી રત્નશિખ મોક્ષે ગયા."

ધર્મવસુ ગુરૂએ પંચ પરમેષ્ઠી જાપ ઉપર રત્નશિખનું કહેલું દૃષ્ટાંત સાંભળીને ધર્મરસિક વિમલકીર્ત્તિ રાજાએ દેવરથકુમારને રાજ્ય પર સ્થાપન કરીને દીક્ષા ગ્રહણ કરી. પોતાનું આત્મકલ્યાણ સાધ્યું.

૯

## સમ્યકત્વધર્મની આરાધના.

દેવરથકુમાર હવે દેવરથ નરપતિ થયા. રૂપવતી રાજ્ઞી રત્નાવલી સાથે વિવિધ ભોગોને ભોગવતો રાજ્યનું પાલન કરવા લાગ્યો, સમ્યકત્વવાન્ અને બારવ્રતને ધારણ કરનાર દેવરથ અહર્નિશ પંચપરમેષ્ઠી નમસ્કારના જાપ જપ્યા કરતો હતો. એ પ્રમાણે રાજ્યસુખનો અનુભવ કરતા અને શ્રાવક ધર્મનું આરાધન કરતા દેવરથ નરપતિનો ખુબ કાલ ચાલ્યો ગયો, કેમકે કાળ કાંઇ કોઇના માટે થોભતો નથી.

ધર્મનો જાણ એ રાજા એક દિવસ વિચાર કરવા લાગ્યો "આ જગતમાં ધર્મના પ્રભાવથી મને ખુબ રાજ્યલક્ષ્મી મલી છે તો મારે સત્પાત્રમાં વાપરીને એ લક્ષ્મીનો સદુપયોગ કરવો જોઇએ."

ધર્મતત્વ અને લક્ષ્મીની અનિત્યતાને ચિંતવતો રાજા સમ્યકત્વ, અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રત વડે શોભતો રત્નાવલી સાથે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે વર્ગની

સાધના કરતો જૈનશાસનની શોભા વધારતો પ્રભાવનાનાં અનેક કાર્યો કરવા લાગ્યો.

નરપતિએ અનેક જીનેશ્વર ભગવાનના પ્રાસાદ કરાવ્યા. અનેક જીનપ્રતિમાઓ ભરાવી, સમ્યકૃત્વની શુદ્ધિને માટે અનેક રથયાત્રાના મહોત્સવો કર્યા ચતુર્વિધ સંઘની સાથે અનેક વાર તીર્થયાત્રાઓ કરી. સાધર્મિકની ભક્તિ કરીને રાજાએ અનેક દીન, દુઃખી અને ગરીબ જૈનબંધુઓના ઉદ્ધાર કર્યા ને શાસનની નિંદા કરનારા, જૈન શાસનની પ્રભાવનામાં અંતરાય કરનારા અનેકને નિવાર્યા. પોતાના રાજ્યમાંથી સાતે વ્યસનનો નાશ કરાવી નાખ્યો. રાજ્યનું રૂડી રીતે પાલન કરતો અને ધર્મની પ્રભાવનાનાં કાર્ય કરતો રાજા પોતાનો પાછલો કાલ નિર્ગમન કરતો હતો.

મહારાણી રત્નાવલીનો ધવલ નામે કુમાર અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયો ત્યારે રાજાને આ ભવ ઉપર વૈરાગ્ય પેદા થયો. સંસારની અનિત્યતાનું ચિંતવન કરતો રાજા રાજ્ય ગાદીપર ધવલકુમારને સ્થાપન કરી રાજ્યભારથી મુક્ત થયો.

રાજા રાજ્યભારથી મુક્ત તો થયો છતાં વીર્યાન્તરાય કર્મના ઉદયથી ચારિત્રને ગ્રહણ કરવાને અશક્ત હોવાથી સંસારની ઉપાધિથી મુક્ત રહીને એકાંતે ધર્મસાધન કરવા લાગ્યો ને ચતુર્વિધ સંઘની પૂજા કરવા લાગ્યો, તેમજ પૌષધમાં અને શાસ્ત્ર અભ્યાસમાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો.આવશ્યકાદિક ક્રિયામાં પ્રીતિવાળો રાજા સાધુની સમાન જીવનની મર્યાદાવાળો થઇ ગયો. એ ધર્મારાધન કરવામાં પ્રીતિવાળા રાજાનો કેટલોક સમય ચાલ્યો ગયો.

તપ કરવાથી જેણે કાયાને ગાળી નાખી છે એવા

રાજાને રત્નાવલી સાથે એ રીતે ધર્મનું આરાધન કરતાં અનુક્રમે અંત સમય આવી પહોંચ્યો.

અંતસમયે રાજાએ આરાધના કરી. ચોરાસી લાખ જીવાયોનીને ખમાવવા લાગ્યો. આ ભવનાં અને ભવાંતરનાં પાપકર્મોની નિંદા કરતો તે સુકૃત્યની અનુમોદના કરવા લાગ્યો. સંસારની અનિત્યતાની ભાવના ભાવતો રાજા સંસાર અને મોક્ષ, જન્મ અને મરણ, કનક અને કથીરમાં સમાન-મધ્યસ્થવૃત્તિવાળો થઈ ગયો.

અંતસમયે રાજા પંચપરમેષ્ઠીના સ્મરણમાં એકચિત્તવાળો થયો થકો મરણ પામીને આનત દેવલોકમાં ઓગણીશ સાગરોપમના આયુષ્યવાળો ઉત્તમ દેવ થયો.

પટ્ટરાણી રત્નાવલી પણ રાજાની માફક શ્રાવિકાધર્મનું શુદ્ધ ભાવથી આરાધન કરી કાલ કરીને નવમા આનતદેવલોકમાં ઓગણીશ સાગરોપમના આયુષ્યવાળો ઉત્તમ દેવ થયો. ભવાંતરના સ્નેહથી ત્યાં પણ મિત્રપણે રહેલા બન્ને દેવો દેવભવનાં અપૂર્વ સુખ ભોગવતા સુખમાં કાલ નિર્ગમન કરવા લાગ્યા.

નવમા, દશમા, અગીયારમા અને બારમા દેવલોકે સામાન્ય રીતે ત્રણ હાથનું શરીર હોય છે અને દેવતાઓનાં આયુષ્ય ઓગણીશથી બાવીશ સાગરોપમ સુધી હોય છે. જેટલા વર્ષનું આયુષ્ય તેટલા હજાર વર્ષે તેમને આહારની ઇચ્છા થાય છે ને તેટલા પખવાડીએ તેઓ શ્વાસોશ્વાસ લે છે, મનમાં વિચાર કરવા વડે તેઓ મનોહર પુદ્ગલોને ગ્રહણ કરતા આહાર કરે છે તેથી દેવતાઓ મનોભક્ષી કહેવાય છે, તેઓ શુક્લલેશ્યાવાળા ને સમચતુરસ્ર સંસ્થાનવાળા હોય છે વૈક્રિય શરીરને ધારણ કરનારા અને પૃથ્વીથી ચાર અંગુલ હમેશાં ઉંચે રહે છે.

નવમા દેવલોકના દેવો મન પ્રવિચારી હોય છે એટલે ત્યાં દેવીઓનું ગમન હોતું નથી જેથી તેઓ મનવડે કરીને વ્યભિચાર–સુરત સુખના ભોગવનારા હોય છે. જે દેવીની તેઓ ઇચ્છા કરે છે તે દેવી પણ પોતાના સ્થાનકે રહીને મન વડે તે દેવને પોતાનો વિષય કરે છે–ચિંતવન કરે છે છતાં તેમને અનંતગણું સુખ થાય છે. તેમના એક નાટકમાં અસંખ્યાતો કાળ યાને હજારો વર્ષ વહી જાય છે એવા સુખમાં તેઓ જતા એવા કાળને પણ જાણતા નથી.

---

## પરિચ્છેદ ૫ મો

---

## પૂર્ણચંદ્ર અને પુષ્પસુંદરી

### ૧

### નવમા ભવમાં.

**सर्वार्थसिद्धिदातारं, त्रातारं सकलांगिनाम् ।**
**नत्वा शंखेश्वरं पार्श्वं, पंचमः सर्ग उच्यते ।।१।।**

ભાવાર્થ—જગતના સર્વે અર્થ અને કામની સિદ્ધિને આપનારા તેમજ ભવ્ય જીવોનું સંસારના ભય થકી રક્ષણ કરનાર શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને નમસ્કાર કરીને હવે પાંચમો સર્ગ–પાંચમો પરિચ્છેદ કહેવાય છે.

જંબુદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કલ નામે સાતમી વિજયને વિષે શિવા નામે નગરીનો અધિપતિ, સિંહ સમાન પરાક્રમી, અને નામ પ્રમાણે ગુણોવાળો સિદ્ધસેન

નામે રાજા હતો, એ નરપતિને પ્રિયંગુમંજરી નામે પટ્ટરાણી હતી. સુખ, સૌભાગ્ય અને ઋદ્ધિ સિદ્ધિએ કરીને સંસારમાં અપૂર્વ સુખને ભોગવતાં આ યુગલને કયા સુખની ન્યૂનતા હતી ?

નવમા દેવલોકમાં દેવતાનાં ઓગણીસ સાગરોપમ સુધી અપૂર્વ સુખ ભોગવીને થાકતે પુણ્યે દેવરથ રાજાનો જીવ ત્યાંથી આયુ ક્ષયે ચ્યવી પ્રિયંગુમંજરીના ઉદરમાં ઉત્પન્ન થયો. સ્વપ્નામાં સંપૂર્ણ ચંદ્રને જોઈ જાગ્રત થયેલી રાણી નૃપ સમીપે જઇને સ્વપ્નને કહેવા લાગી. પટ્ટરાણીનું સ્વપ્ન સાંભળી રાજા બોલ્યા. "દેવી ! તમારે ચંદ્રની તુલ્ય સૌમ્ય પ્રકૃતિવાળો પુત્ર થશે."

ગર્ભનું સારી રીતે પાલન કરતી રાણીને ઉત્તમ ગર્ભના પ્રભાવથી સારા સારા દોહદ થયા તે સર્વે રાજાએ પૂર્ણ કર્યા. અનુક્રમે શુભગ્રહના યોગે રાણીએ પુત્રનો જન્મ આપ્યો, રાજાએ પુત્ર જન્મનો મહોત્સવ કરી બારમે દિવસે સ્વપ્નને અનુસારે પુત્રનું નામ રાખ્યું પૂર્ણચંદ્ર.

પંચ ધાત્રીઓથી લાલન પાલન કરાતો પૂર્ણચંદ્ર યોગ્ય વયનો થતાં કળા અને કાવ્યનો અભ્યાસ કરતાં શાસ્ત્રનો પારંગામી થયો. નવીન યૌવનરૂપી ભાગ્યોદયવાળો થયો. તે નવીન કળા શીખવાના વ્યસનવાળો હતો પણ જુગારનું વ્યસન એને વળગ્યું નહોતું, નવીન કાવ્ય બનાવી એમાંજ રમ્યા કરતો હતો પણ પરસ્ત્રીની વાર્તા કરવામાં લજ્જા ધારણ કરનારો પૂર્ણચંદ્ર સજ્જનને મધુર વચનવડે સંતોષ આપી ખલપુરૂષોને શિક્ષા કરનારો થયો.

મૃગયા, મદ્ય અને માંસ વિગેરે સાત વ્યસનથી રહિત સૂર્યની સમાન મોટા પ્રતાપવાળો અને રાજનીતિનો જાણ પૂર્ણચંદ્ર તત્વના ચિંતવનમાં પોતાનો સમય વ્યતીત કરતો

હતો. નવીન યૌવનરૂપી અભ્યુદયવાળો છતાં વિષય વિકારોને આધિન ન બનતાં દેવ, ગુરૂ અને માતાપિતાની ભક્તિ કરનારો થયો.

પટ્ટરાણી મહાદેવી પ્રિયંગુમંજરીને વિશાળ નામે બાંધવ સિંહસેન રાજાનો સામંત હતો. તેને જયા નામે પત્ની હતી. મહાદેવી રત્નાવલીનો જીવ નવમા સ્વર્ગમાંથી ચ્યવી જયાદેવીની કુક્ષિએ ઉત્પન્ન થયો. સ્વપ્નામાં પુષ્પમાળા જોવાથી અનુક્રમે જન્મ થયા પછી સગાંસંબંધીની અનુમતિથી પુત્રીનું નામ રાખ્યું પુષ્પસુંદરી.

અનુક્રમે વયમાં વૃદ્ધિ પામતી પુષ્પસુંદરી ભણી ગણી અનેક નવીન કલાઓનો અભ્યાસ કરતી યૌવનને આંગણે આવી, એ મનોહર અંગોપાંગવાળી ને સુંદર રૂપ રાશિએ શોભતી બાળા નવીન યૌવનવયમાં અધિક સૌંદર્ય તેજે શોભવા લાગી.

બાળાના વદનની સૌમ્યતા અને સૌંદર્યતાથી શરમાઇને ચંદ્ર આકાશમંડલમાં ચાલ્યો ગયો. એ વિશાળ કાંતિવાળાં અને તેજયુક્ત લોચનને જોઇ લજ્જીત થઇને કમળ જલમાં સંતાઈ ગયું, બાળાના શરીરના મનોહર અવયવો એનો ઘાટીલો અને સુશોભિત વર્ણ સુવર્ણની કાંતિને પણ ઝાંખી પાડી દેતો હતો. નાગની ફણિ સમાન એના અદ્‌ભૂત શ્યામસ્વરૂપ કેશકલાપે ભ્રમરની પંક્તિની શ્યામતાને પણ જીતી લીધી હતી.

હાથિણીના બચ્ચાના કુંભસ્થળ સમાન બાળાના સ્તન યુગલ એ નાજુક તનુના સૌંદર્યમાં અસાધારણ વધારો કરી રહ્યા હતા. નિતંબ કટી પ્રદેશ ભારે અને શોભાયમાન હતો એવી એ બાળાના સૌંદર્યનાં અધિક તે શું વર્ણન કરીએ?

મધુર ભાષિણી એ બાળામાં સ્ત્રીને ઉચિત ગુણો સ્વાભાવિક રીતે રહેલા હતા, સરળસ્વભાવી, સ્થિરસ્વભાવી તેમજ લજ્જાવડે નમ્રમુખી એવી તે બાળા કલામાં કુશળ હોવા છતાં વિવેકી અને વિનયવતી હતી.

પૃથ્વીમંડલ ઉપર વસંતરૂતુનાં આગમન શરૂ થયાં, એના પ્રભાવથી ઉદ્યાનો નવપલ્લવિત અને ફાલ્યાં ફુલ્યાં બનીને આકર્ષક બની રહ્યાં હતાં, મંજરીઓથી લચી પડેલાં સહકારનાં વૃક્ષોની શોભા અપૂર્વ હતી, માધવી આદિ લત્તાઓ પુષ્પોને વિકસાવતી પોતાની મનોહર અને દિલખુશ સુવાસથી ઉદ્યાનની હવાને ઉત્તેજિત કરી રહી હતી. કોકિલાઓનાં સુમધુર ગીત વસંતના રાગમાં અપૂર્વ સાથ આપી રહ્યાં હતાં.

એ વસંતના એક દિવસે બાળા પુષ્પાને પિતાની અનુમતિથી માતાએ સાહેલીઓ સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવાને મોકલી. ઉદ્યાનમાં આવીને પુષ્પોની સુવાસનો અનુભવ કરતી ને પંચરંગી પુષ્પો સાથે ગેલ કરતી બાળા ઉદ્યાન–વનની શોભાને જોતી આનંદ ક્રીડા કરી રહી હતી.

"સખી પુષ્પા! જો પોતાના પતિ વસંતરાજને પ્રાપ્ત કરીને આ વનરાજી કેવી કિલકિલાટ ખીલી રહી છે? પુન્નાગવડે કરીને આ નાગવલ્લી લતા શોભે છે ને એ નાગવલ્લીવડે પુન્નાગ વૃક્ષ કેવું શોભી રહ્યું છે? તેવીજ રીતે મનોહર લાવણ્યવાળી તારા જેવી બાળા પતિવડે કરીને શોભે." સખીઓ બાળા પુષ્પાને અનેક વાણી વિનોદવડે કરીને ખુશ કરવા લાગી.

એ પ્રમાણે વિનોદ કરી રહેલી સખીઓ સાથે બાળા પુષ્પા વનની શોભા નિરખીને લતામંડપમાં આવી વીણાના

સુર સાથે પોતાના કંઠને મેળવતી પોતાની ગીત કળાને સાર્થક કરવા લાગી.

રાજકુમાર પૂર્ણચંદ્ર પણ એ સમયે વસંતરાજની મોજનો સ્વાદ લેવાને મિત્રોની સાથે ઉદ્યાનમાં આવેલો હતો ઉદ્યાનની શોભાને નિરખતો ને વસંતની અનુપમ લીલા જોઈ હરખાતો, મિત્રો સાથે વિનોદ કરતો એ રાજકુમાર એકાએક પુષ્પાની દૃષ્ટિએ આકર્ષાયો.

મધુર આલાપપૂર્વક વીણાના તારને મેળવતી પુષ્પા કુમારીની દૃષ્ટિ અચાનક એ કુમાર પર પડતાં પરભવના સંબંધથી ત્યાંજ સ્થંભી ગઈ, "અરે! આ તે વસંતરાજનો મિત્ર કામદેવ કે શું?"

યૌવન વયવડે મનોહર અંગોપાંગવાળા, ને અતિ સુંદર સ્વરૂપવાળા કામદેવના અનુજબંધુ સમાન પૂર્ણચંદ્ર કુમારને જોઈ પરભવના સ્નેહ સંબંધથી બાળા વિગત ચેતનાવાળી થઈ થકી રોમાંચને અનુભવતી, આંખોનાં પોપચાંને સંકોચી દેતી મૂર્ચ્છિત થઇ ગઈ. મોહના બાણવડે ઘાયલ થઇને પૃથ્વી પર ઢળી પડી.

સખીઓએ શીતજલ અને મંદમંદ પવનની લહેરોવડે સ્વસ્થ કરેલી બાળા પુષ્પા સખીને કહેવા લાગી. "સખી! રૂતુરાજ વસંતરાજની સરખો દિલને ડોલાવનાર આ સુંદર યુવાન કોણ છે? શું આ તે કામદેવ કે સૂર્યદેવ, અથવા તો સૌમ્ય આકૃતિવાન સુર કે વિદ્યાધર?"

"સખી પુષ્પા! કામદેવના સમાન તારા સરખી સાહેલીના દિલને ડોલાવનાર આ પૂર્ણચંદ્ર રાજકુમાર. આ કામદેવ નથી કેમકે તે તો શરીર વગરનો છે. સૂર્ય પણ નથી તે તો બહુ તાપને આપનારો છે. આંખોનાં પોપચાં સ્થિર ન હોવાથી સુર પણ નથી. આ તો વિચક્ષણ ને

ચપળ નયનવાળો રાજકુમાર છે. તેમજ વિદ્યાધર પણ નથી. તે તો ખેચર—આકાશવિહારી હોય છે, ત્યારે આ તો ભૂમિ વિહારી રાજકુમાર છે !" પુષ્પાના જવાબમાં સખી બોલી.

"તારી વાત સત્ય છે સખી! વિધાતાએ આ જગતમાં દરેક ઉત્તમ વસ્તુઓમાંથી સારા ગુણ ગ્રહણ કરીને મને લાગે છે કે આ યુવાન નરની રચના કરેલી છે. ચંદ્રમા પાસેથી સૌમ્યતા, સમુદ્ર કનેથી ગંભીરતા, સૂર્ય પાસેથી પ્રતાપ, કુબેર ભંડારી પાસેથી ત્યાગ—દાન, ઇંદ્ર પાસેથી પ્રભુત્વ, કામદેવ પાસેથી સૌંદર્ય, અમૃત પાસેથી માધુર્ય સિંહ પાસેથી બળ, સુરગુરૂ પાસેથી ચતુરાઈ અને મેરૂ પર્વત પાસેથી ધૈર્ય એ ગુણો ગ્રહણ કરીનેજ વિધાતાએ આ નરની ભાવના—રચના કરી છે કે શું ?" સખી પુષ્પા કામદેવના બાણથી વીંધાયેલી છતી એ નરની તારીફ કરતી બોલી.

"તારૂં કહેવું સત્ય છે સખી! સિંહસેન રાજાના કુલરૂપી નભોમંડળમાં ચંદ્રસમાન આ પૂર્ણચંદ્ર કુમારનાં અંગોપાંગને તું કટાક્ષપૂર્વક જોઇ રહી છે કે શું ? તેમને તું બરાબર ઓળખે છે એ તારી ફોઈના કુમાર." અશોકા નામની સખી કંઈક મૃદુ હાસ્ય કરતી પુષ્પાને કહેવા લાગી.

અશોકાના કથનને પુષ્ટિ આપતી સુદત્તા બોલી. "સખી ! જો ! જો ! રાજકુમાર આપણને જોઈ ખમચાઈ ગયા. એમને આમંત્રણ આપી બોલાવ, આપણે બધાં વિનોદ કરીયે, નહિતર અવિનય થશે."

સખીઓના વચનથી લજ્જાતુર થયેલી પુષ્પાવતી બોલી. "તમને યોગ્ય લાગે તેમ કરો."

પુષ્પાની અનુમતિથી સખીએ આમંત્રણ કરેલ રાજ-

કુમાર ત્યાં લતાકુંજમાં આવીને યોગ્ય આસને બેઠા પુષ્પા-કુમારીને પોતાના નેત્ર વડે જોઈ દર્શનના ફલને પ્રાપ્ત કરતો રાજકુમાર બાળાને એક દૃષ્ટિએ જોતો એની ઉપર રાગવાળો થયો. બન્ને એકબીજાને જોવા લાગ્યાં.

એક સરખી વયવાળાં, રૂપવાળાં અને ગુણવાળાંને પરભવના સારા સંસ્કારથી પ્રીતિ થતાં વાર લાગતી નથી. પ્રીતિથી પ્રસન્ન થયેલો કુમાર બોલ્યો "હે સુંદરી! તમારો વીણા ઉપરનો કાબુ સારો જણાય છે તો મારા મનના વિનોદને માટે કંઇક ગાવ."

"કુમાર! તમારા દર્શનથી ક્ષોભ પામેલા આ અમારાં બ્હેન પુષ્પા લજ્જા વડે નમ્ર મુખવાળાં હવે વીણા ઉપરનો પોતાનો કાબુ જમાવી શકશે નહિ. માટે હવે તો આપજ એ વીણાને બજાવી એના 'હૃદયને આનંદ આપો". એમ કહીને સુદત્તાએ વીણા રાજકુમારના હાથમાં આપી.

વીણાને ગ્રહણ કરી રાજકુમાર પોતાના હાથની કોમલ અંગુલીઓને એના તાર ઉપર ફેરવતો પોતાનો કાબુ એના-પર જમાવવા લાગ્યો.

સખીઓની પ્રશંસા સાંભળતે છતે રાજકુમારે વીણાના તારની ઝણઝણાટી સાથે પોતાના કોમળ કંઠના સૂર આલાપ સંલાપપૂર્વક મેળવી દીધા. કુમારના મધુરા ગાનથી સખીઓ મસ્તકને ધૂણાવતી ખૂબ આનંદ પામી.

વીણાના મનોહર અને મધુરા ગાનની મોજ માણતાં બધાં આનંદથી ડોલી રહ્યાં હતાં. સ્વર્ગીય સંગીતના રસની છોળો ઉછળી રહી હતી. એ મસ્ત આનંદમાં પુષ્પાની ધાવમાતાએ આવીને વિઘ્ન ઉપસ્થિત કર્યું. "વાહ! ઠીક બધાં અહીંયાં ભેગાં થયાં છો?" ધાવમાતાએ એમના રંગમાં ભંગ પાડયો.

રાજકુમારને નમસ્કાર કરી પુષ્પાકુમારી તરફ મોં કરીને બોલી. "હે વત્સે! તારા વિના તારી માતા ભોજન કરતી નથી માટે સત્વર ઘેર ચાલો".

ધાવમાતાના વચનથી પુષ્પા સખીઓ સાથે ઘેર ચાલી ગઇ પણ તેનું મન તો રાજકુમારની પાસે જ મૂકીને ગઇ. રાજકુમારના દર્શનની પુનઃઅભિલાષાવાળી બાળા દુઃખે દુઃખે પણ પોતાના મકાન તરફ ચાલી ગઈ.

સખીઓએ તેની માતાને તેના દિલની વાત કહી સંભળાવવાથી તેની માતાએ પણ એને આશ્વાસન આપ્યું. એની માતાએ પ્રિયંવદા નામે સખીને બધી વાત સમજાવી.

"પ્રિયંવદા પુષ્પા પાસે આવીને તેને આશ્વાસન આપતાં બોલી. "સખી! ચંદ્રની એક કલા પણ પ્રાણીઓને સુખ આપે છે. ત્યારે આ કુમાર પૂર્ણચંદ્ર હોવા છતાં તને કેમ સુખ નથી થતું ?"

સખી પ્રિયંવદા! આજે મારૂં મન કોણ જાણે કેમ ભમી રહ્યું છે તેનો કંઇક ઉપાય બતાવને? પુષ્પા સુંદરી બોલી.

"હે સ્વામિની! તને સુખ કરનારી એક વાત કહું તે સાંભળ, જે સાંભળવાથી તારૂં મન પ્રસન્ન થશે-શાંત થશે". પ્રિયંવદા મનમાં કાંઇક નિશ્ચય કરીને બોલી,

"કહે." આતુરતાથી બાલા પુષ્પા પોતાને લગતી વાત સાંભળવાને તૈયાર થઈ.

"ગઇ કાલે તારી ફોઇને તારા પિતાએ કહ્યું હતું કે આ અમારી પુત્રી પૂર્ણચંદ્રને યોગ્ય છે. બન્ને રૂપ, ગુણ અને વયે એક બીજાને યોગ્ય હોવાથી એમનો સંબંધ પૂર્ણ સુખવાળો થશે. પરન્તુ અત્યારે તો બન્ને વિવાહની વાત પણ સાંભળતાં નથી તેમજ તેમને અન્યોઅન્ય

સ્નેહ પણ સંભવતો નથી, તો પછી એ શી રીતે બને ?" વિશાલ સામંત પોતાની બ્હેન સાથે વાત કરતાં જરા થોભ્યો.

"તો તેઓ એક બીજાને મળે અને વાતચિત કરે તેવી વ્યવસ્થા કરવી જોઇએ". વિશાલ સામંતની વાત સાંભળીને તારી ફોઈ પ્રિયંગુમંજરીએ તે વાત કબુલ કરી એની પ્રશંસા કરી. તે પછી બન્નેએ એક યુક્તિ-યોજના ઘડી કાઢી તે મુજબ આજે ઉદ્યાનમાં તમો બન્નેનો મેળાપ થયો. તમારી એક બીજાની સ્નેહની વાત સાંભળીને બધાં ખુશી થયાં છે ને મને લાગે છે કે તારી મરજી હશે તો વિવાહોત્સવ જલદિથી ઉજવાઇ પણ જશે".

પ્રિયંવદાની રસભરી ને અનુકૂળ વાત સાંભળીને પુષ્પા ખુશી થતી બોલી. "સખી પ્રિયંવદા ! તું જેવી નામથી પ્રિયંવદા છે તેવી અર્થથી પણ છે. આજે તો તેં પ્રિય વાત કહીને તારૂં નામ સાર્થક કર્યું".

કુમાર પૂર્ણચંદ્રને પણ તેના મિત્રોએ આ યુક્તિ સમજાવીને ખુશી કર્યો. બન્નેએ ધીરજથી કેટલોક સમય પસાર કર્યો.

પછી તો રાજાએ અને વિશાલ સામંતે વિવાહ કાર્યનો આરંભ કર્યો. મુહૂર્ત્ત જોવરાવી શુભ મુહૂર્ત્તે મોટા મહોત્સવપૂર્વક વિશાલસામંતે પોતાની કન્યા રાજકુમાર પૂર્ણચંદ્રને પરણાવી દીધી. તે સમયે ખાન, પાન, અને ગાન તાનથી આખુય નગર રસસાગરની લહેરોને અનુભવવા લાગ્યું.

રાજકુમાર પુષ્પાસુંદરી–નવોઢા પત્ની સાથે પોતાના મહેલમાં રહ્યો છતો દેવતાની માફક પાંચપ્રકારનાં વિષયસુખને ભોગવવા લાગ્યો.

## ૨

## શ્રીસુરસુંદરસૂરીશ્વર.

એક દિવસે રાજસભામાં બેઠેલા રાજાને વનપાલકે આવીને નમસ્કાર કરી રાજાની બિરૂદાવલી બોલતાં વિનંતિ કરી. "મહારાજ ! આપનો જય થાઓ ! વિજય થાઓ ! પુષ્પશાલ વનમાં મૂર્ત્તિમાન ધર્મ હોય એવા મુનિ સમુદાયથી પરવરેલા શ્રીસુરસુંદર ગુરૂમહારાજ પધારેલા છે. વનપાલકની વાણી સાંભળીને રોમાંચ અનુભવતા રાજાએ ખુબ દાન આપી વનપાલકનું દારિદ્ર્યરૂપી વૃક્ષ છેદી નાખ્યું.

સૂરીશ્વરને વાંદવાને ઉત્સુક થયેલો રાજા પુત્ર કલત્ર અને સ્ત્રી આદિકના પરિવાર સાથે મોટા આડંબર પૂર્વક વાંદવાને ચાલ્યો. ગુરૂની પાસે આવી નમીને તેમની સ્તુતિ કરતો તે ધર્મ સાંભળવાને તેમની આગળ બેઠો. સૂરીશ્વર પણ આ યોગ્યજીવો જાણીને ધર્મદેશના દેવા લાગ્યા.

"હે ભવ્યો ! જન્મ, જરા, મૃત્યુ, રોગ, શોક અને ભયથી આકુળ વ્યાકુળ એવી દુર્ગતિને વિષે પાપના ફળ-રૂપ અનંતકાલ પર્યંત મહાદુઃખ ભોગવ્યાં છતાં હજી પણ સંસાર તરફ ઉદાસીનતા થતી નથી, ને ધર્મને વિષે નિરૂ-દ્યમી થઇને સંસારમાં રાચીમાચી રહ્યા છો. પણ હવે પ્રમાદનો ત્યાગ કરી યત્નથી ધર્મનું આરાધન કરો. કારણકે—

આ જગતમાં તો પ્રાણીઓને પ્રમાદ સમાન કોઇ શત્રુ નથી ત્યારે ધર્મ સમાન કોઈ મિત્ર નથી.

**मज्जं विषयकसाया, निद्दा, विगहा य पंचमी भणिया।**
**एए पंच पमाया, जीवं पाडंति संसारे ॥१॥**

ભાવાર્થ—મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચે પ્રમાદો જીવના ભયંકર શત્રુઓ છે. એ પંચ શત્રુઓ જીવને સંસાર સાગરમાં ડુબાવી ધર્મ પ્રાપ્તિ થવા દેતા નથી. ધર્મીને એ પાંચ પ્રમાદોમાંથી કોઇને કોઈ વિઘ્ન કરવાને તૈયાર હોય છે. માટે એ પાંચે પ્રમાદ છોડવા.

જ્યારે પ્રમાદ જીવને સંસારમાં પાડે છે. ત્યારે ધર્મ જીવને સંસારમાં સુખની પરંપરાને પમાડી અંતે મોક્ષની લક્ષ્મીને આપે છે. જગતમાં ઉત્કૃષ્ટ મંગળરૂપધર્મ મનુષ્ય અને સુરની લક્ષ્મી તેમજ મુક્તિને આપવાવાળો હોવાથી જીવને તે કરવા યોગ્ય છે. યત્નથી તે આદરવા યોગ્ય છે, ધર્મ બંધુની માફક સ્નેહ રાખે છે. કલ્પદ્રુમની માફક વાંચ્છિતને આપે છે. ગુરૂની માફક સદ્ગુણમાં પ્રીતિ કરાવી આપે છે. સ્વામીની માફક રાજ્યલક્ષ્મીને દેનારો છે. પિતાની માફક વાત્સલ્ય રાખે છે, ત્યારે માતાની માફક ધર્મ જીવનું પોષણ કરે છે. એવા ધર્મનું સેવન કરવાથી ચિંતામણિ અને કલ્પવૃક્ષની ધર્મ શું શું નથી આપતો ?

ગૃહને આગ લાગવા છતાં જે પુરૂષો નિરાંતે સૂઇ રહે છે, અગાધ જલમાં ડુબવા છતાં જે લેશ પણ પોતાની દરકાર કરતા નથી, એવા મૂઢ જીવો સંસારમાં દુઃખીદુઃખી થવા છતાં ધર્મને વિષે જરાય ઉદ્યમ કરતા નથી. વળી હે ભવ્ય જીવો ! સાંભળો.

ચોર લોકો મકાનને લુંટી રહ્યા છે તેમજ અરિમંડલ પ્રહાર કરવાને ધસી રહ્યું છે છતાં જે વિશ્વાસથી સાવધ થતો નથી, એવા મૂર્ખ જનો મનુષ્યભવમાં ધર્મ કરવાની મળેલી તકને ગુમાવશે તો પછી તે તક ક્યારે મળશે ?

હે ભવ્યો ! આ સંસારરૂપી ભવાટવીમાં માનવીઓને સંપૂર્ણ રીતે ધર્મ સામગ્રી મળવી દુર્લભ છે. પ્રથમ તો

દશ દષ્ટાંતે દૂર્લભ મનુષ્યપણું આ ચોરાસીલાખ જીવાયોનીમાં કેટલું બધું દુર્લભ છે તેનો જરા વિચાર કરો. અને મનુષ્યપણું કદાચ મળ્યું પણ અનાર્ય થયા તો? માટે આર્યક્ષેત્ર મલવું કાંઈ સુગમ–સહેલું નથી, આર્યક્ષેત્રમાં પણ વિશુદ્ધકુળમાં જન્મ થવો એ દુર્લભ છે. તે થકી વિશુદ્ધ જાતિમાં જન્મ થવો એ દુર્લભ છે. એ બધુંય હોવા છતાં જો અલ્પાયુવાળો હોય તો? માટે દીર્ઘાયુ પણ મહાભાગ્યયોગે મલે છે–દુર્લભ છે.

દીર્ઘાયુ થકી પણ આરોગ્યતા દુર્લભ છે. તે થકી પણ ધર્માચાર્યનો સમાગમ પ્રાણીને અતિદુર્લભ છે. આચાર્યનો સંયોગ થવા છતાંય વસ્તુતત્વ સમજવાની બુદ્ધિ મલવી દુર્લભ છે. અને તે થકી પણ તત્વશ્રદ્ધા દુર્લભ છે. તેમજ વિરતિ તો એથીય દુર્લભ છે માટે હે પ્રાણીઓ! પ્રમાદનો ત્યાગ કરી તમે ધર્મને વિષે ઉદ્યમવાળા થાઓ. ગુરૂમહારાજની દેશના સાંભળીને રાજા વગેરે બધા પ્રસન્ન થયા. ધર્મના અનુરાગી થયા.

મનોહર કાંતિવાળા અને જુવાન અવસ્થાવાળા આચાર્યને જોઇ વારંવાર મનમાં અનેક વિચાર કરતો પૂર્ણચંદ્ર બોલ્યો. "ભગવન્! સામ્રાજ્ય લક્ષ્મીના ભોગને યોગ્ય અથવા તો કોઇ ધનાઢયને યોગ્ય આપના દેહની આવી અપૂર્વ કાંતિ હોવા છતાં યૌવનવયમાં આપને વ્રત ગ્રહણ કરવા યોગ્ય શી રીતે અને કયા સંજોગોમાં વૈરાગ્ય થયો, તે આપના વૈરાગ્યનું કારણ કહો." રાજકુમારે ગુરૂમહારાજના વૈરાગ્યનું કારણ પૂછ્યું.

"કુમાર! તમારા જેવા ઉત્તમ નરને તો ડગલે ને પગલે સંસારમાં વૈરાગ્યનાં કારણ જણાય છે છતાં કેમ પૂછવું પડે છે? આ જગતમાં કેટલાક વિશાળ એવી

સામ્રાજ્ય લક્ષ્મીને ભોગવે છે. ત્યારે કેટલાક મહર્ધિક અમાપ રૂદ્ધિ સિદ્ધિવાળા પણ જોવાય છે. કેટલાક પરતંત્રરૂપી દોરડી–સાંકળથી બંધાયેલા તેમની સેવા કરનારાય નજરે નથી જોતા શું ?

કેટલાક કલ્પવૃક્ષ પાસેથી મનોવાંચ્છિત ફલને મેળવતા સુખ અને ભોગમાં પ્રીતિવાળા થઇને ચિંતા કે દુઃખનેય જાણતા નથી ત્યારે કેટલાકને પોતાના ઉદર ભરવાના પણ સાંસા હોય છે, કેટલાક શ્રેષ્ઠ અને નવસુંદર યુવતીઓના હાસ્યવિલાસોમાં રમતા મોટા સૌભાગ્યવાળા હોય છે ત્યારે કેટલાક દૌર્ભાગ્યથી દાઝેલા શ્યામ મુખવાળા પણ નથી હોતા શું ?

આ ભવાઅટવીમાં જન્મ, જરા, મરણ, વિપત્તિ, આધિ, વ્યાધિ, ઉપાધિ, શોક, ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ. કારાગ્રહ નિવાસ એ બધુંય જીવને મનુષ્યભવમાં પણ સહન કરવું પડે છે. ઉત્તમ નરને એ બધાં શું વૈરાગ્યનાં કારણ નથી થતાં ? છતાંય આ દુઃખથી ભરેલા સંસારમાં મને વૈરાગ્ય શી રીતે થયો તેનું કારણ સાંભળ.”

ગુરૂમહારાજે પોતાનું ચરિત્ર કહેવા અગાઉ સામાન્ય રીતે આ પ્રમાણે પ્રસ્તાવના કરીને સંસારનું કંઈક ઉપલક સ્વરૂપ સમજાવી પોતાનું ચરિત્ર કહેવું શરૂ કર્યું, જે ભવ્યજનોના ઉપકાર માટે–બોધ માટે પણ થઈ શકે.

ગુરૂમહારાજનું ચરિત્ર સાંભળવાને રાજા, કુમાર આદિક સર્વે પરિવાર સાવધાન થયો. ગુરૂએ પોતાનું કથન શરૂ કર્યું.

૩

## સૂરીશ્વરની આત્મકથા

આ વિજયમાં રત્નપુર નામે નગરનો રહીશ નામ પ્રમાણે ગુણવાળો સુધન નામે માતબર અને તવંગર શેઠ રહેતો હતો. તેમને લક્ષ્મી નામે પત્ની અને સુરસુંદર નામે સુંદર પુત્ર થયો, યૌવનવયમાં એ સુરસુંદરને એના પિતાએ બત્રીસ રૂપવતી કન્યાઓ પરણાવી. એ બત્રીસે પત્ની-નવોઢા નારીઓ સાથે દેવસમાન સુખને ભોગવતો તે સુખમાં કાળ વ્યતીત કરતો હતો.

અન્યદા એનાં માતાપિતા આ સંસારની મુસાફરી પુરી કરી ચાલ્યાં ગયાં. તેમના મરણની ચિંતાથી વ્યાકુળ થયેલો સુરસુંદર સ્વજન પરિવારના સમજાવ્યાથી પરંપરાથી ચાલ્યા આવતા વ્યાપારની ચિંતા કરવા લાગ્યો. એ વ્યાપારના વ્યવસાયમાં ધીરે ધીરે એનો શોક નષ્ટ થયો.

કારણ કે પ્રિયજનનો વિયોગ થવાથી કોઇ મરીજતું નથી અથવા તો ઘરબારનો ત્યાગ કરી કોઈ સાધુ થતું નથી. એ હૃદયનો ઘા પણ ધીરે ધીરે ઘસાઈ-ભુસાઇ જાય છે. અત્યંત રાગવાન હોવા છતાં પણ કેટલેક કાળે સુરસુંદર શોક રહિત થઇ ગયો, છતાં સ્રીઓના વ્યભિચારની શંકાવાળો તે યત્નથી પણ સ્રીઓનું રક્ષણ કરવા લાગ્યો, તેમને તેમના પિતાને ઘેર પણ જવાદેતો નહિ. તેમજ પોતાને ઘેર કોઇ અન્યપુરૂષ તો શું પણ સ્વજન સંબંધીઓને પણ આવવાની તેણે મના કરી દીધી.

વધારે શું કહું ? એક ઇર્ષ્યાલુપણાથી તેણે બહાર જવાનું પણ છાડી દીધું ને કદાચ જવું પડે તો મકાનને દરવાજે તાળુ લગાવી સ્રીઓને મકાનમાં પૂરીને બહાર જતો હતો.

એવી રીતે તાળુ દઇને બહાર જવા છતાંય તેના મનમાં અનેક દુષ્ટ વિકલ્પ થયા કરતા હતા. એ દુર્વિકલ્પના કારણથી તે બહાર પણ અધિક સમય ન થોભતાં ઝટ પાછો ફરતો હતો. કોઇ પણ તેને ઘેર આવતું તેને તે સહન કરી શકતો નહિ. એ સુરસુંદર તે હું પોતે.

ભિક્ષુકોએ મારૂં ઘર પછીતો તજી દીધું અને જૈન સાધુઓએ તો વિશેષે કરીને છોડયું. છતાંય ભવિતવ્યતા બળવાન છે. એક દિવસે કાર્યની વ્યગ્રતાથી દરવાજો બંધ કર્યા વગર હું બજારમાં ગયો. ને મારા બજારમાં ગયા પછી એક મુનિએ મારા મકાનમાં પ્રવેશ કર્યો. મુનિને જોઈ પ્રસન્ન થતી મારી સ્ત્રીઓ બોલી. "ઓહો આજે તો આપણો ભાગ્યોદય થયો".

પ્રસન્ન થયેલી મારી સ્ત્રીઓએ મુનિને બેસવા માટે આસન આપ્યું, એ મુનિને અકલ્પ્ય હોવા છતાં પણ એ જ્ઞાની મુનિ ભવિષ્યમાં લાભ થવાનો જાણીને તે ઉપર બેઠા. તેમની આજુબાજુ મારી સ્ત્રીઓ મુનિને વચમાં રાખીને બેઠી. મુનિ તેમને ધર્મોપદેશ દેવા લાગ્યા.

એ દરમિયાન બજારમાં ગયેલો સુરસુંદર–હું પોતે કાર્ય પતાવીને ઝટ આવી પહોંચ્યો ને જોયું તો એકાંતમાં મારી સ્ત્રીઓની મધ્યમાં મેં એક મુનિને જોયા. એ રૂપવાન મુનિને જોઇ મને એમને માટે કંઇક વિચારો આવી ગયા. "આ મુનિને હું કયી રીતે ને શી રીતે શીક્ષા કરૂં ?"

પ્રચ્છન્નપણે છુપાઇને હું તેમની ચેષ્ટા જોવા લાગ્યો. રોષથી ધમધમી રહેલા મેં તેમને માટે અનેક દુષ્ટ વિચાર કર્યા. "અરે! આ કુશ્રમણ અત્યારે એકાંતમાં મારી સ્ત્રીઓની મધ્યમાં બેસીને મઝાક ઉડાવે છે પણ એના શરીરના આઠે અંગોમાં હું પાંચ પાંચ લાકડીના પ્રહાર

કરીશ ત્યારે જ મારા ક્રોધને હું શાંત કરીશ. છતાં પણ હાલમાં તો છુપાઇને મને તેની ચેષ્ટા જોવા દે, કે એ શું કરે છે ?"

એ પ્રમાણે મનમાં વિચાર કરતો હું છુપાઇને ઉભો રહ્યો. મુનિએ પણ પોતાની દેશના શરૂ કરી. "હે ભાગ્યવતી ! ધ્યાન દઇને તમે સાંભળો, જીનેશ્વર ભગવાને સર્વે ધર્મોનું મૂળ દયા કહેલું છે. તો ડાહ્યા જનોએ દયા પાળવા માટે પ્રયત્ન કરવો. જગતમાં પાખંડી મતના ત્રણસેને ત્રેસઠ ભેદ છે તે બધાય જીવદયાના સિદ્ધાંતને તો માન્ય રાખે છે. માટે જ્યાં દયા છે ત્યાં જ ધર્મ છે, જ્યાં દયાનું આરાધન થાય છે ત્યાં તપ, જપ, દાન, ધ્યાન અને ક્રિયા બધુંય શોભી ઉઠે છે. પૂજા પણ તેની સફળ થાય છે. પણ દયા વગર કરેલી એ સર્વે ધર્મક્રિયા વ્યર્થ થાય છે.

દયાના પ્રભાવથી દીર્ઘાયુની પ્રાપ્તિ થાય છે. સંપદા, આરોગ્ય, સૌભાગ્ય, ભોગ, કીર્ત્તિ, મતિ, બુદ્ધિ અને ધૃતિ એ બધાય દયારૂપી કલ્પલતાનાં ફળ છે. દયા એ સ્વર્ગગમન માટે સોપાન-પગથીયાં સરખી છે. દયા મોક્ષને અપાવનારી છે. દુર્ગતિનાં દ્વાર બંધ કરવાને દયા અર્ગલા-ભુગળ સમાન છે. એવી દયા પાલનારને જગતમાં શું શું નથી મલતું ?

જીવોની હિંસા એ પ્રાણીઓને કડવા ફલ આપે છે. જીવહિંસા કરનારને સર્વે અનર્થો, આપદાઓ, વ્યાધિઓ સુલભ હોય છે. હિંસકપ્રાણીઓ ભવાંતરને વિશે ગર્ભાવસ્થામાં, જન્મ થતાં કે બાલપણમાં અથવા યૌવન વયમાં આવતાં જ મૃત્યુ પામી જાય છે. તેઓ અલ્પજીવી થઇને ભોગ ભોગવ્યા વગર ચાલ્યા જાય છે. આ જગતમાં મુંગા, અંધા, બહેરા, બોબડા, પાંગળા, કુબડા, કોઢીયા, જડ,

રોગી, શોક, ભય, ક્ષુધાર્ત્ત, દુર્ભગ, દુઃસ્વર એ બધાંય જીવહિંસાનાં ફળ છે. જે પ્રાણીઓ હિંસા થકી વિરામ પામતા નથી તે અતિ દુઃખને પામે છે, ને જે હિંસાનો ત્યાગ કરે છે તે સુખી થાય છે. જે હિંસક હોય છે, તે નિર્દયપણે પોતાના પિતાનો પણ ઘાત કરીને નરકાદિ દુર્ગતિમાં ચાલ્યા જાય છે. તેઓ શત્રુંજયરાજા અને શુરકુમારની માફક દુઃખને ભજનારા થાય છે.

"એ શત્રુંજય ને શૂર કોણ હતા ને હિંસાથી તેમને શું ફળ મલ્યું તે કહો." સ્ત્રીઓના પૂછવાથી મુનિએ શત્રુંજયરાજા અને શૂરકુમાર-પિતાપુત્રનું દૃષ્ટાંત કહેવું શરૂ કર્યું.

પૂર્વે આ વિજયમાં વિજયપુર નામે નગર હતું તે નગરના અધિપતિ શત્રુંજયરાજાને શૂર અને ચંદ્ર નામે બન્ને પુત્રો હતા, વડીલ પુત્ર શૂરને યુવરાજપદ આપ્યું ને ચંદ્રને કાંઈ પણ ન આપવાથી તે રિસાઇ વિદેશ ચાલ્યો ગયો.

ચંદ્ર વિદેશમાંભમતો અનુક્રમે રત્નપુરનગરના ઉદ્યાનમાં આવ્યો. ત્યાં એક મુનિને જોઈ તેમને નમસ્કાર કરી તેમની આગળ બેઠો. મુનિએ દયાધર્મનો ઉપદેશ આપ્યો.

જીવદયાનો ઉપદેશ સાંભળી બોધ પામેલા ચંદ્રે સંગ્રામ સિવાય પંચિંદ્રિય જીવનો વધ ન કરવાનો નિયમ ગ્રહણ કર્યો. તે પછી તે રત્નપુરનગરના રાજા જયસેન નરપતિની સેવા કરવા લાગ્યો. અનુક્રમે તે રાજાનો વિશ્વાસુ થવાથી એક દિવસે રાજાએ ખાનગીમાં કહ્યું. કુંભ નામનો સામંત મહા બળવાન અને અભિમાની થઇ ગયો છે માટે ગુપ્ત રીતે ત્યાં જઇને એને મારી નાખ." રાજાનાં વચન સાંભળી ચંદ્ર બોલ્યો.

"મહારાજ! એ પાપ મારાથી નહી થાય, સંગ્રામ સવ ાય કોઈ પણ પ્રાણીવધ ન કરવાનો મેં ગુરૂ પાસે નિયમ

ગ્રહણ કરેલો છે.” ચંદનાં વચનથી રાજા ખુશી થયો ને તેને પોતાનો અંગરક્ષક બનાવ્યો. સામંતકન્યા પરણાવી એને સુખી કર્યો-પોતાના પુત્ર જેવો કર્યો.

અન્યદા મોટું સૈન્ય લઇને ચંદ્રે કુંભરાજાને પડકાર્યો. અભિમાની કુંભરાજા તેની સામે આવ્યો, બન્નેનો રણ-સંગ્રામ પૂરજોસમાં ચાલ્યો, એ યુદ્ધમાં ચંદ્રે કુંભરાજાને પકડી બાંધી જયસેન રાજાની સમક્ષ હાજર કર્યો. રાજાએ પોતાની આજ્ઞા મનાવી કુંભરાજાને છોડી દીધો ને ચંદનો સારી રીતે સત્કાર કર્યો. તે પછી ચંદકુમાર પણ સુખમાં દિવસો પસાર કરતો હતો.

યુવરાજપદથી અસંતુષ્ટ શૂરકુમાર પિતાને મારીને તેના રાજ્યની ઈચ્છા કરતો અનુકૂળ સમયની રાહ જોવા લાગ્યો.

એક દિવસે રાત્રીને સમયે શૂરકુમારે રાજાના શયન-ગૃહમાં ધુસી જઈ રાજા ઉપર તલવાર ચલાવી દીધી. એ ઘસારાથી જાગ્રત થયેલી રાણીએ બૂમાબૂમ કરવાથી ચોકી-દારો દોડી આવ્યા. તેમણે નાશી જતા ખુનીને પકડી લીધો. નિશાસમયે આરક્ષકોએ બાંધેલો તે ખુની પ્રાતઃ-કાળે શૂરકુમાર તરીકે માલુમ પડવાથી રાજા આગળ વાત કરી, ઘાની પીડાથી દુઃખી થતા રાજાએ પુત્રને દેશ-નિકાલ કર્યો.

ત્યાર પછી તરત જ રાજાએ મંત્રીઓની સાથે એકમત થઇ ચંદકુમારની તપાસ કરાવી, તેને તેડાવી રાજપાટ સોંપી દીધું. તે પછી થોડા દિવસે રાજા વેદનાથી મૃત્યુ પામી ગયો.

રાજા મૃત્યુ પામીને વાઘ થયો. શુરકુમાર પિતાનો ઘાત કરી કલંકિત થયેલો અને જંગલમાં કુકર્મ કરી

આજીવિકા ચલાવતો હતો તેને પેલા વાઘે એક દિવસે મારી નાખ્યો, તે મરીને ભિલ્લ થયો, એક દિવસ તે ભિલ્લ વનમાં ગયો તેને પણ પેલા વાઘે મારી નાખ્યો. એ ભિલ્લના કુંટુંબીઓએ વાઘનેય મારી નાખ્યો. બન્ને મરણ પામીને અટવીમાં કલભ અને વરાહ થયા.

પૂર્વના વેરથી બન્ને યુદ્ધ કરવા લાગ્યા. તેમને કોઈ શિકારીએ મારી નાખ્યા. મરણ પામીને બન્ને કલભ થયા, પોતાના ટોળામાંથી ભ્રષ્ટ થયેલા તેઓ બન્ને યુદ્ધ કરવા લાગ્યા. ભિલ્લોએ યુક્તિથી તેમને પકડી લીધા ને ચંદ્રરાજાને અર્પણ કર્યા. ત્યાં પણ યુદ્ધ કરતા તેઓને રાજાએ મહા-મુશ્કેલીએ જુદા કર્યા.

એ સમયે ત્યાં કેવલી ભગવાન સમવસર્યા, તેમનો ઉપદેશ સાંભળી રાજાએ આ બન્ને હસ્તિઓનો વૃત્તાંત પૂછયો.

કેવલી ભગવાનના મુખથી એ કલભયુગલનો વૃત્તાંત જાણી વૈરાગ્ય પામેલા ચંદ્રરાજાએ પોતાના પુત્રને ગાદી ઉપર બેસાડી ચારિત્ર ગ્રહણ કર્યું. શુદ્ધ ચારિત્ર પાળીને તે સ્વર્ગે ગયો.

પેલા બન્ને ગજો-કલભો ક્રોધથી ધમધમતા મરણ પામીને પ્રથમ નરકે ગયા. ત્યાં પરમાધામી કૃતવેદના, ક્ષેત્રકૃતવેદના અને અન્યોઅન્યકૃત વેદના ઘણા કાલ પર્યંત ભોગવીને વારંવાર અનેક કુયોનિમાં ભ્રમણ કરશે. માટે હે શ્રાવિકાઓ! હિંસાથી થતા દોષો અને દયાથી થતા ગુણોને જાણી તમે હિંસાનો ત્યાગ કરો." મુનિ દયાનો ઉપદેશ આપીને વિરમ્યા.

મુનિના ઉપદેશથી વૈરાગ્ય પામેલી તે સ્ત્રીઓએ પહેલું સ્થુલપ્રાણાતિપાત વિરમણ અણુવ્રત અંગીકાર કર્યું. જીવ-

ક્યારૂપી વ્રતના આરાધવાથી મેં વિચાર કર્યો. "આ મુનિએ સારૂં કર્યું, કારણ કે આ સ્ત્રીઓ કદાચ કોપાયમાન થઈ જશે તો પણ હવે મારૂં અનિષ્ટ કરી શકશે નહિ. જેથી આ મુનિને મારે દરેક અંગમાં પાંચપાંચ પ્રહાર કરવા હતા તેમાંથી એક ઓછો કરી હવે ચારચાર પ્રહાર કરીશ."

## ૪

## મૃષાવાદ વિરમણવ્રત.

એ મુનિએ ત્યારપછી આગળ ચલાવ્યું. "હે શ્રાવિકાઓ! ત્રણ વર્ગને સુખકારી તેમજ સ્વર્ગ અને મોક્ષને આપનારી સત્યભાષા તમારે બોલવી. કારણ કે સત્યવાદી સર્વને પ્રિય તેમજ વિશ્વાસપાત્ર હોય છે. દેવતા અને દાનવો પણ એની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તો માનવીની તો વાતજ શી?

સત્યવાદીને જલ, અગ્નિ આદિ તેમજ બીજી દિવ્ય વસ્તુઓ પણ અનિષ્ટ કરતી નથી. લોકો પણ તેના નિર્મલ યશનો ચારે બાજુએ વિસ્તાર કરે છે.

જેવી રીતે સત્ય વચન અનેક લાભને કરનારૂં છે તેવી રીતે અસત્ય વચન નિંદનીય છે. જુઠ બોલનારાનો માતા, પિતા, ભાઇ કે મિત્રો કોઇ વિશ્વાસ કરતા નથી. અલીક વચન બોલનારા જીવો મુખના રોગવાળા, અનાદેય કર્મવાળા મુંગા, દુઃસ્વરવાળા થાય છે. અસત્યબોલનારા જીવોને જીહ્વા છેદાદિ દુઃખો પણ સહન કરવાં પડે છે, વધારે શું કહીએ અનૃતભાષી જનો-ખલ પુરૂષો સર્પ સમાન કહ્યા છે. માટે હે વિવેકશાલિની! તમારે ક્રોધ,લોભ, ભય કે હાસ્યથી પણ કદાપિ જુઠું બોલવું નહિ.

સત્ય બોલનાર પ્રાણી કોઇને પણ ઠગતો નથી. ધન્યની માફક સરળ સ્વભાવી થઇને સર્વનો વિશ્વાસ મેળવે છે, ત્યારે ધરણની માફક અલીકભાષી પોતાને અને પરને ઠગી મનુષ્યભવ હારી જાય છે.

"એ ધન્ય અને ધરણ કોણ હતા? અને તેઓએ શું કર્યું? તે જરા સ્પષ્ટતાથી કહો." એમ સ્ત્રીઓના પૂછવાથી મુનિ બોલ્યા.

આ વિજયના સુનંદન નામે નગરમાં સુદત્ત શ્રેષ્ઠિના ધન્ય અને ધરણ નામે બે પુત્રો હતા. ધન્ય સજ્જન,સૌમ્ય પ્રકૃતિવાન, સત્યવાદી અને પ્રિયંવદ હતો ત્યારે ધરણ એથી વિપરીત હતો. ભિન્ન ભિન્ન સ્વભાવવાળા હોવા છતાં એ બન્નેમાં ગાઢ સ્નેહ હતો.

એકદા ધરણે વિચાર કર્યો. "આ ધન્યની ઇજ્જત આબરૂ સારી હોવાથી મારો કોઈ ભાવ પૂછતું નથી. ને એ જીવે છે ત્યાં લગી મારો ભાવ કોઇ પૂછવાનુંય નથી. તો એનો ઉપાય કરૂં તો ખોટુંય શું?" એમ વિચારતા ધરણે માયા વડે કરીને મીઠું મીઠું બોલતાં એકાંતમાં ધન્યને કહ્યું.

"હે ભાઇ! તું મને પ્રાણથી પણ અધિક પ્રિય છે તો મારો એક મનોરથ તું પૂર્ણ કર, કે આપણે પરદેશ જઇને પોતાની શક્તિથી ધન ઉપાર્જન કરીએ, કેમકે ધન વગર લોકમાં માન મલતું નથી. લોકમાં પણ કહ્યું છે કે દરિદ્રી, વ્યાધિવાળો, મૂર્ખ, પ્રવાસી અને પરાધીન આજીવિકાવાળો એ પાંચે જગતમાં જીવતા છતાં મરેલા છે.

વાઘ અને હાથીઓથી ભરપુર વનમાં રહેવું સારૂ, વૃક્ષનાં પાંદડાં કે ફલ, ફુલ ખાઇને રહેવું સારૂ, તૃણના સંથારા પર શયન કરવું સારૂ, તેમજ વનમાં રહીને ઝાડની

છાલનાં વસ્ત્ર પહેરવાં સારાં પણ પોતાના કુટુંબીજનોની મધ્યમાં ધનરહિતપણે રહેવું સારૂં નથી.

માટે હે બંધો ! પરદેશમાં જઈ આપણે ધન ઉપાર્જન કરીયે, કારણ કે નિર્ધન અને મૃતકમાં મને તો કાંઇ તફાવત લાગતો નથી. મૃતકને જેમ કોઈ જોતુ નથી તેમ નિર્ધન તરફ પણ કોઈ નજર કરતું નથી."

ધરણની આ પ્રમાણેની પરદેશગમનની વાત સાંભળીને ધન્ય બોલ્યો. "બંધો ! તારી વાત તો ખરી છે પણ મહેનત વગર ધન શી રીતે મળે ?"

ધન્યની વાત સાંભળી ધરણ બોલ્યો. "અરે બંધુ ! ધન પેદા કરવું એ તો મારે ડાબા હાથનું કામ છે જો પરસેવો ઉતારી મહેનત કરી પેદા કરવામાં વાર છે પણ કોઇનો કાન તોડવો, કોઇની ગાંઠ છોડવી, કે ખીસ્સાં કાતરવાં, ખાતર પાડવાં, ચોરી કરવી આદિ ઉપાય વડે કરીને ધનને આપણે ઉપાર્જન કરશું." તેની વાત સાંભળી ધન્ય ચોંકયોઃ.

"શાંતં પાપં ! શાંતં પાપં ! આ પ્રકારનું દુષ્ટવચન તું ફરીને ના બોલ. 'પરવંચનં મહા પાપં' એ શું તું ભૂલી ગયો ? એની વિચારણા કે એ સંબંધી વાતચીત કરવી તે પણ સંતાપને કરનારી થાય છે માટે દેવગુરૂનું સ્મરણ કરી એ પાપનું નિવારણ કર."

પોતાના કથનની વિપરીત અસર થતી જાણીને ધરણ ધન્યની વાતને અંગીકાર કરી પોતાની વાતની દિશા ફેરવતો બોલ્યો-"એવા અકાર્યથી ધન પેદા થતું નથી મેં તો ફક્ત તારી પરીક્ષા કરવા માટે કહ્યું હતું કે એ વાતમાં તું સંમત્તિ આપે છે કે નહિ. પરદેશમાં કોઇક ધનવાનની સેવા કરી તેની પાસેથી દ્રવ્ય લઇને આપણે વ્યાપાર કરશું" ધરણે એ રીતે ધન્યને વિશ્વાસ પમાડી પરદેશ

ગમનની વાત કબુલ કરાવી. તે પછી એક દિવસે માતા પિતાને કહ્યા વગર તેઓ ખાનગી રીતે નગરમાંથી નિકલી ગયા.

માર્ગમાં જતાં ધરણે વિચાર કર્યો. "મોટા ભાઈ કદાચ પાછો ઘેર જાય તો તે સારૂ નહિ. માટે એ ઘેર ન જાય એવો ઉપાય કરૂં." એમ ચિંતવીને ધરણ બોલ્યો–હે ભાઈ! જગતમાં મનુષ્યનો ધર્મે જય છે કે પાપે જય."

ધરણની વાત સાંભળી અચંબો પામી ધન્ય બોલ્યો, "અરે શું તું એટલુંય નથી જાણતો કે જગતમાં ધર્મે જય અને પાપે ક્ષય છે."

"અરે આતો તમે જગતની ઉક્તિ કહી છે પણ તત્વ તો તમે જાણતા નથી. આજકાલ જય તો પાપથીજ થાય છે ધર્મથી નહિ." ધરણે પોતાનો કક્કો ખરો કરવા માંડયો.

બન્ને ભાઇઓ એ રીતે વિવાદે ચડયા ત્યારે ધરણે કહ્યું કે, "આગળ જે ગામ આવે ત્યાં લોકોને પૂછી આપણે નિર્ણય કરીશું પણ એમાં જે ખોટો પડે તે જીતનારને એક લોચન આપે."

ધન્યે તે વાત કબુલ કરી. "જો કે મારો પક્ષ સાચો છે છતાં હું નાના ભાઇનું લોચન લઈશ નહિ." વિચાર કરતા તેઓ આગળ ગયા ત્યાં એક ગામ આવ્યું. એ લોકોએ કહ્યું કે, ભાઈ આજે તો પાપ થકી જય દેખાય છે ધર્મથી નહિ." આ અજ્ઞાની અને મૂર્ખ લોકોની વાણી સાંભળી ધરણ રાજી થયો.

બીજે દિવસે ત્યાંથી આગળ જતાં તેમણે માર્ગમાં બીજી ચક્ષુનું પણ કરીને આગળ જતાં કોઇ ગામ આવ્યું ત્યાં લોકોને પૂછયું, તો તેઓ પણ બોલ્યા કે "આજે તો ધર્મી સીદાય છે ત્યારે પાપીના પોબાર છે પંડિત પુરૂષ

વિચાર શીલ અને ચિંતાતુર હોય છે ત્યારે મૂર્ખ સુખેથી જીવે છે. સજ્જન સંતાપ પામે છે ત્યારે દુર્જન વિલાસ કરે છે. દાતાર નિર્ધન હોય છે ત્યારે ધનવાન કૃપણ છે એ જગતની વિચિત્રતા નથી તો શું ? લોકો બોલ્યા–

તેથીજ પાપનો જય છે ધર્મનો નહિ." એવી અજ્ઞાની લોકોની વાણી સાંભળી ધરણ ખુબ પ્રસન્ન થયો ને બન્ને આગળ ચાલ્યા.

માર્ગમાં ધરણ બોલ્યો "હે ભાઇ! મારાં બન્ને નેત્રો મને આપી દે અથવા તો સરત કરી નથી એમ કહે." ધરણની નફ્ટાઇ પ્રકાશવા માંડી.

તેનું વચન સાંભળી ધન્ય બોલ્યો. "મેં શરત કરેલી ના શીરીતે કહેવાય? હું શરત પ્રમાણે નેત્રો હારી ગયો છું તો તું તેનો ફાવે તેમ ઉપયોગ કર."

પાપી ધરણે આકડાનું દૂધ આંખમાં ભરીને તેનાં બન્ને નેત્રો ફોડી નાખ્યાં. ધન્યને એ રીતે અંધ બનાવી કપટી ધરણ વિલાપ કરવા લાગ્યો "અરે! અરે! મેં પાપીઆએ આ શું કર્યું ? મોટા ભાઇને મેં મોટો અનર્થ કર્યો, સંબંધીઓને હું શું મોં બતાવીશ ?"

વિલાપ કરતા ધરણને શાંત કરતો ધન્ય બોલ્યો–અરે ભાઈ! એ બધો કર્મનો વિલાસ છે એમાં તારે ખેદ કરવો નહિ."

વાતો કરતા બન્ને આગળ ચાલ્યા. તેટલામાં સહસા ધરણ બોલ્યો. અરે ભાઈ! સિંહ આપણને હણવાને ધસી આવે છે હવે શું થશે."

"તો તું શીઘ્ર નાસી જા ને આપણા કુળનું રક્ષણ કર." ધન્યે એને તુરત નાશી જવાની પ્રેરણા કરી. દુષ્ટ ધરણે ધન્યની વાતનો તરતજ અમલ કર્યો. પોતાને કૃત

કૃત્ય માનતો ધન્યને છાડી પોતાના ગામ તરફ નાશી ગયો.

અંધ થયેલો ધન્ય જંગલમાં આમ તેમ ભટકતો એક મોટા વૃક્ષની નીચે આવીને બેઠો. એને તો હવે રાત્રી ને દિવસ સરખાજ હતા. તે અંધ હોવા છતાં તેમ જ ધરણે છેતરીને નેત્રો હરવા છતાં એના વિચારો કેવા ? "આહા મારો ભાઇ એકાકી કયાં ગયો હશે ? તેનું શું થયું હશે ?"

નાના ભાઇના કુશલ માટે શોક કરતા ધન્યને જ્ઞાનથી જાણીને વન-દેવતા પ્રગટ થઇને બોલી "અરે ધન્ય ! દુર્જન શિરોમણિ અને ભ્રાતૃદ્રોહ કરનાર એ ધરણની ચિંતાથી સર્યું હવે ! નેત્ર રોગને નાશ કરનારી આ ગુટિકાને ગ્રહણ કર." ગુટિકાને ધન્યના હાથમાં આપી દેવી પોતાને સ્થાનકે ગઈ.

દેવી ગયા પછી ધન્ય ગુટિકાના અંજનને પોતાની આંખમાં અંજન કરવા લાગ્યો કે તુરતજ દેવીના પ્રભાવ થકી ધન્ય દિવ્ય નેત્રો વાળો થઈ ગયો. રાત્રી ત્યાં વ્યતીત કરી તે દેવીમાં ભક્તિવાળો ધન્ય ત્યાંથી આગળ ચાલતાં અનુક્રમે સુભદ્રનગરમાં આવ્યો.

સુભદ્રનગરમાં ભમતા ધન્યે પટહ વાગતો સાંભળ્યો. રાજપુરૂષો ચકલે ચકલે ઉદ્‌ઘોષણા કરતા હતા કે, જે રાજકુમારીના નેત્રોને સજ્જ કરશે તેને રાજા અર્ધ રાજ્ય અને રાજકુમારી પણ આપશે."

ધન્યે એ ઉદ્‌ઘોષણા સાંભળી પટહનો સ્પર્શ કર્યો. પેલી દેવીની આપેલી ગુટિકાથી રાજકુમારીને દિવ્ય નેત્રો-વાળી બનાવી દીધી. ધન્યની કૃતિથી અજાયબ થયેલા રાજાએ પોતાની પુત્રી પરણાવી રાજ્યનો અર્ધભાગ આપી પોતાના સરખો કરી દીધો. સત્યના પ્રભાવથી આખરે પણ ધન્ય રાજસુતા તેમજ રાજ્ય મેળવીને સુખી થયો.

એક દિવસે ધન્ય રાજસભામાંથી પાછો ફરતો હતો ત્યારે ટીલાંટપકાં કરેલો એક ભિક્ષુક મળ્યો. "સુનંદપુરથી આવેલા આ વિપ્રને કંઇક દક્ષિણા આપો." એ ભિક્ષુકે એની આગળ પ્રાર્થના કરી.

પોતાના નગરનો બ્રાહ્મણ જાણી ધન્ય તેને પોતાને ઘેર તેડી લાવ્યો. મોદક વગેરેથી એને તૃપ્ત કરી માતા પિતાના કુશલ સમાચાર પૂછ્યા. ઉત્તમ વસ્ત્ર અને પોતાના નામની મુદ્રિકા આપી એને વિદાય કર્યો. વિપ્રે સુનંદપુર આવીને ધન્યના માતા પિતાને ધન્યનો લેખ આપી કુશલ સમાચાર કહ્યા. ધન્યની કુશળતા તેમજ રાજ્ય પ્રાપ્તીથી પિતાએ ખુશી થઇ વર્ધાપન મહોત્સવ કર્યો.

ધન્યની કુશળતા અને રાજ્યપ્રાપ્તીથી પાછી ધરણને ચિંતા થઈ. "અરે! એવા ભયંકર જંગલમાં એ જીવતો રહ્યોજ શી રીતે? રાજ્ય લક્ષ્મી અને રાજ્ય સુતા પરણ્યો એ તો નવાઈની વાત! જો અહીં આવશે તો મારી વાત ખુલ્લી પડી જશે, માટે ત્યાં જઈ એનો કંઈક ઉપાય કરવા દે."

માતા પિતાની રજા લઈ ભાઇને જોવાના બ્હાને તે ધરણ સુભદ્રનગર આવીને ભાઈને મલ્યો ધન્ય પોતાના ભાઈને મલવાથી ઘણો ખુશી થયો ધન્યની સમૃદ્ધિ જોઇ ધરણ વિચાર કરવા લાગ્યો "ધર્મનો જય, આ જગતમાં સત્ય છે તે જોકે ધન્યના દૃષ્ટાંતથી સાબિત થયું છે. છતાં હું કંઇક એવું કરૂં કે જેથી એની સમૃદ્ધિ બધી હવામાં ઉડી જાય ને દુ:ખી દુ:ખી થઇ જાય."

મનમાં વિચારને ગોપવી એણે થોડો કાલ પસાર કર્યો. નગરમાં રાજા વગેરે સર્વનો ધરણ માનિતો થયો, ધન્યનો ભાઇ હોવાથી નોકર, ચાકર તેમજ નગરના લોકો પણ

એને માન આપવા લાગ્યા. એક દિવસે ખાનગીમાં રાજાને કહેવા લાગ્યો. "મહારાજ! આપ બુદ્ધિમાન છતાં પણ આપને ધન્ય ઠગી ગયો."

ધરણની વાણી સાંભળી વિસ્મય થઇને રાજાએ અભય વચન આપીને ધરણને પૂછયું. "કહે સત્ય વાત શું છે."

"સ્વામી! ધન્ય તો ચંડાળનો પુત્ર છે. દુરાચારી હોવાથી રાજાએ એને નગર બહાર કાઢી મુકેલો તે આપના નગરમાં આવી આપને ફસાવી ગયો." ધરણની વાત સાંભળી રાજા ચમકયો.

"ધરણ! એ વાત નગરમાં તું કોઇને કહીશ નહિ. હું એવું કરીશ કે જેથી ધન્યના સ્થાનકે તને સ્થાપન કરી માલમાલ બનાવીશ." રાજાની વાત સાંભળી ધરણની ખુશાલીનો તો કાંઈ પાર રહ્યો નહિ.

નિશા સમયે રાજાએ ધન્યને મારી નાખવાને ધન્યના મકાનમાં ગુપ્ત રીતે મારાઓ મૂકયા. મધ્ય રાત્રીને સમયે અચાનક ધન્યના મસ્તકમાં વેદના થવાથી ધન્યનો વેશ પહેરીને ધરણ રાજસભામાં જવાને પ્રાતઃકાળે નિકળ્યો, તેને પેલા મારાઓએ મારી નાખ્યો ને ત્યાંથી છપાંચ ગણી ગયા.

ભાઇના શોકથી વ્યાકુળ થયેલો ધન્ય શોકથી નિવૃત્તિ પામ્યો નહિ ત્યારે રાજાએ એના ભાઇની કુટિલતાની બધી વાત સમજાવી શોક મુક્ત કર્યો. ધીરે ધીરે શોકનો ત્યાગ કરતો ધન્ય સુખમાં કાલ વ્યતિત કરવા લાગ્યો.

એક દિવસે વિજય કેવલી ભગવાન ત્યાં સમવસર્યા. રાજાદિક સર્વે તેમને વાંદવાને આવ્યા, તેમને વંદન કરી. તેમની ધર્મદેશના સાંભળી ધન્યે અવસર મેળવીને પૂછયું.

"ભગવાન્! મારો ભાઇ નિષ્કારણ મારી ઉપર દ્વેષ કરતો હતો તેનું કારણ શું? તે મરણ પામીને ક્યાં ગયો? તે આપ કહો."

ધન્યના જવાબમાં કેવલીભગવાન બોલ્યા. "તું નામ થકી જેવો ધન્ય છે તેવો અર્થથી પણ છે. સત્યવાદી અને જનમાન્ય તારામાં ને એનામાં બહુ ફેર છે. પરભવના વેરથી આ ભવમાં ધરણ તારો ભાઇ હોવા છતાં દ્વેષી થયો હતો, તે મરીને માતંગની પુત્રી થયો છે. યૌવનવયમાં એને ચંડાલ સાથે પરણાવી. તે સર્પ દંશથી મૃત્યુ પામીને હાલમાં તે ધોબીની પુત્રીપણે ઉત્પન્ન થયો છે. દુર્ગંધ, દુઃસ્વર, મુંગી, બ્હેરી, કુરૂપવાળી એવા અનેક દોષોથી ભરેલી અત્યારે છે." સંસારના સ્વરૂપથી ભય પામેલો ધન્ય મસ્તક ધુણાવવા લાગ્યો.

કેવલી ભગવાનની વાણી સાંભળી વૈરાગ્ય પામેલા ધન્યે પોતાના પદ ઉપર પુત્રને સ્થાપન કરી દીક્ષા ગ્રહણ કરી દેવલોકે ગયો. પરંપરાએ ધન્ય પોતાના સત્યપણાથી મોક્ષની લક્ષ્મીને વરશે.

પેલો ધરણ પોતાની દુર્બુદ્ધિથી અનેક જુઠ અને કુકર્મને કરતો ભવાટવીમાં ઘણો કાલ ભમશે. માટે હે ધર્મશીલાઓ! સત્ય અને અસત્યના ગુણ દોષ જાણીને અસત્યનો ત્યાગ કરી સત્યને ગ્રહણ કરો. મુનિ બીજા વ્રતનું વિવેચન કરી દૃષ્ટાંતથી તે સ્ત્રીઓને પ્રતિબોધ કરીને વિરમ્યા. એ મુનિની દેશના સાંભળીને સ્ત્રીઓ ઘણી ખુશી થઇ છતી ગુરૂ પાસે બીજુ અણુવ્રત અંગીકાર કર્યું.

તેમની આ પ્રમાણેની રૂડી ભાવનાથી હે કુમાર! મેં વિચાર કર્યો કે. "મુનિએ આતો સારૂં કર્યું. તેઓ હવે મારાથી કંઈ પણ છુપાવી શકશે નહિ. કંઇ પણ જુઠું

બોલીને તે હવે મને છેતરી શકશે નહિ. માટે આ મુનિને મારે જે દરેક અંગમાં ચાર ચાર પ્રહાર કરવાના હતા તેમાંથી એક એક પ્રહાર ઓછા કરી હવે હું તેમને પ્રત્યેક અંગે ત્રણ ત્રણ પ્રહાર કરીશ. બે બે પ્રહારનો મેં ત્યાગ કર્યો. આ પ્રમાણે વિચાર કરતો અને પ્રચ્છન્નપણે ઉભેલો હું હવે સુરસુંદર મુનિ આગળ શું બોલે છે અને સ્ત્રીઓ ઉપર તેની શું અસર થાય છે તેની પ્રતીક્ષા કરતો–વાટ જોતો ઉભો રહ્યો.

૫

## ત્રીજું સ્થુલઅદત્તાદાનવિરમણવ્રત.

“હે શ્રાવિકાઓ! અદત્તાદાન સંબંધી વ્યાખ્યા સાંભળો. ડાહ્યા પુરૂષો કયારે પણ કોઇનું હરામનું દ્રવ્ય ગ્રહણ કરતા નથી. ભગવાને ચૌર્યકર્મને પાપનું મૂળ કહેલું છે. કોઇ જીવને પ્રહાર કર્યો હોય તેની વેદના કરતાં તેના સર્વસ્વ હરણની વેદના તેને અધિક દુઃખી કરે છે, માટે ખાસ કાળજી રાખીને પણ બીજાના દ્રવ્યનું હરણ કરતાં અટકવું.

આ લોકમાં પણ એ પાપનાં ફલ વધ, બંધન કે કારાગ્રહમાં પૂરાઇને ભોગવવાં પડે છે. હાથ પગનો છેદ થાય છે. કવચિત એ પાપનાં ફળ શૂળી ઉપર ચઢીને પણ ભોગવવાં પડે છે. પરભવમાં દાસપણું, દારિદ્ર તેમજ તિર્યંચગતિમાં જઇને પણ ભોગવવાં પડે છે. પરદ્રવ્યના હરનારા નારકીમાં પણ ઉત્પન્ન થઇને ત્યાં વિવિધ પ્રકારની યાતનાઓ સહન કરે છે.

પરદ્રવ્યનો ત્યાગ કરનારાનું ધન આલોકમાં પણ વૃદ્ધિ પામે છે. તેમનાં ગમે તેવાં વિષમકાર્ય પણ આ

વ્રતના મહિમાથી સિદ્ધ થાય છે, પરલોકમાં અનગળ દ્રવ્યના ભોક્તા થઇ તેને પુષ્કળ લાભ મળે છે. ચોરીના નિયમ ઉપર સિદ્ધદત્ત અને કપિલનું દૃષ્ટાંત બોધદાયક છે તે સાંભળવાથી તમને લાભ થશે.

શ્રાવકાઓના પૂછવાથી મુનિએ તે સિદ્ધદત્તનું આખ્યાન કહેવા માંડયું. આ વિજયમાં વિશાળા નામની નગરીને વિષે માતૃદત્ત અને વસુદત્ત નામના બન્ને વણીક મિત્રો અલ્પઋદ્ધિવાળા ને સામાન્ય આજીવિકા ચલાવતા રહેતા હતા. માતૃદત્તે ત્રીજું અણુવ્રત ગ્રહણ કરેલું હોવાથી ન્યાયથી વ્યાપાર કરી દ્રવ્ય મેળવતો અને કોઇને ઠગવાની વૃત્તિ રાખતો નહિ.

વસુદત્ત ખોટાં તોલ, માપ વગેરે રાખી ઓછું આપીને વધારે પડાવી લેવાની કુટનીતિને ધારણ કરતો વ્યાપારમાં ખુબ પ્રપંચ સેવતો હતો. એવો પાપ વ્યાપાર કરવા છતાં પણ વસુદત્તનું ધન તો વૃદ્ધિ પામ્યું નહિ પણ પાપ તો વધ્યું હતું, એની એ બિચારાને શી ખબર હોય?

અન્યદા તે બન્ને મિત્રો થોડાંક કરીયાણાં લઇને વ્યાપાર કરવા માટે પુંડ્રપુર નગરમાં ગયા. ત્યાં વસુતેજ રાજા રાજ્ય કરતો હતો, તેના ભંડાર માટે એક ભંડારીનો જરૂર હતી, પણ તેને વિશ્વાસપાત્ર ભંડારી ન મલવાથી સારા ભંડારીની પરીક્ષા માટે માર્ગમાં એક રત્નજડીત કુંડળ સુભટો પાસે મુકાવ્યું ને આજુબાજુ સુભટો છુપાવી દીધા. રાજાના ભયથી નગરના લોકોએ તો એ કુંડળને ગ્રહણ કર્યું નહિ. કેમકે જાણી જોઇને કોણ મૂર્ખ હોય કે આફતને નોતરે?

માર્ગમાં આવતા પેલા બન્ને મિત્રોએ એ કુંડલ જોવાથી વસુદત્તની દાઢ વળગી. “વાહ! શું મઝાહનાં

કુંડળ છે એ ! લક્ષ્મી તો કાંઇ અમારી વાટ જ જોઈ રહી છે ને ?" કોઇને નહી જોવાથી વસુદત્ત કુંડલ લેવાને દોડયો. તેને માતૃદત્તે વાર્યો. "મિત્ર ! આ વિષતુલ્ય કુંડલને લઈશ નહી". એને નિવારી બન્ને આગળ ચાલ્યા. માતૃદત્તે વસુદત્તને બોધ માટે એક દૃષ્ટાંત કહ્યું.

કોઇ એક નગરમાં દેવ અને યશાસ નામે બે વણીક સરખો વ્યાપાર કરી ગુજરાન ચલાવતા હતા. દેવ અદત્તાદાનના નિયમવાળો હતો ત્યારે યશ નિયમ રહિત હતો. એક દિવસ બન્ને થોડીઘણી મુડી સાથે લઇને પરદેશ ચાલ્યા.

માર્ગમાં એક કુંડલ પડેલું બન્નેએ જોયું પણ નિયમભંગના ભયથી દેવે તો એના સામુય જોયું નહિ. જ્યારે યશે એ લેવાનો પ્રયત્ન કર્યો. ત્યારે એને દેવે અટકાવી દીધો. દેવની લજ્જાથી યશ કુંડલ ન લેતાં આગળ ચાલ્યો. છતાં દેવથી ગુપ્ત રીતે તે કુંડલ ગ્રહણ કરીને તેની સાથે ચાલ્યો.

યશ મનમાં વિચાર કરવા લાગ્યો કે "નિસ્પૃહ એવા આ દેવને ધન્ય છે. જો કે એ જાણતો નથી છતાં આ કુંડલનાં કરીયાણાં ગ્રહણ કરી હું અર્ધ ભાગ દેવને આપીશ." તે પછી કોઈક નગરમાં તેઓ પહોંચ્યા, ત્યાં કુંડલ વેચી ઘણું દ્રવ્ય લઇને કરીયાણાં ખરીદ્યાં, તેના વિભાગ પાડી જ્યારે દેવને સમજણ પાડી આપવા લાગ્યો તો દેવે તે લેવાની ના પાડી ને પોતાની મૂડીનાં જે આવ્યાં હતાં તે ગ્રહણ કરી લીધાં.

તે રાતના યશના મકાનમાં ધાડ પડી ને કરીયાણા સહિત બધું લુંટાઇ ગયું. દુઃખી થયેલો યશ દેવ પાસે આવીને રડવા લાગ્યો. તેની દુઃખી દશા જોઇ દેવ બોલ્યો. "મિત્ર ! અન્યાયથી મેળવેલ પદાર્થ મહા અનર્થને કર-

નારો થાય છે તે તું પ્રત્યક્ષ જો, ને અદત્તાદાનનો નિયમ ગ્રહણ કર."

દેવના કહેવાથી યશે પણ તે નિયમ અંગીકાર કર્યો. બીજે દિવસે દૂરદેશના વ્યાપારીઓ કરીયાણું ખરીદવા આવ્યા. એ વ્યાપારમાં દેવને બમણો લાભ થયો તે જોઇને યશ સત્યશ્રાવક થયો. માટે હે વસુદત્ત! ન્યાયથી દ્રવ્ય મેળવનારનું કલ્યાણ થાય છે. અન્યાયથી નહિ. "માતૃદત્તે દૃષ્ટાંતપૂર્વક વસુદત્તને ઉપદેશ કર્યો".

સારી રીતે ઉપદેશપૂર્વક નિવારવા છતાં વસુદત્તે એ કુંડલ ગુપચુપ ઉપાડી લીધું તેથી પ્રચ્છન્ન રહેલા રાજપુરૂષોએ તરતજ એને પકડી લીધો. જેથી માતૃદત્ત ખુબ દુ:ખી થયો ત્યારે એ રાજપુરૂષોએ એને સમજાવ્યો. "ઉત્તમ! તમે ખેદ ના કરો. રાજા તારી ઉપર પ્રસન્ન થઇને તને ઈનામ આપશે".

"તમે પ્રસન્ન થયા હો તો મારા આ મિત્રને મુક્ત કરો. એટલે મને ઇનામ મલ્યું એમ સમજીશ, વધારે ઈનામની મારે જરૂર નથી. બાલ્યસ્વભાવથી આટલો ગુન્હો વસુદત્તનો માફ કરો." માતૃદત્તે રાજપુરૂષોને વિનંતિ કરી.

રાજપુરૂષો વસુદત્તને મુક્ત કરીને બોલ્યા. "હે મહાપુરૂષ! તારા વચનથી અમે આને છોડી દીધો પણ તું એક વાર રાજાની આગળ ચાલ."

રાજપુરૂષોએ માતૃદત્તને રાજાની સમક્ષ હાજર કરી સર્વે હકીકત કહી સંભળાવી. રાજાએ તેની હકીકતથી માહિતગાર થઇ તેના ઉપર પ્રસન્ન થઇને પોતાના ભંડારનો તેને ઉપરી–ભંડારી–કોશાધ્યક્ષ બનાવ્યો. માતૃદત્ત પોતાના નિયમમાં અચળ રહેવાથી રાજાની કૃપા મેળવી સુખી થયો.

માતૃદત્ત અનુક્રમે સમાધિ પૂર્વક મૃત્યુ પામીને આજ

વિજયમાં ચંદ્રાભા નગરીના શ્રેષ્ઠી પુરંદરને ત્યાં પુત્રપણે ઉત્પન્ન થયો. તેનું નામ સ્થાપન કર્યું સિદ્ધદત્ત. તે કળામાં કુશલ થઇને અનુક્રમે યૌવનવયમાં આવ્યો.

વસુદત્ત પણ કુકર્મથી આજીવિકા ચલાવતો મરણ પામીને કોઈ બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થયો તેનું નામ કપિલ. દરિદ્રી હોવા છતાં કપિલને એના માતાપિતાએ પરણાવ્યો તેની સાથે વિષયસુખ ભોગવતાં તેને બહુ પુત્રો થયા.

માતાપિતાના મરણ પામવા પછી દારિદ્રથી દુઃખી થયેલો કપિલ સ્ત્રીના તિરસ્કારથી દ્રવ્ય ઉપાર્જન કરવાને ચાલ્યો ગયો. પણ પાપના ઉદયથી તેને કાંઇ લાભ થયો નહિ–દુઃખી દુઃખી થઈ ગયો.

પારાવાર દુઃખમાં ભટકતા એ કપિલને એક દિવસે કોઇ કાપાલિક સાથે ભેટો થયો. ધનનો અર્થી જાણીને કપિલને તે કાપાલિકે કહ્યું. "જો તારે ધનનીજ જરૂર હોય તો ચંદ્રાભા નગરના ઉદ્યાનમાં રહેલી આશાપૂરિકા દેવીની આરાધના કર, તો તારી આશા સફલ થશે."

કાપાલિકનાં વચન સાંભળી કપિલ ચંદ્રાભા નગરીએ આવી પુષ્પાદિકથી દેવીની પૂજા કરી ધ્યાન, મૌન અને ઉપવાસથી દેવીની આરાધના કરવા લાગ્યો, ત્રણ દિવસ વહી ગયા ત્યારે રાત્રીને સમયે દેવી બોલી. "તું શા માટે અહીં બેઠો છે?"

"ધન માટે" ટુંકમાં કપિલ બોલ્યો.

"કોઈ દિવસ તેં કોઇને કાંઈ આપ્યું છે કે તું ધન માગે છે." દેવીના કહેવા છતાં તે કપિલ બોલ્યો. "હે દેવી! ધન વગર આ દુનિયામાં જીવતર ઝેર સમાન છે માટે ધન નહી આપે તો તારા દ્વારે હું તો મરીશ." તેનો નિશ્ચય

જાણીને દેવીએ એક પુસ્તક આપ્યું. "પાંચસો રૂપીયા આપે તેને આપજે." એમ કહી દેવી અદ્રશ્ય થઇ ગઈ.

કપિલ પુસ્તક લઇને બધા નગરમાં ફર્યો પણ કોઇએ પાંચસો રૂપીયા આપ્યા નહિ. જેથી છેવટે તે ફરતો ફરતો સિદ્ધદત્તના મકાન આગળ આવ્યો. સિદ્ધદત્તે એ પુસ્તક જોઈ એમાંથી પ્રથમ શ્લોક વાંચ્યો. 'પ્રાપ્તવ્યમર્થં લભતે મનુષ્યઃ' એના તત્વનો નિશ્ચય કરી સિદ્ધદત્તે પાંચસો રૂપિયા આપી દીધા તે લઇને કપિલ પોતાના નગર તરફ ચાલ્યો ગયો પણ માર્ગમાં લુંટારાઓએ મારીને એની પાસેથી રૂપિયા પડાવી લીધા. નશીબ એ ડગલાં આગળનું આગળ.

રાત્રીને સમયે પિતાએ પાંચસો રૂપિયાની વાત જાણીને સિદ્ધદત્ત ઉપર ગુસ્સે થઈ અપશબ્દ કહેવા પૂર્વક ઘરમાંથી કાઢી મુકયો. નગરના દરવાજા બંધ હોવાથી દરવાજા નજીક કોઈ દેવમંદિરમાં તે સૂઇ ગયો, પોતાના હાથમાં પુસ્તક રાખીને તે ચિંતારહિત થઇને નિદ્રાધિન થઈ ગયો. પુણ્યજ ભાગ્યવાનોની ચિંતા કરે છે.

૬

## સિદ્ધદત્ત.

ચંદ્રાભા નગરીના રાજાને એક પુત્રી હતી. તેવી જ રીતે મંત્રી, શ્રેષ્ઠી અને પુરોહિતને એક એક પુત્રી થઇ. એ ચારે એકજ શાળામાં ભણી ગણી અનુક્રમે યૌવનવયમાં આવી. ચારે સહીપણી હોવાથી ઘણોખરો વખત તે સાથેજ પસાર કરતી હતી. યૌવનવયમાં આવેલી એ ચારે બાળાઓ વિચાર કરવા લાગી. "પિતા આપણને જુદે જુદે પરણાવશે ત્યારે આપણે એક બીજાનો વિયોગ શી રીતે સહન કરશું ?"

વિચારને અંતે તેમણે નિર્ણય કર્યો કે આપણે એકજ વરને વરી જવું. જેથી જુદાઇનો સમય આવે જ નહિ. વરને પસંદ કરવાનું કામ રાજકુમારીને સમર્પણ કર્યું. રાજકુમારી જે વરને વરે એ વરને બીજી ત્રણે સખીઓએ કબુલ રાખવો, એવો સંકેત કરી જુદાં પડ્યાં.

રાજસભામાં આવેલા કોઈ રાજસેવકના સદાચારથી રાજકુંવરીની નજર તેના ઉપર ઠરી. એક દિવસ તેને ખાનગીમાં રાજકુંવરીએ પોતાની પાસે બોલાવી પોતાના મનની વાત તેની આગળ કહી સંભળાવી. રાજકુંવરીની વાત સાંભળી રાજસેવક ચિંતાતુર થયો. પણ વિચાર કરીને એણે રાજકુંવરીની વિનંતિને કબુલ રાખી નહિ.

પોતાની વિનંતિ અફળ જવાથી રાજકુંવરીએ દમ ભીડાવ્યો. "લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે તું કપાળ ધોવા જાય છે. પણ મારી માગણી તારે કબુલવીજ પડશે જો નહિ કરીશ તો મારા માણસો દ્વારા તને મરાવી નાખીશ તે યાદ રાખજે."

રાજકુંવરીના દમ દેવાથી ભય પામેલો એ રાજસેવક રાજકુંવરીની વાણીને આધિન થયો. રાજસેવકે પોતાની વાત કબુલ કરવાથી કુંવરીએ અમુક દિવસનો સંકેત કર્યો ને કહ્યું કે તે દિવસે દરવાજા નજીક પેલા દેવમંદિરમાં તારે રાત્રીને સમયે આવવું, હું પણ વિવાહની સામગ્રી લઇને ત્યાં આવી હાજર થઇશ." સંકેત કરીને તે રાજસેવકને કુંવરીએ વિદાય કર્યો.

રાજસેવક પોતાના સ્થાને જઇને પણ વિચાર કરવા લાગ્યો. "અરે ! આ રાક્ષસીના પંજામાં ફસાયા નથી ત્યાં લગી જ મને સુખ છે, સ્ત્રીઓ તો પિશાચીની માફક છળ કરી છેતરનારી છે, બળવાનને પણ ઘડીના છઠ્ઠા ભાગમાં તોડી નાખે છે તો મારૂં તે શું ગજું ?"

રાત દિવસ ચિંતા કરતો રાજસેવક દિવસ વ્યતીત કરતો હતો આખરે સંકેતનો દિવસ પણ આવી પહોંચ્યો ત્યારે તેણે પાછો વિચાર કર્યો. "સ્ત્રીની ખાતર હું મારા નિર્મળ કુળને કલંકિત કરીશ નહિ. રાજા પોતાનો સ્વામી હોવાથી સ્વામીદ્રોહ કરવો પણ મારે શું વ્યાજબી છે?" ઇત્યાદિ વિચાર કરી રાત્રીને સમયે તે નગર બહાર ચાલ્યો ગયો અને સંકેતને સ્થળે ગયો નહિ.

દૈવયોગે રાજકુમારીએ જે સમયે પેલા રાજસેવકને દેવમંદિરમાં આવવાનો સંકેત કરેલો તે સમયે તે રાજ-સેવકને બદલે સિદ્ધદત્ત એ દેવમંદિરમાં દાખલ થઈ નિરાંતે સુઇ ગયો. વિવાહની સામગ્રી લઇને રાજકુમારી પોતાની સખીઓ સાથે રાત્રીના પહેલા પ્રહરે તે દેવકુલમાં આવી પહોંચી. ભરઉંઘમાં પડેલા તે પુરૂષને રાજસેવક ધારી પોતાના કોમલ હાથનો સ્પર્શ કરી જાગ્રત કર્યો,ને પોતાના હાથે કંકણ પહેરી ગાંધર્વ વિધિથી તેની સાથે લગ્ન કરી લીધાં.

લગ્નકાર્યથી પરવારીને રાજકુમારી બોલી."હે સ્વામી! વાહન તૈયાર કર્યું છે કે નહિ? આપણે પ્રાતઃકાળે તો ગુપ્ત રીતે પલાયન કરી જવાનું છે નહી તો રાજા જાણે તો શું થાય?" રાજકુમારીનાં વચન સાંભળી સિદ્ધદત્ત બોલ્યો.

"સવારની વાત સવારે, હવે મને નિરાંતે ઉંઘ લેવા દે." એમ કહી કપટનિદ્રાથી સિદ્ધદત્ત સૂઇ ગયો. પણ રાજકુમારીનું મન શંકાશીલ થયું "અરે આ તો તે પુરૂષ કે નહિ."

રાજકુમારીએ દીપક પ્રકટાવીને એ પુરૂષને જોયો તો સુકુમાર અને મનોહર અંગવાળા તેને જોઇ મનમાં ખુશી થઈ. એ દરમિયાન તેના મસ્તક પાસે પડેલી પુસ્તિકા તરફ

એની નજર ગઇ, તો એ પુસ્તકમાં એણે પેલા શ્લોકનું પ્રથમ પાદ 'પ્રાપ્તવ્યમર્થં લભતે મનુષ્યઃ' એના આગળ સળીથી પોતાની આંખમાંથી અંજન કાઢીને લખ્યું. "દેવોપિ તં લંઘયિતું ન શક્તઃ" તે પછી રાજકુમારી પોતાની સખીઓ સાથે પોતાના મંદિરે ચાલી ગઈ.

બીજે પ્રહરે મંત્રીપુત્રી આવી પહોંચી. રાજકુમારીએ આજના સંકેત સમાચાર ત્રણે સખીઓને જણાવ્યા હતા. ને તે સંકેત મુજબ ચારે સખીઓએ ચારે પ્રહર પોતપોતાના લગ્ન માટે નક્કી કરેલા હોવાથી ક્રમ મુજબ બીજે પ્રહરે મંત્રીપુત્રીએ આવીને ગાંધર્વ વિધિથી પોતાનું લગ્ન કાર્ય આટોપી લીધું તે પછી પેલા પુસ્તકમાં બેપદ પછી વિચાર કરી તેણીએ ત્રીજુ પદ લખ્યું. "તસ્માન્ન શોકો ન ચ વિસ્મયો મે." પોતાનું કાર્ય સમાપ્ત કરી મંત્રીસુતા ચાલી ગઈ, ને પછી તો ત્રીજેપ્રહરે શ્રેષ્ઠીસુતા સખીઓ સાથે આવી.

શ્રેષ્ટિ સુતાએ પણ એ પુરૂષ સાથે ગાંધર્વ વિધિએ લગ્ન કરી પેલી પુસ્તિકા નજરે પડતાં તેનાં પાનાં ફેરવવા માંડયાં તો પહેલાનાં ત્રણ પાદ વાંચી આગળ ચોથું પાદ વિચાર કરીને પોતે લખ્યું "યદસ્મદીયં નહિ તત્પરેષામ્" શ્લોક પૂર્ણ કરીને તે ચાલી ગઈ. ચતુર્થ પ્રહરે પુરોહિત સુતા આવી પહોંચી. તેણીએ આ બધી હકીકત જાણીને નવીન શ્લોક એ પુસ્તકમાં લખવા માટે વિચાર કર્યો. પ્રથમ શ્લોકના પરામર્શનો ખ્યાલ કરતાં એણે વિચાર્યું. "પ્રાપ્ત થવા યોગ્ય વસ્તુ મનુષ્યને મલે છે. દેવતા પણ તેમાં વિઘ્ન કરવાને શક્તિમાન નથી. તેમાં દીલગીર કે નવાઈ જેવું શું છે? જે અમારૂં છે તે બીજાનું શી રીતે થઈ શકે?" એ પ્રમાણે વિચાર કરી પુરોહિત બાળાએ લખ્યું.

**व्यवसायं दधात्यन्ये, फलमन्येन भुज्यते ।**
**पर्याप्तं व्यवसायेन, प्रमाणं विधिरेव नः ॥ १ ॥**

ભાવાર્થ—આ જગતની વિચિત્રતા તો જુઓ. ઉદ્યમ કોઈ કરે છે ત્યારે ફલ તો કોઇ બીજોજ લઈ જાય છે—ભોગવે છે, તો પછી એવા ઉદ્યમ વડે કરીને શું? અમારે તો ભાગ્ય એ એકજ પ્રમાણભૂત છે.

પુરોહિત બાળા પણ પોતાનું કાર્ય સમાપ્ત કરીને સખીઓ સાથે ચાલી ગઇ. પ્રાતઃકાળ થતાં ચારે બાળાઓની સખીઓએ વિચાર કર્યો. "જો આપણે આપણી માતાને આ વાત નહિ કરીયે તો ગુન્હામાં આવશું." એમ વિચારી સખીઓએ એમની માતાને વાત કરી. માતાએ પોતપોતાના પતિને એ સમાચાર આપી દીધા. રાજાએ વિચાર કરી પ્રધાનોને બોલાવી આદેશ કર્યો. "હે મંત્રીઓ! દેવ કુળમાં રહેલા એ ભાગ્યવંત પુરૂષને મોટા આડંબર પૂર્વક રાજમંદિરમાં તેડી લાવો."

રાજાના હુકમથી મંત્રીઓ જીર્ણ દેવ મંદિરમાં આવીને સિદ્ધદત્તની પાસે ઉભા રહ્યા. મંગલમય વાજિંત્ર એક તરફ વાગવા લાગ્યાં. બીજા તરફ બંદી જનો જય જય શબ્દ ઉચ્ચાર કરવા લાગ્યા. સૌભાગ્યવંતીઓ મંગલમય ગીતો ગાવા લાગી. એ મંગલમય શબ્દોથી જાગ્રત થયેલા સિદ્ધદત્તને પટ્ટહસ્તી ઉપર બેસાડી મોટા મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવી રાજમંદિરમાં લાવ્યા, લોકોના મુખથી પુરંદર સુતને જાણીને રાજા બહુજ ખુશી થયો.

સિદ્ધદત્તને ઘર બહાર કાઢયા પછી તુરતજ એના પિતાને પસ્તાવો થવાથી આખી રાત્રી એની શોધમાં વ્યતીત કરી, પ્રાતઃકાળે લોકોના મુખેથી પોતાના પુત્રની

અદ્દભુત વાત સાંભળી પુરંદર શેઠ રાજસભામાં આવ્યો. અન્ય કન્યાઓનાં માતાપિતા પણ પોતાના જમાઈને જોઈ ખુશી થયા.

રાજાએ ચારે કન્યાઓનો વિવાહ આરંભ્યો ને શુભ મુહૂર્ત્તે રાજાએ ત્રણ કન્યાઓ સાથે પોતાની કુંવરી પણ સિદ્ધદત્તને પરણાવી દીધી. પહેરામણીમાં રાજાએ પાંચસો ગામ આપ્યાં.

મંત્રી વગેરેએ પણ પોત પોતાના વૈભવને અનુસારે કરમોચન અવસરે પુષ્કળ ધન આપી જમાઈને સંતુષ્ટ કર્યો. રાજાએ આપેલા મહેલમાં સિદ્ધદત્ત ચારે પ્રિયાઓ સાથે અનુપમ સુખને ભોગવતો કાલ વ્યતીત કરવા લાગ્યો.

એકદા તે નગરના ઉદ્યાનમાં ગુણશેખરસૂરિ પધાર્યા. રાજા વગેરે સર્વે તેમને વાંદવાને આવ્યા, ચાર પ્રિયાઓ સાથે સિદ્ધદત્ત પણ ગુરૂને વાંદવા આવ્યો તેમના ઉપકારને માટે ગુરૂએ ધર્મ દેશના આપી.

ગુરૂની દેશના સાંભળી પોતાનો પૂર્વ ભવ જાણી વૈરાગ્ય પામેલા સિદ્ધદત્તે ગુરૂ પાસે દીક્ષા ગ્રહણ કરી. ચિરકાલ પર્યંત ચારિત્રને પાળી સ્વર્ગે ગયો ને અનુક્રમે મોક્ષે જશે." મુનિની ત્રીજા વ્રતની વ્યાખ્યા સાંભળીને હે કુમાર! મારી સ્ત્રીઓએ ત્રીજુ વ્રત ગ્રહણ કર્યું.

તેમના આ વ્રતથી મેં પણ જાણ્યું "કે હવે આ સ્ત્રીઓ મારાથી ગુપ્ત રીતે ધનને રાખી શકશે નહિ. અથવા તો મને ઠગીને ધન ગ્રહણ કરશે નહિ. જેથી હવે મુનિને બે બે પ્રહાર કરીશ." મુનિએ પોતાની દેશના આગલ ચલાવી.

---

## ૭

## ચોથું પરસ્ત્રીગમન વિરમણવ્રત

હે સુશિલાઓ! સર્વ વ્રતમાં શિરોમણિ, મહા મંગલકારી, કલ્યાણનું કરનાર એવું જે શીલવ્રત તેનો મહિમા સાંભળો. આ વ્રત તો કુળવંતી સ્ત્રીને શોભા રૂપ છે. આ જીવન પર્યંત આ વ્રત તેમને આરાધવા યોગ્ય છે મનથી પણ કુલવંતીઓએ પર પુરૂષની ઈચ્છા ન કરવી જોઈએ, પર નરને સરાગ દ્રષ્ટિથી જોવા એ પણ મહા પાપનું કારણ છે. આ જન્મ પર્યંત જે શુદ્ધ સતી નારી છે તેને વેરી, વારી, અગ્નિ, વ્યાઘ્ર, વૈતાળાદિક કોઇ પણ વિપત્તિઓ પરાભવ પમાડી શકતી નથી. સતી સ્ત્રીઓ જગતમાં માન, પૂજા અને સત્કારને પામે છે. એ સતી નારીના તેજ અને પ્રતાપ અદ્દભૂત હોય છે ગમે તેવો બળવાન કે વિદ્યાવાન પણ સતીના તેજ આગળ હારી જાય છે. પૃથ્વી મંડલ ઉપર તેના ઉજ્વળ યશની પ્રખ્યાતિ સર્વત્ર વિસ્તાર પામે છે. એનો જય જય થાય છે.

આ લોકમાં સૌભાગ્ય, સુખ, સંપત્તિ, પુત્રપ્રાપ્તિ, અને ચિત્તની નિર્વૃત્તિ–શાંતિ તેણીને થાય છે ત્યારે પર-લોકમાં સતી નારી સ્વર્ગ, અને અપવર્ગ (મુક્તિ) ની લક્ષ્મીને પામે છે. દેવતાઓ પણ શીલવ્રતધારીને નમે છે. એની સેવામાં, એને સહાય કરવામાં, એની આજ્ઞા ઉઠાવવામાં હાજર નાજર રહે છે.

જેઓ શીલથી ભ્રષ્ટ થયેલા છે તેમની દશા શોચનીય હોય છે તેમની નાસિકા, ઓષ્ઠ, કર, પાદાદિક ઇંદ્રિયોનો છેદ થઈ જાય છે. વધ, બંધન, ધન ક્ષય આદિ અનેક આપ-દાઓ એને માટે તૈયારજ હોય છે.

કુશીલા સ્ત્રી પરભવે કુરૂપવાલી, દુર્ભગા, વંધ્યા, ભગંદરઆદિ મહારોગની પીડાવાળી, રંડા, કુરંડા અને નિંદાને પાત્ર થાય છે. અરે એના ઉત્કૃષ્ટ પાપનું તો આ ભવમાં પણ એને ફલ મલે છે.

કુશીલ પ્રાણીઓને મનુષ્ય ભવમાં અંગોપાંગનું છેદાવું વગેરે દોષો પ્રાપ્ત થાય છે. તિર્યંચ ગતિમાં વધ, બંધન, તાડન, તર્જન, ભારારોપણ, ક્ષુધા તૃષા સહન આદિ અનેક દોષો સહન કરવા પડે છે. નરક ગતિમાં પરમાધામીઓ તેને વજ્રાગ્નિમાં ફેંકી મહા વ્યથા ઉપજાવે છે અગ્નિથી ધગધગતી લોહની પુતળી સાથે આલિંગન કરાવે છે. કિં બહુના ? દુઃખશીલવાળાને માટે આ જગતમાંની કઈ આપદા તૈયાર નથી ?

શીલે કરી સુખ સામ્રાજ્ય પામેલી શીલસુંદરીનું દૃષ્ટાંત મનન કરવા યોગ્ય હોવાથી તે તમારે સાંભળવા યોગ્ય છે. મુનિએ શીલ સુંદરીની કથા કહી સંભળાવી.

આ વિજયમાં વિજયવર્દ્ધન નામે નગરને વિષે વસુપાલ નામે શ્રેષ્ઠી, તેને સુમાલા નામે સ્ત્રી હતી, તેમને જીનાગમને જાણનારી સુંદરી નામે પુત્રી થઈ, કલામાં કુશલ તેમજ ધર્મકાર્યમાં પ્રીતિવાળી સુંદરી અનુક્રમે યૌવન વયમાં આવી.

એના પિતાએ અનેક સુંદર કુમારોને એની યાચના કરવા છતાં મિથ્યાત્વી હોવાથી ન આપતાં સુભદ્ર નામે શ્રેષ્ઠ પુત્રને આપી. જેથી :લોકો એના ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા. જે નિરાશ થયા તેઓ પોતાની નિંદા કરવા લાગ્યા.

એ નગરમાં બે વિપ્રપુત્ર અને બે વણિકપુત્ર એ ચારે પરસ્પર પ્રીતિવાળા થઇને હરરોજ આનંદ ગોષ્ટી કરતા

હતા. સુંદરીના રૂપ ગુણ સાંભળીને એ ચારે એની તરફ આકર્ષાયા. એના સંગમની અભિલાષાવાળા તેઓ સારાં સારાં વસ્ત્ર પહેરીને એ સુંદરના મકાન આગળથી રોજ નિકળતા હતા ને બંસી વગાડતા હતા, ગાયન કરતા હતા. એના મકાન આગળ અનેક ચેષ્ટાઓ કરવાપૂર્વક સુંદરીના ચિત્તને આકર્ષવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

તેમની આવી દુષ્ટ ચેષ્ટા જોવા છતાં સુંદરીએ એમની તરફ જરાયે ધ્યાન આપ્યું નહિ કે નજર સરખીપણ જ્યારે કરી નહિ ત્યારે તેમણે ધનથી વશ કરી કોઈ પરિવ્રાજિકાને શીખવી સુંદરી પાસે મોકલી, કારણ કે—

પોતાને સ્ત્રી હોવા છતાં નીચ પુરૂષ પરસ્ત્રીમાં લંપટ થાય છે. સ્વચ્છ જળથી ભરેલું સરોવર છતાં કાગડો સ્ત્રીના મસ્તક પર રહેલા કુંભના જળની ઇચ્છા કરતો નથી શું?

એ પરિવ્રાજિકા સુંદરી પાસે આવી છતાં તે મિથ્યાત્વી હોવાથી સુંદરીએ તેનો આદરસત્કાર કર્યો નહિ. છતાંય પોતાના કાર્યમાં ઉત્સુકતાવાળી પરિવ્રાજિકા એની પાસે બેઠી ને શિખામણ આપવા લાગી. "સખી! દયાધર્મ સર્વે ધર્મવાળાઓને માન્ય છે, તેમાંય શ્રાવકો તો સર્વે જીવની રક્ષા માટે અતિ સાવધ હોય છે, કોઇને દુઃખી કરતા નથી, દુઃખીયાનું પણ પોતાના સર્વસ્વના ભોગે તેઓ રક્ષણ કરે છે તો તું પણ તારે માટે તરફડી રહેલા અને મૃત્યુને માટે આતુર થયેલા તેમને જીવાડ, એમની આશા પૂર્ણ કર."

"અરે કુલીન સ્ત્રીઓના કુળને કલંક લગાડનારૂં આ તું શું બોલી. આનું મહાપાપ અમારે શું યોગ્ય છે? તમારા સરખી વ્રતધારીઓને આવું બિભત્સ બોલવું પણ યોગ્ય નથી. જે પ્રાણી બીજાને પાપ બુદ્ધિ આપી અવળે

માર્ગે ખેંચી જાય છે તે પોતાના આત્માને તેમજ બીજાને દુર્ગતિમાં પાડે છે."

સુંદરીની વાણી સાંભળીને અભિમાની પરિવ્રાજિકા એને ધમકાવીને ચાલી ગઇ. "અરે! તું મોટી સતીયોમાં શિરોમણિ છે તે હવે જોઇ લેવાશે."

પરિવ્રાજિકાએ તે પુરૂષોને સર્વે હકીકત કહી સંભળાવીને શિખામણ આપી કે "અરે! જો તમારે જીવિતની ઇચ્છા હોય તો એ સુંદરીની ઇચ્છા કરવી છોડી દ્યો." એ દુષ્ટોને શિખામણ આપી પરિવ્રાજિકા ચાલી ગઈ છતાંય એ દુર્લલિત પુરૂષોની અભિલાષા તો અધિક પ્રજ્વલિત થઇ.

હવે એ પુરૂષોએ કોઇ મંત્ર સિદ્ધ પુરૂષને સાધ્યો, મંત્રસિદ્ધના કહેવાથી કૃષ્ણ ચતુર્દશીની રાત્રીએ એ ચારે પુરૂષો શ્મશાનમાં આવ્યા, ત્યાં પવિત્ર ભૂમિમાં મંડલને આલેખી તેમાં બેસીને મંત્રની અધિષ્ઠાયકા દેવીની પૂજા કરી વિધિપૂર્વક આરાધના કરવાથી મંત્રથી આકર્ષાયેલી દેવી હાજર થઇ. તેને પેલા મંત્રસિદ્ધ પુરૂષે સુંદરીને હાજર કરવા ફરમાવ્યું.

પિતાને ઘેર રહેલી પૌષધવ્રતવાલી સુંદરીને દેવીએ સિદ્ધપુરૂષ પાસે હાજર કરતાં દેવી બોલી "અરે પાપી! આવા પાપકાર્યમાં મને જોડી તારી શક્તિનો તેં દુરૂપયોગ કર્યો." એમ કહીને અદૃશ્ય થઇ ગઇ.

એ સિદ્ધપુરૂષે પેલા ચારે દુષ્ટ પુરૂષોને બતાવતાં કહ્યું. "જુઓ આ સુંદરી, કે જેની તમે ઇચ્છા કરો છો તે આ રહી, હવે તમને જેમ રૂચે તેમ કરો.

સિદ્ધપુરૂષનાં વચન સાંભળી એ ચારે દુર્લલિત પુરૂષો સુંદરી સાથે રમવાને આતુર થયેલા 'જે સુંદરીને પ્રથમ સ્પર્શ કરે તે પહેલો રમે' એવી શરત કરીને દોડયા. પણ

વનદેવીએ તેમને અધવચ સ્થંભાવી દીધા. એ ચારે કુલાંગારોને સ્થંભિત થયેલા જોઈ સિદ્ધ ભયથી કંપવા લાગ્યો, આકુળવ્યાકુળ થયેલો સિદ્ધપુરૂષ સુંદરીના ચરણમાં મસ્તક મૂકતો બોલ્યો.

"હે ભગવતિ! હે યોગિની! તારા આ માહાત્મ્યને હું પામર જાણતો ન હોવાથી મેં આ અકાર્ય કરેલું છે તો મારા આ એક અપરાધની તું ક્ષમા કર. હવેથી આવો અપરાધ હું કરીશ નહિ, રંક એવા તારે શરણે આવેલાને તું અભય આપ," એ સ્થિતિમાં પ્રાતઃકાળ થયો ને બધું નગર હીલોળે ચઢયું, ને લોકો ભેગા થતા ગયા, રાજા પણ ખબર પડતાં મંત્રી આદિ પરિવાર સાથે ત્યાં આવી પહોચ્યો. રાજાએ પેલા ચારે સ્થંભિત પુરૂષોને પૂછ્યું.

દુરાચારીઓ! આ શું છે? તે સત્ય કહો, "રાજાના પૂછવા છતાં જ્યારે જવાબ ન મલ્યો ત્યારે સુંદરીને પૂછ્યું. શરમથી સુંદરી પણ કાંઇ જવાબ આપી ન શકવાથી અભયવચન મેળવી પેલા સિદ્ધપુરૂષે સર્વે હકીકત કહી સંભળાવી. દેવીએ પણ તે પુરૂષોને મુક્ત કરવાથી તેમણે પણ તે પ્રમાણે વૃત્તાંત કહી સંભળાવ્યું, તેમની વાત સાંભળી કોપાયમાન થયેલો રાજા બોલ્યો, "પાપીઓ! મારા નગરમાં રહીને આવાં પાપકર્મ કરો છો? સતી સ્ત્રીઓને હેરાન કરો છો?" પછી તો એ ચારેને કારાગ્રહમાં પૂરી દીધા.

રાજા પેલા સિદ્ધપુરૂષને કહેવા લાગ્યો "પાપી! તું કોઇ વખતે મારા અન્તઃપુરનો પણ વિનાશ કરીશ. તને અભય વચન આપેલું હોવાથી તને મારતો નથી પણ તું મારા રાજ્યની હદ બહાર જા". રાજાએ એને દેશનિકાલ કર્યો. પૌરજન સહિત રાજા સુંદરીના ચરણને નમસ્કાર કરતો એના પિતા વસુપાલ શેઠને કહેવા લાગ્યો "શેઠ!

આ જગતમાં એક તમનેજ ધન્ય છે કે જેના ઘેર આવી મહાસતી પુત્રી છે."

રાજાની વાણી સાંભળી કૃતજ્ઞ એવો શેઠ હાથ જોડી બોલ્યો "દેવ! આપને જ એક આ પૃથ્વી પર ધન્યવાદ છે કે જેમના રાજ્યમાં આવી મહાસતી વસે છે." શેઠની વાણીથી સંતોષ પામેલા રાજાએ તેના પિતા અને પતિને રાજ્યકરથી મુક્ત કર્યા, સુંદરીને મહા કીમતી વસ્ત્રાલંકાર આપ્યા, મોટા મહોત્સવપૂર્વક નગર પ્રવેશ કરાવી તેનું શીલસુંદરી નામ જાહેર કર્યું.

શીલના માહાત્મ્યથી પ્રસિદ્ધ થયેલી શીલસુંદરી ચિરકાલપર્યંત સુખ ભોગવી અનુક્રમે કાલ કરી સ્વર્ગે ગઇ. પરંપરાએ તેણે મુકતી લક્ષ્મી પ્રાપ્ત કરી. ત્યારે પેલા દુર્લલિત પુરૂષોનું રાજાએ સર્વસ્વ હરી લઇ કારાગ્રહમાં ઝીંકેલા, ત્યાં ઘણો કાલ કલેશને ભોગવતા મૃત્યુ પામીને દુર્ગતિમાં ગયા."

એ પ્રમાણે શીલ અને અશીલના ગુણ દોષ જાણીને હે ભદ્રા! તમે શીલ પાલવામાં આદરવાલા થાઓ "મુનિએ શીલવ્રત ઉપર એ પ્રમાણે બોધ કરવાથી મારી સર્વે સ્ત્રીઓએ પરપુરૂષનો નિયમ અંગીકાર કરી ચોથું અણુવ્રત ગ્રહણ કર્યું.

હે પૂર્ણચંદ્ર કુમાર! તેમના આ નિયમ ગ્રહણ કરવાથી હું બહુજ પ્રસન્ન થયો. આજ સુધી મને જે વહેમ, શંકા તેમજ સ્ત્રીઓના વ્યભિચારની શંકા રહ્યા કરતી હતી તે આજથી હવે નષ્ટ થવાથી હું મુનિ ઉપર પણ ખુબ પ્રસન્ન થયો "વાહ! મુનિએ આ કામ તો સારૂં કર્યું.

પરમ સંતોષને અનુભવતા મેં મુનિને પ્રત્યેક અંગે બબે પ્રહાર કરવાના હતા તેમાંથી એક એક ઓછો કરી

નાખી હવે મુનિને એકએકજ પ્રહાર કરીશ એમ ચિંતવતો હું આગળ શું બને છે તે જાણવાને થોભ્યો.

૮

## પાંચમુ પરિગ્રહપરિમાણ વ્રત.

"હે નિર્મળ શીળવંતીઓ! તમારે હવે પરિગ્રહનું પરિમાણ કરવું જોઇએ. જીવને જેમજેમ પરિગ્રહ વધે છે તેમતેમ લોભ, ચિંતા, વ્યવસાય વૃદ્ધિ પામે છે જગતમાં એક પુત્રીવાળાને થોડુંક દુ:ખ–ચિંતા હોય છે પણ જેમ જેમ અધિક પુત્રીઓ હોય છે તેમતેમ બમણી ચિંતા વધે જાય છે. એવી રીતે હાથી, ઘોડા રથ, ગૃહ, હાટ વૃદ્ધિ પામે છે ત્યારે તેને લગતી ચિંતા પણ વધે છે.

પરિગ્રહથી રહિત સંતોષને ધારણ કરનાર સાધુઓને જે સુખ હોય છે તે સુખ પરિગ્રહધારી એવા મહાનને પણ નથી મલી શકતું, પરિગ્રહમાં પ્રીતિવાળો લોભી કાર્યાકાર્યને પણ જાણતો નથી. પરિગ્રહની ખાતર અનેક પાપકર્મ કરી કલેશ પામે છે. આ ભવમાં લોભી લોકોનો તિરસ્કાર પામે છે. પરભવમાં તે નરક અને તિર્યંચગતિમાં જઇને અનંત દુ:ખ ભોગવે છે. જે પરિગ્રહનું પરિમાણ કરે છે તે ગુણાકરની માફક સુખી થાય છે, અને નથી કરતા તે પરિગ્રહમાં રક્ત થઇને અનેક છળકપટ કરી પાપમાં આગળ વધે છે ને ગુણધરની માફક દુ:ખી થાય છે.

મુનિની અમૃતમય વાણી સાંભળીને મારી સ્ત્રીઓએ ગુણાકર અને ગુણધરનો વૃત્તાંત પૂછવાથી મુનિએ તે વૃત્તાંત કહેવું શરૂ કર્યું.

આ જ વિજયને વિષે જયસ્થળ સંન્નિવેશમાં વિહુ અને સુવિહુ નામે બે વણિક ભાઇઓ રહેતા હતા. તેમાં

જે વિહુ હતો તેનો વ્યવહાર બરોબર ન હતો, લોકમાં એની આબરૂ્ય નહોતી. તે યાચકોને ઘેર આવવા દેતો નહિ. સજ્જનોને પણ કલેશ કરનારો હોવાથી તેમજ તે ખાનપાનમાં પણ કૃપણનો ભાઈ હતો. મહા કલેશ અને માયા કપટથી તે ધન ઉપાર્જન કરતો હતો. યાચકો-ભિક્ષુકો એની નિંદા કરતા હતા, સ્વજનો–સગાં સંબંધીઓ એનો શોક કરતા હતા. શ્રીમંતજનો એને ધિક્કારતા હતા, પંડિત પુરૂષો એની હાંસી કરતા હતા. છતે દ્રવ્યે પણ તે દરિદ્રીની માફક પોતાનો સમય વ્યતીત કરતો હતો.

બીજો સુવિહુ રૂડા મનવાળો, સંતોષી, સત્પાત્રમાં દાનદેવાની રૂચિવાળો, સદાચારી, મધુરભાષી, વિવેકી, સજ્જનોની સંગત કરનારો, દાનવડે અર્થીજનના મનોરથ પૂરનારો હતો. સંપત્તિના પ્રમાણમાં સુખમાં પોતાનો સમય વ્યતીત કરતો તે સુવિહુ સજ્જનોને માન્ય હતો.

એક દિવસે તપને પારણે કોઇ મહાત્મા સુવિહુના મકાને આવ્યા. સુવિહુએ મિષ્ટાન્ન વડે એ મુનિને પ્રતિલાભિત કર્યા. જેથી તેણે ભોગ કર્મ વાળુ મનુષ્ય આયુ બાંધ્યું. પેલા વિહુએ હસીને મશ્કરી કરી કહ્યું. "વ્યાપારમાં આળસુ આ લોકોના ઘરમાંથી ચોરી કરે છે એવાને આપવાથી શું થાય?" મુનિની નિંદા કરતાં વિહુને નીચગોત્ર બાંધ્યુ.

એકદા કેટલાક ચોરોએ વિહુએ એકાંતમાં એક વાત નિવેદન કરી. "વિહુ! આ ગિરિના મૂળમાં ખુબ ધન છે પણ અમારી પાસે એવી સામગ્રી નથી. તો તું સહાય કર, અમે તને એમાંથી ભાગ આપીશું."

ચોરના વચનથી વિહુએ એમને સર્વ સામગ્રી પૂરી પાડી. સર્વ સાહિત્ય સાથે લઇને કુટુંબીજનોને કહી ચોરોની સાથે રાત્રીએ પર્વતની તળેટીમાં ગયો. ત્યાં પલાશવૃક્ષની

શાખાના મૂળમાં ધન હોવું જોઇએ એવો વિહુને અભિપ્રાય આપ્યો. કારણ કે 'બહ્વલ્પં વા ભવેદ્ દ્રવ્યં, ધ્રુવં બિલ્વપલાશયોઃ'

ચોરોએ પણ ત્યાં તપાસ કરી તો માલૂમ પડયું કે નીચે ધન છે પણ એની પરીક્ષા કરવી જોઇએ કે ત્યાં કેવા પ્રકારનું ધન છે. એ વૃક્ષના મૂળમાં ઘા કરતાં જો રક્ત રસ નિકળે તો રત્નો, પીળો નીકળે તો સુવર્ણ અને શ્વેતવર્ણવાળો રસ નિકળે તો રૂપૈયા–રૂપુ નિકળે.

શસ્ત્રો વડે પ્રહાર કરતાં રક્તરસ જોઇને બધા ખુશી થયા કે 'રત્નો હોવાં જોઇએ.' પૂજા, બલિ વગેરે કરીને એ નિધિને ચોરોએ કાઢી સર્વની સમક્ષ હાજર કર્યો. રત્નનો ઢગ જોઇને બધા હર્ષીત થયા. ચોરોએ હવે વિહુને ગાડું લેવાને મોકલ્યો.

વિહુ ગાડું લેવાને ગામમાં ગયો તે સમયનો લાભ લઇને ચોરો એ રત્નોને ગ્રહણ કરી નાશી ગયા. ગાડું લઇને આવેલો વિહુ પોતાના સાથીતોને ન જોવાથી દુઃખનો માર્યો મૂર્ચ્છિત થઈ ગયો. વનના શીતવાયુથી સાવધ થયેલો તે મહા દુઃખને અનુભવતો પ્રાતઃકાળ પહેલાં ઘેર આવ્યો. કોઇ હેરૂએ તેની આ હકીકત જાણીને રાજા આગળ વાત જાહેર કરવાથી રાજાએ વિહુને બોલાવી પૂછયું. વિહુએ ભય પામીને રાજાને સત્ય હકીકત કહી સંભળાવી.

ચોરને સહાય કરવાથી રાજાએ તેનું ધન લુંટી લઈ નગર બહાર કાઢી મૂકયો જેથી વિહુ બહુ દુઃખી થયો. વિહુ મરણ પામીને પોતાના ઘરના આંગણામાં કુતરો થયો. આખો દિવસ તે ઘરના આંગણામાં બેસી રહેતો છતાં તેને કોઈ ખાવાનું આપતુ નહિ. ભૂખ અને તૃષાથી મરણ પામીને તે બિલાડો થયો. બિલાડાના ભવમાં અનેક

પાપ કરી લોકો વડે મૃત્યુ પામી ચંડાલ થયો. અનેક પાપ કાર્યમાં પ્રીતિવાળો થઈ હિંસાને કરતો તે ત્યાંથી પ્રથમ નારકીએ ગયો. ત્યાં પરમાધામી અને ક્ષેત્રની વેદના સહન કરવા લાગ્યો.

સુવિહુ ન્યાયથી ત્રણે વર્ગને સાધન કરતો મરણ પામીને ઉત્તર કુરૂક્ષેત્રમાં ઉત્તમ યુગલીઓ થયો. દશ પ્રકારના કલ્પ વૃક્ષથી મનોભિલાષને પૂર્ણ કરતો ત્રણ પલ્યોપમનું આયુ પાળી પહેલા દેવલોકે મહાકાંતિવાળો દેવ થયો. ત્યાં પણ દિવ્ય ભોગોને ભોગવતો, નાટક અને ગીતમાં કાળ નિર્ગમન કરતાં એક પલ્યોપમ આયુ વિતાવી આજ વિજયના જયસ્થલ નગરમાં પદ્મદેવ શ્રેષ્ઠિનો ગુણાકર નામે પુત્ર થયો. ક્રમે કરીને તે યૌવનવયમાં આવ્યો.

વિહુનો જીવ નરકમાંથી નિકળીને તે જ નગરમાં ધનંજય શેઠનો ગુણધર નામે પુત્ર થયો. યૌવનવયમાં આવતાં તેને પૂર્વભવના અભ્યાસથી ગુણાકર સાથે મૈત્રી થઇ. નવીન ધનની અભિલાષાવાળા તેઓ એક દિવસ ઉદ્યાનમાં ગયા, ત્યાં તેમણે ધર્મદેવ નામે મુનિને જોયા. મુનિને નમસ્કાર કરી તેમણે ધનપ્રાપ્તિનો ઉપાય પૂછયો. તેના જવાબમાં મુનિએ કહ્યું. "ધર્મસાધન કરો. જેથી આલોક અને પરલોકમાં આપદાનો ત્યાગ કરી ધન મેળવશો. પાપ કરનારને સંપતિઓ કયાંય પણ મલતી નથી. માટે સંતોષને ધારણ કરી લોભનો ત્યાગ કરો. મોટો રાજાધિરાજ પણ લોભને વશ થઇને દુ:ખી થાય છે. લોભી કરોડપતિ હોય છતાં તે દરિદ્રી જ છે કારણ કે છતે દ્રવ્યે તે ખાતો પણ નથી દાન પણ આપતો નથી. સંતોષરૂપ અમૃતનું પાન કરનારો ગમે તેવો હોય તોપણ કોટિપતિથી તે અધિક છે. સો યોજન દૂર રહેલી વસ્તુને મેળવવા લોભી

ઉદ્યમ કરે છે ત્યારે સંતોષી નજીક રહેલી વસ્તુમાં પણ આદરવાળો થતો નથી. માટે હે સુભગ! સર્વથા પરિગ્રહનો ત્યાગ કરવાને શક્તિવાન ન હો તોપણ તમારે ઈચ્છાઓનું પરિમાણ તો અવશ્ય કરવું. જે ઈચ્છાઓને રોકતો નથી તે ધન મેળવવા માટે અનેક પ્રકારના ક્લેશને પામે છે. જેમ જેમ લાભ વધે જાય છે તેમ તેમ લોભ વૃદ્ધિ પામે છે, માટે સમજુજનોએ ઉપાધિથી ભય પામીને પરિગ્રહનું પ્રમાણ કરવું. મુનિનો ઉપદેશ સાંભળી પ્રસન્ન થયેલા ગુણાકરે પોતાની મરજીમુજબ પરિગ્રહનું પ્રમાણ કર્યું. શ્રદ્ધા રહિત એવા ગુણધરે એ બધું મિથ્યા માનીને કાંઇ પણ વ્રત લીધું નહિ.

ગુણધરના વિચારો પણ એવાજ હતા. "જે પુરૂષો આગળ વધતી એવી પોતાની ઇચ્છાને રોકે છે, અને સંતોષને ધારણ કરે છે. તેને દૈવ કાંઈ પણ અધિક આપતો નથી. તેણે પોતાનું ભાગ્ય વેચી ખાધેલું છે. આ મારો મિત્ર તો મૂર્ખ છે જેને આ મુનિએ છેતર્યો છે" જુદી જુદી ભાવનાને ધારણ કરતા તેઓ બન્ને પોત પોતાને ઘેર ગયા.

અન્યદા પોતાના મિત્રને કહ્યા વગર ગુણધર પરદેશમાં ધન કમાવા ગયો, ત્યાં તેને વ્યાપારમાં બહુ લાભ થયો. વધારે લાભ મેળવવા ત્યાંથી દૂર દેશાંતરે ગયો ત્યાં પણ એને ખુબ લાભ થયો, ત્યાંથી તે પોતાના દેશ તરફ ચાલ્યો ને માર્ગમાં ભયંકર અટવી આવી.

કલ્પાંતકાળના અગ્નિ સમાન ભયંકર દાવાનલને જોઈ સેવકો નાશી ગયા ધન અને માલનાં ભરેલાં ગાડાં બળી ગયાં, બળદો મરી ગયા ત્યારે થાકીને જીવિતની આશાએ ગુણધર પણ પલાયન થઇ ગયો. સાત દિવસે કોઈક સંનિવેશમાં આવ્યો તો ત્યાં કોઇ દયાળુએ એને ભોજન કરાવી

પોતાના મઠમાં આશરો આપ્યો. તેની હકીકત જાણીને તેની ઇચ્છા તૃપ્ત કરવા માટે પર્વતના મૂળમાં કોઈ ઔષધિ બતાવીને કહ્યું "આને બરાબર ઓળખી લે ને મધ્યરાત્રીએ આવી વિધિપૂર્વક એને ગ્રહણ કરજે".

તેઓ બન્ને પાછા મઠમાં આવ્યા. નિશા સમયે તે સાધુએ ગુણધરને કહ્યું. "હે વત્સ ! મારી શક્તિથી તું ત્યાં જઇ જ્વલત્પ્રભા ઔષધીને વામ હાથમાં ગ્રહણ કરી ગાઢ મુઠીવાળીને લઇ આવ. પણ પાછુ ફરીને જોઇશ નહિ. ને કંઇ પણ ભય મનમાં લાવીશ નહિ. કે જે ઔષધીના પ્રતાપથી તારૂં દારિદ્ર દૂર થશે–તું સુખી થઇશ". સાધુનાં વચન સાંભળી નિર્ભય થઇ તે ત્યાં ગયો, કહેલી વિધિને અનુસારે મુઠીમાં ઔષધીને ગ્રહણ કરી પાછો ફર્યો તે સમયે અટ્ટહાસ્ય કરતો એક રાક્ષસ ફુત્કારને કરતો પર્વતની તળેટીએ આવ્યો એ રાક્ષસનો કર્કશ અને ભયંકર શબ્દ સાંભળી ભય પામેલો તે કંઇક–જરા પાછુ જોઇ આગળ ચાલ્યો, પણ પેલી ઔષધી એની મુઠીમાંથી અદૃશ્ય થઇ ગઇ. દુઃખી થયેલો તે પેલા લિંગી પાસે આવી પોતાનું વૃત્તાંત કહેવા લાગ્યો.

લિંગીએ એનું કથન સાંભળી કહ્યું. "વત્સ ! તું સાહસિક અને ઉદ્યમી તો જરૂર છે પણ તારો પુણ્યોદય ન હોવાથી તારી મહેનત નકામી જાય છે. બલ્કે એનું પરિણામ સારૂં આવતું નથી. તો એવા નકામા ઉદ્યમથી વિરામ પામી સંતોષ ધારણ કરી ઘેર જા. નાહક કલેશ ના ભોગવ."

લિંગીએ શિખામણ આપવા છતાં તે પોતાના ગામ તરફ ન જતાં મલય સન્નિવેશમાં ગયો ત્યાં કોઈ પરિવ્રાજક સાથે એને મેલાપ થયો. ગુણધરનું વૃતાંત જાણીને

તેણે કહ્યું. "વનમાં રક્ત દુગ્ધને આપનાર સ્નુહિ (થોર) ને જો જેથી તારૂં દારિદ્ર નાશ પામશે".

ગુણધરે કહ્યું કે "તમે સાથે ચાલો, આપણે બન્ને તેની તપાસ કરીયે," નિશ્ચય કરીને બન્ને ચાલ્યા. એ થોરને શોધતા તેઓ આગળ જંગલમાં ગયા ત્યાં એ સ્નુહિને જોઈ. સિદ્ધિયોગ આવ્યો ત્યારે શુભ દિવસે પરિવ્રાજકે એ સ્નુહિને અભિમંત્રી એક કુંડ બનાવી એમાં અગ્નિ પ્રજવલિત કર્યો.

ઉત્તમ એવા સુગંધમય કાષ્ટમાં એ સ્નુહિને સખરીતે ગુણધરના મસ્તક પર સ્થાપન કરી, ગુણધરને અગ્નિકુંડમાં હોમવાને તેનો હાથ ગ્રહણ કરીને ચાલ્યો. ગુણધરને પણ વહેમ આવ્યો કે રખેને મને આ કાયાલિક અગ્નિકુંડમાં હોમે."

કાયાલિકના પંજામાંથી બળવડે છુટવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો બન્ને અરસપરસ હોંશા તોંશી કરતા લડતા હતા, તેમ કરતાં તેઓ અગ્નિકુંડ સમીપ આવી પહોચ્યા. તેમની લડાઇ જોઈ કોઈ ગોવાળીયો બૂમો મારવા લાગ્યો. તેની બૂમ સાંભળી મૃગયા રમવાને નિકળેલો કોઇ રાજ-કુમાર ત્યાં આવી પહોચ્યો.

ગુણધરે પોતાની દુઃખ કથા કહી સંભળાવવાથી રાજ-કુમારે ગુસ્સે થઈ પેલા કાયાલિકની નિર્ભત્સના કરી. સ્નુહિ તેના મસ્તકપર સ્થાન કરી કાયાલિકને અગ્નિકુંડમાં હોમી દીધો. જે ક્ષણમાં સુવર્ણ પુરૂષ થઈ ગયો પછી ગુણધરને થોડુંક ભાતુ આપી વિસર્જન કર્યો. ને રાજકુમાર એ સુવર્ણ પુરૂષ લઇ પોતાના સેવકો સાથે પોતાના રાજ્યમાં ગયો.

---

૯

## ગુણાકર અને ગુણધર

રાજકુમારની સહાયથી મૃત્યુથી બચેલો ગુણધર પોતાના ગામ તરફ ચાલ્યો. માર્ગમાં તેને કોઇ મંત્રવાદી પુરૂષ મલ્યો તે બન્નેને મિત્રતા થઇ એ મંત્રવાદીને શક્તિ સંપન્ન જાણીને ગુણધરે પોતાના દુઃખની વાત તેને કહી સંભળાવી. મિત્ર બનેલા તેઓ બન્ને મુસાફરી કરતા કોઈક સંન્નિવેશમાં ગયા. ભોજનનો અવસર થવાથી પેલા મંત્રવાદીએ કહ્યું. "મિત્ર ! શું ખાવાની ઇચ્છા છે?

માંત્રિકની પરીક્ષા કરવાના હેતુથી ગુણધર બોલ્યો "સિંહકેશરીયા મોદક. પણ તે આ જગ્યાએ મલે શી રીતે ?"

"મલે !" એમ કહીને એ સિદ્ધ પુરૂષે ક્ષણવાર ધ્યાન કરી મંત્ર શક્તિથી સિંહકેશરીયા મોદક ઉત્પન્ન કર્યા. તેની આવી શક્તિથી વિસ્મય પામેલા ગુણધરે તથા બીજા મુસાફરોએ એ મોદક આરોગ્યા. સંધ્યા સમયે ઘીથી પરીપૂર્ણ ઘેબર, બીજે દિવસે ક્ષીર એ પ્રમાણે એ સિદ્ધ પુરૂષ મંત્રશક્તિથી નવીન નવીન મિષ્ટાન્ન પ્રગટ કરી ગુણધરને તૃપ્ત કરતો હતો.

તેની આવી શક્તિથી અજાયબ થયેલા ગુણધરે પૂછયું "હે શક્તીશાળી! હે ઉત્તમ! આવી શક્તિઓ તને કયાંથી પ્રાપ્ત થઈ?"

ગુણધરના જવાબમાં મંત્રસિદ્ધ પુરૂષ બોલ્યો. "મહા દારિદ્રથી દુઃખી થયેલો હું બહુ દેશ ભમ્યો ત્યારે કોઇક મંત્ર શક્તિનો જાણનાર કાપાલિક મલ્યો તેની ખુબ સેવા કરી મેં તેને પ્રસન્ન કર્યો. મારી ઉપર પ્રસન્ન થઇને તેણે

મને આ વૈતાળમંત્ર આપ્યો. જે મેં આદરથી સિદ્ધ કરેલો હોવાથી એના પ્રભાવથી આપણે બધું મેળવીએ છીએ. એના પ્રભાવથી હું હવે ઘેર જઈને સુખી થઈશ." અન્યોઅન્ય વાર્તાલાપ કરતા તેઓ આગળ ચાલ્યા. આગળ જતાં બન્નેના માર્ગ ભિન્ન ભિન્ન આવવાથી એ માંત્રિક બોલ્યો "આ ટુંકો રસ્તો તમારા નગર તરફનો હોવાથી હવે આપણે જુદા પડશું તો કહો તમને શું આપુ?"

કોટિધનથી પણ સંતોષ નહિ પામનારો ગુણધર બોલ્યો. "મારી ઉપર પ્રસન્ન થઈને મને એ વૈતાલમંત્ર આપો!"

"ધાર્મિક અને પરોપકારી પુરૂષજ એને સિદ્ધ કરી શકે છે અન્યથા તો એમાં પ્રાણસંદેહ જ રહેલો છે." માંત્રિકે સારી રીતે સમજાવવા છતાં ગુણધર એ મંત્રની માગણી કરવાથી એ સિદ્ધપુરૂષે વિધિ સહિત વૈતાલિક મંત્ર આપીને પોતાના વતન તરફ ચાલ્યો ગયો. ગુણધર પણ ત્યાંથી આગળ ચાલતાં તે સુસીમા નગરીએ પોતાના મામાને ઘેર ગયો કેટલોક કાળ ત્યાં સુખમાં વ્યતીત કર્યા પછી તે મંત્ર સાધવાનો તેણે વિચાર કર્યો.

પોતાના મામાને સઘળી હકીકત નિવેદન કરી કૃષ્ણ ચતુર્દશીની રાત્રીએ શ્મસાનમાં જઈને ત્રિકોણ કુંડ કરી તે વિવિધ પ્રકારનાં હોમ દ્રવ્યથી હવન કરવા લાગ્યો. દ્રવ્યથી આહુતિ આપી મંત્રનો જાપ કરવા લાગ્યો. ક્ષુદ્ર ઉપદ્રવોથી તે જ્યારે ચલાયમાન થયો નહિ. ત્યારે તેની નીચેનું પૃથ્વીચક્ર ભમવા લાગ્યું. ભયંકર ગર્જનાઓ થવા લાગી. તેથી તે જરા ભય વ્યાકુળ થવાથી મંત્રનું એકપદ ભૂલી ગયો ને વૈતાળ છળ પામીને બોલ્યો.

"અરે પાપી! આવા તુચ્છ પરાક્રમથી તું મને વશ કરવા માગે છે? "એ પ્રકારે એની નિર્ભત્સના કરતો તે લાકડીથી પ્રહાર કરતો હાંકોટયો. વૈતાળના ભયથી વ્યાકુળ થયેલો તે ત્યાંજ મૂર્ચ્છિત થઈ ગયો.

પ્રભાતે એનો મામો એને પોતાના ઘેર તેડી લાવ્યો કેટલાક દિવસે તે જ્યારે સાજો થયો ત્યારે ગુણધરનો મામો એને જયસ્થળ નગરે તેડી ગયો. ત્યાં એના સ્વજનોએ એને આશ્વાસન આપ્યું. પરંતુ દુર્જન પુરૂષોથી નિંદાતો તે લોકોની હાંસી પાત્ર થવાથી અતિ લજ્જાતુર પણ પોતાની નિંદાને નહિ સહન કરતો ગળે ફાંસો ખાઈ દુર્ધ્યાન પૂર્વક તે આ સંસારની કલેશમય મુસાફરી પૂર્ણ કરી ગયો.

છતાંય પાપીને મરવાથી કોઈ દુઃખનો છેડો આવતો નથી. દુર્ધ્યાનથી મરણ પામીને ગુણધર પોતાના કૃત્યને અનુસારે નરકમાં નારકીપણે ઉત્પન્ન થયો. ત્યાં વિવિધ પ્રકારની યાતનાઓને-પીડાઓને સહન કરતો દુઃખમાં કાલ નિર્ગમન કરવા લાગ્યો ત્યાંથી નિકળીને તિર્યંચ યોનીમાં આવી ફરી પાછો નરકમાં જશે. એવી રીતે નારકી, તિર્યંચ, મનુષ્ય એમ દેવતામાં એકાંત દુઃખનેજ ભોગવશે. દેવતામાં તે કવચિત સુખ ભોગવશે છતાં પણ આ પારાવાર સંસારમાં ગુણધર દુઃખ માત્રનો જ ભોક્તા થશે.

સમુદ્રની માફક મર્યાદાવાળો, ધનાઢય, લોકોની આશાને પૂરનારો ગુણાકર સંસારમાં ખૂબ પ્રતિષ્ઠા પામ્યો. ગુણધરનું આ પ્રમાણે અકાળ મૃત્યુ જાણી વિશેષ વૈરાગ્યને ધારણ કરનારો ગુણાકર પાંચમા અણુવ્રતને સારી રીતે પાળી સ્વર્ગે ગયો ક્રમે કરીને મોક્ષે જશે. "મુનિએ એ દૃષ્ટાંત પૂર્ણ કર્યું. એ પરિગ્રહ પરિમાણના ગુણ અને

દોષ જાણીને મારી સ્ત્રીઓએ ઇચ્છાઓનું પરિમાણ કરી પાંચમુ અણુવ્રત ગ્રહણ કર્યું.

મારી સ્ત્રીઓને પાંચે અણુવ્રત આપી ધર્મશીલા બનાવનાર આ મહા મુનિ ઉપર મેં કેવી દુષ્ટ વિચારણા કરી ? અરે પેલા વિહૂની માફક મારી શી દશા થશે ?" એમ ચિંતવતો હું પ્રગટ થઈને મુનિના ચરણમાં પડયો મારો સર્વ અપરાધ કહીને હું તેમને ખમાવવા લાગ્યો "હે ભગવાન ! હાસ્યથી પણ મુનિ માટે દુષ્ટ વિચાર કરનાર પેલા વિંહુની માફક આ ભવ સાગરમાં ડુબી જાઉં. અનંત દુઃખનો ભોક્તા થાઉં તે પહેલાં મને એ પાપથી મુક્ત થવાનો ઉપાય બતાવો." મારો પશ્ચાત્તાપ જાણી મુનિ બોલ્યા.

"ત્રણ જગતને માન્ય, બ્રહ્મચારી અને કષાય રહિત એવા સાધુ માટે આવો વિચાર કરવો એ મહા પાપ છે. ચારિત્ર ગ્રહણ કર્યા વગર આ પાપથી તું મુક્ત થઇ શકીશ નહિ. માટે હે ભાગ્યવાન ! આ સંસારની અનિત્યતાનું સ્મરણ કર. કામ ભોગનાં સુખ દુર્ગતિને આપનારાં છે એ શું તું નથી જાણતો ? સ્ત્રી, પુત્ર, લક્ષ્મી, દેહ આદિ સર્વે સંયોગો અનિત્ય છે. ને મૃત્યુતો વાટજ જોયા કરે છે. તે કયારે પકડશે તેની કોઈને ખબર નથી. જ્ઞાનીજ એ એ બધું જાણી શકે છે. તુચ્છ એવાં સાંસારિક સુખોનો ત્યાગ કરી એકાંત મુક્તિસુખને આપનારા સંયમને ગ્રહણ કર, પરનિંદાનો ત્યાગ કર, શમતારૂપ અમૃત વડે તારા આત્માને તૃપ્ત કર, સંતોષને ધારણ કર, ક્રોધને દૂર કર, લોભને છોડ, પોતાની આત્મશ્લાઘા સાંભળીને એમાં રાજી થા નહિ ને માયાને છોડી દે. મદ, આળસ વગેરે દોષોનો ત્યાગ કરી સંયમને અંગીકાર કરવાથી તું આ પાપકર્મ

રૂપી પાંજરામાંથી હમેશને માટે મુક્ત થઇશ.”

મુનિની એ અખંડ વાગધારા—દેશના સાંભળી હે કુમાર! મારી મોહ નિદ્રા નાશ પામી ગઈ. તેમજ મારી વિવેક ચક્ષુ પણ ઉઘડી ગઇ મારી વિચાર શ્રેણિને ક્ષણ વારમાં પલટાઇ જતાં વાર લાગી નહિ.

“અરે, આ તપવડે કરીને કૃશ થયેલા શરીરવાળા મહામુનિએ આજે મારે આંગણે પધારી મને શું નથી આપ્યું? મારી પત્નીઓ સહિત મારો તો આજે તેમણે ઉદ્ધાર કર્યો, જેથી આજે મારે તો મનુષ્યરૂપ કલ્પવૃક્ષ મહા ફલને આપનારૂં થયું. સંસારરૂપી સમુદ્રમાં ડુબી જતા મને આજે વહાણ પ્રાપ્ત થયું જેનાથી હું ભવસાગરનો પાર પામીશ. સાતરાજ ઉંચે રહેલા શિવપુરનગરમાં જવાને આજે મને જાણે આકાશગામી વિદ્યા પ્રાપ્ત થઇ કે શું? સંયમનું દાન કરનારા આ મહામુનિઓજ ખરા ઉપકારી છે.

એ પ્રમાણે વિચાર કરી મારી પત્નીઓની સાથે સહમત થઇ મારી લક્ષ્મી મેં સાતે ક્ષેત્રમાં વાપરી નાખીને ચારિત્ર લેવાની ભાવનાવાળા મેં એ મહામુનિના ગુરૂ મહારાજ શ્રીસિંહસેનસૂરીશ્વરની પાસે સર્વ ઉપાધિનો ત્યાગ કરી દીક્ષાને અંગીકાર કરી, જ્ઞાન ધ્યાનનો અભ્યાસ કરી તેમના પસાયથી શુભ સંયમરૂપી લક્ષ્મીને પાળવાવાળો થયો. કેમકે પાષાણના ટુકડાને ટાંકણાવડે કોરીને સારી રીતે જ્યારે તેને ઘડવામાં આવે છે ત્યારે તે દેવપણાને પામી જગત્ વંદનીય થાય છે તેમ ગુરૂરૂપી સુત્રધારવડે શિક્ષિત થયેલો હું આજે દેવની માફક સંયમના પ્રભાવથી વંદનીય થયો. ગુરૂએ પોતાનુ ચારિત્ર કહી સંભળાવ્યું.

---

## ૧૦

## પૂર્ણચંદ્ર નરપતિ.

સુરસુંદરસૂરીશ્વરના વૈરાગ્યનું કારણ સાંભળી રાજા સહિત બધી સભા દંગ થઇ ગઇ, તેમના ચરિત્રથી વૈરાગ્યના રંગવાલો નરપતિ સિંહસેન ગુરૂની સ્તુતિ કરતાં બોલ્યો. "હે ભગવન્! આપનેજ એક જગતમાં ધન્ય છે કે જેમનું ચારિત્ર આશ્ચર્યકારી ને સાંભળનારને લાભ કરનારૂં છે. જેથી ખરેખર આપજ એક પુણ્યવાન છો, ત્યાગીઓમાં પણ આપ શ્રેષ્ઠ છો. કે જેમણે જગતને આશ્ચર્ય કરનારી રમા, અને રમણીઓના સમુહને ક્ષણમાત્રમાં તૃણની જેમ તજી દીધો, આપે મોક્ષનો માર્ગ ગ્રહણ કરી લીધો.

હે સ્વામી! મારા સરખા સત્વ વગરના પુરૂષો તો વિષય અને કષાયમાં મુંઝાઇ ગયા છતાં હજી પણ સંસાર છોડવાને સમર્થ નથી થતા, તો પણ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શાદિક ભોગો મેં ઘણા કાલ પર્યંત ભોગવ્યા હોવાથી હવે હે પ્રભો! તમારી પાસે નિરવદ્ય એવી તત્વ વિદ્યા જે સંયમ તેને હું ગ્રહણ કરીશ.

નરપતિ ગુરૂ મહારાજને વિનંતિ કરીને નગરમાં ગયો. મંત્રીઓ સામંતો અને સેનાપતિઓને સાક્ષી રાખીને પૂર્ણચંદ્ર કુમારનો રાજ્યાભિષેક કરી દીધો તે નિમિત્તે મોટો મહોત્સવ કર્યો. એ રીતે રાજ્ય ચિંતા પુત્રને ભળાવી પોતે રાજકાર્યથી નિવૃત્ત થયો. પછી જીનેશ્વરની મોટી પૂજાઓ રચાવી તે નિમિત્તે મોટો અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો, ને શાસનનો મોટો પ્રભાવ વધારી રાજાએ દીક્ષા માટે તૈયારી કરી.

નવા નરપતિએ મોટી ધામધુમપૂર્વક નરપતિનો દીક્ષા

મહોત્સવ કર્યો, ને સિંહસેન નરપતિએ ગુરૂની પાસે દીક્ષા અંગીકાર કરી. ગુરૂની પાસેથી ઉચ્ચરેલાં મહાવ્રતને રૂડીરીતે પાલવા લાગ્યા. બે પ્રકારની ગ્રહણ અને આસેવન શિક્ષાને ગુરૂ પાસેથી ધારણ કરતા, કષાયોને વશ કરીને શાંત પ્રકૃતિવાળા તેમજ ઇંદ્રિયોનું દમન કરીને વિષય વિકારોને વશ કરનારા સિંહસેન મુનિ છઠ્ઠ, અઠ્ઠમ આદિ તપસ્યા કરતા ને જ્ઞાન ધ્યાનમાં પ્રીતિવાળા તેમજ સંસાર અને મોક્ષમાં સમાન વૃત્તિવાળા એવા મહામુનિ થયા.

પૂર્ણચંદ્ર નરપતિ શુદ્ધ શ્રાવક ધર્મનું આરાધન કરતા, મેરૂની માફક સ્થિર સ્વભાવવાળા તેમજ સર્વાંગ રાજ્ય લક્ષ્મીથી શોભતા ન્યાયથી પ્રજાનું પાલન કરતા હતા. એ ન્યાયી અને પરાક્રમી રાજાનો કર્પૂરના સમૂહની માફક ઉજ્જવળ યશ જગત ઉપર વિસ્તાર પામ્યો, ને શ્રાવકનાં અણુવ્રતને પાળવામાં દૃઢ નિશ્ચયવાળા જ્ઞાન અને દર્શનની ભકિત કરતા શાસનનો મહિમા વધારવા લાગ્યા. શાસન પ્રભાવક તેમજ શ્રાવક ધર્મને પાળવામાં દૃઢ પ્રતિજ્ઞ હોવા છતાં તે રણવાર્ત્તામાં કાયર નહોતા, યુદ્ધમાં શત્રુઓના સમુદાયને જીતી પોતાની કીર્ત્તિ દિગંત પર્યંત તેમણે ફેલાવી હતી.

અણુવ્રતની માફક ગુણવ્રત અને શિક્ષાવ્રતને પાલવામાં પ્રીતિવાળા દીન, અનાથ અને રંકજનોનો ઉદ્ધાર કરતા તેમણે સીદાતા શ્રાવકોના મનોરથ પૂર્ણ કરી સાધન સંપન્ન બનાવી ધર્મમાં સ્થિર કર્યા. એ રીતે શ્રાવકોના ઉદ્ધાર માટે રાજાએ છુટે હાથે દાન આપવા માંડયું, જીન મંદિરોમાં પૂજાઓ રચાવી, જીનાલયો બંધાવી પ્રતિમાઓ સ્થાપન કરાવી, સાતે ક્ષેત્રમાં રાજ્યલક્ષ્મીનો સદ્વ્યય કરતો રાજા પૂર્ણચંદ્ર શાસન પ્રભાવક થયો.

પરાક્રમવડે મોટા શત્રુઓને પણ વશ કરતો રાજા રાજ્ય અને રમણીના સુખવિનોદોમાં જતા એવા કાલને પણ જાણતો નહી. બહુ કાળ પર્યંત રાજા રાજ્યસુખને ભોગવતો અનુક્રમે પૌઢ વયમાં આવ્યો.

પૂર્ણચંદ્ર રાજાને વીરોત્તરનામે પુત્ર થયો તે પણ વૃદ્ધિ પામતો નવીન યૌવન વયમાં આવ્યો ને યુવરાજ પદવી પામ્યો. યોગ્ય વયના-કવચધારી રાજકુમારને જોઈ રાજાએ ધીરેધીરે તેને રાજ્યની જવાબદારીઓ સોંપવા માંડી.

પટ્ટરાણી પુષ્પસુંદરી પણ સમ્યકત્વપૂર્વક પાંચ અણુવ્રત તેમજ ગુણવ્રત અને શિક્ષાવ્રતને શુદ્ધભાવે પાળતી પરમ શ્રાવિકા થઇ. એ રીતે શ્રાવકધર્મને આરાધતાં તે પતિપત્ની સુખમાં સમય વ્યતીત કરતાં હતાં.

એ દરમિયાન પૂર્ણચંદ્ર નરપતિને પોતાના પિતા સિંહસેન મહામુનિના મોક્ષે ગયાના સમાચાર મલ્યા ને સંસારના રંગમાં રંગાયેલા નરપતિની વિચારશ્રેણિ પલટાઈ ગઇ, સંસાર ઉપર નિર્વેદ પ્રગટ થતાં એમના મનમાં વૈરાગ્યની લહેરો ઉડવા લાગી. ઉત્તમ પુરૂષોની ભાવના પણ ગમે તેવા સંજોગોમાં ઉત્તમજ હોય છે જેની ભવિતવ્યતા સારી હોય છે એને ગમે તેવા સંજોગોમાં પણ ધર્મ કરવાની ભાવના થાય છે તેમને ધર્મ કરવાની તક મલે છે.

"એ મહામુનિ મારા પિતાને ધન્ય છે કે જેમણે કોમલ અંગવાળા છતાં મોહના વિલાસોનો ત્યાગ કરી સંયમના કષ્ટને સહન કરતાં દુષ્કર કાર્ય સાધી લીધું, આ ભવસાગર તરી પાર ઉતરી ગયા. ત્યારે હું અલ્પસત્વવાળો થઈ પાપમાં આસક્ત થઈ ગયો. અરે! જરાઅવસ્થા આવી તોપણ વિષય લોલુપ થઇને દેહાદિકની અનિત્યતાને જાણવા

છતાંય જૈન ધર્મને આરાધવામાં પ્રમાદ કરૂં છું. હા! એ મારા પ્રમાદને ધિક્કાર થાઓ."

એ ચિંતાતુર નરપતિના મનને શાંત કરતી પુષ્પસુંદરી બોલી. હે સ્વામી! ખેદ શા માટે કરો છો? ઉદ્યમ કરનારનાં કાર્ય સિદ્ધ થાય છે હજી બાજી હાથથી કાંઇ ગઈ નથી. નિ:સત્વ નારીયોજ શોક તો કરે છે. હે નાથ! સત્વવંત તો કાર્યમાં ઉદ્યમવાળા થાય છે માટે પુત્રને રાજ્યે સ્થાપન કરી રાજ્યચિંતાથી મુકત થાવ. બ્રહ્મચર્ય વ્રતને યાવત્ જીવ સુધી પાળો, શ્રીસુરસુંદર ગુરૂ આવે ત્યાંસુધી સઘળો કાળ ધર્મઆરાધનમાં નિર્ગમન કરો, ને ગુરૂમહારાજ પધારે ત્યારે તમારા મનોરથ સિદ્ધ કરજો." પટ્ટરાણી પુષ્પસુંદરીની વાત સાંભળી રાજા ખુશી થયો.

"હે દેવી! તમે સારૂં કહ્યું. "એમ કહી રાજાએ રાણીનું વચન માન્ય કરી. વીરોત્તર રાજકુમારને રાજ્યાસને સ્થાપી દીધો. રાજ્યની તમામ ચિંતાથી પરવારી રાજાએ ઉપાધિથી સર્વથા મુક્ત થઈ ધર્મમાં પોતાનો કાલ વ્યતીત કરવા લાગ્યો.

દરરોજ તે સંપૂર્ણ શાંતિથી એક ચિત્તે જીનેશ્વરની પૂજા કરવા લાગ્યો. સામાયિક કરતો. પૌષધવ્રતમાં પ્રીતિવાળો થઇ અખંડપણે પૌષધવ્રતને આચરવા લાગ્યો. શાસ્ત્ર અધ્યયન, પરમેષ્ટી જાપ, તત્વચિંતવનમાં એ શુભસમય વ્યતીત કરતો પણ પ્રમાદનું સેવન કરતો નહિ. અનિત્યત્વભાવના ભાવતો રાજા પોતાના દેહના મમત્વનો પણ ત્યાગ કરવા લાગ્યો. દાન, શિયલ, તપ અને ભાવ એ ચારે પ્રકારના ધર્મનું આરાધન કરતો રાજા ધર્મધ્યાનમાં જ સમય પસાર કરવા લાગ્યો. રાણી પણ રાજાની માફક તપથી કૃશ થયેલી ધર્મક્રિયામાં પ્રીતિને ધારણ કરતી ગુરૂમહારાજના આગમનની રાહ જોવા લાગી.

ભાવી બળવાન છે. કોઇની આશા જગતમાં કાંઇ અધીય પૂરી થતી નથી. ગુરૂમહારાજના આવાગમનની રાહ જોતા નરપતિ પૂર્ણચંદ્રને અન્યદા અતિસારની ઉગ્ર વેદના થઈ. શરીર ઉપરથી પણ મમતા રહિત એવો રાજા શરીરની ઉગ્ર પીડાથી દુઃખને અનુભવતો પોતાનો અંતકાળ નજિક જાણી ધર્મભાવના ભાવવા લાગ્યો.

"જે દેશ, જે નગર અને જે ભૂમિને એ સૂરીશ્વર સ્પર્શી રહ્યા છે તે દેશ, નગર અને ભૂમિને ધન્ય છે. અરે એ મુનિઓને પણ ધન્ય છે કે જેઓ મારા ગુરૂ એ ધર્માચાર્યના પાદદ્વયની સેવા કરી રહ્યા છે, જે દિવસે હું ગુરૂના ચરણ કમલને વાંદીશ તે ધન્ય દિવસ મારો ક્યારે આવશે? સાધુઓની ઉત્તમ દિનચર્યા હું ક્યારે આચરીશ? ગુરૂના મુખમાંથી નિકળેલી અમૃતરસથી ભરેલી આગમવાણી હું ક્યારે સાંભળીશ?

સંસારરૂપી અરણ્યમાં ભમવાથી ભયભીત થયેલ, કષાયના શાંત થવાથી સમતારૂપ રસથી ભરેલ, તેમજ તૃણ અને મણિમાં સમાન વૃત્તિવાળુ એવું સુસાધુપણું હું ક્યારે કરીશ? આ લોકના સંતાપને હરનારી, પાપરૂપી કાદવનો નાશ કરનારી, સુધારસના સમુદ્ર સમાન એવી સાધુઓની જ્ઞાન ગોષ્ઠી પુરૂષોને ઉત્તમ એવા નિર્વૃત્તિ સુખને આપે છે.

ધર્મભાવનામાં એક ચિત્તવાળો રાજા રોગની પીડાને સહન કરતો શરીરનો ત્યાગ કરી કાલ કરીને અગીયારમા આરણ દેવલોકમાં ઉત્પન્ન થયો. રાણી પણ કાળ કરીને ત્યાંજ ઉત્પન્ન થઈ બન્ને મિત્ર દેવ થયા.

## પરિચ્છેદ ૬ ઠો.

## શૂરસેન અને મુક્તાવલી

### ૧

### મિથિલા નરેશ

**लक्ष्मी–कीर्ति–धृति–बुद्धि,–ऋद्धि–सिद्धि–विधायकम् ।**
**नत्वा शंखेश्वरं पार्श्वनाथमग्रे कथां ब्रुवे ॥**

ભાવાર્થ—લક્ષ્મી, કીર્ત્તિ, ધીરજ, બુદ્ધિ, ઋદ્ધિ તથા સકલ મનોરથની સિદ્ધિને કરનારા સંખેશ્વર પાર્શ્વનાથને નમસ્કાર કરી હવે કથાનો આગળનો ભાગ કહું છું.

સુર્યની કાંતિ સાથે જ્યારે મિથિલા નગરીની તેજસ્વી દિવાલોની કાંતિ એક થઈ જાય છે ત્યારે એ નગરી અપૂર્વ શોભાને ધારણ કરે છે. જગતભરમાં પોતાના રૂપ, ગુણ તેમજ વૈભવે કરીને પ્રસિદ્ધિપણાને પામેલી એ નગરીની જાહોજલાલી વૃદ્ધિ પામે જતી હતી, એના વિશાળ અને મનોહર રાજમાર્ગો, અનેક ગગનચુંબિત વિશાળ ઇમારતો, જગતભરમાં ખ્યાતિ પામેલાં ઉદ્યોગમંદિરો, વિશાળ, સુંદર, રમણીય અને નવપલ્લવ ફલ–ફુલથી વિકસ્વર થયેલી લત્તાઓથી શોભતા ઉદ્યાનો, બગિચાઓ અને સહકાર, પુન્નાગ, રાયણ, અશોક, આસોપાલવ આદિ વૃક્ષો નગરીની શોભા વધારી રહ્યા હતા.

એ મિથિલા નગરીનો શાસક નરસિંહ નામે નરપતિ પોતાના તેજ અને પરાક્રમથી મહીમંડલના શત્રુ રાજાઓને પણ જીતી નરસિંહ નામને સાર્થક કરી રહ્યો હતો. શીલ ગુણેકરીને શોભતી અને દોષથી રહિત, કલાનિપુણ અને મનોહરા ગુણમાલા નામે રાજાની પટ્ટરાણી હતી,

અનેક રાણીઓમાં મુગુટમણિ તુલ્ય એ પટ્ટદેવી સાથે પાંચે પ્રકારનાં વિષયસુખ ભોગવતા રાજાએ ક્ષણની જેમ ઘણો-કાલ પસાર કર્યો.

એકદા એકાંતમાં બેઠેલા નરપતિની આગળ કોઇ ચરપુરૂષે રાજાની બિરૂદાવલી બોલતાં વિનંતિ કરી "હે દેવ! આપ જય પામો! વિજય પામો! નિશા સમયે નગરીનું નિરીક્ષણ કરતાં મેં જે હકીકત સાંભળી છે તે આપ શ્રવણ કરો. નરસિંહ રાજ રાજેશ્વર જય પામો". એક સ્ત્રી બોલી.

તેના જવાબમાં બીજી સ્ત્રી કટાણું મોં કરતી બોલી. આ રાજા તો નામથી નરસિંહ છે કાર્યથી નહિ, કાર્યથી તો એને નર જંબુક કહીયે તોય ચાલે. પુત્રરૂપી ધનથી રહિત હોવા છતાં તે છતી શક્તિએ પણ ઉદ્યમ કરતો નથી, એનું નામ નરસિંહ છે શું?"

આ જગતમાં ગમે તેટલી અને ગમે તેવી ક્રિયા કરો પણ ઉદ્દેશ રહિત અગરતો મંત્ર વગરની ક્રિયા નકામી છે. કેમકે નેત્ર વગરના અથાગ અને અપાર સૌંદર્યનો પણ ઉપયોગ શો? તેમજ શીલ વગરનું પણ જેમ તપ નકામું છે એવી રીતે પુત્ર વિનાનું વિશાળ કુળ પણ શા કામનું? એ તો પુત્રથી જ એ બધી શોભા છે".

ચરપુરૂષની વાત સાંભળી રાજાએ મંત્રીઓને બોલાવી પુત્રની પ્રાપ્તિ માટે ઉપાય પૂછ્યો, તેના જવાબમાં મંત્રી બોલ્યો. "હે સ્વામિન્! આપણા નગરમાં વિચિત્ર વેષને ધારણ કરનારો એક યોગી આવ્યો છે. તે અનેક મંત્ર તંત્ર અને સામર્થ્યવાળો હોવાથી આપ એની પાસે પુત્રની માગણી કરો. લોકો એની શક્તિનાં બહુ વખાણ કરે છે. તે જનોનાં અભિલાષિતને પૂરે છે".

મંત્રીની વાત સાંભળી નરસિંહ રાજાએ રાજસેવકોને મોકલી એ યોગીને પોતાની પાસે બોલાવી પૂછયું. "યોગીરાજ ! તમારામાં કેટલી શક્તિ છે"?

રાજાની વાત સાંભળી યોગી મોં મલકાવતો બોલ્યો. "રાજન્! પૂછવાથી શું ? આપ કંઈક કાર્ય ફરમાવો. આપ કહો તો પાતાલમાં રહેલી નાગ કન્યાને આપની સેવામાં હાજર કરૂં. કહો તો શત્રુઓના સમુદાયને આપના ચરણમાં નમાવું. દુઃખે કરીને મેળવી શકાય એવી ગજ, અશ્વ, રથાદિક સમૃદ્ધિ આપને મેલવી આપુ".

"હું એટલી બધી તમારી અદ્‌ભૂત શક્તિ છે તો નાગેંદ્ર કન્યાને અહીં હાજર કરો". રાજાએ આશ્ચર્ય પામતાં કહ્યું.

યોગીએ ક્ષણમાત્ર ધ્યાન કરીને હૃદયમાં કંઇક મંત્રનું ચિંતવન કરતાં એના આકર્ષણથી રત્નાભરણથી વિભૂષિત નાગેન્દ્ર પત્ની યોગીની આગળ હાજર થઈ. "શું આજ્ઞા છે ?" તે બોલી.

રાજા તરફ અંગુલી નિર્દેશ કરતો યોગી બોલ્યો. આ રાજાની આજ્ઞાનો અમલ કરો, મારી નહિ".

નાગાંગના યોગીની પાસેથી રાજાની આગળ હાથ જોડીને ઉભી રહી ને બોલી. "હે સ્વામી! હુકમ કરો તમારી કઇ આજ્ઞાનો હું અમલ કરૂ ? ફરમાવો !"

એ નાગેન્દ્ર પત્નીને જોઇ એની વાણીથી આશ્ચર્ય પામતો નરપતિ બોલ્યો. "ભદ્રે ! તું કોણ છે ? કેમ આવી છે ?"

" હું નાગરાજની પત્ની છું. યોગીરાજની શક્તિથી નાગલોકમાંથી અહીં આવું છું". તે સ્ત્રી બોલી.

યોગીની અપૂર્વ શક્તિ પર વિશ્વાસ કરતા રાજાએ

નમસ્કાર કરી તે સ્ત્રીને રજા આપી. નાગપત્નીના અદૃશ્ય થવા પછી રાજાએ યોગીને એકાંત સ્થળે લાવી કહ્યું. "તમારી આવી અપૂર્વ શક્તિ આશ્ચર્ય પમાડે તેવી છે, તમે જ્યારે આવી અદ્‌ભૂત શક્તિ ધરાવો છો તો મને એક પુત્ર આપો, મારાં દુઃખ દૂર કરો".

"હે રાજન્! મોટા માહાત્મ્યવાળા મારે એ કાર્ય શું હિસાબમાં છે? સમુદ્રનો પાર કરનારને ખાબોચીયાનો હિસાબ ન હોય. કૃષ્ણ ચતુર્દશીના દિવસે રાત્રિને સમયે ખડ્ગ હાથમાં ધારણ કરી તમારે એકલાએ પિતૃવનમાં આવવું. ત્યાં જ્વાલિની દેવી તમને પુત્ર આપશે. બીજી પણ તમારી અભિલાષા પૂરી કરશે. તેમજ તમારી સહાયથી મારી ઉપર પણ એ દેવી પ્રસન્ન થશે".

યોગીની વાત અંગીકાર કરી રાજાએ યોગીને વિદાય કર્યો. એ વાત મંત્રીઓએ જાણીને રાજાને કહ્યું. "મહારાજ! આપ એકાકી ત્યાં જાઓ એતો ઠીક નહિ એવા માયાવી યોગીનો વિશ્વાસ ન કરવો, જગતમાં જીવો તો કર્માધીન ને ભિન્ન ભિન્ન સ્વભાવવાળા હોય છે તેમાંય યોગીઓનો તો વિશેષ કરીને વિશ્વાસ કરવો નહિ".

તેમ છતાં રાજાએ યોગીની વાત અંગીકાર કરી હોવાથી કૃષ્ણ ચતુર્દશીની રાત્રીએ સંધ્યા સમયે પિતૃ વનમાં (સ્મશાનમાં) આવ્યો. યોગી પણ સર્વ સામગ્રી સાથે ત્યાં આવી દીપક પ્રગટાવી મંડલ આલેખી મંત્ર જપવા બેઠો. તેણે દેવતાઓને બલિ બાકુળ આપી રાજાને કહ્યું. "હે સાહસિક! દક્ષિણ દિશાએ જતાં મોટું વડલાનું વૃક્ષ આવે છે. એની શાખાએ એક શબ બાંધેલું છે તે લાવીને અહીં હાજર કર."

યોગીની વાણી સાંભળી રાજા એ દિશા તરફ વડલા

નજીક આવ્યો. વડલાની શાખા ઉપર ચઢી તેની સાથે બાંધેલા મૃતકના બંધ કાપી એ મૃતકને લઈ રાજા વડની નીચે ઉતર્યો. તે દરમિયાન મૃતક ફરીને એ શાખાએ જઇ વળગ્યું. રાજા ફરીને વૃક્ષ ઉપર ચઢયો મૃતકના બંધ કાપી મૃતકની સાથે નીચે ઉતર્યો.

રાજાના સાહસની પરીક્ષા કરતો એ મૃતકની અંદર રહેલો વ્યંતર બોલ્યો. "હે રાજન્ ! જો મારો પીછો નહિ છોડે તો હું તને મારી નાખીશ. ખંડ ખંડ તારા ટુકડા કરી ભૂતોને બલિદાન આપીશ." વ્યંતરના હાકોટવા છતાં રાજાએ પોતાનું મૌન છોડયું નહિ. વ્યંતરને કંઈ પણ જવાબ ન મલવાથી રાજાને ભયભીત કરવા માટે હજારો ભયંકર રૂપો પ્રગટ કરી ભયંકર ત્રાડો પાડવા લાગ્યો. તોપણ વ્યંતરની એ ભયંકરતા રાજાના હૃદયને લેશ પણ સ્પર્શી નહિ શકવાથી રાજાના સત્યથી પ્રસન્ન થયેલો વ્યંતર બોલ્યો.

હે વીર ! હે ધીર ! પોતાના કાર્યને પાર પાડનારાઓમાં તું મુગુટમણિ છે. તારા નિશ્ચયપણાથી હું પ્રસન્ન થયો છું. કિંતુ એક સત્ય વાત સાંભળ. રાજન્ ! તું પુત્રની આકાંક્ષાવાળો છું. છતાં પ્રસન્ન થયેલો આ યોગી તારી આશા પૂરશે નહિ. યોગી માયાવી છે, ને તું સરલ સ્વભાવી છે. તારા દેહનું બલિદાન કરી યોગી પોતાની વિદ્યા સિદ્ધ કરવા ચાહે છે. ઇંદ્રજાળથી નાગનારી બતાવવાથી તું તો એનો વિશ્વાસુ બની ગયો છે પણ એક દુર્જન શિરોમણિ યોગી તારે ત્યાગ કરવા યોગ્ય છે. માટે એ ખલનો વિશ્વાસ ન કરતાં હું કહું તે સાંભળ. ખળ પુરૂષો પોતાના અલ્પ કાર્ય માટે મહાન પુરૂષોને કષ્ટમાં ઉતારે છે. કોઢીયો મક્ષિકાના અભાવ માટે સૂર્યાસ્તને શું નથી ઈચ્છતો !

મૃગલાને તૃણમાં, મીનને જળમાં, તેમજ સજ્જન પુરૂષોને સંતોષમાં પ્રીતિ હોવા છતાં, શિકારી, ધીવર અને દુર્જનો એમના નિષ્કારણ વૈરી શું નથી થતા? પ્રાયઃકરીને સ્વામીનું મન નીચ-ખુશામતખોર તરફ આકર્ષાય છે કેમકે તેલથી દીપક જેવો તેજસ્વી દેખાય છે તેવો ઘીથી દેખાતો નથી. નિચજન પરના કાર્યનો નાશ કરવાને શક્તિવાન છે પણ કાર્યને સાધવા શક્તિવાન નથી. મુષક કપડાને ફાડવા-તોડવા સમજે છે, જોડવાને-સાંધવાને નહિ. માટે કંટકના સરખા દુર્જન તે તો દૂરથીજ તજવા.

હે રાજન્! મારા વચનથી સાત રાત્રી પછી સૂર્યના સ્વપ્નથી સુચિત તારે પુત્ર થશે. આ યોગી તારા શરીરનો નાશ કરીને પોતાનું કાર્ય સિદ્ધ કરશે માટે તું તારૂં ખડ્ગ એને આપીશ નહિ. તારા ખડ્ગના પ્રતાપે મારી સહાયથી તું એ યોગીને જીતી લઇશ. "એ વ્યંતરનાં વચન શ્રવણ કરી રાજા મૃતકની સાથે યોગી પાસે આવ્યો. યોગી મૃતકને જોઈ મનમાં ખુશ થયો.

યોગીએ રક્તચંદનનો મૃતકને લેપ કરી કણવીરની રક્ત પુષ્પની માળા આરોપણ કરાવી. મૃતકની પૂજા કરી મંડલમાં સ્થાપન કર્યા પછી રાજાને કહ્યું "હે નૃપ! હવે તમારૂ ખડગ મને આપો. કે જેથી ખડ્ગ આ મૃતકના હાથમાં ધારણ કરાવું."

વ્યંતરના વચનને યાદ કરી રાજાએ ખડ્ગ આપ્યું નહિ. યોગીએ રાજાને ઘણો સમજાવ્યો છતાં જ્યારે રાજાએ ખડ્ગ ન આપ્યું ત્યારે ક્રોધાયમાન થઇને યોગી રાજાને મારવા ધસ્યો ત્યારે રાજા યોગીને ગળચીમાંથી પકડતો બોલ્યો "પાપી! તારા જેવા સાધુને મારી મારૂં પુરૂષાર્થ કલંકીત કરીશ નહિ. માટે મારી નજરથી દૂર

થઈ તારા આત્માનું રક્ષણ કર" રાજાએ યોગીની નિર્ભર્ત્સના કરી મુક્ત કર્યો.

ભયથી વશ થયેલો યોગી રાજાને 'વ્રણસંહોરણા નામનો મણિ આપીને ત્યાંથી રાજાને ખમાવી પોતાના સ્થાનકે ચાલ્યો ગયો. રાજા પણ પ્રાતઃકાળ થતાં તો પોતાના રાજભુવનમાં આવી ગયો.

મંત્રીઓ વગેરે આગળ રાજાએ રાત્રી સંબંધી યોગીનું વૃત્તાંત કહી સંભળાવ્યું. રાજાનું વૃત્તાંત સાંભળી મંત્રીઓ ખુશી થયા. રાજાના આનંદ–હર્ષ નિમિત્તે નગરમાં મોટો મહોત્સવ કર્યો. નગરીના લોકોના આનંદની પણ વાત શી!

એ માયાવી યોગીનો વિચાર રાજાના ભોગે પોતાની વિદ્યા સિદ્ધ કરવાનો હોવાથી એણે માયા જાળ બિછાવી રાજાને બરાબર છટકામાં લીધો હતો પણ જેનું પુણ્ય જોર કરે છે તે બળવાન છે તેને દેવતાઓ પણ સહાય કરે છે આખરે તો ધર્મીનો જય અને પાપીનો ક્ષય એ જગમાન્ય સિદ્ધાંત સાચોજ ઠરે છે.

## ૨

## અગીયારમા ભવમાં·

આરણ દેવલોકમાં એકવીશ સાગરોપમનું આયુષ્ય પુરૂં કરી પૂર્ણચંદ્ર રાજાનો જીવ સાતમી રાત્રીને અંતે ગુણમાળા પટ્ટરાણીની કુક્ષિમાં ઉત્પન્ન થયો મહાદેવીએ તે સમયે સ્વપ્નાવસ્થામાં સંપૂર્ણ રીત્યા સુશોભિત અને તેજસ્વી અર્કમંડળ જોયું. સ્વપ્ન જોઇને જાગ્રત થયેલાં દેવીએ પ્રાતઃકાળે રાજાને પોતાનું સ્વપ્ન નિવેદન કર્યું. રાજાએ વ્યંતરના વચનને અનુસારે કહ્યું "દેવી! તમારે નયનને આનંદકારી રાજ્ય ભારને વહન કરનાર યોગ્ય પુત્ર થશે."

રાજાનાં એ અપૂર્વ વચન સાંભળી નવીન મેઘના

ઉદયે મયુરી જેમ પરમ આનંદ પામે તેવી રીતે હર્ષને ધારણ કરતી મહાદેવી ગર્ભનું સારી રીતે પાલન કરવા લાગી. સાતમે મહિને રાણીને દોહદ ઉત્પન્ન થયો. સમગ્ર સૈન્ય સહિત હું રાજ્ય લીલાનો અનુભવ કરતી વનક્રિડા કરવા જાઉં." રાજાએ રાણીની એ અભિલાષા પૂર્ણ કરી કેમકે સ્નેહના વશ થકી માણસ શું શું નથી કરતો ?

પટ્ટરાણી ગુણમાળા ગંધહસ્તિ ઉપર આરૂઢ થઇ, મંત્રીઓ એની આજુ બાજુએ રહ્યા, સામંત નરપતિઓ એની સેવા કરવા લાગ્યા, રમણીઓ એની સ્તુતિ કરવા લાગી. અદ્ભૂત દાન વડે દીન, અનાથ અને રંકજનોને સંતોષ પમાડતી, ભાટ ચારણો વડે બિરૂદાવળી બોલાવાતી નગરીની બહાર રાજાની સાથે અરણ્યમાં વનક્રીડા કરવા લાગી.

એ સમયે કરૂણ સ્વરે રૂદન કરતી કોઇક સ્ત્રીનો શબ્દ સાંભળી રાણી બોલી "હે સ્વામીન્! મને લાગે છે કે વિદ્યાધરી રૂદન કરે છે તો તેની પાસે જઇને કંઇક ઉપકાર કરીયે. કારણકે શાસ્ત્ર બોધને માટે, ધન દાનને માટે. જીવિત ધર્મારાધન માટે અને પંડિત પુરૂષોનું શરીર પરોપકાર માટે હોય છે."

રાણીનાં વચન સાંભળી બન્ને જણા શબ્દને અનુસારે તે સ્થળે ગયાં કે જ્યાં પ્રહારની પીડાથી આકૂળ વ્યાકુળ થયેલો વિદ્યાધર મહાવ્યથા અનુભવી રહ્યો હતો. તેની આગળ દિવ્ય સ્વરૂપા વિદ્યાધરી આંખમાંથી અશ્રુપાડતી રૂદન કરી રહી હતી. તેને જોઇને કરૂણાપૂર્ણ હૃદયવાળા રાજાએ યોગીએ આપેલા મણિને જળમાં પ્રક્ષાલિત કરી એ જલના સિંચન વડે ઘાવને રૂઝવી દેવાથી પ્રાપ્ત ચેતનાવાળો વિદ્યાધર સાવધ થઈ રાજાને કહેવા લાગ્યો. " અહો!

અમારો ભાગ્યોદય છે કે તમારા જેવા સજ્જનોનો અમને સમાગમ થયો."

"તમારા જેવા સત્પુરૂષોને વિધાતા પુણ્યના પરમાણુ-ઓથી બનાવે છે, તોપણ તમારા જેવા ભાગ્યશાળીને આફત ક્યાંથી? છતાં સંપત્તિ અને વિપત્તિ મહાન પુરૂષોને હોય છે, હીન પુરૂષને નહિ, ક્ષય અને બુદ્ધિ ચંદ્રને હોય છે અગણિત એવા તારાઓને નહિ. તો હે મિત્ર! તમને આ કષ્ટ શી રીતે પ્રાપ્ત થયું તે કહો."

રાજાની વાત સાંભળી વિદ્યાધરે પોતાનું વૃત્તાંત કહેવું શરૂ કર્યું. "હે સજ્જન્! દેવતાઓથી અધિષ્ઠિત વૈતાઢય પર્વતની ઉત્તર શ્રેણિમાં રત્નધર્મપુર નગરને વિષે જયંત રાજા રાજ્ય કરતો હતો તેનો જયવેગ નામે હું પુત્ર.

એ જ વૈતાઢયની ઉત્તર શ્રેણીના કુંભપુર નગરનો ધર-નામે રાજા હતો તેણે મારી મોટી બેનને મારા પિતાપાસે માગી પણ તેનું અલ્પ આયુષ જાણીને મારા પિતાએ કન્યા આપી નહિ. અને સચલપુરપતિ અનંતવેગ વિદ્યાધરને આપી. એ વૃત્તાંત જાણી કોપ પામેલો ધરરાજા મારાપિતા સામે યુદ્ધ કરવાને આવ્યો મોટું રણયુદ્ધ થયું તેમાં મારા પિતાએ ધરરાજને મારી નાખ્યો.

તેનો પુત્ર કિન્નર અમારા પર વૈરને ધારણ કરતો મને શત્રુનો પુત્ર જાણી છિદ્રને શોધતો તે સમયની રાહ જોવા લાગ્યો. એકદા મારી પ્રિયા સાથે ક્રીડા કરવાને તમારા નગરની સમીપે આ અરણ્યમાં આવ્યો. અહીંયાં મારી પ્રિયા સાથે ક્રીડા કરતો જાણી મને તીવ્ર પ્રહાર કરીને નાશી ગયો, તેના પ્રહારની પીડાથી હું મૂર્ચ્છિત થઈ ગયો, મારી આવી દશા જોઇ મારી પ્રિયા દુઃખથી રૂદન કરવા લાગી. તેનો રૂદન ધ્વનિ સાંભળી તમે આવી પહોંચ્યા તે પછીની હકીકત તો તમે જાણો છો."

જયવેગ વિદ્યાધરની હકીકત સાંભળી રાજા બોલ્યો "પ્રમાદીને અથવા તો કોઈને છેતરીને ઘા કરવો એ સજ્જનનું કામ નથી."

"હશે" તમારા જેવાનાં દર્શન થવાથી મારે તો આપદા પણ સંપદા રૂપ થઇ." રાજા એ પ્રકારે ઉપકાર માનતા વિદ્યાધરને તેની પ્રિયા સહિત પોતાના સ્થાનકે તેડી લાવ્યો, ત્યાં તેમનો સારી રીતે સત્કાર કર્યો. પટ્ટરાણી અને તે વિદ્યાધરીને સહીપણાં થયાં. રાજાની મહેમાનીનો સ્વાદ ચાખી વિદ્યાધર પોતાની પ્રિયા સહિત પોતાના સ્થાનકે ચાલ્યો ગયો.

પૂર્ણ સમયે સારા ગ્રહનો યોગ થયે છતે પટ્ટરાણીએ પુત્રનો જન્મ આપ્યો. વધામણિ આપનાર ચેટીને રાજાએ મુગુટને વર્જીને સર્વે આભરણ આપી દીધાં. રાજાએ મોટો જન્મ મહોત્સવ કર્યો. દીન અને રંકજનોને ખુબ દાન દીધાં. સ્વપ્નને અનુસારે રાજાએ સગાં સંબંધીની સાક્ષીએ એ પુત્રનું નામ રાખ્યું શૂરસેન.

પોતાના મિત્રને ત્યાં પુત્રનો જન્મ જાણી જયવેગ વિદ્યાધર પોતાની પ્રિયા સાથે ત્યાં આવી પહોંચ્યો. એમને જોઇને રાજારાણી પણ ખૂબ ખુશી થયાં. કુમારના અદ્ભુત રૂપથી પ્રસન્ન થયેલી રવિકાંતા વિદ્યાધરી પોતાના દિવ્ય આભરણથી એને શણગારવા લાગી છતી રાણીને કહેવા લાગી. "સખી! કોઈ નિમિત્તિયે મને કહ્યું છે કે તારે પ્રથમ ગર્ભે કન્યા આવશે, તેથી જો મારે પુત્રીનો જન્મ થશે તો એ કન્યાને હું આ કુમાર સાથે પરણાવીશ."

વિદ્યાધરીનું વચન સાંભળી રાણી બોલી. "પ્રિય સખી! દેહ માત્રથીજ આપણે જુદા છીએ મનથી નહિ. માટે તને જેમ રૂચે તેમ કરજે.

રાણીએ પણ વિદ્યાધરીનો દાન અને માનથી સારી રીતે સત્કાર કર્યો. માન, અને ખાન, પાન આદિ રાજાના સત્કાર અને સન્માનથી ખુશી થયેલાં વિદ્યાધર અને વિદ્યાધરી પોતાના રાજ્યમાં ચાલ્યાં ગયાં.

વૈતાઢયના પોતાના રમણીય નગરમાં રાજ્ય કરતા એ વિદ્યાધરને પોતાની વિદ્યાધરી સાથે ભોગોને ભોગવતાં પુષ્પ સુંદરીનો જીવ અગીયારમા સ્વર્ગથી ચ્યવી એ વિદ્યાધરીની કુક્ષીમાં કન્યારૂપે ઉત્પન્ન થયો. તે સમયે રવિકાંતાએ સ્વપ્નામાં મનોહર કાંતિવાળી મોતીની માળા જોઇ.

ગર્ભનું પોષણ કરતાં એ વિદ્યાધરીને અનુક્રમે પૂર્ણ માસે પુત્રીનો જન્મ થયો. સુંદર અંગોપાંગવાળી તે કન્યાને જોઈ માતા પિતા ખુશી થયાં, પુત્રીનો જન્મ મહોત્સવ કરી રાજાએ સ્વપ્નને અનુસારે એનું નામ રાખ્યું મુક્તાવલી.

સમયને જતાં કાંઇ વાર લાગતી નથી. કલાનો અભ્યાસ કરતાં શુરસેન મુક્તાવલી બંને અનુક્રમે યૌવનવયમાં આવ્યા. જીનેશ્વરની પૂજા અને સાધુજનની ભકિત કરતાં, ચંદ્રના જેવા ઉજવળ યશવાળાં, તે તીવ્ર વિષય કષાયથી રહિત લોકોને દર્શન વડે આનંદ આપનારાં થયાં.

એકદા જયવેગ વિદ્યાધર પોતાની વિદ્યાધરની સમૃદ્ધિને વિસ્તારતો પોતાના પરિવાર સહિત પુત્રીના લગ્ન માટે મિથિલા નગરીએ આવી પહોંચ્યો. સેના સહિત મોટા પરિવારવાળા વિદ્યાધરનું રાજાએ સન્માન કર્યું ને એમના, ઉતારા માટે વ્યવસ્થા કરી. રાજા, મંત્રીઓ, રાજપુરૂષો એમની સરભરા કરવા લાગ્યા. કુમાર અને કુમારીના વિવાહ નિમિત્તે નગરીને સુશોભિત કરી સ્વર્ગપુરી સમાન બનાવી. એક શુભ દિવસે મોટા મહોત્સવપૂર્વક કુમાર કુમારીનાં લગ્ન થઇ ગયાં. કરમોચન સમયે વિદ્યાધરે બહુ રત્ન અને

સુવર્ણથી કોટિ દ્રવ્ય દાન, આપ્યું તે પછી પુત્રીને સારી રીતે શિખામણ આપી પ્રિયા સહિત વિદ્યાધરરાજ પોતાના નગર તરફ ચાલ્યો ગયો.

માતા પિતાના વતન તરફ જવાથી વિદ્યાધરબાળા મુક્તાવલી શોક કરવા લાગી. માતા પિતાનો વિયોગ એને વારંવાર યાદ આવવાથી બાળા ઉદાસ રહેવા લાગી. કંઇપણ વિનોદના સાધનોમાં એને આનંદ આવતો નહિ. છતાં પૂર્વભવના સ્નેહથી રાજકુમાર નાજરની માફક એની આગળ હાજર રહી એના મનોવિનોદ માટે અનેક પ્રયત્ન કરતો હતો.

દેવદુર્લભ નાટક બતાવી એના મનને રીઝવવા તે પ્રયત્ન કરતો હતો. ગીત, નૃત્ય વગેરે અનેક મનોહર દશ્યો એના આનંદ માટે પ્રતિક્ષણે એની નજર સમક્ષ હાજર રહેતાં હતાં. અનેક વિજ્ઞાન ભર્યાં કૌતુકો વડે પણ એ વિદ્યાધરતનયાને રીઝવવાના પ્રયત્ન થતા હતા. પૂર્વના સ્નેહને આ ભવમાં અનેક રીતે એ બાળા સમક્ષ પ્રગટ કરતો શૂરસેન એના શોકને ભૂલવી સુખને ભોગવતો ક્ષણની માફક સમયને પસાર કરતો હતો. સમય જતાં વિદ્યાધરબાળા પણ માતા પિતાના વિયોગને ભૂલી કુમાર સાથે સુખમાં સમય વ્યતીત કરવા લાગી.

૩

## શૂરસેનને રાજ્યપ્રાપ્તિ

દેવ સમાન ભોગોને ભોગવતાં તેઓ બન્ને જતા એવા સમયને પણ જાણતાં નહિ. એક દિવસે સુખમાં કાળ નિર્ગમન કરતાં મુકતાવલીએ પોતાના સ્વામીને પ્રશ્ન પૂછયો કે, સ્વામિન્! વિજ્ઞાનની વૃદ્ધિ થાય અને મનને આનંદ આપે

તેવા વિનોદને માટે કંઇક પ્રશ્ન પૂછો. " મુકતાવલીનાં વચન સાંભળી કુમાર બોલ્યો.

" હે કાંતે ! વિશ્વનું જીવન શું ? સામર્થ્યને સૂચન કરનારૂ પદ કયું ? તેમજ તારા વદનની ઉપમા આપી શકાય એવી વસ્તુ શી ? એકજ શબ્દમાં ત્રણે જવાબ આવી જવા જોઇએ. "

પતિનો પ્રશ્ન સાંભળી મુકતાવલી બોલી. " કમલં " ' કું ' એટલે જળ, ' અલં ' એટલે સામર્થ્ય એ બન્ને મળી મુખની ઉપમા માટે શબ્દ થયો કમલ કેમ ખરૂને ' સ્વામી ! "

" બરાબર છે. હવે તમેજ પૂછો ત્યારે "

" સ્વર્ગત નક્ષત્રના જલથી છીપમાં શું પ્રગટ થાય ? એકપણ શત્રુઓને હણી નાખે શું ! ને મારા હૃદયનું ભૂષણ શું ! " મુક્તાવલીનાં વચન સાંભળી કુમાર બોલ્યો " " મુક્તાવલી. "

મુક્તા એટલે મોતી છીપમાં ઉત્પન્ન થાય, બળી માણસ શત્રુઓને હણી નાખે છે, તેમજ હૃદયનું ભૂષણ મોતીની માળા કહેવાય,

પુનઃ મુક્તાવલીએ પૂછયું. સમુદ્ર થકી હરિને શું મળ્યું ? કયું અન્ન પુષ્ટિ કારક નથી થતું ? આપના હાથ પગને કોની ઉપમા આપી શકાય ? "

જવાબમાં કુમાર બોલ્યો " હરિને સમુદ્ર થકી તાં કહેતાં લક્ષ્મી મળી, તેમજ નિરસ અન્ન પુષ્ટીકારક થતું નથી. હાથ પગને " તામરસ કહેતાં રક્ત કમલની ઉપમા આપી શકાય. "

" કામદેવ કોણ છે ? જગતનો આધાર કોણ છે ? કમલિનીને પ્રિય કોણ ? તેમજ મારા મનને મોહ પમાડ નાર કોણ ? "

જવાબમાં કુમાર બોલ્યો. " સુર કહેતાં દેવતા કામદેવ દેવ છે, સૂર કહેતાં સૂર્ય જગતનો આધાર છે કમલિનીને પ્રિય પણ સૂર્ય છે. કેમકે સૂર્યના કિરણો કમલિનીને વિકસ્વર કરે છે. ને મુક્તાવલીનો મનમોહન સુરસેન કુમાર છે."

એ પ્રમાણે શાસ્ત્રના વિનોદમાં એ નવ પરણીત યુગલ પોતાનો કાલ સુખમાં વ્યતીત કરતું હતું. દેવતાનાં માફક તેમને જતા એવા કાલની પણ ખબર પડતી નહિ.

અન્યદા નરસિંહ રાજા સ્નાન કાર્યથી પરવારી અલંકાર ધારણ કરવાને આરીસા ભુવનમાં આવ્યા. આરીસામાં પોતાના દેહની શોભાને જોતાં તેમને વૈરાગ્ય આવ્યો. "યૌવનવયમાં જે શરીર મજબુત, મનોહર હોય છે તેની વૃદ્ધાવસ્થામાં શી દશા થાય છે? ભ્રમરની કાંતિ સમાન શ્યામ કેશ પણ આ અવસ્થામાં કપાસના જેવા શ્વેત થઈ જાય છે. હાથના ગંડસ્થલની માફક જે જંઘાઓ યુવાની કાળમાં જણાતી હતી તે કીક જંઘા માફક અત્યારે કેવી દુર્બલ થઇ ગઇ છે? આવા અનિત્ય અને અસાર શરીરને માટે મેં અજ્ઞાનીએ અત્યાર લગી બહુ કષ્ટ ભોગવ્યું છતાં આત્મ હિત કર્યું નહિ. અરે! આ દુઃખપૂર્ણ સંસારમાં કાંઇ સુકૃત કર્યું નહિ."

એ રીતે ભાવના ભાવતાં નરસિંહ રાજાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું ને વૈરાગ્યથી રંગાયેલો રાજા પ્રત્યેકબુદ્ધ થયો. સિંહના જેવા પરાક્રમી રાજા પછી તો પંચ મુષ્ટિ લોચ કરી સંયમ ગ્રહણ કરવા તૈયાર થયો. દેવતાએ સાધુવેષ અર્પણ કરવાથી એ વેષને ધારણ કરી નરસિંહ રાજર્ષિ ગૃહરૂપ ગહવરમાંથી બહાર નિકળી પૃથ્વી ઉપર વિહાર કરતા ભવ્ય જનોને બોધ કરવા લાગ્યા.

પિતાની ત્યાગવૃત્તિથી શોક ગ્રસ્ત થયેલા કુમારને

મંત્રીઓએ સમજાવી તેનો રાજ્યાભિષેક કર્યો. રાજ્ય-સુખનો અનુભવ કરતાં સૂરસેન રાજાનો બહુ કાળ ચાલ્યો ગયો, ત્યારે મુક્તાવલી પટ્ટરાણીને ચંદ્રસેન નામે પુત્ર થયો. કુમાર ચંદ્રસેન પણ વૃદ્ધિ પામતો કલાઓનો પારંગામી થઇ યૌવનવયમાં આવ્યો. પિતાએ તેને આઠ રાજકન્યાઓ પરણાવી. તેની સાથે વિષય સુખ ભોગવતો ચંદ્રસેન પિતાની છાયામાં સુખમાં સમય પસાર કરતો હતો.

અન્યદા શરત્તકલ આવી પહોંચ્યો તે સમયે રાજા મંત્રીઓના કહેવાથી અશ્વોની પરીક્ષા કરવા માટે હયારૂઢ થઇને નગરની બહાર આવ્યો ત્યાં અશ્વોને દોડાવી એમના ગુણદોષની પરીક્ષા કરતાં મધ્યાહ્ન સમય થયો, ત્યારે તાપથી વ્યાકુળ થયેલો રાજા ત્યાં વૃક્ષની છાયામાં આરામ લેવાને માટે બેઠો.

તે સમયે સૂર્યની સામે દૃષ્ટિ સ્થાપન કરી ધ્યાન અને તપને કરતા મુનિ ઉપર દૃષ્ટિ પડતાં રાજા તરતજ એ મુનિ પાસે આવીને નમ્યો. મુનિની ઉગ્ર તપસ્યા વડે ભક્તિથી રોમાંચ અનુભવતો રાજા સ્તુતિ કરવા લાગ્યો.

સ્તુતિ કરી પરિવાર સહિત રાજા હાથ જોડી મુનિની આગળ બેઠા. મુનિએ પણ ધ્યાન પૂર્ણ કરી રાજાને ધર્મ દેશના આપી.

હે રાજન્ ! ડાહ્યો માણસ રોગની માફક ભોગમાં રક્ત થતો નથી. અસાર અને અસ્થિર ભોગોને રોગનું મૂળ તેમજ દુર્ગતિને આપનારા જાણીને તે તજી દે છે. ભોગ-વિષયો ભોગકાલે તો મધુરા હોય છે પણ એનાં પરિણામ દારૂણ–ભયંકર છે. હે રાજન ! દુઃખથી નિરંતર પીડા પામતા નારકીઓને ભોગ સામગ્રી હોતી નથી. વિવેક રહિત પશુઓને પણ તથાપ્રકારની સામગ્રીનો અભાવ હોય છે.

મનુષ્યમાં ભોગ સામગ્રી હોવા છતાં પ્રિય વિજોગ, શોકાદિ તેમજ અલ્પ કાળ માટેના ભોગો હોય છે. દેવતાઓને પણ ભોગ સામગ્રી શાશ્વતી હોતી નથી. એવા ભોગો પંડિતના મનને મોહ પમાડી શકતા નથી તો એ અસાર ભોગોનો ત્યાગ કરી તમારે આત્મહિત સાધી લેવું.”

મુનિની વાણી સાંભળી રાજા નગરમાં ચાલ્યો ગયો. મુનિના ગુણને નિશા સમયે પણ યાદ કરતો રાજા નિદ્રા વશ થઇ ગયો. બ્રાહ્મ મુહૂર્તે દેવ દુંદુભિથી રાજાની નિદ્રા નાશ પામી. મુનિને કેવળજ્ઞાન પ્રગટ થયેલું જાણી રાજા મોટા આડંબરથી મુનિને વાંદવા આવ્યો.

દેવતાઓથી મહોત્સવ પૂર્વક પૂજાતા મુનિને જોઇ રાજા અધિક હર્ષવાન થઈ કેવલીને નમી સ્તુતિ કરી બે હાથ જોડી મુનિના મુખમાંથી નિકળતા વાકયામૃતનુ પાન કરવા લાગ્યો.

એ સમયે કોઈ તેજસ્વી અને જય જય શબ્દ કરતો દેવપુરૂષ મુનિના ચરણમાં નમ્યો તેને જોઇને ખુશી થયેલા રાજાએ કેવલી ભગવાનને પૂછયું. “હે ભગવન્! આ કોણ પુરૂષ છે? આપની ઉપર અત્યંત ભક્તિવાળો છે એનું કારણ શું?

રાજાનો પ્રશ્ન સાંભળી કેવલી ભગવાને એ પુરૂષનું ચરિત્ર પર્ષદા આગળ સર્વના લાભને માટે કહેવું શરૂ કર્યું.

## ૪

## રાત્રિભોજનનું ફલ.

જેમ જેમ સમ્યકત્વ શુદ્ધ થાય છે તેમ તેમ દેવગુરૂ અને ધર્મ ઉપર શુદ્ધ ભક્તિરાગ જાગે છે તેમાંય વળી આ પુરૂષની ભક્તિનું કારણ હે રાજન! તું સાંભળ.

પદ્મખંડ નગરમાં ધનવાન ઈશ્વર અને ધનેશ્વર નામે બે વણિક મિત્રો રહેતા હતા. ઇશ્વર જૈન ધર્મમાં પ્રીતિ વાળો તેમજ રાત્રીભોજનના ત્યાગરૂપ વ્રતવાળો ધર્માનુરાગી હતો ત્યારે મિથ્યાત્વધર્મથી દુષિત ધનેશ્વર વિપરીત બુદ્ધિનો હોવા છતાં પણ બન્ને વચ્ચે કંઈક મિત્રતા હતી.

પ્રતિદિવસ દિવસના આઠમા ભાગે ભોજન કરવામાં તત્પર ઇશ્વરને જાણીને કદાગ્રહી ધનેશ્વર ધર્મની નિંદા કરવા લાગ્યો. "ઓહો! આ અજ્ઞાની ઈશ્વરની ચેષ્ટા તો જુઓ! દિવસમાં બે વાર ભોજન કરે છે પરન્તુ શાસ્ત્રમાં સદા પવિત્ર કહેલું નક્તવ્રત (રાત્રીભોજન) ક્યારે પણ કરતો નથી."

ધનેશ્વરની વાત સાંભળી ઈશ્વર બોલ્યો. "મિત્ર! કદાગ્રહમાં સાવધાન પણે ધર્મની નિંદા કરી આત્માને ભવ સાગરમાં ડુબાવનાર નિવિડ પાપકર્મ વડે તું શા માટે બંધાય છે? બુદ્ધિમાનોએ તો વિચાર કરીને પ્રવૃત્તિ કરવી જોઇએ. અલ્પ દોષ વાળાને આદરી બહુ દોષવાળું છોડી દેવું જોઇએ. ઓદનાદિક અલ્પદોષ વાળું ભોજન કરી મહાદોષવાળા માંસાદિકનો ત્યાગ કરવો. પરદ્રવ્ય હરણ, અને પરસ્ત્રીસેવન એ બહુ દોષવાળા પાપનો પણ ત્યાગ કરી શ્રાવકે સ્વદ્રવ્ય અને સ્વસ્ત્રીમાંજ સંતોષ ધારણ કરવો તેમજ રાત્રી ભોજન (નક્તવ્રત)માં તો પારાવાર દોષ હોવાથી વિવેકી પુરૂષે તેનો અવશ્ય ત્યાગ કરવો યોગ્ય છે.

રાત્રીભોજનના દોષોનો તો પાર નથી જ્યારે ગુણ એક પણ નથી અને અનેક જીવોની વિરાધના રાત્રી ભોજનમાં રહેલી છે. દિવસે ભોજન કરવાથી તૃપ્તિ ન થઇ તો રાત્રી ભોજન કરનારને તૃપ્તિ થશે નહિ.

રાત્રિ ભોજન જે પ્રાણી કરતો નથી તેનું જીવતર

અર્ધું તપમાં જાય છે તો રાત્રી ભોજનના દોષ જાણી એમાંથી નિવૃત્ત કરવી એ લાભકારી છે. છતાંય કદાગ્રહ ધારણ કરી જાણી જોઇને આડે રસ્તે દોરાવું એ ખુબજ નુકશાન કરનાર થશે. પેલા ગ્રામ્યપુત્રે ગધેડાનું પુછડુ પકડી રાખ્યું તો ગધેડાની લાતો ખાઇને મહાવ્યથાને પામ્યો તેમ મોટો કદાગ્રહ ધારણ કરવાથી અતિ દુઃખ સહન કરવું પડે છે ઇશ્વરની સત્યવાત સાંભળવા છતાં ધનેશ્વરે પોતાનો મમત્વ મૂકયો નહિ.

એ નક્તવ્રતમાં પ્રીતિવાળો ધનેશ્વર આર્તધ્યાને મરણ પામીને વાગોળમાં ઉત્પન્ન થયો ત્યાં મરણ પામી પાંચ વાર વાગોળનો ભવ પામ્યો, બે વાર ચામાચીડીયામાં ઉત્પન્ન થયો, બે વાર ઘુવડના ભવમાં, બે વાર શિયાળના ભવમાં ભમી મરણપામી વિશાળાપુરીમાં દેવગુપ્ત બ્રાહ્મણની નન્દા નામની પત્ની થકી પુત્ર પણે ઉત્પન્ન થયો. તે જન્મથીજ રોગી થયો એક રોગ મટે તો બીજા બે નવા ઉત્પન્ન થાય, મોતના મેમાન એવા તે પુત્રનું નામપણ ન પાડવાથી ગામમાં રોગ નામે તે પ્રસિદ્ધ થયો ને વિષ્ટામાં રહેલા કીડાની માફક તે વૃદ્ધિ પામવા લાગ્યો કારણકે દુઃખમાં પણ દિવસો તો જાય છેજ.

અન્યદા શ્રાવકના વ્રતને ધારણ કરનારો ઇશ્વર સંસારથી વૈરાગ્ય પામીને ચારિત્ર લેવાને ઉત્સુક થયો. શ્રી ધર્મેશ્વરગુરૂ પાસે દીક્ષા ગ્રહણ કરી પૃથ્વી ઉપર વિહાર કરતાં તે મુનિ વિશાલાપુરીમાં આવ્યા. પક્ષ ઉપવાસના પારણા નિમિત્તે નિકળેલા તે મુનિને પેલા દેવગુપ્ત બ્રાહ્મણે જોયા. તેમને નમસ્કાર કરી પ્રતિ લાભિત કરી પોતાના પુત્રના રોગનું કારણ પૂછયું.

હે ભાગ્યવાન! ગોચરીએ જતાં વાર્તા કરવાનો પણ

અમારો આચાર નથી. તોપણ તું ધર્મરૂપી ઔષધને આચર. એમ કહી મુનિ ચાલ્યા ગયા. પાછળથી પુત્રની સાથે તે બ્રાહ્મણ પણ એ મુનિની પાસે આવી ધર્મરૂપી ઔષધ પૂછવા લાગ્યો.

મુનિએ તેને ઉપદેશ આપતાં કહ્યું. "રોગની શાંતિને માટે પ્રથમ રોગનું કારણ જાણવું જોઇએ. એ કારણનો ત્યાગ કરવાથી તેમજ ઔષધરૂપી ધર્મનું સેવન કરવાથી સૌ સારૂ થશે, રોગના કારણભૂત, જીવહિંસા, અસત્ય, ચોરી મૈથુન અને પરિગ્રહ તેમજ રાત્રીભોજનને જાણી એને છોડી દેવાં.

પંચપરમેષ્ટીનો જાપ, કષાય અને ઈંદ્રિયનું દમન, યથાશક્તિદાન, પાપની નિંદા-ગર્હા, એ બધાં ધર્મૌષધ જાણવાં. જેના સેવનથી આરોગ્ય પ્રાપ્ત થાય છે." મુનિએ વિસ્તારથી ધર્મના સ્વરૂપનું વર્ણન કરવાથી બ્રાહ્મણ પુત્ર સહિત સમકિતને પામી શ્રાવકના વ્રતને પાલનાર થયો. કર્મને રોગનું મૂળ જાણી દૃઢ શ્રદ્ધાવાળા તેમણે ધીરજથી સહન કરતાં કાળ વ્યતીત કર્યો.

તેમની પરીક્ષા કરવાને પ્રથમ દેવલોકમાંથી બે દેવતાઓ વૈદ બનીને આવ્યા. તેમણે મધ, માંસ, માખણ અને દારૂથી મિશ્રિત દવાઓ ખવરાવવાના અનેક પ્રયત્ન કર્યા. છતાં તેઓ પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ. જેથી દેવતાઓએ પ્રસન્ન થઇ એ છોકરાને નિરોગી કર્યો. તેમનાં વખાણ કરી દેવતાઓ પોતાના સ્થાનકે ચાલ્યા ગયા. ત્યારથી લોકમાં અરોગ નામથી તે પ્રસિદ્ધ થયો.

તે અરોગ ધર્મમાં વિશેષ તત્પર રહીને અનુક્રમે મરણ પામી સ્વર્ગે દેવ થયો, તે દેવ અવધિજ્ઞાને મને ધર્માચાર્ય

જાણી નમવાને આવ્યો છે. મને કેવળી જાણીને તે વિશેષ કરીને નૃત્ય કરતો પોતાના હર્ષને જણાવવા લાગ્યો.

ઇશ્વર કેવલીના વચનથી રાત્રી ભોજનના અનેક દોષો જાણી અનેક લોકોએ રાત્રી ભોજનનો ત્યાગ કર્યો.

## ૫
## સૂરસેનની દીક્ષા

શ્રી ઈશ્વર કેવલીનો ઉપદેશ સાંભળી વૈરાગ્યવાન તેમજ પેલા દેવનો વૃત્તાંત સાંભળી સંસારના સ્વરૂપને વિચારતા રાજા સૂરસેન બે હાથ મસ્તકે લગાડતાં બોલ્યા. ભગવન્! આપને ધન્ય છે કે આપે વ્યાધિથી પીડાયેલા આ પુરૂષનો ઉદ્ધાર કર્યો. આ દેવ પણ કૃતજ્ઞ છે કે પોતાના ઉપકારી ગુરૂ ઉપર આવી અપૂર્વ ભક્તિ છે. મેં પણ સાધુ અને શ્રાવક ધર્મનું વ્યાખ્યાન સાંભળ્યું તેમાં મુનિ ધર્મ તો એકાંતે મોક્ષ આપનારો છે ત્યારે શ્રાવક ધર્મ સ્વર્ગાદિ સુખને કરનારો છે, તો હે ભગવન્! જો મારી યોગ્યતા હોય તો મને સંયમલક્ષ્મી આપો!"

રાજાની વાત સાંભળી મુનિ બોલ્યા. "રાજન્! તું ચારિત્ર લક્ષ્મીને યોગ્ય છે. તો પ્રતિબંધનો ત્યાગ કરી સંયમને ગ્રહણ કર!"

ગુરૂની વાણી સાંભળી રાજા નગરમાં ગયો, ત્યાં હર્ષવાન થયેલો રાજા મંત્રીઓ અને પત્નીને કહેવા લાગ્યો. "જલબિંદુની માફક આયુષ્ય ચપળ છે. સંયોગોનો અંત વિયોગમાં આવનારો છે. અર્થ છે તે અનર્થને કરનારા છે. સ્નેહ પણ દુઃખનું મૂળ છે. માટે વિદ્વાને સંસારમાં પ્રીતિ કરવી યુક્ત નથી. અનંત સુખને આપનાર મોક્ષ સ્વાધીન છતાં સ્વપ્ન અને ઇંદ્રજાલ તુલ્ય આ સંસાર સુખમાં કોણ

રતિ કરે ? તપથી પ્રાપ્ત થનારાં મુક્તીનાં સુખ પોતાને સ્વાધીન હોવા છતાં આ અસાર સંસારમાં કોણ રમે ?

માટે આ રાજ્ય, રમણી, હાથી, ઘોડા અને રથાદિક સર્વનો ત્યાગ કરી હું શ્રમણધર્મની ઉપાસના કરવાની ઇચ્છાવાળો થયો છું" સૂરસેન રાજાની વૈરાગ્યમયવાણી સાંભળી રાણી મુક્તાવલી એમાં અનુમતિ આપતી બોલી "હે સ્વામી ! આપની વાણી સત્ય છે. આપે ભોગો પણ ભોગવ્યા, મિત્રોને પણ સંતોષ્યા, સામંત વર્ગને ખુશી કર્યા. પુત્ર પણ વૃદ્ધિ પામ્યો. વિશ્વમાં કીર્તિ પણ વિસ્તાર પામી. નર જન્મનાં પુણ્ય ફલ આપે ભોગવ્યા ને હવે જો ચારિત્ર અંગીકાર કરીયે તો જગતમાં આપણને શું નથી પ્રાપ્ત થયું ?"

"માટે હે સ્વામી ! ક્ષણ માત્ર પણ હવે એ કાર્ય માટે વિલંબ ના કરો. સંયમ રૂપી નાવ વડે ભવસાગર ઉતરી જાઓ. કારણ કે ગુરૂનો જોગ પામવો દુર્લભ છે. વળી સારા કાર્યમાં વિઘ્નો પણ ઘણાં આવે છે."

રાણી મુક્તાવલીનાં વચન સાંભળી મંત્રી બોલ્યા. ધર્મી પુરૂષોને કોઇપણ વિઘ્ન કરી શકતું નથી."

રાજાએ ચંદ્રસેન કુમારને શુભમુહૂર્ત્તે પોતાની પાટે સ્થાપન કર્યો. નવા રાજાને શિખામણ આપી. "હે વત્સ ! નરકને આપનારા આ રાજ્યમાં આસક્તિ ન રાખવી. કારાગ્રહ સમાન અને પરાધીન એવા રાજ્યને પામી લોચન છતાં માણસ અંધ થઇ જાય છે. સત્તાના મદમાં ભાન ભૂલી જાય છે. વગર મદિરાએ પણ એ રાજ્ય ઉન્માદને કરનારૂં છે. તેમજ વગર સાંકળે પણ બંધન જેવું છે માટે તેમાં બહુ મુંઝાઇ જવું નહિ. પ્રજાને પુત્રની માફક પાળવી અને અનીતિ દુરાચારનો રાજ્યમાંથી નાશ કરવો મંત્રી-

ઓની હિતવાર્ત્તાનો અનાદર કરવો નહિ.” ઈત્યાદિક ઉપદેશ આપી રાજાએ જીનમંદિરોમાં અષ્ટાહ્નિકા ઉત્સવ કરી શ્રાવકના સમુહને, વસ્ત્ર, રૂપું, સુવર્ણ, મણિ માણેક વગેરેનું દાન આપી ચંદ્રસેન રાજાએ મહોત્સવ કર્યો છે એવા રાજાએ ગુરૂપાસે આવી પ્રિયા સહિત દીક્ષા ગ્રહણ કરી.

અનુક્રમે તેઓ રાજારાણી અગીયાર અંગનાં જ્ઞાતા થયાં. નિરતિચારપણે ચારિત્ર પામતાં રૂડી ભાવના વડે આત્માને નિર્મળ કરવા લાગ્યાં. તપરૂપી અગ્નિ વડે કરીને તેમણે મહાન ગાઢ કર્મ પણ બાળી નાખ્યા ને આત્માને પાપથી રહિત-શુદ્ધ કર્યો. જીનમતના જાણ એવા તેમણે મિથ્યાત્વ રૂપી વૃક્ષનો નાશ કરી રાગ અને દ્વેષરૂપ બન્ને શત્રુઓનો નાશ કર્યો.

આર્તધ્યાન અને રૌદ્રધ્યાન રૂપી ચોરો ચારિત્ર રૂપી ધનનું હરણ કરી જતા હતા. તેમને જીતીને વશ કરી લીધા. સંયમરૂપી સામ્રાજ્યલક્ષ્મીને પામતાં ત્રણ ગારવ રૂપી અરિત્રિકનો નિર્મમત્વરૂપી શસ્ત્ર વડે નાશ કરી નાખ્યો. ક્રોધાદિક ચારે કષાયોને પોતાના ચારિત્રના, પ્રભાવે મંદ પ્રતાપવાળા કરી દીધા. કામદેવના માહાત્મ્યનો વિદ્ધંસ કરી દીધો ને પ્રમાદાદિ દોષોને હઠાવી દૂર કર્યો. એ પ્રમાણે અપ્રમત્તપણે ચારિત્ર ધર્મનું આરાધન કરતા મોક્ષની લક્ષ્મી તેમણે નજીક કરી. દીર્ઘકાલપર્યંત ચારિત્રને પાળી અંત સમયે તેમણે એક માસનું અણસણ કરી દીધું.

નર ભવનું આયુષ્ય પૂર્ણ કરી રૂડા ચારિત્રના પ્રતાપે પ્રથમ ગ્રૈવેયકને વિષે ત્રેવીશ સાગરોપમના આયુષ્યવાળા અનુક્રમે તે બન્ને ઉત્તમ દેવ થયા અને ઇંદ્રની પદવીને પ્રાપ્ત થયા.

ચૌદ રાજલોકરૂપી પુરૂષના ગળા સ્થાનકે ગ્રૈવેયક

આવેલાં છે ત્યાં નવે ગ્રૈવેયકનાં ત્રણસે અઢાર વિમાન આવેલા છે. દરેક વિમાને જીન ભવન હોય છે. એ દેવતાઓ વિષય કષાયથી રહિત હોય છે. તે છતાં નીચેના દેવો કરતાં તેમને અનંતગણુ સુખ હોય છે. તેમને પુરૂષવેદોદય મંદ હોવાથી વિષય તરફ તેમનું મન જતું નથી અને તે વિષય રહિત હોય છે. તેઓ બે હાથથી અધિક શરીરવાળા અને શુદ્ધ શુકલલેશ્યાવંત હોય છે.

---

## પરિચ્છેદ ૭ મો

## પદ્મોત્તર અને હરિવેગ

### ૧

### વનમાલા

આ ભરત ક્ષેત્રમાં મધ્ય ખંડને વિશે ઉત્તર દિશાએ ગર્જનપુર નામે નગર હતું. એ નગરનો અધિપતિ સુરપતિ નામે મહાપરાક્રમી રાજા હતો. રાજાને સતી નામની પટ્ટદેવી હતી તે પટ્ટદેવીની કુક્ષીને વિષે શૂરસેન રાજાનો જીવ પ્રથમ ગ્રૈવેયકથી ચ્યવીને ઉત્પન્ન થયો. તે રાત્રીને વિષે હંસ અને સારસથી શોભાયમાન પદ્મકરને જોઇ રાણી જાગી. રાજા પાસે જઇ સ્વપ્નાનો પરમાર્થ પૂછ્યો. “ તમારે સુંદર અને તેજસ્વી પુત્ર થશે ” રાજાનાં એ વચન સાંભળી રાજી થયેલી રાણી સારી રીતે ગર્ભનું પાલન કરવા લાગી.

અનેક સારાસારા દોહદ થયા. સર્વે રાજાએ પૂર્ણ કર્યા. કંઇક અધિક નવમાસ વ્યતિક્રમ્યા ત્યારે શુભ ગ્રહ અને સારા નક્ષત્રના યોગે નયનને આનંદ કારી એવા મનોહર પુત્રનો જન્મ આપ્યો, નિવેદન કરનારી ચેટીને રાજાએ

ખુબદાન આપી દાસીપણામાંથી મુક્ત કરી મોટો વર્ધાપન મહોત્સવ કર્યો.

વર્ધાપન મહોત્સવ કરી રાજાએ પુત્રનું નામ પાડયું પદ્મોત્તર.

દ્વિતીયાના ચંદ્રની જેમ વૃદ્ધિ પામતો તે કલાઓમાં વિશારદ થઈ દુનિયાને આશ્ચર્યકારી યૌવનવયમાં આવ્યો. વૈભવ, ઐશ્વર્ય, અને ઠકુરાઈ હોવા છતાં દયાલુ, દાનેશ્વરી, સજ્જનપ્રિય, શાંત, દાંત, સૌમ્યમૂર્ત્તિ, અને દાક્ષિણ્યવાન હતો. મિથ્યાત્વીના કુળમાં ઉત્પન્ન થવા છતાં યજ્ઞની વાત પણ એને રૂચતી નહિ. બ્રાહ્મણનું ઔચિત્ય પણ માત્ર પિતાના ચિત્તની અનુકૂળતા માટે કરતો હતો. બ્રાહ્મણોના પુરાણોની કલ્પનાકારી કથાઓ પણ એના ચિત્તને ઉદ્વેગ કારી થતી હતી. બ્રાહ્મણોના વાતાવરણમાં વૃદ્ધિ પામેલો હોવાથી તે જૈન ધર્મથી વંચિત હતો, કારણકે ઝવેરીના સંસ્કાર વિના શુદ્ધ મણિ પણ નિર્મળપણાને પામે છે કે !

વૈતાઢય પર્વતની દક્ષિણ શ્રેણિમાં સુભૌમપુર નામે નગરનો અધિપતિ તારવેગ નામે રાજા હતો તેની કમલમાલા નામે રાણીથકી મુક્તાવલીનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો, સ્વપ્નામાં સિંહના બાળકને જોવાથી તેનું નામ રાખ્યું હરિવેગ. અનુક્રમે વિદ્યાધરની લક્ષ્મીથી લાલનપાલન કરાતો હરિવેગ યૌવન વયમાં આવ્યો.

એ સમયે મથુરા નગરીના ચંદ્રધ્વજ નામે રાજાને બે સ્ત્રીઓથકી એકએક પુત્રી થઇ. શશિલેખા અને સૂર્યલેખા, એ બન્ને પુત્રીઓ જ્યારે યૌવન વયમાં આવી. ત્યારે પિતાએ એમનો સ્વયંવર કર્યો. દેશદેશના રાજકુમારોને આમંત્રણ કરવાને દૂતો રવાને થયા, એક દૂત ગર્જનપુર

નગરે આવી સુરપતિ રાજાને વિનંતિ કરી સ્વયંવરની હકીકત કહી સંભળાવી કુમારને માટે આમંત્રણ કર્યું.

પિતાની આજ્ઞાથી પદ્મોત્તર કુમારે પોતાના પરિવાર સહિત મથુરા નગરી તરફ પ્રસ્થાન કર્યું. પ્રયાણ કરતાં વન, પર્વત, નદી, વાવ, શહેર અને નગરોનું નિરીક્ષણ કરતાં તેઓ વનમાં રહેલા મહોદય નામે તાપસાશ્રમ નજીક આવ્યા, ખજુરી, નાળીયેર, દ્રાક્ષ, પુન્નાગ, નાગરવેલ, નારંગ અને સહકારાદિક અનેક વૃક્ષરાજીથી શોભી રહેલા આશ્રમને જોઇ કુમારે ત્યાં પડાવ નાખ્યો અને પોતે તાપસાશ્રમમાં તાપસપતિને નમવાને આવ્યો.

તાપસપતિને નમી એમની સામે બેઠા, તે વારે તાપસપતિ પણ એને ઉત્તમ અતિથિ જાણી (સુરપતિ નૃપ પુત્ર) એને લાયક એક મનોહર કન્યાને બોલાવી કુમાર આગળ હાજર કરી. એ મનોહર બાળાનું રૂપ સૌંદર્ય જોઈ કુમાર દિગ્મૂઢ થઈ વિચાર કરવા લાગ્યો "અરે! શું આતે નાગ કન્યા કે પાતાળ કન્યા, અને તેય રૂષિ આશ્રમમાં ક્યાંથી?

કુમારને શંકાશીલ ને વિચારમાં પડેલો જાણી તાપસપતિએ એનો ખુલાસો કરવા માંડ્યો. કુમાર પણ એ કન્યા સંબંધે વૃત્તાંત સાંભળવા લાગ્યો.

"ઉત્તર દિશાએ સુરભિપુર નગરમાં વસંત રાજા રાજ્ય કરતો હતો તેને પુષ્પમાલા આદિ ઘણી રાણીઓ હતી. પુષ્પમાલાને ગુણમાલા નામે પુત્રી થઈ. રાજકુમારી ઉપર રાજાને અપૂર્વ પ્રેમ હોવાથી યૌવનવયમાં અનેક રાજકુમારો એને વરવાને આતુર છતાં રાજાએ પોતાની કન્યા કોઇને આપી નહિ.

એકદા ચંપાનગરનો યુવરાજ શુકકુમાર મોટા સૈન્ય સાથે ફરતો ફરતો ત્યાં આવ્યો. રાજાએ એનો આદરસત્કાર

કર્યો. શુકકુમારના મંત્રીઓએ સારી રીતે રાજાને સમજાવવાથી રાજાએ પોતાની ગુણમાલા પુત્રી ગુણવાન શુક રાજકુમાર સાથે પરણાવી દીધી.

રાજાએ આપેલા રાજભુવનમાં પ્રિયા સાથે નિવાસ કરતા રાજકુમારમાં સ્થિરતા, ગંભિરતા, દાક્ષિણ્યતા, આદિ અનેક ગુણો હોવા છતાં ચંદ્રમામાં કલંકની માફક એક દૂષણ હતું તેને મૃગયાનું વ્યસન ખુબ લાગેલું હોવાથી રોજ દૂરદૂર તે શિકાર કરવાને જંગલમાં જઇ, અનેક નિર્દોષ પ્રાણીઓને હણી નાંખતો હતો.

રાજાએ પોતાના જામાતાને બોધ કરવા માટે સુમુખ નામના એક ભટ્ટને આજ્ઞા કરી, સુમુખે શુકકુમારની પાસે આવી ઉપદેશ આપવા માંડ્યો, "ઉત્તમ જનોએ જગતમાં લજ્જાકારી એવું આ પ્રાણીવધનું પાપ શા માટે કરવું જોઇએ? દીન, અનાથ અને પ્રમાદી તેમજ નાશી જતા જીવોને પાછળ પડીને ઘા કરવો એ ક્ષત્રિય કુલાચાર ન કહેવાય રાજકુમાર!

અન્યને પીડા કરવાથી વિવિધ પ્રકારની વ્યાધિઓ પ્રાણીઓને ભોગવવી પડે છે, અકાલે મરણ આવે છે. બીજાના પ્રાણોનો વિયોગ કરવાથી પોતાને વિરહાગ્નિથી દહન થવું પડે છે. ગર્ભપાત કરનાર, બાળકની હત્યા કરનાર ભવોભવ અપત્યરહિત થાય છે. એકના પ્રાણનો નાશ થાય છે ત્યારે એના ભોગે બીજાને આનંદ થાય છે. એકનું ઘર બળે છે ત્યારે બીજો મૂર્ખ એને અજવાળુ માની ખુશી થાય છે. મુળમાં તૃણ નાખેલા શત્રુને પણ શૂરવીરો અભય આપે છે ત્યારે આ તૃણ ભક્ષણ કરનારા પશુઓને મારી નાખવા એમાં કઈ નીતિ છે? અરે! શૌર્ય પણ શું?"

એ ભટ્ટનો ઉપદેશ સાંભળી કુમાર કાંઇક નિવૃત્તિ

પામ્યો પણ મનથી એણે ત્યાગ કર્યો નહિ, એકદા પિતાએ મોકલેલા પુરૂષોના કહેવાથી કુમાર રાજાની રજા લઈ પોતાની આસન્ન પ્રસૂતા પત્નીની સાથે પોતાના નગર તરફ ચાલ્યો. તે પ્રયાણ કરતાં આ તાપસાશ્રમની નજીક આવી પહોંચ્યો.

અનેક વનચર પશુઓને કિલકિલાટ કરતાં જોઈ શુક કુમારની મૃગયાવૃત્તિ સતેજ થઈ, તે પોતાના અશ્વને એ પશુઓ તરફ દોડાવ્યો, દૈવયોગે માર્ગમાં તૃણથી આચ્છાદિત એક ખાઇમાં અશ્વ પડી ગયો અશ્વના દબાણથી કુમાર મહાવ્યથાને પામ્યો, એના સુભટો હાહાકાર કરતા આવી પહોંચ્યા તેમણે કુમારને ખાઈમાંથી બહાર કાઢ્યો. પતિના દુઃખની વાત સાંભળી ગુણમાલા પણ હાહાકાર કરતી પોકાર કરવા લાગી, એની માતા અને પિતાને સમાચાર મલવાથી તે પણ ત્યાં આવી પહોંચ્યા છતાંય બે દિવસ મહાવ્યથા ભોગવી કુમાર ઘાની પીડાથી મૃત્યુ પામી ગયો મૃગયારૂપી પાપનું ફળ એ રીતે એને તરતજ પ્રગટ થયું, ગુણમાલા પતિની સાથે બળી મરવાને તૈયાર થઇ પણ એના માતાપિતાએ એને સમજાવી શાંત કરી, એ રૂદન કરતી પુત્રીના દુઃખથી દુઃખી થયેલાં રાજારાણી આ તપોવનમાં કુલપતિની પાસે આવ્યાં.

કુલપતિએ તેમને વૈરાગ્યનો ઉપદેશ કરી શાંત કર્યા. એ ઉપદેશથી સંસાર પરથી ઉદાસ થઇ ગયેલાં રાજારાણીએ તાપસી દીક્ષા લેવાનો વિચાર કર્યો, મોટા પુત્રને રાજ્ય પર સ્થાપન કરીને તે પછી વસંતરાજ, પુષ્પમાલા અને આસન્ન પ્રસૂતા ગુણમાલાએ દીક્ષા ગ્રહણ કરી.

કેટલાક દિવસ પછી ગુણમાલાએ મનોહર પુત્રીનો જન્મ આપ્યા બાદ શૂલ રોગની વ્યાધિથી પીડાતી તે કાલ-

ધર્મ પામી ગઇ, પુત્રીના મરણથી દુઃખી થયેલી પુષ્પમાલાએ સ્તનપાનવડે તે મનોહર બાલિકાને ઉચ્છેરવા માંડી. વનમાલા નામે વૃદ્ધિ પામતી એ બાળા નવીન યૌવનને આંગણે આવી.

વસંતમુનિને પોતાના પદે સ્થાપન કરી કુલપતિ પણ સ્વર્ગે ગયા. પુષ્પમાલા પણ દૈવવશાત્ કાળધર્મ પામી ગઇ, તે વસંતમુનિ હું પોતે.

મારા ગુરૂએ મને કહેલું હતું કે 'આ બાળાનો જે પતિ થશે તે મોટા મહારાજ–રાજાધિરાજ થશે' તો આ બાળા વનમાલાને ગ્રહણ કરી મને આ મોહ બંધનમાંથી હે કુમાર! તું મુક્ત કર.

વસંત રાજર્ષિનું વચન અંગીકાર કરી કુમારે આશ્રમમાં વિવાહની યોગ્ય સામગ્રી મેલવી વનમાલા સાથે પાણિગ્રહણ કર્યું વસ્ત્ર આભરણ કંઇક હતાં તે વનમાલાને આપી દીધાં. તેમજ પોતાનાં આભરણ અને સિદ્ધ વૈતાલિ વિદ્યા મુનિએ કુમારને આપી, એ રીતે એક મહાન ઉપાધિમાંથી રૂષિ મુક્ત થયા.

એ નવોઢા પ્રિયા સાથે કેટલાક દિવસ ત્યાં સ્થિરતા કરી પછી રૂષિની–કુલપતિની અનુજ્ઞા મેલવી પદ્મોત્તરકુમાર મથુરાને માર્ગે ચાલ્યો.

## ૨

## મથુરા નગરીમાં

પદ્મોત્તરકુમાર મથુરા નગરીમાં આવી પહોંચ્યો, રાજાએ તેનું સન્માન કરી તેના નિવાસ માટે ગોઠવણ કરી. દેશદેશના રાજાઓ અને રાજકુમારો આવ્યા હતા, આખુય

નગર તેમજ આસપાસનાં ઉદ્યાન અને વન માણસોથી ઉભરાઈ ગયાં.

સ્વયંવરના સમયે મંડપ અનેક રાજકુમારો અને રાજાઓના ઝળહળાટથી ખળભળી રહ્યો. હીરા, માણેક, મોતી અને રત્નોથી વિભૂષિત રાજકુમારોના તેજનો પાર નહોતો, પોતપોતાના મંચ પર ગોઠવાયેલા રાજકુમારો અને રાજાઓના મનમાં કંઇકંઇ અભિલાષાઓ તોફાને ચઢેલી હતી. રાજ્યકન્યાને વરવાની ઘેલછામાં તેઓ તેના આગમનની માર્ગ પ્રતીક્ષા કરી રહ્યા હતા.

યથા સમયે બન્ને કન્યાઓ હાથમાં વરમાલને ધારણ કરી મહા કીમતી વસ્ત્રાભરણમાં સજજ થઇને ગજગામિની ચાલે ચાલી મંડપમાં આવી પહોંચી. સખીઓથી વીંટળાયેલી એ બાળાઓ પોતાના સૌંદર્યથી અને ગૌરવથી સભામંડપને ક્ષોભ ઉત્પન્ન કરતી, બધા રાજકુમારોને રૂપના જાદુથી સ્થંભિત કરતી મંડપમાં પોતપોતાના મંચ પર રહેલા રાજકુમારોનું અવલોકન કરવા લાગી. રાજકુમારોનો ઉપરનો ભપકાદાર ઠઠેરો જોઇ બાળાઓ મનમાં જરીક હસી.

દાસીએ નિવેદન કરેલા રાજકુમારોનો ત્યાગ કરતી બન્ને બાળાઓ પદ્મોત્તર કુમાર બેઠા હતો ત્યાં આવી પહોંચી. સર્વાંગ સુંદર પદ્મોત્તર કુમારને જોઇ બન્ને બાળાઓની દૃષ્ટિ ત્યાં સ્થિર થઈ ગઇ ને એ પુરૂષ સૌંદર્યમાં મુગ્ધ થયેલી બાળાઓની વરમાળ એ પુરૂષ તરફ આકર્ષાતી એના કંઠમાં પડી.

એકજ નરને બન્ને બાળાઓ વરવાથી મંડપમાં ખુબ ખળભળાટ પેદા થયો. રાજાઓ અને રાજકુમારો જાણે કે

પોતાનું ભારે અપમાન થઇ ગયું હોય તેમ રોષથી હલમલી રહેલા શસ્ત્રો સંભાળવા લાગ્યા.

સાકેતપુરપતિ વિદુરરાજા રાજકુમારોને ઉશ્કેરતો બોલ્યો, " અરે ! આ રાજાએ જો પદ્મોત્તરને બન્ને કન્યાઓ આપવાની હતી તો અન્ય રાજકુમારોને અપમાન કરવા શામાટે બોલાવ્યા ? એ રાજાએ તો આપણાં નાક કાપ્યાં. "

રાજાઓ પોતપોતાના સૈન્ય સહિત રણસંગ્રામ માટે આતુર થયા છતા પદ્મને મારવાને તૈયાર થઇ ગયા, જેથી ચંદ્રધ્વજ રાજાપણ પોતાના સૈન્ય સાથે કુમારની પાસે આવ્યો. ચંદ્રધ્વજને રણ કરવાને ઉત્સુક જાણી સાકેતપુરપતિનો એક વિદ્વાન દૂત તેમની પાસે આવી વિનંતી કરવા લાગ્યો.

" રાજન્ ! એક કન્યા તમે ગમે તે રાજકુમારને આપી રાજાઓના કોપનું નિવારણ કરો નહીતર સર્વે રાજાઓના કોપથી તમારા જામાતાનું જીવન જોખમાતાં વાર લાગશે નહિ. જે કાર્ય સરળતાથી સિદ્ધ થઈ શકે છે તેને માટે અનેક પુરૂષરત્નનો ક્ષય કરવો એ શું ડાહપણનો માર્ગ છે ? ગમે તેવો શૂરવીર પણ એકલો હોય તો અનેક સુભટોથી તેનો પરાભવ શકય છે કારણકે કીડીઓનો સમુદાય પણ સર્પને તાણી જાય છે. બળવાન અને તેજસ્વી સૂર્યને વાદળનો સમુહ શું આચ્છાદિત નથી કરતો ! માટે વિચાર કરીને કાર્ય કરવામાં ડહાપણ છે. " દૂતની વાણી સાંભળી રાજકુમારે તેનો તિરસ્કાર કરી કાઢી મુકયો. ચંદ્રધ્વજ રાજા અને તેના સૈન્યને અટકાવી પોતે એકલોજ રથારૂઢ થઇ રણ સંગ્રામમાં ધસી આવ્યો.

અનેક રાજા અને તેમના સૈન્યના સમુદાયે આ એકાકી રથારૂઢ રાજકુમારને જોયો. તે રાજા વિદુર અટ્ટહાસ્ય કરતો

બોલ્યો. "અરે ! બાલક ! નાશી જા ! નાશી જા ! પીઠ બતાવતા તને અમે કદાપિ મારશું નહિ." વિદુરનૃપની વાણી સાંભળી કંઇક હસીને પદ્મોત્તર બોલ્યો. રાજન્ ! રણમાં યુદ્ધ કરવાને આવેલો નર–પુરૂષ કદાપિ પુંઠ ફેરવતો નથી, તમારી તાકાત અજમાવો ! તમારી અભિલાષા પૂરી કરો."

પછીતો રણ સંગ્રામની શરૂઆત થઈ ને કુમારે સિદ્ધ વૈતાલીનું સ્મરણ કર્યું. તે વિદ્યાના પ્રભાવથી શત્રુઓ જે જે શસ્ત્રો છોડતા તે શસ્ત્રોથી તે પોતેજ હણવા લાગ્યા. કુમારની આ અપૂર્વ શક્તિથી શત્રુરાજાઓ કુમારના ચરણમાં પડયા. કુમારનો જયજયકાર થયો કુમારે સિદ્ધ વૈતાલી વિદ્યા સંહારી લીધી.

ચંદ્રધ્વજ રાજાએ વિદુરાદિક રાજાઓનું સન્માન કરીને વિદાય કર્યા ને બન્ને કન્યાઓ સાથે કુમારનો વિવાહોત્સવ થયો. મોટી ધામધુમપૂર્વક એ વિવાહ પ્રસંગથી સારાય નગરમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો. ચંદ્રધ્વજ રાજાના આગ્રહથી કેટલોક કાળ કુમાર શ્વસુરનગરમાં રહ્યો. ત્યાં બન્ને મનમોહક મોહના સાથે વિવિધ પ્રકારે સુખને ભોગવવા લાગ્યો.

અન્યદા શ્વસુરની રજા લઇને કુમાર બન્ને પ્રિયાઓ સાથે પોતાના પરિવાર સહિત પોતાના નગર તરફ ચાલ્યો. પોતાના સૈન્યથી પૃથ્વીને આચ્છાદિત કરતો ક્રમે કરીનેપોતાના નગરમાં આવ્યો. રાજાએ મોટો પ્રવેશ મહોત્સવ કર્યો. ને ભાગ્યવાન રાજકુમારને રાજાએ યુવરાજ પદવીથી વિભૂષિત કર્યો. એ વિશ્વવલ્લભ કુમાર પુણ્યનાં મધુરાં ફલને ભોગવતો પિતાની છાયામાં પોતાનો સમય નિર્ગમન કરવા લાગ્યો.

## ૩

## મેલાપ

રજતમય વૈતાઢય પર્વતની પહેલી મેખલાએ ઉત્તર દક્ષિણે વિદ્યાધરોની બે શ્રેણિઓ રહેલી છે એ શ્રેણિઓમાં રાજધાની સહિત સાઠ અને પચ્ચાસ નગરો આવેલાં છે. ઉત્તર શ્રેણિની અંદર ગગનવલ્લભ નામે મનોહર અને દેવોની ભૂમિ સરખુ રમણીય નગર આવેલું છે. ત્યાંના રાજા કનકકેતુની કનકાવતી અને રત્નાવતી નામે બે રાણીઓ થકી કનકાવલી અને રત્નાવલી નામે બન્ને પુત્રીઓ યૌવન-વયમાં વિહાર કરી રહી હતી. સખીઓ સાથે ક્રીડા કરતી એ મનોહર બાળાઓની ખ્યાતિ બન્ને શ્રેણિઓમાં પુષ્પમાં સુવાસની જેમ પ્રસરી ગઇ. કારણકે જગતમાં રૂપનાં જાદુ અદ્દભૂત હોય છે.

નિમિત્તિયાએ એ બાળાઓની ભાગ્યરેખા જોઇ કહેલું કે જે એક બાળાનો પતિ થશે તે એક શ્રેણિનો અધિપતિ થશે, ને બન્ને બાળાઓનો થનાર પતિ બન્ને શ્રેણિનો અધિપતિ થશે. ”

એ મનોહર લાવણ્યની પ્રતિમા સમી બાળાઓ માટે રાજાએ સ્વયંવરની રચના કરી. સ્વયંવરમાં આવેલા અનેક વિદ્યાધરોમાંથી એ બન્ને બાળાઓ હરિવેગ કુમારને વરી ને મોટા મહોત્સવપૂર્વક તેમનો વિવાહ ઉત્સવ ઉજવાયો. શ્વસુરના આગ્રહથી હરિવેગ થોડા દિવસ રોકાઇને પછી તેમની રજા લઇ પોતાના નગરે પ્રિયાઓની સાથે આવ્યો પુત્રને કવચ ધારી, ભાગ્યશાળી ને રાજભોગોને યોગ્ય જાણી એનો પિતા તારવેગ વૈરાગ્યને ધારણ કરતો મનમાં વિચાર કરવા લાગ્યો.

" મનુષ્યપણામાં પણ વિદ્યાધરની ઋદ્ધિ મોટા ભાગ્યે મલે છે તેમાંય મારો પુત્ર તો ભાગ્યશાળી છે કે તે બન્ને શ્રેણિનો અધિપતિ થશે એ બન્ને બાળાઓ અનેક વિદ્યાધર નરેશોનો ત્યાગ કરી મારા પુત્રને વરી એમાં એક પુણ્યજ પ્રધાન કારણ છે. ભવાંતરના મોટા તપ સિવાય આવી સમૃદ્ધિ ન મળે. કેમકે જ્ઞાનીનું વચન અન્યથા થશે નહિ. તો એના પૂર્વભવની વાત જ્ઞાનીને પૂછું. "

રાજા તારવેગના મનમાં એ પ્રકારના વિચારો ઉદ્ભવતાંજ કેવલી ભગવાન શ્રીતેજ નગરીની બહાર નંદનવનમાં સમવસર્યા. એ વધામણિ સાંભળી રાજા પુત્રકલત્રાદિક પરિવાર સાથે ભગવાનને વાંદવાને આવ્યો. કેવલીને વાંદી તેમની ધર્મ દેશના સાંભળી રાજાએ હરિવેગનો પૂર્વભવ પૂછયો.

કેવલી ભગવાને શંખરાજા અને કલાવતી રાણીથી શરૂ કરી પદ્મોત્તર અને હરિવેગ સુધીના સર્વે ભવ તથા તેમની કરેલી ધર્મ કરણી કહી સંભળાવી. એ ધર્મ કરણીથી પુણ્યાનુબંધીપુણ્ય બંધાય છે તેનાં આ બન્નેનાં પ્રગટ ફળ છે. એ રીતે પુત્રના ચરિત્રથી વૈરાગ્ય પામેલા તારવેગ રાજાએ પુત્રને રાજ્ય અર્પણ કરી ચારિત્ર અંગીકાર કર્યું. હરિવેગે પણ ગુરૂના મુખથી પદ્મોત્તર કુમારની હકીકત જાણી લીધી. ધર્મરહિત પદ્મોત્તર પોતા થકી ધર્મ–સમ્યકત્વ પામશે એ બીના પણ કેવલી ભગવાને કહી સંભળાવી. કેવલી ભગવાન વિહાર કરી ગયા. હરિવેગ પણ કેવલી ભગવાનને નમી પોતાને સ્થાને ગયો.

પરાક્રમે કરીને અદ્વિતીય હરિવેગ નરપતિએ પોતાના અતુલ તેજ વડે કરીને વિદ્યાધરની બન્ને શ્રેણિઓને તાબે કરી ચક્રવર્તી રાજા થયો.

એકદા પોતાના સ્નેહી પદ્મોત્તર કુમારને મલવા માટે ગર્જનપુર નગર તરફ જવા માટે હરિવેગે મંત્રીને રાજ્યની ચિંતા ભળાવી મોટા પેટવાળો માર્જાર વિકુર્વી તેની સાથે સામાન્ય રૂપમાં ગર્જનપુરના બજારમાં ઉપસ્થિત-પ્રગટ થયો.

રાજમાર્ગમાં ઉભા રહેલા એની આસપાસ અનેક વિપ્રો તેમજ અન્ય લોકોનું જુથ વીંટળાઇ ગયું પણ પેલા માર્જારની એક લાખ ટકા કીમત સાંભળી બધા પાછા પડયા. અન્તે તે પુરૂષ રાજસભામાં આવી પહોંચ્યો.

કુમાર પદ્મોત્તરના હૃદયમાં આ પુરૂષને જોતાં સ્નેહના અંકુરો પ્રગટ થયા. તેણે આ પુરૂષનું સ્વાગત કરતાં સ્થૂલ કાલ માર્જારને જોઈ પૂછયું.

" હે સુંદર ! આ તમને કયાંથી મલ્યો ?"

" મારી ભક્તિથી પ્રસન્ન થયેલા દેવતાએ આ માર્જાર-રત્નની મને ભેટ કરી છે એનામાં ઘણા ગુણો રહેલા છે. એક લાખ દીનાર આપે તેજ આને લઇ શકે છે." પેલા પુરૂષે-વિદ્યાધરે કહ્યું.

" એનામાં એવા કયા ગુણો છે તેનું વર્ણન કરો !" રાજાના પૂછવાથી વિદ્યાધર બોલ્યો "એક તો મહા પ્રામાણિક બીજો ગુણ અન્ય માર્જારોથી આ અજેય છે અને ત્રીજો ગુણ આ માર્જાર જ્યાં રાત્રીએ નિવાસ કરે છે ત્યાંથી મૂષકો બાર જોજન દૂર ભાગી જાય છે. એ તો એના બાહ્ય ગુણો છે. પણ અભ્યંતરના ગુણોનો તો પાર નથી મહારાજ ! માટે વિદ્વાનો પાસે એની કિંમત કરાવો. પછી હું મારે સ્થાનકે જાઉં."

રાજાએ બ્રાહ્મણોને બોલાવી એ માર્જાર હવાલે કર્યો.

બ્રાહ્મણોએ માર્જારનો એક કર્ણ ખંડિત જોઈ વિદ્યાધરને પૂછયું. "આનો એક કર્ણ કયાં ગયો ?"

"માર્ગમાં આવતાં રાત્રી પડી જવાથી એક દેવ મંદિરમાં હું રાત્રી વાસો રહ્યો. નિશા સમયે અમે બન્ને નિદ્રાવશ થયા તે સમયે એક મૂષક બહારથી ધસી આવી આનો કર્ણ કરડીને નાશી ગયો–પલાયન કરી ગયો.

વિદ્યાધરની વાત સાંભળી બ્રાહ્મણો હસીને બોલ્યા. "જરૂર ત્યારે તો એનો ત્રીજો ગુણ પણ એ સાથે પલાયન કરી ગયો."

"અરે! એવા એકાદ નજીવા દોષથી રત્નની કીંમત કાંઇ ઓછી થતી નથી. દેવતાઓમાં પણ એવું દેખાય છે. તો પછી માર્જારની તો વાતજ શી ?"

"દેવમાં તો દૂષણ હોવાનો સંભવજ નથી." વિપ્રો બોલ્યા.

"જો એમ છે તો હે બ્રાહ્મણો! હું કહું તે સાંભળો. જે બ્રાહ્મણ, ગાય, બાલક અને સ્રીને હણી નાખે છે તે કેવો ગણાય છે ?"

"તે મહાપાપિષ્ઠ, ક્રૂર, ઘાતકી, એનું મુખપણ જોવા લાયક નથી એવો કહેવાય છે." બ્રાહ્મણો બોલ્યા.

"જો એમ છે તો અગ્નિ જ્યારે પ્રગટ થાય છે ત્યારે બાળ, ગાય, બ્રાહ્મણ, કે સ્રી કોઇને પણ દહન કર્યા વગર છોડતો નથી. એની ઝપટમાં આવેલ કોઇ સલામત નથી છતાં એને દેવ બુદ્ધિથી કેમ પૂજો છો ? તમે કહેશો કે તે તેત્રીસકોટિ દેવોનું મુખ છે જેથી તેઓની તૃપ્તિને માટે ઘી, મધાદિ વડે કરીને એની પૂજા અમે કરીએ છીએ. છતાં એ બરાબર નથી. જો અગ્નિ દેવોનું મુખ છે તો અનિષ્ટ એવાં મૃતક, કલેવરાદિ અસુચિને તે કેમ ગ્રહણ

કરે છે. અસુચિનું ભોજન કરનાર દેવતાનું પૂજન કરી તમે પવિત્ર શી રીતે થાઓ છો? આ વિરોધને તમે કેમ જાણતા નથી?"

પાણીને પણ વિષ્ણુની મૂર્તિરૂપ કહીને તેનાથી ગુદા, પાદાદિકનું પક્ષાલન કરો છો તે શું પ્રત્યક્ષ વિરોધ નથી? તમે કહેશો કે જલ એ વિશ્વનું જીવન છે. વિશ્વનો ઉપકાર કરનારૂં છે તો જલ પણ દેવરૂપ છે. એમ માનશો તો કાય કારિત્વ–કારણપણાએ કરીને કુંભકારને પણ દેવ માનવા પડશે. કારણ કે તે પણ લોકો ઉપર ઉપકાર કરનારા છે.

ગાય કે બોકડાના મૂત્ર વગર બ્રાહ્મણોના સૂતકની શુદ્ધિ થતી નથી તેમજ જલ વગર દેહની શુદ્ધિ થતી નથી. તો પછી એ મૂત્ર અને જલ બન્નેને તમારે દેવ માનવા પડશે. પણ ખરી વાત તો એ છે કે જલ અને અગ્નિનું માનો કે ઉપકારપણું છે છતાં એમાં દેવની કલ્પના કરવી યુક્ત નથી.

મહાદેવે કામને બાળી નાખ્યો છે છતાં તે ગંગા અને ગૌરીમાં આસક્ત થયા છે એમ સાંભળવા છતાં તેમને નિર્દોષ માનો છો તો પછી મૂષકના કરડવાથી ખંડિતકર્ણો આ માર્જાર દૂષિત કેવી રીતે હોઇ શકે?"

એ પુરૂષની આ પ્રમાણેની શાસ્ત્રિય વાત સાંભળી બધા બ્રાહ્મણો નિરૂત્તર થઇ ગયા. સુરપતિ રાજા પણ આ પુરૂષની વચનયુક્તિથી દંગ થઈ ગયો. અને બ્રાહ્મણોના મતમાં મંદ આદર વાળો થયો.

એ પુરૂષની આવી વાણી સાંભળી પદ્મોત્તર કુમાર પણ વિચાર કરવા લાગ્યો. "શું આ માર્જારનો વેચનાર

છે કે ! આ કોઇ મહાન પુરૂષ જણાય છે માટે એનેજ ધર્મનું સ્વરૂપ પૂછું." એમ વિચારી કુમાર બોલ્યો.

"હે મિત્ર ! રાજહંસ જેમ પદ્મ-વનમાં રમણ કરે છે તેમ તમારૂં મન કયા દેવ, ગુરૂ અને ધર્મમાં રમે છે તે કહો."

કુમારના પૂછવાથી તે પુરૂષ બોલ્યો. "સર્વે દર્શનનાં શાસ્ત્રોને હું જાણું છું. કિંતુ એક જૈન દર્શન વગર બીજું કોઈ દર્શન વિવેકવંત નથી કે જેને વિશે આદર થઇ શકે. બધા દર્શનવાળા અહિંસા, સત્ય, અસ્તેય બ્રહ્મ અને સંતોષયુક્ત વ્રત-ધર્મને કહે છે પણ એ પ્રમાણે તેમનું વર્તન જોવામાં આવતું નથી. અન્ય દર્શનના દર્શનીયો કીટકાદિની હિંસા કરે છે. પચન, પાચનાદિક આરંભને પણ કરે છે. કેટલાક કંદ, મૂળ, ફળનો આહાર કરતા તે દયાધર્મનું વર્ણન કરતા વનસ્પતિમાં જીવ છે તે પણ જાણતા નથી. કેટલાક મૂર્ખાઓ ધર્મને નામે યજ્ઞમાં પશુઓને પણ હોમે છે. એવી રીતે દયાધર્મનું વર્ણન કરતાં છતાં પણ કેટલાક હિંસાને આચરે છે.

દહીં અને અડદના મિશ્ર અન્ન વડે ભોજન કરતા કેટલાક કલુષિત અન્નની માફક ધર્મ અધર્મનું મિશ્રણકરી કલુષિત ધર્મનું સેવન કરે છે પણ નિર્દોષ ધર્મ તો જીનેશ્વર ભગવાને કહેલો તે જ છે તેને શુદ્ધધર્મ જાણવો. જ્યાં અઢાર દોષ રહિત જીનેંદ્ર તે જ દેવ કહેવાય છે. પંચ મહાવ્રતને ધારણ કરનારા ગુરૂ કહેવાય છે. અને ધર્મ પણ તે જ કહેવાય છે કે જે દુર્ગતિમાં પડતા પ્રાણીવર્ગનું રક્ષણ કરે છે.

## ૪

## ગુરૂ સમાગમ.

શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મનું સ્વરૂપ જાણીને કુમાર ખુબ પ્રસન્ન થયો. કુમારને પ્રસન્ન થયેલો જાણી હરિવેગ બોલ્યો. “ હે પદ્મોત્તર ! જૈનધર્મના પ્રભાવથી ઘણા કાળ પર્યંત ભોગવેલાં ગ્રૈવેયકનાં સુખને પણ શું તું ભુલી ગયો ? એ મણિરત્નોથી નિર્મિત વિમાન, અહંઇંદ્રપણું, એકસોને આઠ પ્રતિમાથી યુક્ત સિદ્ધાયતન એ બધું શું વિસરી ગયો ? હે મિત્ર ! ધર્મને સાંભળવા છતાં તું આચરતો કેમ નથી ? ” હરિવેગની પરભવને સૂચન કરનારી વાણી સાંભળી પદ્મોત્તર કુમારને પણ જાતિસ્મરણ જ્ઞાન થયું.

આશ્ચર્યથી મસ્તકને ધુણાવતો પદ્મોત્તર બોલ્યો. “વાહ! શું જ્ઞાનનું માહાત્મ્ય ! કેવો પરભવનો સ્નેહ ! પરોપકારમાં કેવી પ્રીતિ ! મુક્તાવલીનો જીવ તું અત્યારે મહાન વિદ્યાધરોમાં અગ્રેસર–ચક્રવર્તી થયો છે. તે મારા બોધને માટે તું અહીં આવ્યો છે તો હવે માયાનો ત્યાગ કરી તારૂં મૂળ સ્વરૂપ પ્રગટ કર. ” કુમારના કથનથી હરિવેગે પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું.

એ વિદ્યાધરનું મૂળ સ્વરૂપ જોઇ બધા સ્વરૂપથી આશ્ચર્ય પામ્યા છતા એને જોઇ રહ્યા. કુમારે એને આલિંગન આપ્યું. પોતાના અર્ધાસને બેસાડેલો હરિવેગ બોલ્યો. “ હે મિત્ર ! તને મલવાને ઘણા સમયથી હું ઉત્સુક હતો. કેવલી ભગવાન પાસેથી આપણા પૂર્વ ભવની હકીકત જાણી ત્યારથી હું એવા વિદ્યાધરના ઐશ્વર્યમાં સુખી હોવા છતાં પણ ક્ષણ વારે તને ભૂલ્યો નહિ. ને અવસર મેલવી આજે તને મલવા આવી પહોંચ્યો છું. ”

હરિવેગનું વચન સાંભળી કુમાર બોલ્યો. "તમારા સરખા સજ્જન પુરૂષોનું સૌજન્ય કહેવાને કોણ સમર્થ છે? પરંતુ મારે તો આજે સુવર્ણનો સૂર્ય ઉદય પામ્યો. અત્યારનીજ વેલા સુખકારક થઈ કે જે વેલાએ આપણો સમાગમ કરાવ્યો."

ઘણા સ્નેહવાળા એ બન્નેને જાણી રાજા સુરપતિ વિચારમાં પડયો છતો બોલ્યો. "અરે ! તમારે બન્નેને આવો સ્નેહ સંબંધ કયાંથી?"

એ પ્રશ્નના જવાબમાં હરિવેગે પૂર્વના સમગ્ર ભવ કહી સંભળાવ્યા. કુમારે પણ એ વાતમાં અનુમતિ આપી. એ કથન સાંભળી બ્રાહ્મણોથી સંયુક્ત રાજા પણ જૈનધર્મમાં પ્રીતિવાળો થયો. નગરમાં પણ ઉદ્‌ઘોષણા કરાવી કે "જૈન ધર્મ પૃથ્વી ઉપર જયવંત છે."

એ દરમિયાન ગ્રામાનુગ્રામ વિહાર કરતા કેવલી ભગવાન શ્રીગુણસાગર કેવલી એ નગરના ઉદ્યાનમાં સમવસર્યા. તેમના આગમનથી હર્ષીત થયેલા નૃપાદિક સર્વે ગુરૂને વાંદવાને આવ્યા. કેવલી ભગવાનને બધા નમસ્કાર કરી ધર્મ સાંભળવાને બેઠા. ભગવાને પણ પાપનો નાશ કરનારી દેશના આપી.

"જન્મ, જરા અને મૃત્યુ રૂપી કલ્લોલોથી ભયંકર આ સંસાર સમુદ્રમાં આપદારૂપ મગરોથી પીડા પામી રહેલા તમારા સરખા પ્રાણીઓના રક્ષણ માટે સર્વજ્ઞ ભગવાને કહેલ ધર્મરૂપ નાવ–વહાણજ સમર્થ છે. ચિંતામણિ, કામધેનું, કલ્પવૃક્ષ અને કામકુંભ દુઃખે કરીને પ્રાપ્ત થયેલી એ વસ્તુઓનું તમે યતનાથી રક્ષણ કરો છો. તો એ થકીપણ અધિક મૂલ્યવાન એવા ધર્મને વિષે ઉદ્યમ કેમ કરતા નથી?

અરે! કલ્પવૃક્ષનું ઉન્મૂલન કરી સ્નુહિ (થોર)ને કોઇ વાવે? ચિંતામણિને બદલે કોઇ કાંકરા-પત્થરાને ગ્રહણ કરે? તેમજ અમૃતનો ત્યાગ કરી તેને બદલે કોઇ વિષપાન કરે? તેવીજ રીતે કોઈ દુર્મતિ પુરૂષ જ અર્હત્ ધર્મનો ત્યાગ કરી મિથ્યાધર્મને અંગીકાર કરે.

ગુરૂના ઉપદેશ વગર એવા શુદ્ધધર્મની પ્રાપ્તી થતી નથી. એ તત્વત્રયીના ઉપદેશક ગુરૂ મહારાજ જ હોય છે. જેમ જલ વગર કમલ હોતુ નથી, સૂર્ય વગર દિવસ શું હોઈ શકે? તેવી રીતે સ્વર્ગ અને મુક્તિને આપનારો ધર્મ ગુરૂ વગર ન હોઇ શકે, તો ગુરૂના સમાગમે એ સંસાર સમુદ્રથી પાર ઉતારનાર દુર્લભ જૈનધર્મ પૂર્વના પુણ્યથી પ્રાપ્ત કરી તેને આરાધવાનો હે ભવ્ય પ્રાણીઓ! તમે પ્રયત્ન કરો!"

કેવલી ભગવાનની દેશનાથી વૈરાગ્ય પામેલા રાજાએ પદ્મોત્તર કુમારને રાજ્યે સ્થાપન કરી ભગવાન પાસે દીક્ષા અંગીકાર કરી, ને પદ્મોત્તર રાજાએ શ્રાવકધર્મ અંગીકાર કર્યો.

વિદ્યાધર ચક્રવર્ત્તી હરિવેગ રાજાએ પદ્મોત્તર રાજાને વૈતાઢ્ય પર્વત ઉપર પોતાના નગરમાં તેડી લાવી ખુબ આગતા સ્વાગતા કરી. પૂર્વના અપૂર્વ પ્રેમથી વશ થયેલા હરિવેગની ભક્તિમાં તે શી ન્યૂનતા હોય?

"હે મિત્ર! આ મારૂ બન્ને શ્રેણિનું રાજ્ય અને પરંપરાથી આવેલી-પ્રાપ્ત થયેલી વિદ્યાઓને ગ્રહણ કરી મને કૃતાર્થ કર!"

હરિવેગની વાણી સાંભળી પદ્મોત્તર બોલ્યો "તારા ને મારામાં શું અંતર છે? તારૂં રાજ્ય તે મારૂં છે ને મારૂં તે તારૂં છે. દુર્લભ એવો જૈનધર્મ આપીને તેં મને શું

નથી આપ્યું ? એનાવડે પ્રાપ્ત થતુ ખુદ મોક્ષનું સામ્રાજ્ય તો તેં મને આપ્યું છે, કારણકે ધર્મનો ઉપદેશ કરનારા પુરૂષો જગતમાં દુર્લભ હોય છે તો હે મિત્ર! આપણે સાથે રહીને બન્ને રાજ્યને ભોગવીયે, જ્યારે રાજ્ય ભારને સમર્થ પુત્ર થાય ત્યારે એને રાજ્યમાં સ્થાપન કરી આપણે સાથે જ દીક્ષાને આદરશું."

પદ્મોત્તર રાજાનું વચન હરિવેગે અંગીકાર કર્યું "હે મિત્ર! મારા મનમાં જે વાત હતી તેજ તમે કહી." તે પછી બન્ને મિત્રો સાથેજ રહીને રાજ્ય ભોગોને ભોગવવા લાગ્યા.

## ૫

## ચારિત્ર ગ્રહણ

હરિવેગ અને પદ્મોત્તર રાજા બન્ને સાથે રહીને ધર્મ કર્મ પણ પ્રીતિપૂર્વક કરવા લાગ્યા. મહાવિદેહાદિક ક્ષેત્રમાં જઇને જીનેશ્વરોને વંદન કરી તેમનો ધર્મોપદેશ સાંભળતા હતા, નંદિશ્વરદ્વીપાદિના શાશ્વતા ચૈત્યોમાં તેઓ યાત્રા, પૂજાદિક બહુ ભક્તિથી કરવા લાગ્યા, જગતને આશ્ચર્ય-કારી એવા બન્ને રાજયોને ભોગવતા અને સુખમાં પોતાનો કાલ નિર્ગમન કરતા તેઓ ચૈત્ય અને સાધુની પ્રત્યનીકતાને નિવારતા મોટા પ્રભાવક થયા. ને જૈનધર્મની અપૂર્વ સેવા બજાવી ધર્મની પ્રભાવના કરી.

શ્રાવક ધર્મના ઉદ્ધાર માટે તેમણે પોતાની સમૃદ્ધિનો વ્યય કરી નાખ્યો. જગતભરમાં ગરીબ શ્રાવકની શોધ કરતાં પણ જડે નહિ, પ્રજાને પણ કર વગરની કરી સુખી કરી. એ રામરાજ્યમાં લોકો મહા આનંદને પામ્યા. ચોરી, જારી વિજારીનો ભય નાબુદ થઇ ગયો, બ્રાહ્મણો પણ જૈન

ધર્મને વિષે આદરવાળા થયા. ધર્મનું આરાધન કરતા જન ધનાઢયોને જોઇ અન્ય લોકો પણ તેમની અનુમોદના કરતા આસન્ન બોધિલાભવાળા ને મત્સર રહિત તે બંને સરળ સ્વભાવી થયા.

અન્યદા રાજ્યભારને ધારણ કરવામાં સમર્થ તે બન્ને મિત્રો ગર્જનપુર નગરે આવ્યા. ત્યાં શ્રીમંત જૈનો જૈન પ્રાસાદને વિષે મહાપૂજાઓને રચાવતા, ગીત, ગાન, વાદિત્ર અને નાટકાદિવડે મહાભક્તિથી મોટો મહોત્સવ કરતા હતા, એ ઉત્સવને જોઇ લોકો પણ પરમ આનંદને પામતા હતા.

આ બન્ને મિત્રો-રાજાઓ પણ મોટી સમૃદ્ધિવડે જીનભવનમાં આવ્યા. ભગવાનની પૂજાને જોઈ પરમ સંતોષને ધારણ કરનારા થયા થકા ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા, સ્તુતિ કરીને બન્ને રાજમિત્રો ચૈત્યથકી પોતાના સ્થાનકે ચાલ્યા ગયા.

માર્ગમાં ધુળથી મલીન એવા કોઇ પુરૂષને બાંધીને મારતા અને બિભત્સ શબ્દોથી નવાજતા કેટલાક પુરૂષોને જોઇ રાજાએ હાકોટયા. "અરે મારા રાજ્યમાં આ શું અન્યાય?" રાજાએ એ પુરૂષને પોતાની પાસે બોલાવી મંગાવ્યો.

રાજાની પાસે રહેલા એ પુરૂષને જોઇ એને તાડના કરનારા પુરૂષો બોલ્યા. "દેવ! નવક્રોડ દ્રવ્યના સ્વામી વરૂણ શેઠનો આ પુત્ર આપણાજ નગરનો એ વ્યવહારીયો, પણ જુગારના વ્યસનમાં રક્ત થયેલા તેને તેના પિતાએ ઘણો સમજાવ્યો છતાં એ વ્યસનમાં આ કુલાંગાર ઘણું દ્રવ્ય હારી જવાથી પિતાએ એને ઘર બહાર કાઢી મુકયો. તો પણ દ્યૂતના વ્યસનથી એ વિરામ પામ્યો નહિ.

હાથ અને પગને પણ હોડમાં મુકીને રમતો, ને હારી જતો ત્યારે કંઇ પણ આપતો નહિ એવી રીતે જુગારીઓથી પીડા પામતા આને સાતવાર એના પિતાએ દ્રવ્ય આપીને છોડાવ્યો અનેક શપથ (સોગાન)પૂર્વક પણ એ દ્યુતથી વિરામ પામ્યો નહિ, જો એ દ્યુતમાં જીતી જતો તો કોઈની પાસે કાંઈ પણ રહેવા દેતો નહિ ને હારી જતાં તે નાશી જતો હતો. હાલમાં એક લાખ દ્રવ્યનું પણ કરી રમતાં હારી જવાથી તે અમારા પંજામાંથી છટકી ગયો પણ અમે એને પકડીને અમારા લાખ દ્રવ્યની માગણી કરીએ છીએ. છતાં તે આપતો નથી. માટે હે દેવ! દુરાચારી એવા આને આપ છોડી દ્યો."

એ લોકોની વાણી સાંભળી રાજા વિચારમાં પડ્યો. "અહો! કર્મનો કેવો પરિણામ છે? અજ્ઞાનની આવી ચેષ્ટાને ધિક્કાર થાઓ." એમ વિચાર કરતો રાજા બોલ્યો. "જે આ પુરૂષ સાથે જુગાર રમશે તેને મહા દંડ થશે."

એક લાખ દીનાર પોતાના ભંડારમાંથી મંગાવી પેલા પુરૂષોને આપી તેમના પંજામાંથી મુક્ત કરી હરિવેગ સાથે રાજા રાજપ્રાસાદ તરફ ચાલ્યા ગયા.

વૈરાગ્યવાન રાજા હરિવેગ વિદ્યાધરેંદ્રને કહેવા લાગ્યા. "સખે! આ જુગારી મૂર્ખ છે. જુગારના વ્યસનથી વારંવાર પીડા પામ્યા છતાં તે જુગારને છોડતો નથી. અરે પણ એનો શું શોક કરવો એના કરતાં આપણી સ્થિતિ કેટલી સારી છે તે? સંસારની અસારતા જાણવા છતાં પણ પ્રમાદના વશ થકી અશુચિથી ભરેલા એવા ભોગોમાં આપણે પ્રીતિ કરીયે છીએ. દ્યુતકારનું નિંદ્ય કર્મ જેમ જગત નિંદે છે તેમ સંસારી પુરૂષોનું વિષયસેવન પણ જ્ઞાની પુરૂષોએ નિંદેલું જ છે. જેમ મોટા કષ્ટથી ઉપાર્જન કરેલું

દ્રવ્ય જુગારી શીઘ્રતાથી જુગારમાં હારી જાય છે તેવી રીતે પૂર્વે ઉપાર્જન કરેલું સુકૃત વિષયના સેવનથી પુરૂષ હારી જતો નથી શું ? આ જુગારીને અનેક રીતે સમજાવવા છતાં તે જુગારને છોડતો નથી. તેમ આપણે પણ ગુરૂ મહારાજનો બહુ ઉપદેશ સાંભળવા છતાં પણ વિષયથી વિરામ પામતા નથી. આ જુગારીને આ લોકમાંજ બંધનાદિ કષ્ટ પ્રાપ્ત થાય છે તેવી રીતે આપણને નરકમાં વધબંધનાદિ પ્રાપ્ત થશે. માટે હે વયસ્ય ! આ દુઃખપૂર્ણ સંસારમાં આત્માને ડુબાવવો આપણને યુક્ત નથી."

પદ્મોત્તરનૃપની વિરક્ત વાણી સાંભળી હરિવેગ બોલ્યો. "હે મિત્ર ! મારી ઇચ્છા-ભાવના પણ ઘણા કાલથી સંયમ ગ્રહણ કરવાની છે. પણ તમારો સ્નેહ મને પ્રતિબંધ કરે છે."

સંયમની ભાવનાવાળા તેઓ બન્નેએ પોત પોતાના પુત્રને રાજ્યપદે સ્થાપન કરી રત્નાકરસૂરિ ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી, અનુક્રમે તેઓ બાર અંગને જાણનારા થયા. તેમનું ચારિત્ર પાલન મોટા મહર્ષિઓને પણ અનુસરવા યોગ્ય થયું. એવી રીતે નિરતિચાર પણે ચારિત્ર પાલતા ને છઠ્ઠ, અઠ્ઠમ, દશમ, દ્વાદશ, અર્ધમાસ અને માસક્ષમણની તપસ્યા કરતા તેઓનાં શરીર તદ્દન કૃશ બની ગયાં.

અંત સમયે તેમણે-એ બન્ને મહામુનિઓએ સંલેખના કરી-અનશન કરી દીધું. પાપની આલોચના કરતા ને શુભ ધ્યાનમાં પરમેષ્ઠીના ધ્યાનમાં તત્પર રહેલા તેઓ મનુષ્યનું આયુ પૂર્ણ કરી મધ્યમ ગ્રૈવેયકે-પંચમ ગ્રૈવેયકને વિષે સત્તાવીસ સાગરોપમના આયુષ્યવાળા મિત્રદેવ થયા-અહં ઇંદ્રપણાને પ્રાપ્ત થયા.

ગ્રૈવેયકના દેવતાઓ પોતાની દિવ્ય ભૂમી છોડીને

અન્ય સ્થળે જવાના સ્વભાવવાળા હોતા નથી. પોતાના વિમાનમાં રહ્યા થકા જેના સકળ મનોરથો સિદ્ધ થાય છે. આ લોકમાં પણ બાર દેવલોકથી ઉપરના દેવતાઓનું આવાગમન હોતું નથી. તેમજ સ્વામી સેવક રહિત ત્યાં સર્વે દેવતાઓ પોતપોતાના વિમાનમાં સમાન ઋદ્ધિ સિદ્ધિ વાળા હોય છે ગમે તેવી દિવ્ય શક્તિઓ છતાં તેમને શક્તિ ફેરવવાની-પ્રગટ કરવાની જરૂર પડતી નથી. શાસ્ત્રની વાતમાં સંદેહ પડે છે તે વારે પોતાના વિમાનમાં રહ્યા રહ્યા કેવલી ભગવાનને મનોવર્ગણા દ્વારા પૂછીને સમાધાન કરી લે છે. દેવાંગનાઓનો સહવાસ ન હોવા છતાં તેમને અનંતગણું સુખ હોય છે. લગભગ બે હાથના શરીરવાળા તે દેવતાઓ પોતાના વિમાનમાં દિવ્ય સુખોને ભોગવતા જતા એવા કાળને પણ જાણતા નથી.

પદ્મોત્તર રાજા અને હરિવેગ વિદ્યાધરેંદ્ર પોતાના અપૂર્વ ચારિત્રના પ્રભાવથી એવી અનુપમ સમૃદ્ધિવાળા અહંમેંદ્રના સામર્થ્યપણાને પ્રાપ્ત થયા. એ દેવતાઓના અનુપમ સુખોનું વર્ણન આપણે મનુષ્યો શું કરી શકીયે? કેટલું કરી શકીયે? આપણે તો એટલું જ કહી શકીયે કે તેમને એક બીજાથી અનંતગણુ સુખ, સૌભાગ્ય અને સમૃદ્ધિ હોય છે.

---

# પરિચ્છેદ ૮ મો

## ગિરિસુંદર અને રત્નસાર.

### ૧

### રાજકુમાર ગિરિસુંદર

**वर्धमान जिनो जीयाद् वर्धमान गुणान्वितः ।**
**वर्त्तते सांप्रतं यस्य, शासनं पापनाशनम् ॥१॥**

ભાવાર્થ-તીવ્ર પાપને નાશ કરનારૂં જેમનું શાસન કાલ જયવંત વર્તી રહ્યું છે, તેમજ વૃદ્ધિ પામતા ગુણોના સમુદ્ર એવા ચરમ તીર્થપતિ વર્ધમાનસ્વામી જયવંત રહો.

પૃથ્વીને વિષે તિલક સમાન પુંડ્રપુર નગરનો અધિપતિ શ્રીબલ નામે પરાક્રમી રાજા હતો એ રાજાને શતબલ નામે નાનો ભાઇ યુવરાજ હતો. તેમને સુલક્ષ્મણા અને લક્ષ્મણા નામે બે રાણીઓ હતી. રામ અને લક્ષ્મણની માફક રાજ્ય કરતા તેઓ સ્નેહથી સાથે રહેતા હતા. સુખમાં કેટલોક સમય વ્યતીત થયો ત્યારે પટ્ટરાણી સુલક્ષ્મણાની કુક્ષીને વિષે પદ્મોત્તર રાજાનો જીવ ગ્રૈવેયકથી ચ્યવીને ઉત્પન્ન થયો તે સમયે પટ્ટરાણી ઉન્નત એવા મેરૂ ગિરિને જોઇ જાગ્રત થઇ.

રાજાની આગળ સ્વપ્ન નિવેદન કરતાં રાજાએ કહ્યું. "મેરૂના જેવો ગંભિર અને સ્થિરતાવાળો તમારે પુત્ર થશે." ગર્ભનું પાલન કરતાં રાણીને યથાસમયે પુત્રનો પ્રસવ થયો. રાજાએ પુત્રનો જન્મોત્સવ કરીને સ્વપ્નને અનુસારે તેનું નામ રાખ્યું ગિરિસુંદર.

રાજકુમાર યુવાનવયમાં આવ્યો તે દરમિયાન રાજાના લઘુભ્રાતા શતબલ યુવરાજની રાણી લક્ષ્મણાની કુક્ષીને વિષે હરિવેગનો જીવ સ્વર્ગથી ચ્યવી ઉત્પન્ન થયો તે સમયે સ્વપ્નમાં રત્નનો ઢગ જોવાથી એ પુત્રનું નામ રાખ્યું રત્નસાર.

બન્ને રાજપુત્રો ભણીગણી કળામાં પાવરધા થઇ યૌવનવયમાં આવ્યા, એમનો પરભવનો સ્નેહ સંબંધ પણ અહીંયાં વૃદ્ધિ પામવા લાગ્યો. સાથે ખાતા, સાથે પીતા ને સાથે ક્રીડા કરતા તેમજ તેઓ શયન પણ સાથે કરતા. ક્ષણમાત્ર પણ તેઓ એક બીજાનો વિયોગ સહન કરી શકતા નહિ. એ નાના બાળકોના અપૂર્વ સ્નેહ સંબંધથી રાજા અને યુવરાજનો સ્નેહ પણ ઝંખવાણો પડી જતો હતો કારણ કે ભવાંતરના જે જે સંસ્કારોને પોષણ મળ્યું હોય તેને ભવિષ્યમાં સારી રીતે ફાલવાની–ખીલવાની તક મળે છે.

અન્યદા છત્રીસ રાજકુળથી શોભતો રાજા સભા ભરી બેઠો હતો ત્યારે નગરલોકોએ આવી પોકાર દીધો. “ હે સ્વામી! તમે જયવંત છતે પણ અમને નગરમાં ઘણું કષ્ટ પ્રાપ્ત થયું છે. કોઈક ચોર હરરોજ નગરમાંથી કન્યાઓ અને દ્રવ્યને ચોરી જાય છે. છતાં પકડાતો નથી પણ કન્યાઓની કરૂણ ચીસો જ માત્ર સંભળાય છે.”

નાગરિકોનો પોકાર સાંભળી રાજાએ કોપથી જાજ્વલ્યમાન થઇ કોટવાલને હાકોટયો. “ અરે પામર ! તું મારો પગાર ખાઇ મારી નગરીની આવી જ રક્ષા કરે છે ? રાત્રીને સમયે તું શું નિરાંતે ઘોરે છે કે જેથી ચોરો નિડરપણે નગરીને લુંટે છે.”

“ દેવ ! આ વાત સાંભળતાં મને પણ લાજ આવે

છે. રાત્રીએ સુભટો ખડે પગે નગરીની રક્ષા કરે છે. દરવાજાઓ પણ બરાબર બંધ કરવામાં આવે છે. જરાક પોકાર સાંભળતાં હું અને મારા સુભટો દોડાદોડ કરીયે છીએ છતાં તે પકડાતો નથી–નજરે પણ પડતો નથી.” તલારક્ષકની વાણી સાંભળી રાજા વિચારમાં પડી ગયો.

રાજા અને રાજસભાની ભારે મુંઝવણ જોઈ રાજકુમાર ગિરિસુંદર હાથ જોડી રાજાને કહેવા લાગ્યો. “દેવ! મને આજ્ઞા આપો તો સાત રાત્રી સુધીમાં એ દુરાચારીને ગમે ત્યાંથી પકડી આપની સામે હાજર કરીશ. “રાજકુમારની વિનંતિ સાંભળી રાજા બોલ્યો. “પુત્ર! તારા જેવા બાલકથી આ હરામી પકડાય નહિ. જે કાર્યમાં અમારા જેવા પ્રબળ પુરૂષો પણ મુંઝાઇ ગયા છે. એવા દુઃસાધ્ય કાર્યમાં તને યોજવો યુક્ત નથી.”

“છતાં પણ હે પિતાજી! તમે મને આજ્ઞા કરો સિંહનોસુત બાળકપણામાં ગજેંદ્રનો મદ ઉતારી નાખે છે એ શું આપ જાણતા નથી? “રાજકુમારનો અતિ આગ્રહ છતાં રાજાએ તેને રજા આપી નહિ. તોપણ રાત્રીને સમયે ખડ્ગને ધારણ કરી કુમાર ચોરની તપાસ માટે રાજમહેલમાંથી નિકળી ગયો. ગુપ્તપણે નગરમાં અને નગર બહાર ચોરની જેમ તે ભમવા લાગ્યો.

નિર્ભયપણે ભમતો ગિરિસુંદર પર્વતની ગુફામાં, ખંડેરોમાં, જીર્ણ દેવાલયોમાં તપાસ કરતો રખડતો હતો, ત્યારે પર્વતની અંદર અગ્નિ પ્રજ્વલતો જોઇ રાજકુમાર પર્વતની મધ્યમાં ચાલ્યો ગયો.

પર્વતની મધ્યમાં કોઈક વિદ્યાધર અગ્નિકુંડમાં અગ્નિ પ્રગટાવી ગુગ્ગલની ગોળીઓ હોમતો વિદ્યા સાધી રહ્યો હતો તેની પાસે જઈને ‘સિદ્ધિરસ્તુ’ કુમાર બોલ્યો. જેથી

તેના પુણ્યથી આકર્ષાયેલો ક્ષેત્રપાલ વિદ્યાધરની આગળ પ્રગટ થઈને બોલ્યો. "હે વિદ્યાધર ! આ મહાપુરૂષ ભાગ્યવાનનું આગમન ન થયું હોત તો તારી વિદ્યા સિદ્ધ ન થાત બલ્કે કંઈક તારૂં હું અનિષ્ટ કરત, પણ હવે તો આ પુણ્યવાનના પ્રભાવથી તને હું સિદ્ધ થાઉ છું. "યક્ષના વચનથી વિદ્યાધરે ખુશી થઇને યક્ષની પૂજા કરી. "હું જ્યારે યાદ કરૂં ત્યારે તમારે હાજર થવું." એમ કહીને યક્ષને રજા આપી, તે પછી વિદ્યાધર રાજકુમારને કહેવા લાગ્યો.

"હે મહા સત્ય ! તારો મારી ઉપર મહાન ઉપકાર થયો. તારા પ્રભાવથી મારૂં કાર્ય સિદ્ધ થયું. તો કહે ! તારૂં શું કાર્ય કરૂં ?" વિદ્યાધરની વાણી સાંભળી કુમાર બોલ્યો. "નગરની રક્ષા કરતાં પર્વતમાં અગ્નિ સળગતો જાણી કૌતુકથી હું તો અહીં આવ્યો હતો છતાં એમાં પણ તમારી મંત્રસિદ્ધિ થઈ તો સારૂં થયું એ તો !"

ઇચ્છાવગરનો કુમારને જાણી નવાઇ પામતો વિદ્યાધર બોલ્યો. "એમ ના બોલ ! તું તો મારે ગુરૂ સ્થાનકે છે. માટે કંઇક માગ ! જો કે ગુરૂ આજ્ઞા ખંડન કરવી પાપ છે છતાં મારી પાસેથી રૂપ પરાવર્ત્તની વિદ્યાને ગ્રહણ કર. એમ કહીને પાઠસિદ્ધરૂપ પરાવર્ત્તની વિદ્યા રાજકુમારને આપી.

એ સમયે "હા તાત ! હા તાત ! હે માતા ! મારૂં રક્ષણ કરો ! એવો કોઇક સ્રીનો રૂદનધ્વનિ કુમારના કર્ણે અથડાયો. શબ્દને અનુસારે કુમાર તે તરફ દોડ્યો ને તપાસ કરી છતાં કોઈપણ દેખાયું નહિ. "અરે ઘણી ગુફાવાળા આ પર્વતમાં છુપાયેલો પાપી શી રીતે જણાય ?" વિચાર કરી કુમારે એક નિશ્ચય કર્યો.

## ૨

## ચોર નિગ્રહ

પ્રાતઃકાળ થઈ ગયો હતો. સૂર્યે આકાશ મંડલમાં પોતાની મુસાફરી શરૂ કરી દીધી હતી, તે સમયે એક નવોઢા મનમોહન સુંદરી નિડરપણે પર્વતની ગુફામાં પરિભ્રમણ કરી રહી હતી. એક ગુફામાંથી બીજી ગુફામાં ભમતી એ રમણીએ વનકુંજની અંદર રહેલા દેવમંદિરમાંથી ભયંકર વેશ ધારી કોઈ કાપાલિકને નિકળતો જોયો ફરીથી આવતા એ ભયંકર કાપાલિકને જોઇ વિચાર કરીને એ લલના પથ્થરની શિલા ઉપર વિશ્રામ લેવાને બેઠી. જાણે કાપાલિકના આગમનની ખબર જ ન હોય એવી રીતે તે મહાદુઃખી અને ઉદાસ વદનવાળી થઇ છતી રૂદન કરવા લાગી.

મંદમંદ ડગલાં ભરતો ને રૂદન કરતી ચંદ્રવદનાને જોતો કાપાલિક એની પાસે આવ્યો. એ મનોહર બાળાને જોઇ એના રૂપના જાદુથી સ્થંભિત થઇ ગયેલો કાપાલિક બોલ્યો. "હે સુંદરી! દુષ્ટ વિધાતાએ તને દુઃખી કરીને શી મઝા માણી હશે! આ વનમાં તું એકલી કેમ છે? શા માટે રૂદન કરે છે? કહે તારા સુખને માટે હું શું કરૂં?"

"યોગીંદ્ર! તમારી આગળ સત્ય વાત કહીશ. સુશર્મનગરના રાજાનો કુમાર પિતાથી અપમાનિત થઇને પરદેશ ચાલ્યો, તેની પત્ની હું સર્વેની મના છતાં તેની સાથે ચાલી નિકળી, ગઇ રાત્રીએ આ શીલા ઉપર અમે સુઇ ગયાં તે સમયે મને નિદ્રિત જાણીને મારો ત્યાગ કરી તે જતો રહ્યો, જતાં જતાં મારો પતિ આ એની તલવાર પણ ભૂલી ગયો. એ દુઃખથી હું રૂદન કરૂં છું કે એકાકી

પરદેશમાં મારૂં હવે શું થશે. ” એ રમણીની વાર્તા સાંભળી યોગી બોલ્યો.

“હે સુલોચને ! વરાક જેવો એ તને છેતરીને નાશી ગયો. તું તો શાણી અને સમજુ જણાય છે. માટે રૂદન કરીશ નહિ ને મારી સાથે ચાલ.” સુંદરીએ કાપાલિકનું વચન અંગીકાર કરવાથી કાપાલિક એ મનમોહનાને લઈ દેવકુલિકા તરફ પાછો વળ્યો. એ દેવમંદિરમાં બન્ને જણ આવ્યા, મૂર્ત્તિવિનાના શૂન્ય મંદિરમાં, પ્રવેશ કરી કાપાલિકે પાદ પ્રહાર કર્યો ને એક ગુપ્ત દ્વાર ઉઘડી ગયું. દ્વારમાં એક રૂપસુંદરી નજરે પડી. કાપાલિકે પોતાની સાથે આવેલી રમણીને કહ્યું. ‘ તું પણ આ સુંદરી સાથે દેવનું આરાધન કર. હું પૂજાનો સરસામન લઇને થોડી વારમાં આવી પહોંચીશ.” એ નવીન સ્ત્રીને ગુફામાં પ્રવેશ કરાવી ગુફાનું દ્વાર બંધ કરી કાપાલિક ચાલ્યો ગયો. ગુફામાં પેલી સ્ત્રીઓ એ દુષ્ટના જવાથી આનંદ પામી હૃદય ખોલી વાત કરવા લાગી.

કાપાલિકના જવા પછી દ્વાર ઉઘાડનારી સ્ત્રી બોલી: “ સખી તું આ રાક્ષસના પંજામાં શી રીતે આવી ? ”

“ મારી વાત રહેવા દે, પ્રથમ તું કહે કે સખી ! આ પુરૂષ કોણ છે ? અને તું અહીંયાં શી રીતે એના સકંજામાં આવી ? ”

“ હે સખી ! દંડપાલ નામે આ વિદ્યાવાળો મહાન ચોર દિવસે કાપાલિકના વેષે નગરમાં બધે ભમે છે ને રાત્રીને સમયે આ નગરીના ધનિકોનાં દ્રવ્ય અને રૂપવાન કન્યાઓને લુંટી જાય છે. બધુય દ્રવ્ય અને કન્યાઓ આ પાતાલ ગૃહમાં એ દુષ્ટે એકઠી કરેલી છે તારા સહિત એકસોઆઠ કન્યાઓ એણે ભેગી કરી છે આ નગરીના ઈશ્વર શેઠની

હું કન્યા છું. મહાબલવાન રાજા અને યુવરાજની સુખમય છાયામાંથી પણ આ દુષ્ટ અમને ઉપાડી લાવે છે. શું કરીયે દુનિયા બળવાનથી પણ બળવાન છે." એ શ્રેષ્ઠીકન્યા સુભદ્રાની વાત સાંભળી રમણી બોલી.

"પણ સખી! આ બધું પરાક્રમ એ કોની સહાયથી કરે છે? શું કોઇ દેવની સહાય છે કે કોઇ વિદ્યાના બળે નગરીને તે લુંટે છે?"

"એમાંનું હું કાંઈ જાણતી નથી પણ દરરોજ એ દુષ્ટ એક ખડગરત્નની પૂજા કરે છે." શેઠની કન્યાની વાત સાંભળી પેલી રમણી બોલી.

"એ ખડગ મને બતાવ." તેણીએ કહ્યું.

પછી તો તે બાળા આ નવી રમણીને લઇ પાતાલ ગૃહમાં અંદર ચાલી એ મણી માણેક અને સુવર્ણ તેમજ ધન ધાન્યથી પાતાળ ગૃહ જોતાં તે બન્ને પેલા ખડ્ગરત્ન પાસે આવી પહોંચ્યા. તે ચંદ્રહાસ ખડ્ગને જોઈ પેલી નવીન સ્રી ખુશી થઈ તેને નમસ્કાર કરી સ્તુતિ કરવા લાગી.

સ્તુતિ કરીને તેણીએ એ ખડ્ગને ઉપાડી લીધું ને એ ખડ્ગને સ્થાનકે પોતાનું ખડ્ગ મુકી દઇ ત્યાંથી પાછી ફરી. નવીન રમણીનું આ કૃત્ય જોઈ બધી કન્યાઓ હાહાકાર કરવા લાગી. "સખી! આ દુષ્ટને તારા કૃત્યની ખબર પડતાં જ તને યમના મંદિરમાં રવાના કરશે. માટે ખડ્ગને પાછું હતું તેમજ મુકી દે. નહીતર તારી સાથે અમારી પણ ાઠી વલે થશે."

એ કન્યાઓનો કલકલાટ સાંભળી આગંતુક રમણી-સુંદરી બોલી. "સખીઓ! ગભરાશો નહિ. આ ખડ્ગ સાથેનું મારૂં કૌતુક જરી જુઓ તો ખરી. ધીરજ ધરો ને

શું થાય છે તે જરી જોયા કરો.” એ નવી રમણી ધીરજથી બધી કન્યાઓને સમજાવતી હતી તે દરમિયાન યોગી આવી પહોંચ્યો. એ ગુપ્ત દ્વાર ઉઘડતાં તે અંદર દાખલ થયો. ભયભીત થયેલી સર્વે કન્યાઓ આતુરતા પૂર્વક નવીન રમણીને જોવા લાગી. નવીન રમણીના હાથમાં પોતાનું દિવ્ય ખડ્ગ જોઇ યોગી ચમક્યો. રક્ત નેત્રને ધારણ કરી કોપને વરસાવતો યોગી ખડ્ગ ગ્રહણ કરવાને એકદમ પેલી નવીન રમણી તરફ ધસ્યો.

પોતાની તરફ ધસી આવતા ચોરને નવી રમણીએ હાકોટયો, “ખબરદાર!” શીઘ્રતાથી એનું રૂપ પરાવર્ત્તન થઈ ગયું ને મૂળ સ્વરૂપે રાજકુમાર તરીકે ચંદ્રહાસ ખડ્ગને ધારણ કરેલો પ્રગટ થયો. એ સ્ત્રીમાંથી આ નવજવાન રાજકુમારને જોઈ યોગી ચોંક્યો. “તું કોણ?”

“તારો કાળ.” પેલો નવ જુવાન બોલ્યો. આ માયાવીને જોઇ બધી બાળાઓ પણ તાજુબ થઇ ગઈ.

પછી તો ચોર અને કુમારનું ભયંકર યુદ્ધ થયું. એ યુદ્ધમાં કુમારે ચોરને ચંદ્રહાસ ખડ્ગના ઘા વડે મારી નાખ્યો. કુમારના પરાક્રમથી અનિમેષ નયને જોતી કન્યાઓ વિસ્મય પામી. “આ પરાક્રમી કોણ હશે?”

ચોરના યુદ્ધમાંથી પરવારી રાજકુમાર બોલ્યો. “બાળાઓ! તમને તમારા સ્થળે પહોંચાડવા માટે કહો હું શું કરૂં?”

શ્રેષ્ઠીતનયા સુભદ્રાએ રાજકુમારને ઓળખી સર્વે કન્યાઓ આગળ તે વાત જાહેર કરી દીધી. ચોરના નાશથી સર્વે કન્યાઓ રાજી થઇ હતી. તેમાંય પોતાની જ નગરીના રાજકુમારને પોતાની સહાયે આવેલા જાણી અધિક ખુશી થઇ છતી સર્વની સંમતિથી સુભદ્રા બોલી.

"રાજકુમાર! અમારા સ્વજન વર્ગને મુખ બતાવવામાં અમને શરમ આવે છે માટે અમને બધાને આ નરકાગારમાંથી મુક્ત કરનાર તમારૂં જ અમને શરણ છે, અન્યથા અગ્નિ. પણ અન્યવરને અમે વરશું નહિ."

સર્વે કન્યાઓનો નિશ્ચય જાણી કુમાર વિચાર કરવા લાગ્યો. "દુષ્ટ વિધિને ધિક્કાર થાઓ. કે જેણે આ બાળાઓને વિટંબનામાં નાખી. આ બધી અગ્નિ શરણ થાય, એ પાપ હું શી રીતે લઇ શકું? બલ્કે અત્યારે તો એમની ઇચ્છા સફળ થાઓ."

એ સર્વે કન્યાઓ સાથે વિવાહ કાર્યથી પરવારી તેમની સાથે વિવિધ ક્રીડા કરતો કુમાર એક માસ પર્યંત એ પાતાલ ગૃહમાં રહ્યો.

## ૩
## ભાઈની શોધમાં

લઘુ બાંધવ રત્નસારનો સ્નેહ યાદ આવવાથી એ બધીય પ્રિયાઓને પાતાલ ગૃહમાં રાખીને બહાર નિકળ્યો. રૂપ પરાવર્ત્તન કરી ગિરિસુંદર નગરમાં આવ્યો. તો શોક વડે આકુળ વ્યાકુળ નગરીને જોવાથી કોઈને પૂછયું તો જવાબ મલ્યો કે "રાજકુમાર ગિરિસુંદર ચોરનો નિગ્રહ કરવા ગયા તે વાતને એક માસ થયો છતાં એમના કાંઇ સમાચાર નથી. જેથી તેમને શોધવાને તેમના લઘુ બંધુ રત્નસાર પણ ગયેલા હોવાથી નગરી સહિત બધું રાજકુળ શોક સાગરમાં ડુબી ગયું છે."

એ વાત સાંભળી ગિરિસુંદર પણ બંધુ રત્નસારને શોધવાને ચાલ્યો. અનેક ગામ, નગર, શહેર, પર્વત વગેરે સ્થાનકે ફર્યો, આખી પૃથ્વી ઉલ્લંઘન કરી છતાં રત્નસારના

સમાચાર ન મલવાથી દુઃખી થયેલો તે કોઇ નગરની સમીપે રહેલા દેવકુલમાં આવ્યો, અનેક મુસાફરો ત્યાં ઉતરેલા હોવાથી પોતે પણ રાત્રી ત્યાંજ પસાર કરવાનો નિશ્ચય કર્યો.

રાત્રીને સમયે બધા મુસાફરો એકઠા થઇ સુખદુઃખની વાતો કરવા લાગ્યા, એ બધામાં એક મુસાફર બોલ્યો. "અરે ભાઇઓ! હું એક મજેહની વાત કહું તે સાંભળો. પ્રત્યક્ષ અનુભવેલી એ વાત છે. પરદેશનાં અનેક કુતુહલ જોવાને હું ઘરેથી નિકળ્યો, વનચર જીવોથી ખળભળી રહેલા કોઈ અરણ્યમાં અનુક્રમે આવ્યો ત્યારે ત્યાં મને એક સ્વરૂપવાન નરનો ભેટો થયો એ રાજકુમારની સાથે મુસાફરી કરતાં અમે બન્ને મિત્રો બની ગયા, ભ્રમણ કરતા અમે એક શૂન્ય નગરમાં આવી પહોંચ્યા. નગરમાં ફરતા ફરતા અમે રાજમહેલમાં ગયા છતાં કોઇ પણ મનુષ્ય-પ્રાણી અમને મલ્યું નહિ.

નિશા સમય અમે રાજમહેલમાં જ પસાર કર્યો, ભર-નિશા જામે છતે હું તો નિદ્રાવશ થઈ ગયો ને રાજકુમાર રત્નસાર જાગ્રતપણે મારૂં રક્ષણ કરવા લાગ્યો. ત્યારે મધ્ય-રાત્રીને સમયે એક વિકરાળસિંહ આવી પહોચ્યો, તેણે રાજકુમાર પાસે મારી માગણી કરી. "હે સુંદર! હું ક્ષુધાથી મહા પીડા પામું છું માટે તારી પાસે સુતેલા નરને ને આપી દે."

રાજકુમારે તે માગણી સ્વીકારી નહિ. "અરે સિંહ! મારે શરણે રહેલાને અપાય નહિ, પણ જો તું ભુખ્યો હોય તો મને ખાઈ જા" રાજકુમાર રત્નસારની વાણીથી વિસ્મય પામેલો સિંહ બોલ્યો.

"હે મહાસત્વ! ગમે તે હિસાબે પણ પોતાનું રક્ષણ

કરવું એ નીતિ છે માટે તારૂં રક્ષણ કરી આ નરને મને આપી દો" સિંહની વાણી રત્નસારે માન્ય કરી નહિ ને કહ્યું કે "તારી ક્ષુધાની વેદના તારે દૂર કરવી હોય તો મારો કોળીયો કરીને કર !"

રાજકુમારના સત્વથી પ્રસન્ન થયેલો સિંહ બોલ્યો. "હે પરોપકારી ! માગ, કંઇક મારી પાસે વરદાન માગ." સિંહની વાણીથી તાજુબ થયેલો રત્નસાર બોલ્યો. "કહો તો ખરા ભલા તમે કોણ છો ?"

"હું આ નગરનો અધિપતિ દેવ છું." સિંહની વાણી સાંભળી કુમાર રત્નસાર બોલ્યો. "તમે અધીશ્વર છતાં આ નગરી જનશૂન્ય કેમ છે, તેનો ઇતિહાસ કહો." કુમારની ઇચ્છાને સંતોષતો સિંહ પોતાનું સ્વરૂપ પ્રગટ કરીને બોલ્યો.

"ગાંધારપુર નગરના રાજા રવિચંદ્રને બે પુત્રો હતા. રતિચંદ્ર અને કીર્તિચંદ્ર, અન્યદા વૈરાગ્યવાન રાજા રતિચંદ્રને રાજ્યપદે સ્થાપન કરીને કીર્તિચંદ્રને યુવરાજ પદ આપી વનમાં તપ કરવાને ચાલ્યો ગયો. રતિચંદ્ર પણ પોતાના બંધુ કીર્તિચંદ્રને રાજ્યકારોબાર સમર્પણ કરી ગીત ને ગાનતાનમાં સમય વ્યતીત કરવા લાગ્યો, રાજ્ય લોભી કીર્તિચંદ્ર સામંત મંત્રીઓને વશ કરી પોતે રાજ્યનો માલિક થયો ને રતિચંદ્રને બાંધી પોતાની સામે હાજર કર્યો. મારાઓને બોલાવી તેનો શિરચ્છેદ કરવાનો હુકમ કર્યો.

રાજ્યલોભી કીર્તિચંદ્રને સમજાવવાને રતિચંદ્રે ખુબ પ્રયાસ કર્યો. બાંધવ ! પિતાસમાન જ્યેષ્ઠ બંધુને મારી આપણા નિર્મળ કુળને કલંકિત ના કર. આ રાજ્ય તારૂંજ છે ને તુંજ ભોગવ. મને છુટો કર, કે જેથી પિતાના માર્ગે ચાલી તપોવન જઇ તપ કરૂં.

રતિચંદ્રની વાત કુટબુદ્ધિ કીર્ત્તિચંદ્રને ગળે ઉતરી નહિ, તેણે જ્યારે ભ્રાતવધનો પોતાનો વિચાર પણ બદલ્યો નહિ ત્યારે રતિચંદ્રે કહ્યું, કે "જો તારો એ વિચાર કાયમ જ હોય તો મારા રૂધિરથી તારા હાથ રંગીશ નહિ. પણ મને કાષ્ટની ચિતા સળગાવી આપ. હું બળીને તારી ઈચ્છા તૃપ્ત કરીશ." રતિચંદ્રની એ વાત કીર્ત્તિચંદ્રને ગળે ઉતરી ગઈ.

નગરની બહાર ચિતા તૈયાર કરવામાં આવી. તેમાં રતિચંદ્રે પ્રવેશ કર્યો ને ચિતાને પ્રગટાવી દીધી. રતિચંદ્ર આર્તધ્યાને મરણ પામી ભૂતરમણ નામે યક્ષ થયો. રાજ્ય અને લક્ષ્મીને માટે સગા બાંધવો પણ ભાઇને હણી નાખે છે તો પછી બીજાની તો વાત જ શું?

એ ભૂતરમણ યક્ષ હું પોતે. વિભંગજ્ઞાને જ્યારે મેં પૂર્વભવ જોયો ત્યારે ક્રોધથી ધમધમતા મેં કુટબુદ્ધિ મંત્રી અને સામંતોને ગ્રહણ કરીને દૂર ફેંકી દીધા. રાજા કીર્ત્તિચંદ્ર તો આ ઉપદ્રવ જાણીને પલાયન કરી ગયો પ્રજા બધી જેને જ્યાં ગમ્યું ત્યાં નાશી ગઈ, ત્યારથી જનશૂન્ય આ નગરમાં મેં તને જોયો. તને જોતાંજ ક્રોધથી ધમધમતો હું તને મારવાને સિંહ બની આવેલો પણ તારા પુણ્યથી-સત્વથી હું પ્રસન્ન થયો છું-શાંત થયો છું. માટે હે મહાસત્વ! મારી પાસે કંઇક વરદાન માગ."

એ યક્ષની વાત સાંભળી કુમાર રત્નસાર બોલ્યો. "હે દેવ! જો મારા પર આપ પ્રસન્ન થયા હો તો આ નગરને ફરી વસાવો કારણ કે રોષ પણ તેનોજ ઉત્તમ ગણાય છે કે જે પાછળથી પ્રસન્ન થાય છે."

"હું તારી વાણીથી આ નગરને તો વસાવી આપુ, પણ તું આ નગરનો સ્વામી થાય ત્યારેજ તે બની શકે,

તેમજ ભાઇને શોધવાને તું નિકળ્યો છે તે તારો ભાઈ તને મહિનાને અંતે અહીજ મલશે. ભૂતરમણ યક્ષની વાણી કુમારે અંગીકાર કરીને યક્ષ અદશ્ય થઇ ગયો. મારી પણ નિદ્રાનો નાશ થવાથી હું જાગ્યો ને મેં કહ્યું. "મિત્ર! હવે તમે સૂઈ જાઓ."

રાજકુમાર પણ નિદ્રાવશ થઈ ગયો. તે જ્યારે જાગ્યો ત્યારે પ્રાતઃકાળ થઈ ગયો હતો. સવિતાનારાયણે જગતને જાગ્રત કરી પોતપોતાના કર્તવ્યમાં જોડી દીધું હતું, દેવની પ્રેરણાથી મંત્રીઓ ને સામંતો વાદિત્રોના નાદ સાથે નગરમાં આવી પહોંચ્યા, પ્રજા પણ ચારેકોરથી નગરમાં પાછી ફરવા લાગી. સર્વેએ રત્નકુમારનો રાજ્યાભિષેક કર્યો. તેનું નામ રાખ્યુ દેવપ્રસાદ.

દેવપ્રસાદને મંત્રી સામંતોએ પોતાની રૂપવતી અનેક કન્યાઓ પરણાવી દીધી. એવો રાજ્યભોગ છતાં રાજાને શાંતિ થતી નહિ. એકદા રાજાએ મને કહ્યું "મિત્ર! આ રાજ તું ગ્રહણ કર. કેમકે તારા સમાગમથી આ પ્રાપ્ત થયું છે."

"હે સ્વામી! એમ ના બોલો. આપના ભાગ્યે જ આ રાજ્ય આપને મલ્યું છે વલી આપને ભાઇનો મેલાપ પણ અહીં થવાનો છે એ વાત શું ભૂલી ગયા ? છતાં હું આપના ભાઈની શોધ માટે જાઉં છું. મને એમનું નામ ઠામ વગેરે કહો." મારી વાણીથી શાંત થયેલા રાજા રત્નસારે (દેવપ્રસાદે) મને એમના ભાઈ સંબંધી સર્વે હકીકત કહી સંભળાવી. તે પછી તરતજ હું રાજકુમાર ગિરિસુંદરની શોધ માટે ત્યાંથી નિકળી ગયો તે આજે ફરતો ફરતો અહીં આવેલો છું તો હે મુસાફરો! તમે અનેક દેશથી આવ્યા છો. તો મારા સ્વામીનો બંધુ તમે કયાંય

જોયા છે?" એમ કહી એ મુસાફરે પોતાની વાત પૂરી કરી.

બધાય મુસાફરો એ વાત સાંભળીને ખુશી થયા પણ ગિરિસુંદરની ભાળ-સમાચાર કોઇ આપી શક્યું નહિ, પણ સામાન્ય વેશમાં રહેલો ગિરિસુંદર બોલ્યો. "હે પથિક! તને ધન્ય છે. તારી મિત્રતાને ધન્ય છે કે જે મિત્રને માટે તું આટલો બધો ક્લેશ સહન કરે છે. તું મને એ દેવપ્રસાદ ભૂપનું દર્શન કરાવ, મારા સમાગમથી એ રાજા પોતાના બંધુના વિરહને ભૂલી જશે-સર્વે સારૂં થશે."

"જો એમ હોય તો ચાલો ઝટ," તે બન્ને મિત્રો બનેલા ત્યાંથી ગાંધારપુરના રસ્તે પડ્યા.

## ૪

## પરદેશમાં

ચંદ્રહાસ ખડ્ગના પ્રભાવથી ગિરિસુંદર પેલા મુસાફર સાથે ગાંધારપુરમાં ખુબ શીઘ્રતાથી આવી પહોચ્યો. મિત્રો થયેલા તેઓ બન્ને રાજસભામાં આવી પહોંચ્યા ત્યારે દેવપ્રસાદ પોતાના મિત્રની સાથે આવેલા આ પુરૂષને જોઈ ઘણો ખુશી થયો એના મિત્રે કહ્યું. "દેવ! આપના દર્શનની અભિલાષાવાળા આ પુરૂષ વિદ્યાવાન અને ગુણવાન નર છે."

દેવપ્રસાદે બન્નેનું સ્વાગત કર્યું. રાજાને સામાન્ય વેશ ધારી ગિરિસુંદર ઉપર પરમ સ્નેહ થયો. રૂપ, પરાવર્તન હોવાથી પોતાના ભાઇ તરીકે એ પુરૂષને રાજા જાણી શક્યો નહિ. કેટલોક સમય જવા છતાં ગિરિસુંદર ન આવવાથી રાજા વિચાર કરવા લાગ્યો "ભાઈના નહી આવવાથી દેવવાણી પણ વ્યર્થ થઈ કે શું? અથવા તો

એ વિચાર વડે કરીને શું ? બંધુ વિયોગના દુઃખથી મુક્ત કરનાર એક મૃત્યુ શ્રેયસ્કારી છે માટે અગ્નિપ્રવેશ કરૂં"

એ પોતાનો અભિપ્રાય રાજાએ ગિરિસુંદર અને મિત્રને કહ્યો. એનો અભિપ્રાય જાણી ગિરિસુંદર બોલ્યો. "તમારે એમ કહેવું વ્યાજબી નથી. ઉજ્વળ એવા તમારા ગુણોએ કરીને વશ થયેલો હું તેને શું તમે હવે મારી નાખવા ધારો છો કે? તમારા સ્નેહને વશે કરીને તો હું અહીંયાં રહેલો છું, માટે કર્ણને શૂલ સમાન એ વચન તમારે બોલવું યુક્ત નથી."

"શું કરૂં ? મારો ઉપાય નથી, દેવતાએ કહેવા છતાં પણ મને ભાઇનો મેળાપ થયો નહિ. ને ભાઇ વગર હું જીવીશ નહિ માટે મને તમે આજ્ઞા આપો ને આ રાજ્ય તમે સુખેથી ભોગવો."

"દેવ વાક્ય કદાપિ મિથ્યા થતું નથી. માનોને કે હું જ તમારો ભાઇ છું. ભાઇને જોવા માટે આખી પૃથ્વીનું ઉલ્લંઘન કરી તને જોઈ હું સંતોષ પામું છું. તો મને જોઈ તું પણ સંતોષ પામ."

એ પુરૂષનાં વચન સાંભળી રત્નસારે ચિંતવ્યું. "નક્કી આ મારો જેષ્ઠ ભ્રાતા ગિરિસુંદર જ છે. રૂપ પરાવર્ત્તન વિદ્યાએ કરી એણે પોતાનું સ્વરૂપ બદલી નાંખ્યું છે. અન્ય રૂપમાં હોવા છતાં મને એના ઉપર પુજ્ય બુદ્ધિ રહે છે ને ગિરિસુંદર જેવા સ્નેહથી હું એને જોઉં છું. કારણ કે તેવા પ્રકારના દેવતાઓની વાણી અન્યથા થતી નથી." મનમાં વિચાર કરી રત્નસાર બોલ્યો "જો કે તમારી વાણી સત્ય છે તમારા તરફ મારો પક્ષપાત પણ ખુબ છે છતાં તમારા સામાન્ય વેશથી મને નવાઈ લાગે છે કે આ શું ? "

રત્નસારની આતુરતાથી ગિરિસુંદરે પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું પોતાના જેષ્ઠ ભ્રાતા ગિરિસુંદરને જોઈ ખુબ ખુશી થયેલો રત્નસાર વડીલ ભાઇને સારી રીતે મલ્યો–ભેટયો વડીલનો મેળાપ થવાથી રાજાએ પોતાની ખુશી પ્રગટ કરવાને વર્ધાપન મહોત્સવ કર્યો. ત્યાં સુખમાં કેટલોક સમય પસાર થયો.

દેવતાની અનુમતિથી પેલા મહસેન નામે મિત્રને ગાંધારપુરનું રાજ્ય અર્પણ કરી સારી રીતે શિક્ષા આપીને સપ્તાંગ સેનાથી પરવરેલા બન્ને ભાઈ પોતાના વતન જવાને નીકળ્યા. માર્ગમાં અનેક રાજાઓથી પૂજાતા, દેવતાઓ અને વિદ્યાધરો વડે આકાશમાં જોવાતા તેઓ કેટલીક પૃથ્વીનું ઉલ્લંઘન કરી પુંડ્રપુર નગરની સમીપે આવી પહોંચ્યા.

પોતાના બન્ને પુત્રોનાં આવાગમન જાણી રાજા ઘણો ખુશી થયો અને તેમનો મોટો પ્રવેશ મહોત્સવ કર્યો. બન્ને કુમારો પોતપોતાના માતપિતાને મલ્યા. ગિરિસુંદરે પણ પેલા પાતાલગૃહમાંથી પોતાની પત્નીઓને તેડાવી લીધી રૂદ્ધિસિદ્ધિ જેની હતી તેને હવાલે કરી દીધી. રાજાના પૂછવાથી ગિરિસુંદરે ચોરનો નિગ્રહ કર્યો ને રત્નસારનો મેળાપ થયો એ બધી ય હકીકત કહી સંભળાવી.

ગિરિસુંદરની વાત સાંભળી ચમત્કૃત થયેલો રાજા તેમના અદ્‌ભૂત પુણ્યની પ્રશંસા કરવા લાગ્યો. બાળક છતાં આવાં મહાભારત કાર્ય કરનારનો પૂર્વ ભવ કેવોક હશે? તે જાણવાની રાજાની જીજ્ઞાસા વૃદ્ધિ પામી.

રાજાની આતુરતા જોઇ પુરોહિત બોલ્યો, "દેવ! કુસુમાકર નામના ઉદ્યાનમાં શ્રી જયનંદન સૂરીશ્વર પધાર્યા છે તે આપની અભિલાષા પૂર્ણ કરશે. પુરોહિતની વાણી

સાંભળી રાજા સકલ પરિવાર સાથે ગુરૂને વાંદવાને આવ્યો. ગુરૂને વાંદી યથાસ્થાને ધર્મોપદેશ શ્રવણ કરવાને બેઠો. ગુરૂએ પણ રાજાની આગળ ધર્મોપદેશ શરૂ કર્યો.

"શુભ અને અશુભ કર્મથી પ્રાણીઓ ઉચ્ચ અને નીચકુળમાં જન્મ ધારણ કરે છે. દેવ ને નારકી, રાજા અને રંક, વિદ્વાન અને મૂર્ખ, સુખી અને દુઃખી, રૂપવાન અને કદરૂપા, એ બધા શુભ અશુભ કર્મના ભેદો સમજવા. દયાદિક વડે કરીને માણસ પુણ્ય ઉપાર્જન કરે છે જેથી સ્વર્ગાદિક અદ્દભૂત સુખને મેળવે છે તેમજ ચારિત્રધર્મનું આરાધન કરી સ્વર્ગ ઉપરાંત અપવર્ગની લક્ષ્મી પણ શું તે નથી મેળવતો ? માટે શુદ્ધ એવો જીનેશ્વર ભગવાને કહેલો ધર્મ હે પ્રાણીઓ ! તમે આરાધો."

ગુરૂનો ઉપદેશ સાંભળી રાજા શ્રીબલે ગિરિસુંદર અને રત્નસારનો પૂર્વ ભવ પૂછયો. જેના ઉત્તરમાં ગુરૂએ શંખરાજા અને કલાવતીથી શરૂ કરીને સર્વે ભવ કહી સંભળાવ્યા. ગ્રૈવેયકનાં સુખ ભોગવી તેઓ બન્ને તારા કુળમાં ઉત્પન્ન થયા છે. એ બધા ચારિત્રરૂપી વૃક્ષનાં મનોહર ફુલ જાણવાં. મુક્તિને આપનારા એ ધર્મનાં રાજ્યાદિક પ્રાપ્તિરૂપ ફુલ એ તો સામાન્ય ફુલ છે. અનાજને માટે ખેતી કરનારા ખેડુતને તૃણની સમાન છે. પણ આશ્ચર્યની વાત તો એ છે કે એક મુનિને શુદ્ધ આહાર આપવાથી તમને ચારેને આ અદ્દભૂત રાજ્ય પ્રાપ્ત થયું."

ગુરૂનાં વચન સાંભળી રાજા વિસ્મય પામતો બોલ્યો હે ભગવન્! શી રીતે એ બધું થયું ? આપ જરા સ્પષ્ટતાથી કહો."

ગુરૂએ શ્રીબલ રાજાનો પૂર્વભવ કહેવો શરૂ કર્યો. "પ્રતિષ્ઠાનપુર નગરમાં સુમેઘ નામે કુળપુત્રને વિન્ધ્ય અને

શંબર નામે બે પુત્રો હતા, પોતાની દરિદ્રાવસ્થા હોવાથી બન્ને પુત્રો ધન કમાવાને કંઈક ભાતા સાથે કાંચનપુર તરફ ગયા. કારણ કે ક્ષુધાની વેદના જાગે છતે વ્યાકરણ ભણવાથી કાંઇ દૂર થતી નથી તેમજ જલની ઈચ્છાવાળાને કાવ્યરસથી પણ તૃપ્તી થતી નથી અને વેદના છંદના સ્તોત્રો વડે કાંઇ કુળનો ઉદ્ધાર થતો નથી, માટે જો ધન ઉપાર્જન ન કર્યું તો બધી ય ક્રિયાઓ નિષ્ફળ જાણવી.

અન્યદા માર્ગમાં ભોજન સમયે એક કંદોઇની દુકાનેથી મીઠાઇ વગેરે લાવીને કોઇ વૃક્ષ નીચે ભોજન કરવાને બેઠા. ભાગ્યયોગે માસોપવાસી કૃશ થયેલા મુનિ ધર્મલાભ કહેતા ત્યાં આવી ચડયા. એ મહામુનિને જોઈ ભક્તિથી ભરપુર હૃદયવાલા તેઓએ એ નિર્દોષ મિષ્ટાન્નથી તેમને પ્રતિલાભિત કર્યા. મન, વચન અને કાયાના એકદમ શુભ અધ્યવસાયથી તેમણે ભોગ્ય કર્મ ઉપાર્જન કર્યું.

તે સમયે યક્ષના મંદિરમાં આવેલી બે રાજયકન્યાઓ આ દાનને જોઈ તેમની અને દાનની ખુબ પ્રશંસા કરવા લાગી. પ્રશંસા કરતી તે રાજકન્યાઓ પોતાના નગરમાં ચાલી ગઇ એવી રીતે એ ચારે જણે એક સરખુ પુણ્ય ઉપાર્જન કર્યું. તે પછી બન્ને ભ્રાતાઓ દાનની અનુમોદના કરતા કાંચનપુરના ઉદ્યાનમાં આવ્યા ત્યાં એક વૃક્ષની નીચે વિશ્રામ લેવાને બેઠા.

તે સમયે કાંચનપુરના ચંદ્ર રાજાનો પટ્ટહસ્તિ આલાન સ્થંભ ભાગીને નગરીમાં રંજાડ કરવા લાગ્યો જેથી લોકો હાહાકાર કરતા નાસ ભાગ કરવા લાગ્યા. બન્ને બાંધવો આ કોલાહલ સાંભળીને નગરમાં આવ્યા. પટ્ટહસ્તીને કોઇ વશ કરી શકયું નહિ, ને ગૃહ, હાટ, દુકાન વગેરે ભાગતો મધ્ય ચોકમાં આવ્યો. રાજાએ ઢંઢેરો પીટ-

વ્યો "જે બળવાન પુરૂષ હાથીને વશ કરશે તેને રાજા મનગમતું ઇનામ આપશે."

પણ એ ઢંઢેરો સાંભળવાની કોઇને પડી નહોતી, સૌને પડી હતી પોતપોતાનો જીવ બચાવવાની. આ કોલાહલ સાંભળી પેલા પરદેશી બન્ને ભ્રાતાઓમાં વિન્ધ્યે કમર કસી અને તૈયાર થઇ પટ્ટહસ્તી સામે આવ્યો. ગજવિદ્યામાં કુશલ એ વિન્ધ્યે ગજરાજને ખુબવાર કલેશ પમાડી–ભમાડી વશ કર્યો. ને તેને આલાન સ્થંભે બાંધ્યો.

ગજરાજ વશ થવાથી લોકો આનંદ પામ્યા. રાજપુરૂષોએ વિન્ધ્યને રાજા પાસે હાજર કર્યો. રાજાએ પ્રસન્ન થઈ વરદાન આપ્યું, તેમની ઇચ્છાથી રાજાએ બન્નેને રાજસેવામાં રાખી લીધા. તેમની ઇચ્છા કરતાં પણ અધિક ધન આપ્યું. ચિરકાલ ત્યાં સુખ ભોગવીને સમાધિમરણ કરી ત્યાંથી દેવકુરૂમાં બન્ને નર તરીકે ઉત્પન્ન થયા. અનુમોદન કરનારી પેલી નૃપપુત્રીઓ પણ સુખ ભોગથી કાલ કરીને દેવકુરૂ ક્ષેત્રમાં તે બન્ને નરની સ્ત્રીઓ તરીકે ઉત્પન્ન થઇ. દશ પ્રકારના કલ્પવૃક્ષથી જેમના મનોરથ પૂર્ણ થાય છે, અને જેઓ અહમિંદ્ર જેવા સુખી, સંતોષી ને ગુણવાન છે. એવા તેઓ ત્રણ પલ્યોપમ સુધી સુખ ભોગવીને સૌધર્મ કલ્પમાં દેવ થયા. ત્યાંથી પુંડ્ર-નગરના મહાબલ રાજાની વિલાસવતી પટ્ટરાણી થકી તમે અને પેલી બન્ને નૃપ પુત્રીઓ તમારી સાથે સુખ ભોગવતી દેવકુરૂમાંથી પહેલા દેવલોકે તમારી દેવીઓ થઇ. ત્યાંથી પહેલી પદ્મખંડ નગરના મહસેન રાજાની પુત્રી સુલક્ષ્મણા નામે થઇ. તે હે રાજન ! તમારી પત્ની થઇ. બીજી વિજય નગરના પદ્મરથ રાજાની પુત્રી લક્ષ્મણા નામે યુવરાજની પત્ની થઈ. એ બન્ને કન્યાઓ તમને શી રીતે પામ થઈ તે સાંભળો.

## ૫
## ગુરૂ ઉપદેશ.

શ્રીબલ અને શતબલ જ્યારે નવીન યૌવનવયમાં આવ્યા ત્યારે એક દિવસે શ્રીગુપ્ત સિદ્ધપુત્રે વિદ્યા સાધન કરવા માટે શ્રીબલકુમારની સહાય માગી. શ્રીબલે તે વાત અંગીકાર કરવાથી તે બન્ને કૃષ્ણ ચતુર્દશીની રાત્રીએ શ્મશાન ભૂમિમાં ગયા, ત્યાં મંડલને આલેખી શ્રીગુપ્ત વિદ્યા સાધવા લાગ્યો ને શ્રીબલ હાથમાં ખડ્ગને રમાડતો તેની રક્ષા કરવા લાગ્યો.

તે સમયે ભયંકર સ્વરૂપને ધારણ કરનારો એક પિશાચ પ્રગટ થયો તે મંત્ર સાધન કરતા શ્રીગુપ્તના કેશને ખેંચી તેને જંગલમાં ઢસડતો ચાલ્યો. શ્રીબલ કુમાર તેની પછ- વાડે દોડયો. પિશાચની પાછળ દોડતો શ્રીબલ મહાભયંકર વનમાં આવી પહોંચ્યો પ્રાતઃકાળ થયો ત્યારે ન મળે પિશાચ કે ન મળે શ્રીગુપ્ત.

પણ એક સ્રીનો કરૂણ રૂદન સ્વર સાંભળી કુમાર તેની સમીપે ગયો. ત્યારે વૃક્ષની શાખાએ ગળે ફાંસો ખાતી તે બાળા બોલી. "હે વન દેવતાઓ ! મારૂં વચન સાંભળો. મારા પિતાએ આપેલો એ શ્રીબલ કુમાર આ ભવમાં તો મારો પતિ ન થયો પણ ભવાંતરમાં થજો."

એ ગળે પાશ દઈને આત્મહત્યા કરતી બાળાના શબ્દો શ્રીબલે સાંભળ્યા કે ત્યાં જઇ તરતજ પાશ છેદી નાખ્યો. આ ભયંકર અરણ્યમાં પોતાને બચાવનાર આ પુરૂષને જોઇ બાળા પોતાનાં અંગને વસ્રોથી આચ્છાદિત કરતી બોલી. "અરે ! સર્વને સાધારણ એવું મૃત્યુ પણ મારે તો દુર્લભ થયું."

બાળાને આશ્વાસન આપતો કુમાર બોલ્યો. "બાળા !

' કોણ છે? અને શા માટે મૃત્યુનો ઉદ્યમ કરતી હતી તે
હે."

એ પુરૂષના શબ્દોથી રાજી થતી બાળા બોલી.
' પદ્મખંડ નગરના રાજા મહસેનની હું રાજપુત્રી. મારૂં
ામ સુલક્ષ્મણા. મારાપિતાએ મને મહાબલ નરેશના
ત્ર શ્રીબલને આપેલી હતી. એકદા સખીઓ સાથે ક્રીડા
રતાં કોઈ અધમ વિદ્યાધર મારૂ હરણ કરી ગયો તે આ
ંગલમાં મને મુકી અપરાજીતા નામની વિદ્યા સાધવાને
યો છે. તે સમયનો લાભ લઇ એ દુષ્ટ મારા ઉપર બલા-
ાર કરે તે કરતાં મારે મારા પ્રાણોને જ છોડવા એમાં ખોટું
ં છે? કુમાર!" બાળા સુલક્ષ્મણાએ પોતાની કથા ટુંકા-
માં કહી સંભળાવીને ઉપરથી પૂછયું. "આપ શ્રીમાન
ાણ છો? આ ભયંકર અરણ્યમાં આપ એકલા કયાંથી?"

સુલક્ષ્મણાના પ્રશ્નના ઉત્તરમાં કુમારે પોતાની ઓળ-
ાણ આપી. જેથી બાળા પોતાના ભાવી પતિને જાણી
ાજી થઈ. એ સમય દરમિયાન વિદ્યા સિદ્ધ કરી શ્રીગુપ્ત
ણ નિમિત્તજ્ઞાનથી જાણીને શ્રીબલની પાસે આવ્યો.
ીગુપ્તને જોઈ શ્રીબલ અધિક પ્રસન્ન થઇ બોલ્યો. "મિત્ર!
ેશાચ કયાં ગયો ને તેના પંજામાંથી તું શી રીતે મુક્ત
યો.?"

"મિત્ર! એ બધી પિશાચની માયા હતી, મને કાંઇ
ણ વિઘ્ન વગર વિદ્યા સિદ્ધ થઇ પણ તને ન જોવાથી હું
:ખી થઇને નિમિત્તથી તારો વ્યતિકર જાણી હું આવી
હોંચ્યો છું. નિમિત્તથી એ પણ મેં જાણ્યું કે તારા સત્વથી
સન્ન થયેલો એ પિશાચ તારી પ્રિયાનું રક્ષણ કરવા માટે
ને અહીયાં ખેંચી લાવ્યો છે. તો હે મિત્ર! ગાંધર્વ
ાવાહથી અત્યારે જ તું આ બાળા સાથે લગ્ન કર. અત્યા-

રનું મુહૂર્ત્ત ઘણું જ સુંદર અને ભવ્ય છે.”

મનને અનુકૂળ વાર્તા સાંભળી ખુશી થયેલા શ્રીબલે સુલક્ષ્મણા સાથે ગાંધર્વ વિધિથી લગ્ન કરી દીધાં. પછી ત્રણે જણ વટ વિદ્યાની સહાયથી ક્ષણ માત્રમાં પુંડ્રપુર નગરમાં આવી ગયાં. મહાબલ રાજાએ આ સઘળી હકીકત મહસેન રાજાને જણાવવાથી રાજાએ રાજી થતાં પોતાના મંત્રીઆદિને મોકલી વિવાહ મહોત્સવ ઉજવી ખુબ પહેરામણી આપી.

શ્રીબલના ગુમ થવાથી શતબલ ભાઇને શોધવા સૈન્ય સહિત ચાલ્યો. તે દેશના સીમાડે વનમાં રહેલા તાપસના આશ્રમમાં આવ્યો. તો શોકથી આકુળ વ્યાકુલ તાપસ અને તાપસીઓને જોઇ શતબલે પૂછ્યું. “આ બધું શું છે?”

શતબલકુમારને એક તાપસે કહ્યું. “રાજકુમાર! સાંભળો. વિજયપુર નગરના પદ્મરથ રાજાની લક્ષ્મણા નામની કન્યા મંત્રી આદિ પરિવાર સાથે શતબલકુમારને વરવા પુંડ્રપુર તરફ જતી હતી. ગઇ રાત્રીએ અમારા આશ્રમમાં તેઓએ નિવાસ કર્યો. વાત એમ બની કે કિરાત દેશના અરિમથન રાજાનો કુંજર નામે કુમાર એને પરણવાની ઇચ્છા કરતો હતો. પણ તેની ઇચ્છા સફલ ન થવાથી રાત્રીને સમયે આ આશ્રમમાં આવી કન્યાને હરી ચાલ્યો ગયો છે. જેથી અમે બધાં શોક કરીયે છીએ. કે શતબલમાં પ્રીતિ વાળી એ કન્યા નિશ્ચય વાટમાં જ મરી જશે.”

એ વાત સાંભળી શતબલ ક્રોધથી ધમધમતો કુંજરના માર્ગે દોડયો. શીઘ્ર ગતિએ જતા એણે કુંજરને પકડી પાડયો, તેની સાથે ભયંકર સંગ્રામ કરી કુંજરને હરાવી લક્ષ્મણાને લઈ પાછો ફર્યો. તે દરમિયાન શ્રીગુપ્ત આકાશ

માર્ગે ત્યાં આવી શ્રીબલના સમાચાર જણાવી તેને ખુશી કર્યો. શ્રીગુપ્તની સહાયથી ક્ષણમાં તેઓ પુંડ્રપુર આવી પહોંચ્યા, ત્યાં ભાઇને મળી શતબલ ઘણો રાજી થયો. સારા મુહૂર્તે તે પણ લક્ષ્મણાને મહોત્સવપૂર્વક પરણ્યો. તે પછી અનુક્રમે તમે બન્ને રાજા અને યુવરાજ થયા. તમે ચારેએ પૂર્વ ભવે કરેલા સુપાત્રદાનથી આ ભવમાં તમને સુખ પ્રાપ્ત થયું. " એ રીતે સૂરીએ શ્રીબલ વગેરેનો પૂર્વ ભવ કહી સંભળાવ્યો, પણ પેલા વિદ્યાધરની હકીકત ન આવવાથી રાજાએ પૂછયું. " ભગવન્! એ વિદ્યા સાધવા ગયેલા વિદ્યાધરનું શું થયું ? "

" વિદ્યા સાધતા એ વિદ્યાધરને દેવીએ છળવાથી એનું મગજ ખસી ગયું. ગાંડાની માફક જ્યાં ત્યાં ભટકતો તે અનુક્રમે કાંપિલ્યપુર નગર આવ્યો. ત્યાં અઠ્ઠાવીશ લબ્ધિ યુક્ત એવા મહા મુનિ હરિષેણ ગુરૂને જોઇ તેમના તપોબળથી દેવીનો છળ દૂર થઇ ગયો. પછી તો પશ્ચાત્તાપ કરતા તે વિદ્યાધરે ગુરૂ પાસે ધર્મ સાંભળીને વૈરાગ્ય પામી દીક્ષા ગ્રહણ કરી. અનુક્રમે કેવળજ્ઞાન પામી તે વિદ્યાધર મુનિ મોક્ષે ગયા. "

ધર્મ સાંભળી વૈરાગ્ય પામેલા શ્રીબલ રાજાએ ગિરિસુંદરને રાજ્યગાદી સમર્પણ કરી. રત્નસારને યૌવરાજ પદ આપી શતબલ આદિ અનેક રાજ પુરૂષો સાથે દીક્ષા ગ્રહણ કરી.

૬

## સંયમલક્ષ્મી

ન્યાયથી પ્રજાનું પાલન કરતા બન્ને બાંધવો (ગિરિસુંદર અને રત્નસાર) પુણ્યનાં મધુરાં ફલનો અનુભવ કરી રહ્યા હતા. એ રાજ્ય સુખમાં પાણીના પ્રવાહની માફક યુગના યુગ પસાર થઇ ગયા. રમણીય અને મનોહર યુવાની

પણ થોડીજ કાંઇ કોઈની કાયમ ટકી રહે છે? એ યુવાની ગઇ. મસ્તકના શ્યામ કેશ પણ શ્વેત વર્ણ ધારણ કરવાની હરીફાઈ કરી રહ્યા હતા. સુખ અને ભોગો ભોગવીનેય થાકી ગયા હતા. એવા સુખમાં પણ એ ભાગ્યવાનને એક દિવસે વૈરાગ્ય આવ્યો.

પોતાના પ્રતાપ તેજથી પૃથ્વી મંડળના શત્રુઓને જીતી લીધેલા હોવાથી આજે જગત ઉપર શાંતિનું મોજું ફરી રહ્યું હતું. પૃથ્વી મંડળના રાજાઓ શું કે સુભટો શું સર્વે રંગ રાગમાં પડી ગયા હતા. લક્ષ્મીના સદ્ વ્યયથી અનેક દારિદ્ર રૂપી વૃક્ષને છેદી દાનનું અનુપમ ફળ ભોગવી રહ્યા હતા. જીનેશ્વરના પ્રાસાદો કરાવી જિન પ્રતિમાઓની સ્થાપના કરી જૈન શાસનનો ઉદ્યોત કરી રહ્યા હતા. દેવ ગુરૂ અને ધર્મની સેવા કરતા તે સાતેક્ષેત્રોમાં ધનનો વ્યય કરતા તેઓ બની શકે તે પ્રમાણે શ્રાવક ધર્મની આરાધના કરી રહ્યા હતા.

રાજા ગિરિસુંદર એક દિવસે નિશાના ચતુર્થ પ્રહરે સ્વપ્નમાં પર્વતના શિખર ઉપર રહેલો પોતાને જોયો. એ સ્વપ્ન જોઇ જાગ્રત થયેલા રાજાના વિચારો કેવા નિર્મળ અને પવિત્ર હતા. પરમેષ્ઠીમંત્રનું સ્મરણ કરતો રાજા પ્રાતઃકાલે જાગ્રત થઇ જીનમંદિરમાં ગયો. જીનેશ્વરની સેવા પૂજા કરી નગરની બહાર ઉદ્યાનમાં એક આમ્રવૃક્ષની છાયાનો આશ્રય લઇ રહેલા મુનિને જોઈ વાંદવા આવ્યો. મુનિએ ધર્મને યોગ્ય જાણી તેને ધર્મોપદેશ આપ્યો.

મુનિના ઉપદેશથી વૈરાગ્યવંત થયેલા રાજા ગુરૂને નમી ઘેર આવ્યા. દીક્ષાની ભાવનાવાળા રાજાએ પોતાનો અભિપ્રાય રત્નસારને કહી સંભળાવ્યો. રાજાની દીક્ષાની ભાવના જાણી રત્નસારે કહ્યું. "હે બંધો! મૂર્ખ પુરૂષો

જ ગઈ વાતનો શોક કરે છે. શ્રામણ્ય સુખના લોભી આપણને તુચ્છ સાંસારિક સુખોમાં રાચવું યોગ્ય નથી. ગુરૂનો યોગ પ્રાપ્ત થતાં આ સંસાર કારાગ્રહમાં પૂરાઇ રહેલા આપણે દીક્ષા ગ્રહણ કરી પૃથ્વી મંડલપર વિહરશું. એ જ ગ્રામ અને નગરને ધન્ય છે કે જ્યાં આપણા ગુરૂ જયનંદનસૂરીશ્વરજી વિચરી રહ્યા છે.” ગુરૂરાજના આગમનની રાહ જોતા એ બન્ને બાંધવો કાલક્ષેપ કરી રહ્યા હતા, તે દરમિયાન ગુરૂ મહારાજ ત્યાં આવી પહોંચ્યા, તેની વનપાલકે વધામણિ આપી.

રાજા પોતાના બાંધવાદિક પરિવાર સાથે ગુરૂ જયનંદનસૂરીશ્વરને વાંદવાને આવ્યો ને ગુરૂને વાંદી યોગ્ય આસને બેસી ઉપદેશ સાંભળવા બેઠો. ગુરૂએ પણ રાજાને યોગ્ય જાણી ઉપદેશ આપ્યો.

“હે ભવ્યો! દુર્લભ મનુષ્યભવ પામીને વિવેકી એવા તમારે ધર્મને વિષે યત્ન કરવો જોઇએ. કારણકે પિતા, માતા, ભાઈ, સ્ત્રી, પુત્ર, મિત્ર અને સ્વામી, કરતાં પણ ધર્મ અધિક શ્રેષ્ઠ છે. આ જન્મમાં કે પર જન્મમાં પ્રાણીને ધર્મ જેવું હિતકારી કોણ છે? દાંત વગર જેમ હાથી શોભા પામતો નથી, ચંદ્ર વગર નિશા શોભતી નથી, સુગંધ વગર પુષ્પ શોભે નહિ, જલ વગર સરોવર શોભતું નથી, લવણ વગર અન્ન સુંદર લાગતું નથી, નિર્ગુણી પુત્ર તેમજ ચારિત્રહીન યતિ જેમ શોભતો નથી, તેમજ દેવ વગરનું મંદિર જેમ શોભતું નથી, તેમ માનવી પણ ધર્મ વગર શોભતો નથી.

માટે હે રાજન્! ધંતુરાના ફુલના જેવા અસાર સંસારમાં તારે પ્રીતિ કરવી નહિ. ઈંદ્રજાલની માફક આંખો મીંચાતાં આખરે કાંઇ નથી. કેમકે જન્મ છે તે

મૃત્યુને માટે છે, યુવાની જરાવસ્થા માટે રહેલી છે, ભો
રોગોને કરનારા છે તો એવી તુચ્છ ને અલ્પ કાળ વા
વસ્તુઓમાં કોઇ પ્રાણી રાચીમાચીને આસક્ત થાય ની

ધર્મની ભાવના વાળા જીવો જ યત્નથી ધર્મકાર્ય
જોડાઈ જીવનને સુધારી લે છે. ડાહ્યા જનો તો બગડે
બાજીને પણ છેવટ જતાંય સુધારી લે છે. જેઓ ભોગ
આસક્ત બનીને પાપકાર્ય આંખો મીંચી કર્યે જાય છે
ધર્મ કરવા માટે ફુરસદ પણ મેળવી શકતા નથી, તે
આખરે તો ભવાંતરે કુંભી પાકમાં પકાવું પડે છે. પર
ધામીઓની વેદના સહન કરવી પડે છે. મહા રૌરવ ન
દુઃખના ભોક્તા થવું પડે છે. માટે હે ભવ્ય! તમે પ્રમાદ
ત્યાગ કરી ધર્મને વિષે ઉદ્યમ કરનારા થાઓ!"

શ્રી જયનંદનસૂરીશ્વરનો ઉપદેશ સાંભળી દી
માટે આતુર થયેલો રાજા નગરમાં આવી રાજકુમારસ
સુંદરને રાજ્યે સ્થાપન કરી દીક્ષા લેવાને તૈયાર થ
રાજાની સાથે રત્નસાર યુવરાજ પણ દીક્ષા લેવાને તૈય
હોવાથી જીનેશ્વરની પૂજા રચાવી મોટો વર્ધાપન મહોત્સ
કર્યો. શુભ મુહૂર્ત્તે બન્નેએ દીક્ષા ગ્રહણ કરી. અલ્પ દિ
સમાં તેઓ અગીયારે અંગના જ્ઞાતા થયા.

ઉત્કૃષ્ટ સંયમના રંગથી રંગાએલા, ધ્યાન અને ક્રિયા
તત્પર લગભગ સમાન તીવ્ર તપસ્યા કરતા તેઓ કૃશાં
વાળા થઇ ગયા. પૃથ્વી ઉપર વિહાર કરતા અને અ
રાજાઓથી પૂજાતા એ બે મહા મુનિઓ અનુક્રમે અ
સણને આરાધી શરીરને પણ વોસરાવી દીધું.

પંચ પરમેષ્ઠીનું ધ્યાન કરતા તે બન્ને મહામુનિ
કાલ કરીને નવમા ગ્રૈવેયકમાં એકત્રીશ સાગરોપમ
આયુવાળા અને બે હાથ શરીર પ્રમાણવાળા અહં

દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં દેવતાઓનાં ઉત્કૃષ્ટ સુખને ભોગવતા ને પોતાના મણિ રત્ન જડિત દિવ્ય વિમાનમાં સમયને વ્યતીત કરતા, જતા એવા કાળને પણ જાણતા નહિ. ઇર્ષ્યા, વિષય કષાયથી રહિત તેમજ દિવ્ય ભોગ સુખમાં પ્રીતિવાળા તેમના સુખની આપણે કલ્પનાય શી કરીયે ?



# પરિચ્છેદ ૯ મો
## કનકધ્વજ અને જયસુંદર

### ૧
### સત્તરમા ભવમાં

બંગાળ દેશમાં આવેલી તામ્રલિપ્તી નગરી પોતાની અનુપમ શોભાથી આજે અલકાપુરીને પણ જીતી ગઈ હતી. ત્યાં સુમંગલ નામે રાજા ઇંદ્રના જેવો પરાક્રમી હતો. ત્યાંની સ્ત્રીઓની સુંદરતાથી પરાભવ પામેલી અપસરાઓ લજ્જાથી સ્વર્ગમાં છુપાઇ ગઈ હતી. મનુષ્યો રૂપવાન અને દેવતાની માફક ક્રીડા કરતા સુખમાં સમય પસાર કરતા હતા. એવી મનોહર સ્વર્ગપુરી તામ્રલિપ્તી નગરીના રાજાને શ્રીપ્રભા નામે પટ્ટદેવી હતી. તેની કુક્ષીને વિશે ગિરિસુંદરનો જીવ ઉત્પન્ન થયો. તે સમયે સ્વપ્નામાં સિંહથી અંકિત અને કુસુમાદિકથી પૂજાએલી રત્નમંડિત દંડવાળી આકાશમાં નૃત્ય કરતી ધ્વજાને જોઇ. જાગ્રત થયેલી રાણી ખુશી થતી રાજા પાસે ગઈ. રાજા પાસેથી પુત્ર જન્મની વાત સાંભળી ગર્ભનું પોષણ કરવા લાગી. સારા દોહદે રાણીને પુત્રપ્રસવ થયો તેનું નામ રાખ્યું કનકધ્વજ.

રાજાની બીજી રાણી સ્વયંપ્રભાની કુક્ષીએ રત્નસારનો જીવ નવમા ગ્રૈવેયકના સુખ ભોગવીને ઉત્પન્ન થયો. તેનું નામ રાખ્યું જયસુંદર. પિતાએ ધનવ્યય કરી બન્ને પુત્રોનો જન્મ મહોત્સવ કર્યો.

અનુક્રમે વૃદ્ધિ પામતા બન્ને ભણી ગણી કલા વિશારદ થયા. તે સાથે નવીન યૌવનરૂપી વનમાં આવ્યા. ભવાંતરના સ્નેહથી આ ભવમાં પણ એમનો સ્નેહ અપૂર્વ

હતો. પાપથી રહિત, નિર્દોષ રમત ગમતમાં તે બન્ને પોતાનો સમય પસાર કરતા હતા. રાધાવેધ આદિ અનેક પ્રયોગ કરીને પોતાની કળાને સાર્થક કરી રહ્યા હતા. એવા નાના છતાં સજ્જનોને પણ તેઓ માન્ય હતા.

એક દિવસે નગરીની બહાર ઉદ્યાનમાં મિત્રાદિક પરિવાર સમક્ષ રાધાવેધનો પ્રયોગ કરતા હતા તે સમયે બે વિદ્યાધરો ત્યાં થઈને આકાશ માર્ગે કોઇ કાર્ય પસંગે જઇ રહ્યા હતા તેમણે ભૂમિ તરફ દૃષ્ટિ કરતાં આ બન્નેને રાધાવેધનો પ્રયોગ કરતા જોઇ પ્રસન્ન થઇને તેમની ઉપર પુષ્પવૃષ્ટિ કરીને આગળ ચાલ્યા ગયા. પુષ્પ વૃષ્ટિ જોઇ તેમનો પરિવાર રાજી થયો. "વાહ ! આ બન્નેની દેવતા-ઓએ પણ પૂજા કરી."

એકદા રાજા સુમંગલ રાજસભા ભરીને બેઠો હતો ત્યારે ઉત્તર દિશા તરફ મોટો કોલાહલ થતો સંભળાયો. એ જગતને ક્ષોભકારી ખળભળાટ સાંભળી સભા સહિત રાજા વિસ્મય પામ્યો. "અરે મોટી સેનાવાળો કોઈ રાજા ચઢી આવ્યો કે શું ?" રાજપુરૂષો અને સુભટો પણ ક્ષોભ પામી ગયા. અનેક પ્રકારના વાદિંત્રના નાદ સાંભળી બધા આકાશ તરફ જોવા લાગ્યા." અરે ! આતો બધુ તોફાન આકાશમાં જણાય છે ને શું ? દેવતા અને દાનવોનું યુદ્ધ જાગ્યું શું ?"

સુંદર સ્વરૂપવાળા બે વિદ્યાધરો બધી રાજ સભાની દૃષ્ટિને આકર્ષતા આકાશમાંથી રાજસભામાં ઉતર્યા. સિંહાસને બિરાજેલા સુમંગલ રાજાને બે હાથ જોડી વિનંતિ કરવા લાગ્યા. હે રાજન્ ! ઉત્તરદિશામાં અનેક ગ્રામ, નગર અને આરામ ( બગીચા )થી શોભતા વૈતાઢ્ય પર્વતની બન્ને શ્રેણિનું પાલન કરતા સુરવેગ અને સુવેગ

નામે બે વિદ્યાધરેશ્વરોને સો સો કન્યાઓ છે. એ બન્ને ખેચરેશ્વરો એકદા રાધાવેધ કરતા તમારા પુત્રો ઉપર પુષ્પ વૃષ્ટિ કરીને ચાલ્યા ગયા. ને પોતાની પર્ષદામાં તેમના પરાક્રમની સ્વરૂપની ખૂબ તારીફ કરી તેમજ નિમિત્તિયાની વાણી સાંભળી એ કન્યાઓ બન્ને રાજકુમારો પર ગાઢ રાગ વાલી થઇ.

નિમિત્તિયા પાસે વિવાહ દિવસ જોવરાવી એ બન્ને ખેંચરેંદ્રો પોતાના કન્યાદિક મોટા પરિવાર તેમજ ઐશ્વર્ય સાથે અત્યારે આપના તરફ આવે છે જેની વધામણિ માટે અમને આપની પાસે મોકલ્યા છે. માટે આપ એમના સ્વાગતની તૈયારી કરો."

વિદ્યાધરની વિનંતિથી રાજાએ ખુશી થઇને તૈયારી કરવા માડી. મંત્રી, સામંતો ને મોટા મોટા રાજપુરૂષો સહિત સર્વ સામગ્રી સાથે તેમની સામે રાજા સ્વાગત માટે નિમાયો. આખા નગરમાં એ વાત પ્રસરી જવાથી નગરીના લોકો પણ રાજી થઇને એ મહોત્સવમાં ભાગ લેવાને તૈયાર થઇ ગયા. પલકવારમાં સારાય નગરને શણગારી શોભામાં ઈંદ્રપુરી સમાન બનાવી દીધું.

પોતપોતાની કન્યાઓ સાથે આવેલા ખેચરેંદ્રોનું સારી રીતે રાજાએ માન સન્માનથી આતિથ્ય કર્યું. તેમના ઉતારા માટે વ્યવસ્થા કરી, અનેક રાજપુરૂષો, રાજસેવકો એ મ્હેમાનોની સરભરા કરવા લાગ્યા. એક બીજાની મુલાકાતથી રાજા અને વિદ્યાધરેંદ્ર પરમસંતોષ પામ્યા, પછીતો વરપક્ષ અને કન્યાપક્ષ તરફથી વિવાહની ભારે તૈયારીઓ થવા લાગી.

સારા મુહૂર્ત્તે અને શુભ દિવસે તે બન્ને રાજકુમારોનાં વિદ્યાધર બાળાઓ સાથે મોટી ધામધુમથી લગ્ન થઇ

અથાં, સુરવેગ વિદ્યાધરેંદ્રે પોતાની સો કન્યાઓ કનકધ્વજ રાજકુમારને આપી ત્યારે સુવેગ વિદ્યાધરેંદ્રે પોતાની સો કન્યાઓ જયસુંદર કુમારને આપી, વિદ્યાધરેંદ્રો પોતપોતાની કન્યાઓનો લગ્નોત્સવ ઉજવીને પોતાના સ્થાનકે ચાલ્યા ગયા.

સુરકુમારની માફક એ કન્યાઓ સાથે ક્રીડા કરતા બન્ને રાજકુમારો રૂપવતી વિદ્યાધર બાળાઓને આનંદ આપનારા થયા. સિવાય એમના રૂપ, ગુણ અને સૌભાગ્યથી આકર્ષાયેલી અનેક રાજબાળાઓ દૂર દેશથી સ્વયંવરા આવીને તેમને પરણી, એ પ્રમાણે બન્ને રાજકુમારોને પાંચસેં પાંચસેં કન્યાઓ થઈ, તેમજ ભરતાર્દ્ધના રાજાઓએ મોકલેલા હાથી, ઘોડા, રથ રૂદ્ધિ, સિદ્ધિવડે વૃદ્ધિ પામતા તેઓ અનુપમ ભોગોને ભોગવવા લાગ્યા.

૨

## સુમંગલ રાજાની દીક્ષા

પુત્રોના પ્રતાપથી અભ્યુદય અને ઐશ્વર્યમાં વૃદ્ધિ પામતા રાજા સુમંગલ પુત્રના અદ્દભૂત ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા, "અહો ! આશ્ચર્ય છે કે મારા પુત્રોનો પુણ્યોદય જગતને હેરત પમાડે તેવો છે. જેમના પ્રભાવથી ભૂચર અને ખેચરના નરપતિઓ નિરંતર એમની સેવા કરે છે. વગર આમંત્રણે મોટા મોટા નરપતિઓ અને વિદ્યાધરપતિઓ પોતાની કન્યાઓ અને સમૃદ્ધિ આપી જાય છે તો મોટા પુણ્યોદય વગર એ બધું શું બની શકે છે?

તો મારે પણ હવે શું કરવા યોગ્ય છે? આ મોટું સામ્રાજ્ય પુત્રોની તરફેણમાં છોડી હવે મારી વયને યોગ્ય પરલોક સાધન માટે મારે આત્મહિત કરવું જોઇએ, ને ધર્મની સેવા વગર આત્મહિત થઇ શકતું નથી. જે

શીઘ્રતાથી આત્મહિત કરે એવા ધર્મનું મારે સેવન કરવું જોઇએ કારણુકે સારા ધર્મની સેવા કરનારા તો જગતમાં દુર્લભ હોય છે.

ધર્મના મનોરથ કરતો રાજા સુમંગલ સારા ધર્મની ખેવના કરી રહ્યો હતો, મંત્રીને પૂછી પાખંડીઓ પાસેથી ધર્મ સાંભળવાને તૈયાર થયો હતો તે દરમિયાન વનપાલકે રાજાને વધામણિ આપી. "દેવ! દેવરમણ ઉદ્યાનમાં મૂર્ત્તિમાન ધર્મસમાન શ્રીસ્વયંપ્રભ નામે સૂરીશ્વર પધાર્યા છે તેમને પ્રાતઃકાળે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે, જુઓ! આ બધા દેવતાઓ તેમના ચરણની સેવામાં લીન થઇ ગયા છે બધું આકાશમંડળ દુંદુભિના નાદોવડે છવાઇ ગયું છે એવા જ્ઞાની ગુરૂ-સૂરિને નમી એમનો ઉપદેશ આપને સાંભળવા યોગ્ય છે."

વનપાલકની અમૃતથી પણ અધિક મીઠી સમયને ઉચિત વાણી સાંભળી રાજા ખુબ પ્રસન્ન થયો. તેનાં દારિદ્ર દૂર કરી મોટા પરિવાર અને ચતુરંગી સેના સાથે સૂરીશ્વરને વાંદવાને ચાલ્યો. ગુરૂ પાસે આવી ગુરૂને નમી તેમની સ્તુતિ કરી બન્ને હાથ જોડી ધર્મ સાંભળવાને બેઠો. ગુરૂએ તેમને દેશના આપી.

"હે ભવ્યો! અપાર અને મહા ભયંકર આ સંસારરૂપી કાંતારમાં મુક્તિની ઇચ્છા કરનારા પ્રાણીઓને શુદ્ધ માર્ગ પ્રાપ્ત થવો ખુબ દુર્લભ છે. અનેક ઉન્માર્ગમાંથી કોઇક બુદ્ધિમાન શુદ્ધમાર્ગ શોધી કાઢે છે. કારણકે અજ્ઞાની જીવો બહુધા એ કુમાર્ગોમાં મુંઝાઇને જાળમાં ફસેલાની માફક ગુંચવાઈ જાય છે છતાં શુદ્ધમાર્ગ પ્રાપ્ત કરી શકતા નથી, આ ભવરૂપી અરણ્યમાં શું નથી? જ્યાં દ્વેષરૂપી વ્યાઘ્ર અને રાગરૂપી સિંહ, મોહરૂપી રાક્ષસના પ્રેરેલા કોઈ

પણ પ્રાણીને પોતાના સકંજામાંથી છટકવા દેતા નથી.

એ અરણ્યમાં માનરૂપી વિશાળ પર્વત પડેલો છે. ચારેકોર ક્રોધરૂપી દાવાનળ સળગી રહ્યો છે. જ્યાં લોભરૂપી કુવો પ્રાણીઓને પોતાના ઉદરમાં સમાવી રહ્યો છે ત્યાં માયારૂપી કુમાર્ગમાં ભૂલેલા મુસાફરને શુદ્ધમાર્ગ ક્યાંથી જડે?

એ બધાય શત્રુઓથી પ્રાણીઓ પરાભવ પામીને વિષયરૂપી વૃક્ષનો આશ્રય લેવા જાય છે. તો ત્યાં પણ વિષયની છાયાથી દબાયેલા તેઓ જડ જેવા બની જાય છે એવી રીતે અજ્ઞાનથી મોહઘેલા થઇ તેઓ દુર્ગતિરૂપી ભયંકર ખાડામાં પડે છે. પણ ભવકાંતારના પારને તેઓ પામી શકતા નથી.

માટે હે ભવ્યો! કુમાર્ગનો ત્યાગ કરી શુદ્ધ માર્ગે ચાલો કે જેથી તમે પરમ નિર્વાણ નગરે પહોંચી જાઓ. હે રાજન્! સર્વ સાવદ્યનો ત્યાગ કરવો એ જ શુદ્ધ માર્ગ છે, તેમજ શત્રુ અને મિત્રમાં, સુવર્ણ અને કથીરમાં, રાજા અને રંકમાં જે સમાન–મધ્યસ્થવૃત્તિ ધારણ કરવી, તેને જ ભગવાને ધર્મ કહ્યો છે એ જ મોક્ષનો સત્ય માર્ગ છે. માટે હે ભાગ્યવાન્! મોક્ષમાર્ગને આપનારા એવા શુદ્ધ ધર્મમાર્ગમાં તું પ્રવૃત્તિ કર."

ગુરૂની વાણી સાંભળી બોધ પામેલો રાજા હાથ જોડી બોલ્યો, "ભગવન્! રાગદ્વેષથી ભરેલા લૌકિક દેવો સ્ત્રિયાદિકથી પરાભવ પામેલા અમારા સરખા છે, તે પ્રાણીઓને એકાંત હિત કરનારા થતા નથી તે આજેજ મેં જાણ્યું. આપનો યોગ પામી હું હવે સંયમલક્ષ્મીને વરીશ.

રાજાએ નગરમાં આવી કનકધ્વજને રાજ્યપદે સ્થાપન કરી જયસુંદર કુમારને યુવરાજની લક્ષ્મીથી અલંકૃત

કર્યો. નવા રાજાએ દીક્ષા મહોત્સવ કર્યો અને રાજાએ અનેક સામંત અમાત્યની સાથે ચારિત્ર અંગિકાર કર્યું.

નવા રાજા કનકધ્વજ અને યુવરાજ ન્યાયથી રાજ્યનું પાલન કરતા તેમજ પિતાની દીક્ષાનું મનમાં સ્મરણ કરતા તેઓ રાજ્ય ભોગોમાં પણ આસક્તિ રહિત હતા, અનેક વિદ્યાધર અને કિન્નરની કન્યાઓની પ્રીતિવાળા, ભરતાર્ધના રાજાઓથી પૂજાતા, ગજ, અશ્વ, રથ અને મણિ, માણેક તેમજ રત્નોની વિપુલ સમૃદ્ધિ હોવા છતાં ગર્વ રહિત અને ગુરૂના સમાગમની ઇચ્છા કરતા તેઓને મોહરૂપી પિશાચ પોતાના પંજામાં સપડાવી શકતો નહિ.

સમ્યકત્વગુણે કરીને શોભતા તેઓ જીનેશ્વરના ધર્મનું આરાધન કરતા હતા. જૈનધર્મની પ્રભાવના વધારતા તેમણે દિગ્ યાત્રા શરૂ કરી. પૂર્વ પુરૂષોએ બંધાવેલાં જીનમંદિરોને વંદના કરતા, જીર્ણમંદિરોનો પુનરૂદ્ધાર કરવા લાગ્યા. જીનેશ્વરના ધર્મની હીલના કરનારાઓને શામ, દામ, દંડ અને ભેદથી અટકાવ્યા, સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનું સન્માન કરવા લાગ્યા. દાનવડે દીન, દુઃખી અને રંક જનોનો ઉદ્ધાર કરવા લાગ્યા, કેટલાય નવીન જિનચૈત્યો બંધાવ્યાં.

રાજા કનકધ્વજ અનુક્રમે સાકેતપુર નગરે આવ્યા. ત્યાં નગરના ઉદ્યાનમાં અરિહંત ભગવાનનું વિશાળ અને મનોહર ચૈત્ય જોઇ ખુશી થયેલા રાજાએ ભગવાનની પૂજા કરી સ્તુતિ કરી, જીનેશ્વરને પૂજી તેમની સ્તુતિ કરી રાજા ચૈત્યગૃહથી બહાર નીકળ્યો. તો એક મોટા વૃક્ષની નીચે મુનિપરિવારે યુક્ત સૂરીશ્વરને જોઇ હર્ષથી ગુરૂને નમ્યો. સૂરીએ તેમને ધર્મોપદેશ આપ્યો તે સમયે ત્યાંનો રાજા પણ પોતાના પરિવાર સાથે ગુરૂની દેશના સાંભળવા આવ્યો હતો.

૩

## સાકેતપુરમાં

"હે ભવ્યો! મનુષ્યપણું, આર્યક્ષેત્ર, ઉત્તમજાતિ, દીર્ઘ આયુષ્ય ને ધર્મસામગ્રી એ બધુ પામીને સર્વશક્તિથી તમે ધર્મને વિષે ઉદ્યમ કરો કે જેથી એ બધી સામગ્રી વૃથા ન થાય, ન્યગ્રોધવૃક્ષને પુષ્પ દુર્લભ હોય છે, સ્વાતિનાં જળ તેથીય દુર્લભ હોય છે, દેવદર્શન પણ દુર્લભ હોય છે, તેથીય મનુષ્ય જન્મ પણ પ્રાપ્ત થવો દુર્લભ છે. એવો દુર્લભ માનવભવ મોટા પુણ્યથી તમે પ્રાપ્ત કરી પ્રમાદના વશમાં પડી ધર્મકર્મ ભૂલી હારી જશો નહિ, ભાગ્યયોગે પ્રાપ્ત થયેલા ચિંતામણિ રત્નને કાગડાને ઉડાડવા ફેંકે તે કેવો કહેવાય!

માણસ પૂણ્યથી અનેક રત્નો મેળવી શકે છે. વૈભવ, ઐશ્વર્ય, ઠકુરાઈ ઋદ્ધિ, સમૃદ્ધિ, સુખ, સાહેબી મેળવી શકે છે. છતાં ગયેલી મનુષ્યાયુની ક્ષણ કોટી રત્નો આપવા છતાં મેળવી શકતો નથી. તો એવું દુર્લભ મનુષ્યભવનું આયુ પ્રમાદના વશમાં પડી શા માટે હારી જવું?

ધર્મના અર્થી મનુષ્યને તો ગુરૂજનની પૂજા, દયા, દાન, જપ, તપ, તીર્થયાત્રા, શાસ્ત્રશ્રવણ અને પરોપકાર એ આઠે કૃત્ય મનુષ્ય જન્મના ફળ સમાન અહોનિશ કરવા યોગ્ય છે કારણકે આ જગતમાં મોહઘેલા માનવને ઘડી પછી શું થવાનું છે તેની કાંઈ ખબર પડતી નથી."

ધર્મ દેશના સમાપ્ત થતાં પુરૂષોત્તમ રાજાના પુરોહિત કપિંજલે ગુરૂને પૂછયું. "હે સૂરીન્દ્ર! જીવનો સદ્ભાવ હોય તો તમે કહો છો તે બધી વાત સત્ય કહેવાય. જતાં કે આવતાં જીવને કોઇએ જોયો છે કે તમે તેના સદ્ભાવ માટે

આટલી બધી વ્યાખ્યા કરો છો? વસ્તુત: તો કોઈપણ રીતે જીવ દેખાતો નથી. શંખ શબ્દની માફક સંભળાતો નથી. રસ વડે કરીને પણ જણાતો નથી. એવી રીતે કોઇ પણ પ્રમાણ વડે આત્માની સિદ્ધિ થતી નથી માટે વસ્તુતઃ તો જીવ જ નથી. પાંચ ભૂતથી ઉત્પન્ન થયેલી શક્તિનેજ વિદ્વાનો જીવ એવું ઉપનામ આપે છે. ગુડાદિક દ્રવ્યથી જેમ મદ શક્તિ ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે મનુષ્ય અને તિર્યંચમાં જેને તમે જીવ કહો છો તે માત્ર પંચભૂતનું જ પરિણામ છે બીજું નહિ." એ પોતાને વિદ્વાન મનાવતા કપિંજલે પોતાના જ્ઞાનનો ઘડો ઠાલવી દીધો.

નાસ્તિક બ્રાહ્મણ કપિંજલની વાણી સાંભળી જ્ઞાની ગુરૂ બોલ્યા. "હે ભદ્ર! છદ્મસ્થ જીવો અરૂપી જીવને દેખી શકતા નથી. છતાં જ્ઞાને કરી ભવનું સ્વરૂપ સમજી શકાય છે. તલમાં તેલ, પુષ્પમાં સુગંધ, કાષ્ટમાં અગ્નિ, દેખાતી નથી છતાં જાણી શકાય છે તેમ શરીરમાં રહેલો આત્મા પણ જાણી શકાય છે, છતાં કેવલજ્ઞાનથી જ તે પ્રત્યક્ષ સિદ્ધ છે.

હે કપિંજલ! તું જે પંચ ભૂતની વાત કરે છે તે બરાબર નથી. કેમકે એ પંચભૂતને તું સચેતન માને છે કે અચેતન? જો સચેતન માનીશ તો સિદ્ધ, એકેંદ્રિયાદિ બધા જીવ છે એ સિદ્ધ થયું. જો અચેતન માનીશ તો અચેતન એવા એ પંચભૂત સમુદાયમાં પણ ચેતન શક્તિ શી રીતે પ્રગટ થશે? જે વસ્તુ એકમાં નથી તે સમુદાયમાં પણ રેતીના સમુહની માફક ન સંભવે. કારણકે રેતીના એક કણમાં જેમ તેલ નથી તેમ સમુદાયમાં પણ નથી."

ઇત્યાદિક અનેક યુક્તિઓ વડે સૂરીશ્વરે કપિંજલને નિરૂત્તર કરી દીધો ત્યારે પોતાને કંઇપણ યુક્તિ ન આવડવાથી

કપિંજલ મૌન થઇ ગયો. છતાં જ્ઞાની એવા સૂરીશ્વર મોહ રૂપી મિથ્યાત્વાંધકારમાં ભૂલા પડેલા આ પામર જીવપર કરુણા લાવીને બોલ્યા. "હે કપિંજલ! તારો આ કુબોધ સ્વભાવજન્ય નથી, પરંતુ પોતાના પાપે કરીને જાત્યંધ થયેલા તારા મામા કેશવે તને દૃઢ મિથ્યાત્વ તરફ ખેંચ્યો છે–મોહથી તને ભ્રમિત કર્યો છે."

કેશવની વાત સાંભળી અનેક વિચારવમળમાં પડેલો પુરૂષોત્તમરાજા હાથ જોડી બોલ્યો. "ભગવન્! એ કેશવે પરભવમાં શું પાપ કર્યું, કે જેથી તેને આવું અંધત્વ પ્રાપ્ત થયું તે આપ કહો."

રાજાના પૂછવાથી પર્ષદાના બોધને માટે ગુરૂએ કેશવનું ચરિત્ર કહેવું શરૂ કર્યું.

૪

## મોહનના ભવમાં

વસંતપુર નગરમાં પૂર્વે વીરાંગદ નામે રાજા હતો. ગુણવાન અને ચંદ્રમા સમાન નિર્મળ યશવાળો છતાં એ રાજા મૃગયાનો બહુ શોખીન હતો. એક દિવસે અશ્વારૂઢ થઈ અલ્પ પરિવાર સાથે મૃગયા ખેલવાને નિકળ્યો. જંગલમાં ભ્રમણ કરતાં વનચર પશુઓ તરફ પોતાના અશ્વને દોડાવતો સેવકના કહેવાથી તે રાજા એક શુકરની પછવાડે દોડયો અને શરસંધાન કર્યું.

બાણની પછવાડે રાજા પણ વેગથી ધસી આવ્યો. રાજાએ શુકરને તો જોયો નહિ પણ પોતાના બાણથી ચરણને વીંધાયેલા એવા ધ્યાનીમુનિને જોયા. ધ્યાનમાં ઉભેલા મુનિને કલેશ પમાડવાથી રાજા પશ્ચાત્તાપ કરતો મુનિના ચરણે નમ્યો. "ભગવન્! મારો અપરાધ ક્ષમા કરો.

આપના જેવા નિરપરાધી મુનિને નાહક મેં પીડિત કર્યા. ઘોરાતિઘોર નરકમાં પણ મને સ્થાન નહી મલે. એ મહા પાપ મારાં દૂર કરો. હું તમારા શરણે આવ્યો છું."

રાજા મુનિના ચરણમાં પડી ખુબ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. મુનિએ પોતાનું ધ્યાન પૂર્ણ કરી રાજાને ધીરજ આપતાં કહ્યું. "રાજન્! ભય રાખીશ નહિ. અપરાધીજનો ઉપર પણ મુનિઓ કોપ કરતા નથી તો પછી તારા જેવા પશ્ચાત્તાપ પરાયણ ઉપર તો ક્રોધ શી રીતે કરી શકે? છતાં કંઇક હિતોપદેશ સાંભળ!

દૂધનું પાન કરનારો માર્જાર લાકડીના ઘાને જોતો નથી તેવી રીતે પાપાસકત માનવી પણ નરકના ભયને મનમાં લાવતો નથી. ને દુર્લભ મનુષ્યપણુ વ્યર્થ ધર્મકર્મ વગર ગુમાવે છે. દિવસે દિવસે આયુ ક્ષીણ થતું જાય છે ને મૃત્યુરૂપી રાક્ષસ પકડવાને ધસી રહ્યો છે તો જ્યાં સુધી એ રાક્ષસે પકડયો નથી તેટલામાં મૃગયારૂપી પાપનો ત્યાગ કરી ધર્મને વિષે ઉદ્યમ કર.

નરકાદિક આપવાનું મૂળ કારણ તેમ જ સ્વર્ગ અને મુક્તિની લક્ષ્મીને દૂર કરનાર, દુઃખની પરંપરાને આપનારી એ જીવહિંસાનો હે રાજન્! તું ત્યાગ કર. વિષનું પાન કરી પોતાનું જ અનિષ્ટ કરી રહ્યો છે. જે મહા પાપ રૂપી વ્યાપારે કરી પોતાના કુટુંબી જનોનું પોષણ કરે છે. તે આ ભવમાં દુઃખી દુઃખી થવા છતાં તેનું કોઇ રક્ષણ કરી શકતું નથી. માટે હે રાજન્! ધર્મ માર્ગમાં પ્રીતિ વાળો થા, કે જે ધર્મ શરીરનો નાશ થાય તોપણ પર-ભવમાં આત્માને સુખ આપનારો થાય છે."

મુનિના ઉપદેશથી પ્રતિબોધ પામેલો રાજા વીરાંગદ સમ્યકત્વ મુળ બારવ્રતને યથાશક્તિ ગ્રહણ કરી પોતાના

નગરમાં ગયો. તે દિવસથી પ્રતિ દિવસ ધર્મની આચરણા કરતો રાજા અનુક્રમે શુદ્ધ શ્રાવક થયો.

એ વસંતપુર નગરમાં જીવાજીવાદિક તત્વનો જાણકાર જીનપ્રિય નામે શ્રાવક રહેતો હતો. કદાગ્રહ રહિત અને માર્ગાનુસારી એવો તે શ્રાવક પ્રતિ દિવસ રાજાપાસે આવી શાસ્ત્રની વાત સંભળાવી રાજાને ધર્મમાં સ્થિર કરતો હતો. રાજા પણ એ શ્રાવકનું બહુમાન કરતો હતો. એ શ્રાવકની સહાયથી સામાયિક, પૌષધ, જીનપૂજાદિક કાર્ય નિરંતર શુદ્ધપણે કરતો હતો. કારણકે સંસારમાં સાધર્મિકપણાની સગાઈ તે જ ખરી સગાઇ છે કે જે સગાઇ ભવાંતરમાં પણ આત્માને સુખ આપે છે.

તે નગરમાં સ્વજન પરિવારથી રહિત, નિર્ધન, મોહન નામે કોઈ વિપ્ર રહેતો હતો. તે નાસ્તિક હોવા છતાં આજીવિકા ખાતર જૈન ધર્મને પાળતો, લોકોને જૈન ધર્મનો ઉપદેશ કરતો ને પોતાનું ગુજરાન ચલાવતો હતો. એણે જીન પ્રિય સાથે કપટ મૈત્રી કરી. એકદા એની સાથે તે રાજાની પાસે આવ્યો. રાજાની આગળ જૈનધર્મની પ્રશંસાના પુષ્પોને વેરતો રાજાના વિશ્વાસનું પાત્ર થયો. રાજાએ તેને પોતાના મુખ્ય જીનમંદિરમાં પૂજારી તરીકે રાખ્યો કે જેથી નગરના મહાજનોને પણ તે માનને યોગ્ય થયો.

સંસારપર વૈરાગ્યવાન રાજાએ દીક્ષા ગ્રહણ કરવાનો નિશ્ચય કરી મોહનને કહ્યું. "હે ભદ્ર! ગુણવાન એવા કોઈક ધર્માચાર્યને તેડી લાવ કે જેમની પાસે હું પરલોકમાં હિતકારી એવા વ્રતને ગ્રહણ કરૂં, તેમની સેવા કરી સંસાર સમુદ્ર તરી જાઉં."

રાજાની વાત અંગીકાર કરી મોહન ચાલ્યો ગયો. પણ તે મનમાં વિચાર કરવા લાગ્યો. "આ રાજા જો

દીક્ષા લેશે તો મારી આજીવિકા તુટી જશે નવો રાજા કોણ જાણે પછી શું કરશે." એમ વિચારતો કેટલાક દિવસ પછી રાજાની પાસે આવીને કહેવા લાગ્યો. "દેવ! મેં નગરમાં તેમજ બીજે સ્થળે ગુરૂની બહુ શોધ કરી પણ એવા ગુણવાન અને જ્ઞાનીગુરૂ મેં જોયા નહી. કોઈ પરિગ્રહધારી તો કોઈ શિથિલાચારી તો કોઇ કષાયના ભરેલા. કોઇ માયા કપટ વૃત્તિથી બાહ્ય આડંબર વાળા જોયા પણ જેમના ચરણ રૂપી યાનપાત્ર વડે સંસાર સમુદ્ર તરી શકાય એવા કોઇ મેં જોયા નહી. માટે હાલમાં તો આપ પુણ્યવાન એવા ગૃહવાસમાં રહો, જ્યાં દાન, શીલ, તપ અને ભાવથી ધર્મ સાધી શકાય છે. હું પણ દીક્ષાની ભાવના વાળો છું પણ તેવા ગુરૂના અભાવે દુઃખે દુઃખે સંસાર નિભાવી રહ્યો છું."

મોહનના શબ્દો સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો. અહો! આ પાપી વ્રતની ઉત્થાપના કરે છે. યતિધર્મ તો મુક્તિની લક્ષ્મી પ્રાપ્ત કરવાનો શીઘ્ર ઉપાય છે માટે જીન પ્રિયને પૂછવા દે." એમ વિચારી મોહનની પાસે જીનપ્રિયને બોલાવી મોહનની વાત અને પોતાનો અભિપ્રાય કહી સંભળાવ્યો. જીનપ્રિય મોહનને ઉદ્દેશી બોલ્યો. તું મોહન છે તે તારૂં નામ સત્ય છે, કે આ રાજાને પણ તું મુંઝવી નાખે છે. પણ સાંભળ—સાહસિક પુરૂષોને ચપળ ચિત્ત પણ શું કરી શકે તેમ છે? દુર્જય એવા ઇંદ્રિયોના વિકારો પણ તેને કાંઈ કરી શકતા નથી. પ્રમાદનો ત્યાગ કરી સાવધાન પણે તેઓ વ્રત પાળે છે. સ્વાધ્યાય, ધ્યાન, તપમાં ઉદ્યમવાળા મુનિઓનું ચિત્ત કદાપિ ચલાયમાન થતું નથી. અઢાર હજાર શીલાંગ રથના ભારને વહન કરનારા મુનિ એ રથને ક્યારે પણ અર્ધ માર્ગે છોડતા નથી. કર્મના દોષ થકી

કોઇનો રથ સ્ખલિત થઇ જાય તેથી શું અન્ય જનોએ પ્રવૃત્તિ ન કરવી ? કોઇક પ્રમાદીનું વહાણ સમુદ્રમાં ભાગી ગયું જેથી શું બીજાએ ધન કમાવા સમુદ્રની મુસાફરી ન કરવી ? જ્વરના રોગવાળો કોઇક ઘી ખાવાથી મરી ગયો જેથી બીજા રોગ રહિત જનોએ પણ ઘી ન ખાવું શું ?

તેં કહ્યું કે સંસાર થકી તારનાર એવા કોઇ ગુરૂ આજે દેખાતા નથી તે તારૂં પ્રગટ નિહ્નવપણું અને ગુપ્ત મિથ્યાત્વ જણાય છે સર્વસંગ રહિત, પંચ મહાવ્રત પાળનાર, પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી શોભતા, જ્ઞાન, ધ્યાન અને તપમાં લીન ગુરૂઓ આજે પણ જોવાય છે છતાં તારા જેવાને એવા ગુણવાન મુનિઓ દેખાતા નથી. કારણકે અંધ માણસ નજર સમક્ષ રહેલા ઘટાદિક પદાર્થો પણ જોઇ શકતો નથી. અરે મૂર્ખ ! નિર્ગ્રંથ, સ્નાતક, પુલાક, બકુશ અને કુશીલ એ પાંચ પ્રકારના સાધુઓ તીર્થમાં હોય છે તે પણ શું તું જાણતો નથી ?

નિર્ગ્રંથ સ્નાતક અને પુલાક એ ત્રણ હાલ વ્યુચ્છેદ છે પરંતુ બકુશ અને કુશીલ જ્યાંસુધી તીર્થ છે ત્યાંસુધી કાયમ રહેશે એ ભૂલીશ નહી. માટે હે મોહન ! જો અનંત ભવ-ભ્રમણનો ડર હોય તો આ પાપનું તું પ્રાયશ્ચિત્ત કર–તારા આત્માને નિર્મળ કર.”

જીનપ્રિયનો મોહનને એ પ્રમાણે ઉપદેશ છતાં મોહને પોતાનું પાપ આલોચ્યું નહિ. જેથી રાજાએ મોહનને રજા આપી પોતાની પાસેથી દૂર કર્યો.

## ૫

## ગુણધર અને સુમિત્ર

મોહનને દૂર કર્યા પછી જીનપ્રિય રાજાને કહેવા લાગ્યો. "દેવ! આપને ધન્ય છે કે આપ નિર્ગ્રંથ થવાને ઈચ્છો છો. સુખમાં આવા મનોરથો ઉત્તમ જીવોને જ થાય છે તો ગુરૂનો જોગ પામી આપના મનોરથ સફળ થાય. હું પણ આપને સહાયકારી થઈશ. આપના પુણ્ય પ્રતાપે આપના નગરના ઉદ્યાનમાં ગઈ કાલે શ્રી જયકાંત મુનીશ્વર પધાર્યા છે તેમની પાસે જઈને આપણે આપણું હિત સાધીયે.

જીનપ્રિયની વાણી સાંભળી પ્રસન્ન થયેલો રાજા ઉદ્યાનમાં આવી મુનિને નમ્યો ને તેમની ધર્મ દેશના સાંભળી. "હે ભવ્યો! આ દુઃખમય સંસારના દુઃખની શું વાત કરીયે? પુરૂષને જન્મતાં પ્રથમ તો ગર્ભાવાસમાં દુઃખ સહન કરવાં પડે છે. જન્મ્યા પછી બાલકપણાનાં દુઃખ ક્યાં ઓછાં છે? મલીનપણું ગંદાપણું, વિષ્ટાથી લેપાવું તેમજ મલીન શરીરવાળા સ્ત્રીના સ્તનમાંથી સ્તનપાન કરવું એ બધું જ્ઞાનીની નજરે ખુબ વૈરાગ્યનું કારણ છે. તારૂણ્યમાં રોગ, શોક, સંતાપ ધન કમાવાનું, અને વિરહજન્ય દુઃખ વગેરે અનેક દુઃખો રહેલાં છે. અને વૃદ્ધાવસ્થા તો નરી દુઃખથી ભરેલી છે, તો હે મનુષ્યો! મનુષ્ય ભવમાં પણ સ્વલ્પ જેટલુંય સુખ નથી તો પછી નરક અને તિર્યંચ ભવની આપદાઓનું શું વર્ણન કરીયે?

મનુષ્ય ભવમાં પણ રંક, ગરીબ અને નિર્ધનને દ્રવ્ય કમાવાની ચિંતા, ધનિકને ધનના રક્ષણની ચિંતા, વાંઢા નરને સ્ત્રીની અભિલાષા, ત્યારે પરણેલાને પુત્રની ચિંતા. પુત્ર કે પુત્રી થાય તો પછી એને લગતી ચિંતાનો કાંઈ પાર

આવે છે? એક ચિંતા દૂર થઇ કે બીજી ચિંતા એનું સ્થાન લઇ લે છે માટે એ બધી ચિંતાનો ત્યાગ કરી મુક્તિને માર્ગે જવાનો પ્રયત્ન કર.”

ગુરૂની વાણી સાંભળી મુક્ત થવાની અભિલાષાવાળા રાજાએ નગરમાં આવી વીરસેન કુમારને રાજ્યપદે સ્થાપન કરી જીનપ્રિય તેમજ મંત્રી, સામંત અને શ્રેષ્ઠિની સાથે ગુરૂ પાસે દીક્ષા ગ્રહણ કરી. છટ્ઠ, અટ્ઠમ આદિ તપસ્યા કરતો ને અગીયાર અંગનો જ્ઞાતા રાજા વીરાંગદ મુનિધર્મને સારી રીતે પાલવા લાગ્યો.

સાધુધર્મની દશવિધ સમાચારીનું આરાધન કરતા ને મુનિગણની વૈયાવચ્ચ કરતાં ખુબ પુણ્ય ઉપાર્જન કર્યું. પ્રાણાંતે અનશનપૂર્વક કાળ કરી મહાશુક્ર દેવલોકે ઇંદ્રપદને પામ્યો. જીનપ્રિય શ્રાવક પણ એ ઇંદ્રનો મહર્ષિક એવો સામાનિક દેવ થયો. બન્ને મહાશુક્ર દેવપણાનાં દિવ્ય સુખો ભોગવવા લાગ્યા.

પેલો ધિગ્ જાતિ મોહન ત્યારથી સાધુ દ્રોહી થઈ સાધુઓનાં છિદ્ર જોવા લાગ્યો. અભિનિવેશ મિથ્યાત્વવાળો તે પૌષધ, પ્રતિક્રમણના બ્હાને ઉપાશ્રયમાં જઇ સાધુઓનાં ઝીણામાં ઝીણાં છિદ્રને મોટું સ્વરૂપ આપી લોકની આગળ સાધુઓની નિંદા કરતો પણ તેમના ગુણને ગ્રહણ કરતો નહિ.

“અરે જુઓ તો ખરા આ સાધુ તો મુખ આડે મુહપત્તિ રાખ્યા વગર બોલ બોલ કરે છે. આ સાધુ બહાર જાય છે ત્યારે હાથમાં દાંડો જ રાખતા નથી. અમુક સાધુ તો દિવસે પણ નિદ્રા કરતા આળસુ બની ગયો છે. ને પેલા સાધુ તો વિકથા કરવામાંથી નવરા જ પડતા નથી. પર્વતીથિએ પણ ઉપવાસ ન કરવો એ શું સાધુધર્મ છે?

અમુક સાધુ તો સૂત્ર પણ બરાબર વાંચતા નથી. કેટલાક સ્વાધ્યાય વગર પોતાનો પ્રમાદમાંજ કાલ વ્યતીત કરે છે.” એ રીતે અનગાર મુનિઓના પ્રતિદિવસ અવર્ણવાદ બોલતાં મુગ્ધ શ્રાવકોનાં મન તેણે સાધુ ધર્મથી ભ્રષ્ટ કરી દીધાં.

એ મોહન–સાધુ નિંદક પ્રતિદિવસ સાધુ ધર્મની હીલના કરીને સમય નિર્ગમન કરતાં તેણે મહા પાપકર્મ ઉપાર્જન કર્યું. એ પાપના જોરે તેને આ ભવમાં મુખપાકનો રોગ થયો. એ રોગમાંજ મૃત્યુ પામીને વિંધ્યાચળની તળેટીમાં હાથી થયો. ભિલ્લોએ હાથીને પકડી નગરીમાં વેચ્યો તેને વણીકોએ ખરીદ કર્યો. વણીકમહાજને રાજાને અર્પણ કર્યો. આ શૂરવીર હાથી યુદ્ધમાં ઉપયોગી થશે એમ જાણી રાજાએ એને વૃદ્ધિ પમાડયો. ભવાંતરના સ્વભાવથી હાથીના ભવમાં પણ તે યતિઓનો દ્વેષી થયો.

એક દિવસે મનમાં સ્વાધ્યાય કરતા સાધુઓનો શબ્દ સાંભળી ક્રોધથી ધમધમતો હાથી આલાન સ્તંભ તોડી સાધુઓને હણવાને દોડયો પણ માર્ગમાં એક ખાડમાં પડયો. જેથી એનો દેહ ભાગી ગયો. એના કુંભસ્થળમાંથી મોતી કાઢવા માટે રાજપુરૂષોએ એનું મસ્તક ફાડી નાખ્યું આર્ત્ત ધ્યાને ત્યાંથી મરણ પામી રત્નપ્રભા નામે પહેલી નરકનો અતિથિ થયો. ત્યાં ખુબ પાપનાં ફળ ભોગવી શ્યેન પક્ષી થયો એ ભવમાં ખુબ પાપ કર્મ કરી વાલુકાપ્રભા નામે ત્રીજી નરક પૃથ્વીમાં ગયો. ત્યાંથી નિકળીને સિંહ થયો. એ ભવમાં ખુબ જીવહિંસા કરી પંકપ્રભા નરક પૃથ્વીમાં ગયો ત્યાંથી નિકળી ધનપુર નગરમાં કામલી વણીકના ઘેર પુત્ર પણે ઉત્પન્ન થયો તેનું નામ સુમિત્ર.

તે સમયે જીનપ્રિય સાતમા દેવલોકથી આયુક્ષયે તે જ

નગરના વિનયંધર શ્રેષ્ઠીની ગુણવતી સ્રીનો પુત્ર થયો તેનું નામ ગુણધર. ગુણધર પણ અનુક્રમે મનોહર એવા યૌવન વયમાં આવ્યો.

પૂર્વભવના અભ્યાસથી ગુણધરને સુમિત્ર સાથે મૈત્રી થઇ પણ સુમિત્ર ગુણધર સાથે કપટી સ્નેહ ધારણ કરવા લાગ્યો. જો કે ગરીબ સુમિત્ર અને તવંગર ગુણધર વચ્ચેનો સ્નેહ અસામાન્ય હતો છતાં ગુણધર સુમિત્રને માનની નજરથી જોતો હતો. અન્યદા માતાપિતાના મૃત્યુ પછી દરિદ્રી સુમિત્ર હવે તદ્દન કંગાળ બની ગયો હતો લોકોમાં પણ તે કંગાલપણાથી હાંસીપાત્ર થયો.

લોકમાં હાંસીપાત્ર થયેલા સુમિત્રે ધન કમાવા માટે પરદેશ જવાનો વિચાર કર્યો. તે માટે સુમિત્રે ગુણધરસાથે પરદેશ સંબંધી વાતચિત કરવા માંડી.

સુમિત્રની વાત સાંભળી એની ઉપર દયા ચિંતવતો ગુણધર પોતાની સહાયથી સુમિત્ર ધન પેદા કરે તેથી પોતે પણ એની સાથે પરદેશ જવાને તૈયાર થયો. સારા મુહૂર્તે ગુણધર કરીયાણાનાં ગાડાં ભરી સુમિત્રની સાથે દેશાવર નિકળ્યો. અનુક્રમે કોઇક અટવીમાં આવી સાર્થે ઉતારો કર્યો.

વનની શોભાને જોતા ગુણધર અને સુમિત્ર ફરતા ફરતા એક મોટા પીંપળાના વૃક્ષ નીચે આવ્યા, ત્યાં નિરાંતે બેસી બન્ને જણા વાતો કરવા લાગ્યા. વનની શીતલ પવનની લહરીઓથી ગુણધર ત્યાં જરીક આડે પડખે થયો ને નિદ્રિત થઇ ગયો. ગુણધરને નિદ્રામાં જાણી સુમિત્રે પોતાનું કૌટિલ્ય પ્રગટ કર્યું, ત્યાંથી એકદમ નાઠો ને સાર્થમાં આવી "નાસો! નાસો! ગુણધરને ભિલ્લો લઇ ગયા ને બીજાઓ અહીં લુંટવા આવે છે."

સુમિત્રની વાણી સાંભળી બધા નાસભાગમાં પડ્યા. સુમિત્ર પણ એ સાર્થને સંકેલી લઇને ઝટપટ ત્યાંથી નાશી ગયો. પછી તો એ કરીયાણાના શકટ–ગાડાનો માલેક બની સુમિત્ર રાજી થયો.

બીજો દિવસ થયો તે દિવસના મધ્યાહ્ન સમયે સુમિત્રના પાપથી પ્રેરાયેલ દાવાનળ પ્રગટ થયો. દાવાનળથી ભય પામેલો સાર્થ બૂમો પાડતો નાશવા લાગ્યો, માલ ભરેલાં ગાડાં દાવાનળથી દગ્ધ થઈ ગયાં ને ચાકરો પણ નાશી ગયા. સુમિત્ર નશીબને હાથ દેતો નાઠો તે એક ગુફામાં પેસી ગયો ત્યાં તેને ભિલ્લોએ પકડ્યો ત્રણ દિવસ રાખીને એને છોડી મુકયો મહાકષ્ટથી તે પોતાને ઘેર ગયો.

સાયંકાળે મૃગયા રમવા નિકળેલો શેખરનામે પલ્લીપતિ ત્યાં આવી ચડ્યો. ગુણધરને પોતાના માણસોદ્વારા જાગૃત કરી તેની હકીકત જાણી પોતાના સ્થાનકે તેડી લાવી ખાન, પાનથી તેની આગતા સ્વાગતા કરી.

પોતાના માણસો મોકલી શેખર પલ્લીપતિએ ગુણધરના સાર્થની તેમજ તેના મિત્ર સુમિત્રની તપાસ કરાવી પણ તેનો પત્તો લાગ્યો નહી. બીજે દિવસે પલ્લીપતિએ ગુણધરને સિદ્ધ રસનું તુંબડું આપીને રવાને કર્યો, પોતાના બે માણસો ગુણધરની સાથે તેને યોગ્ય સ્થાનકે પહોચાડવાને મોકલ્યા. ગુણધર પલ્લીપતિનો આભાર માનતો તેના સ્નેહ અને સૌજન્યનાં વખાણ કરતો અનુક્રમે વીરપુર નગરમાં આવ્યો ત્યાં જીર્ણ વણીકને ઘેર સુખપૂર્વક રહેવા લાગ્યો.

---

૬

## કેશવની કર્મકથા

ભુંડે હવાલે ભીખ માગી પેટ ભરતો સુમિત્ર રખડતો રખડતો એક દિવસે વીરપુર નગરમાં આવ્યો ત્યાં ગુણધરનો તેને ભેટો થતાં તેને ઓળખી ગયો. પછી તો કપટ નાટકને ભજવતો ગુણધરનો છેડો પકડી સુમિત્ર રૂદન કરતો બોલ્યો. "હે મિત્ર! સાર્થનો કોલાહળ સાંભળી તને જગાડયા વગર હું સાર્થમાં આવ્યો તો આપણા માલને ચોરતા ભિલ્લ લોકોને જોઈ આપણા સુભટો સાથે હું તેમની જોડે યુદ્ધ કરવા લાગ્યો પણ મને તેઓએ પકડયો. આપણો માલ બધો ચોરીને તેઓ જતા રહ્યા, ત્યાં પોતાની પલ્લીમાં તેઓની ઉપર બીજા ભિલ્લ લોકો ચઢી આવ્યા. તેમની સાથે તેઓ લડયા એ સમયનો લાભ લઈ હું મારો જીવ બચાવી મુઠીઓ વાળી ભાગ્યો. વનેવન તમને શોધતો અનુક્રમે અહીં આવ્યો તો તમને જોઇ હું ખુશી થયો, હે બંધુ! પોતાને ઘેર સુખે રહેતા તમને મેં નાહક કલેશ પમાડયો." સુમિત્રનાં વચન સાંભળી તેને ઓળખી ગુણધર પોતાને મકાને તેડી લાવ્યો, ખાન, પાનથી તેને સંતોષ પમાડી પોતાની વાત પણ તેને કહી સંભળાવી, પેલી સિદ્ધ રસની વાત પણ સરળ સ્વભાવવાળા ગુણધરે કહી દીધી.

સુમિત્રની પ્રેરણાથી એ રસતુંબી વણીકને ત્યાં થાપણ મુકી બન્ને મિત્ર સંકેત કરી ખુબ ધન કમાવા પરદેશ ચાલ્યા. તેઓ તામ્રલિપ્તી નગરીએ આવ્યા, ત્યાં સમુદ્ર કિનારે કટાહદ્વીપથી વહાણો આવેલાં હતાં, આ બન્ને મિત્રો તે જોવાને કૌતુકથી ત્યાં આવ્યા. ગુણધરને

ઉત્તમ નર જાણી વહાણના માલીકે બધો માલ બતાવી તેની સાથે સોદો કર્યો. પણ પોતાનો માલ થોડાક સમય સુધી ત્યાં વહાણમાં રહેવા દેવા વહાણના માલેક સાથે શરત કરી, ગુણધર નગરમાં જવાની તૈયારી કરવા લાગ્યો.

નગરમાં ખબર પડતાં વ્યાપારીઓ સમુદ્ર કિનારે આવી પહોંચ્યા ને માલધણીની તપાસ કરવા લાગ્યા ત્યારે વહાણના માલીકે ગુણધર તરફ અંગુલી નિર્દેશ કરી કહ્યું. "માલધણી તો આ ગુણવાન-ભાગ્યવાન છે."

વ્યાપારીઓ ગુણધર સાથે સોદો કરી માલ પોત-પોતાને ઘેર લઈ ગયા, તેમને નાણાં પણ ગણી દીધાં. ગુણધરે એ નાણાં વહાણના માલેકને આપી દીધાં. એ ક્રય વિક્રયમાં ગુણધરને કોટી દિનારનો લાભ થયો.

"સમુદ્ર મારી ઉપર પ્રસન્ન થયો આજે" એમ બોલતા ગુણધરે એ કોટી દિનાર સુમિત્રને આપી દીધા, તોપણ લોભી સુમિત્રની ઇચ્છા તૃપ્ત થઇ નહિ, ને તેણે ચીનદ્વીપ જવાનો વિચાર કર્યો. ગુણધર પણ તેની સાથે કરીયાણાનાં વહાણ ભરી ચીનદ્વીપ ચાલ્યો.

ગુણધર ત્યાં પણ પુષ્કળ લાભ પ્રાપ્ત કરી સુમિત્રની સાથે પાછો ફર્યો. માર્ગમાં દુષ્ટ સુમિત્રે રાત્રીને સમયે ગુણ-ધરને સમુદ્રમાં નાખી દેવાનો વિચાર કર્યો. મધ્યરાત્રીને સમયે ગુપચુપ સુમિત્ર ગુણધર પાસે જવા આવ્યો પણ અંધારી રાત્રીએ દિગ્ ભ્રમથી પોતે જ સમુદ્રમાં પડી ગયો.

પ્રાતઃકાળે સુમિત્રને ન જોવાથી ગુણધર વિલાપ કરવા લાગ્યો. પણ સેવકોએ તેને સમજાવી શાંત કર્યો, અનુક્રમે તે તામ્રલિપ્તી નગરીએ આવ્યો. થોડા દિવસ ત્યાં મુકામ કરી સુમિત્રની શોધ કરાવી પણ ક્યાંય પત્તો લાગ્યો નહિ. પોતાનાં કરીયાણાં વેચી સાર્થની સાથે ગુણધર વીરપુર

આવ્યો. ત્યાં જાણે શેઠને ખુબ ધન આપી રાજી કર્યો. ત્યાંથી પોતાનું સિદ્ધરસનું તુંબડું લઈ ધનપુર નગરમાં આવ્યો. માતપિતાના ચરણમાં નમી સ્વજન અને જ્ઞાતિજનને માનવા યોગ્ય થયો રાજાએ પણ તેનો સત્કાર કર્યો.

સુમિત્રને યાદ કરતો ગુણધર કાલાંતરે પણ સુમિત્રને ભૂલી શકયો નહિ. ઉદ્યાનમાં રહેલા જ્ઞાની ગુરૂ સુધર્મ મુનિને એક દિવસે ગુણધર વાંદવા ગયો તે સમયે ગુરૂએ જ્ઞાનથી એનો વૃત્તાંત જાણી કહ્યું. "હે સૌમ્ય! મોહથી મૂઢ થયેલાની માફક મિત્રને માટે તું શોક શું કરવા કરે છે? મિત્ર અને શત્રુનું સ્વરૂપ તું જાણતો નથી." એમ કહી જિનપ્રિય અને મોહનનો સંપૂર્ણ ભવ તેને કહી સંભળાવ્યો. તે પછી ગુણધર અને સુમિત્ર સુધીની સર્વ કર્મકથા કહી દીધી. પૂર્વભવના અભ્યાસથી આ ભવમાં પણ તારી સાથે તે કપટ મૈત્રીથી રહેતો હતો, તને જંગલમાં સુતો મુકી નાશી ગયો ને તારા સાર્થનો માલીક થઈ બેઠો તેમજ સમુદ્રમાં તને નાખી દેવા તૈયાર થયેલો તે પોતે જ સમુદ્રમાં પડી ગયો.

નામે સુમિત્ર છતાં કુમિત્ર એવો પાપ બુદ્ધિવાળો તે તને વારંવાર કષ્ટમાં નાખવાના પ્રયત્ન કરતો હતો છતાં ધર્મના પ્રભાવથી તારૂં અહિત તે કરી શકતો નહિ. જે ધર્મના પ્રભાવથી અનેક આફતો તરી પાર થયો છે તે ધર્મમિત્રને જ તું સાચો મિત્ર જાણ, એની સાથે મિત્રાઈ કરી તું ભવસાગર તરી જા. જે મૂઢ જીવો ગુરૂ ઉપર દ્વેષ કરે છે તે જીવો રીબાઇ રીબાઇ અકાળમરણે મરી દુ:ખી દુ:ખી થઇ સંસારમાં રડવડે છે.

પોતાની આજીવિકાના ભયથી મોહને સાધુઓની નિંદા કરી અનેક પાપયુકત મહાગાઢ મિથ્યાત્વ બાંધ્યું,

જેથી આ ભવારણ્યમાં તે ઘણો કાળ ભમશે, દુઃખ દારિદ્રય દૌર્ભાગ્ય, રોગ, શોક અને સંતાપથી પરાભવ પામી અનેક દુઃખો ભોગવશે. જન્મ, જરા અને મરણના અનેક કલેશોને સહન કરશે, પણ તું તો ચારિત્ર અંગીકાર કરી હે ભાગ્યવાન્! ભવસાગર તરી જા."

સુધર્મ ગુરૂની વાણી સાંભળી ગુણધર સંસારથી ભય પામતો બોલ્યો "હે ભગવન્! સમુદ્રમાં પડેલો સુમિત્ર હાલ ક્યાં છે તે કહો."

"સમુદ્રના જલમાં તરફડતાં તેને મોટા જલચર જીવોએ ફાડી ખાધો, ત્યાંથી મૃત્યુ પામી સાકેતપુર નગરના દરિદ્ર બ્રાહ્મણની દુર્ગતા નામે સ્ત્રીથી પુત્રપણે ઉત્પન્ન થયો. એક વર્ષ પછી મહાદુઃખે એ બ્રાહ્મણીએ પુત્રનો જન્મ આપ્યો. પૂર્વના પાપકર્મથી જન્મ થતાં તે અંધ થયો, તેના માતા પિતાએ કેશવ નામ રાખ્યું. શ્વાસ, કાસ કંડુ ચક્ષુ આદિ અનેક રોગથી યુક્ત કેશવ માતા પિતાને પણ ઉદ્વેગ કરનારો થયો છતાં તે વૃદ્ધિ પામે છે."

સુમિત્રની ભવ પરંપરાથી ઉદ્વેગ પામેલા ગુણધરે માતાપિતાની રજા લઇ દીક્ષા ગ્રહણ કરી. સમગ્ર શાસ્ત્રના અધિષ્ઠાતા થઇને તે અનુક્રમે સૂરિ પદના ધારક થયા, એવા તે ગુણધર મુની રૂડી રીતે ચારિત્રને પાલતા પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા, તે જ હું. વિહાર કરતો કરતો હાલ તમને પ્રતિબોધવાને અહીંયાં આવેલો છું. વીરાંગદ રાજા ચારિત્રને પ્રભાવે સાતમા સ્વર્ગે ગયેલા ત્યાંથી આવી આ સાકેતપુર નગરમાં તમે પુરૂષોત્તમ રાજા થયા છો તો હે રાજન્! તમારે પણ હવે આરાધન કરવું તે જ યોગ્ય છે"



૭

## કનકધ્વજરાજાની દીક્ષા.

ગુણધર મુનીએ કેશવની કર્મકથા કહી સંભળાવી, જેથી પુરૂષોત્તમ રાજાને જાતિસ્મરણ જ્ઞાન થવાથી એણે પોતાનો પૂર્વ ભવ જોયો. ગુરૂના કહેવા પ્રમાણે પોતાનો ભવ જાણી ગુરૂને નમી બોલ્યો. "હે ભગવન્! ભવાંતરની જેમ આ ભવમાં પણ અમને બોધ કરવાને આપ પધાર્યા એ અમારાં અહોભાગ્ય છે. સંસારથી વિરકત થયેલ હું હવે આપની પાસે દીક્ષા ગ્રહણ કરીશ."

રાજ પુરોહિત કપિંજલ પણ જાતિ સ્મરણથી પોતાનો ભવ જાણી ગુરૂને નમી બોલ્યો "ભગવન્! મેં પણ દુર્નીતિનું ફલ જોયું છે. તો સંસારથી ભય પામેલા મને દીક્ષા આપી મારો ઉદ્ધાર કરો."

કપિંજલની વાણિ સાંભળી રાજાએ ગુરૂને પૂછ્યું, "ભગવન્! કપિંજલે દુર્નયનું ફલ શી રીતે ભોગવ્યું તે કહો."

"રાજન્! કપિંજલનો પૂર્વભવ સાંભળ. વસંતપુર નગરમાં તું જ્યારે રાજા હતો ત્યારે શિવદેવ નામે આ શ્રાવક હતો, તે અણુવ્રતને ધારણ કરનારો ને સામાયિક પૌષધમાં પ્રીતિવાળો, બ્રહ્મચારી હતો સાધુઓની વૈયાવચ્ચ કરનારો હોવા છતાં મોહને એની મતિ ફેરવી નાંખી જેથી સમકિતને વમી તે પણ સાધુઓની નિંદા કરવા લાગ્યો. ગુરૂને વંદન કરવાનું તેમજ તેમને આહારપાણી આપવાનુંય છોડી દીધું. વૈયાવચ્ચ કરવા અથવા દર્શન કરવા પણ તે ગુરૂ પાસે જતો નહિ. બલ્કે મોહનની જેમ સાધુઓની નિંદા કરતો ને તેમની આજ્ઞાની વિરાધના

કરતો મિથ્યાત્વી એવો તે પોતાને શુદ્ધ શ્રાવક માનતો અનુક્રમે કાળકરી કિલ્બિષિક થયો.

દૌર્ભાગ્ય નામ કર્મના ઉદયથી ત્યાં પણ સમૃદ્ધ દેવતાઓએ એને પંકિત બહાર કર્યો. તેથી તેણે સ્મશાનાદિકમાં રહીને પોતાનો કાલ નિર્ગમન કર્યો. ત્યાંથી ચંડાલના કુળમાં અવતર્યો. અનેક પાપકર્મ કરી ત્યાંથી ધૂમપ્રભામાં નારકી થયો એ નારકીની મહાવ્યથા અનુભવી તારો પુરોહિત કપિંજલ થયો. ભવાંતરના સંબંધથી આજે પણ કપિંજલને કેશવ સાથે પ્રીતિ થઇ. એ કેશવની સંગતથી કુલને ઉચિત ક્રિયાનો પણ ત્યાગ કરી કપિંજલ નાસ્તિક થયો છતાં પણ હજુ રૂજુ પરિણામી હોવાથી શિવદેવના ભવમાં તીવ્ર મિથ્યાત્વ ન બાંધવાથી અત્યારે એને જાતિસ્મરણ જ્ઞાન થયું છે. એ જ્ઞાનથી પોતાના પૂર્વ ભવ જાણી તે પ્રતિબોધ પામ્યો છે પણ કેશવ તો ગુરૂદ્રોહ કરવાથી તીવ્ર અભિનિવેશને ધારણ કરતો ઘણો કાળ ભવારણ્યમાં ભટકશે.

જ્ઞાન, ધ્યાન, તપ અને ઉપધાનની વિધિથી શાસનની ઉન્નતિ કરનારા શુદ્ધ સંયમ ધારી ગુણીજન એવા સાધુઓની જે અલ્પ બુદ્ધિવાળા પુરૂષો હીલના કરે છે તે આત્માને વારંવાર નરકાગારમાં પાડે છે. બ્રહ્મચર્યને ધરનારા શુદ્ધ મુનિવરોના અવર્ણવાદને બોલે છે તે ભવાંતરમાં કાણા, અંધા, બહેરા, ઠુંઠા, મુંગા, દુર્ભાગી દરિદ્રી અને દુ:ખી થયા છતાં સંસારમાં ઘણો કાલ ભમે છે. જીનેશ્વરના ધર્મને પામીને પણ તે ભવાર્ણવમાં ડુબી જાય છે. માટે વિવેકી જનોએ તો:સાધુ–મુનિરાજની અવશ્ય આરાધના કરવી. કારણ કે આ દુષમ કાલમાં તરવાને માટે ગુરૂ એ એકજ સાધન વિદ્યમાન છે. ભગવાનની વાણીને

જણાવનારા પણ એ જ્ઞાની ગુરૂઓ પોતે જ છે. તેમની વિરાધના લેશ પણ ન થઇ શકે." ગુણધર મુનિએ એ પ્રમાણે કહી પોતાની દેશના સમાપ્ત કરી.

તે પછી પુરૂષોત્તમ રાજાએ પોતાના પુત્ર પુરૂષચંદ્ર કુમારને રાજ્યપદે સ્થાપન કરી કપિંજલ વગેરેની સાથે મહામહોત્સવપૂર્વક દીક્ષા ગ્રહણ કરી.

દિગ્યાત્રા કરવા નિકળેલા કનકધ્વજ નરપતિ પોતાના બંધુ જયસુંદર વગેરે પરિવાર સાથે ગુણધર સૂરીશ્વરની દેશના સાંભળી વૈરાગ્ય પામ્યા ને જયસુંદરને રાજ્યપદે સ્થાપન કરી દીક્ષા લેવાનો તેમનો મનોરથ થયો. જેથી તેમણે ગુરૂને વિનંતિ કરી. "ભગવન્! હું પણ મારા લઘુ બાંધવ જયસુંદરને રાજ્ય આપી આપની પાસે દીક્ષા ગ્રહણ કરીશ."

"બાળકે રચેલા ધુલીગ્રહને થોડીવાર રમીને પછી તે તેનો ત્યાગ કરી દે છે તેમ તમારા જેવા ઉત્તમ નરને મુક્તિની વરમાળ માટે પ્રયત્ન કરવા યોગ્ય છે. માટે તમારે હવે ક્ષણભર પણ પતિબંધ ન કરવો. ગુરૂનું વચન સાંભળી રાજાએ પોતાના લઘુ બાંધવ જયસુંદરને રાજ્ય ગ્રહણ કરવા કહ્યું "હે વત્સ! તું રાજ્ય ગ્રહણ કર, જેથી હું સંયમને આદરૂં."

રાજાની વાણી સાંભળી ગદ્દગદિત સ્વરે જયસુંદર બોલ્યો "હે નરેશ્વર! પોતાના પ્રિય જનને કેદખાનામાં ઝીકી પલાયન કરી જવું એ ઉત્તમ નરની રીતિ ન કહેવાય. ગુરૂની વાણીથી વૈરાગ્યવંત હું પણ આપની સાથે દીક્ષા ગ્રહણ કરીશ." જયસુંદરનો દીક્ષાનો નિશ્ચય જાણી કનકધ્વજ રાજાએ પોતાની છાવણીમાં સામંત, મંત્રી, સેનાપતિ આદિ સર્વની સમક્ષ કુમાર કનકકેતુનો રાજ્યાભિષેક કરી દીધો.

મંત્રી, સામંત, સેનાપતિ, મંગ્લેશાદિ સાથે કનકધ્વજ રાજા અને જયસુંદર યુવરાજે ગુણધર ગુરૂની પાસે મહોત્સવપૂર્વક દીક્ષા ગ્રહણ કરી. નવોરાજા કનકકેતુ પણ પૂજ્ય એવા પોતાના વડીલોને વાંદી શોકગ્રસ્ત થયો છતાં પોતાના પરિવાર સાથે પોતાને નગરે ગયો. કનકધ્વજ અને જયસુંદર નિર્મળ ચારિત્રને પાળતા, સમિતિ અને ગુપ્તિને ધારણ કરતા રૂડી રીતે જ્ઞાન અને ચારિત્રની આરાધના કરવા લાગ્યા.

દીર્ઘકાલપર્યંત ચારિત્રને પાળી પ્રાણાંતે અણશણપૂર્વક સમાધિમરણવડે વિજય નામના અનુત્તર વિમાનમાં બન્ને બાંધવો બત્રીશ સાગરોપમના આયુવાળા ઉત્તમ દેવ થયા. એક હાથના શરીરવાળા તે ઉત્પાદ શય્યામાં સુતાં સુતાં પોતાનો સર્વ સમય સુખમાં નિર્ગમન કરે છે. ને ચંદ્રુવાના મોતીના ઝુમખામાં થતા નાટારંગને જોતા જતા કાલને પણ જાણતા નથી.

---

## પરિચ્છેદ ૧૦ મો

## કુસુમાયુધ અને કુસુમકેતુ

### ૧

### અંગાધિપતિ શ્રીજયરાજા

**जीयात् संखेश्वरः पार्श्व–नाथो विश्वोपकारकः ।**
**भूत–भावी–भवद्भाव–विभासनैकभास्वरः ॥९॥**

ભાવાર્થ—અધા જગત ઉપર ઉપકાર કરનારા, તેમજ ભૂત, ભાવી અને વર્ત્તમાન કાળના ભાવને જણાવવામાં અદ્વિતીય સૂર્ય સમાન શ્રીસંખેશ્વર પાર્શ્વનાથ જગતમાં જયવંતા વર્ત્તો, જય પામો.

આ ભરતાર્ધમાં અંગદેશની રાજ્યધાની ચંપાનગરી સ્વર્ગપુરી સમાન રમણીય અને મનોહર હતી, નગરીના રાજા શ્રીજયે શત્રુઓના સમુહને જીતી પોતાનું શ્રીજય નામ સાર્થક કર્યું હતું. એના અંતઃપુરની અનેક રાણીઓમાં પ્રિયમતીનામે પટ્ટરાણી હતી. અંગદેશની લક્ષ્મી રમા અને રામાને પ્રાપ્ત કરી નરપતિ શ્રીજય સર્વ રીતે સુખી હતો.

કનકધ્વજ રાજાનો જીવ વિજય વિમાનમાંથી પોતાનું આયુ પૂર્ણ કરી પ્રિયમતીના ઉદરમાં ઉત્પન્ન થયો. તે સમયે પટ્ટરાણીએ મનોહર સ્વપ્ન જોયું. જાણે કે "સિંહાસન પર બેઠેલી પટ્ટદેવીના મસ્તક ઉપર રાજાએ પોતાનો મુગુટ આરોપણ કર્યો."

સ્વપ્નાવસ્થામાંથી જાગૃત થયેલી રાણીએ રાજા આગળ પ્રાતઃકાળે સ્વપ્ન નિવેદન કર્યું, તે સાંભળી રાજાએ કહ્યું.

"તમારે મનોહર અને રાજ્યભાર ઉપાડવાને સમર્થ પુત્ર થશે."

રાજાના શબ્દ સાંભળી પ્રસન્ન થયેલી રાણી ગર્ભનું સારી રીતે પોષણ કરવા લાગી. પટ્ટદેવીને જે જે દોહદ થયા તે રાજાએ પૂર્ણ કર્યા.

અન્યદા ગ્રીષ્મ ઋતુના કલેશકારી દિવસો આવી પહોંચ્યા. એ ગ્રીષ્મ રૂતુના એક દિવસે આત્માને શાંતિ આપવા રાજા પટ્ટરાણી સાથે સર્વ રૂતુ ફલદાયી ઉદ્યાનમાં ગયો. કર્પૂર અગરૂ, કસ્તુરી મિશ્રિત શીતલ વાવનાજળમાં ક્રીડા કરી દ્રાક્ષના માંડવામાં પરિશ્રમ ઉતારતો બેઠો. તે પછી હાથમાં વીણાને વગાડતો કિન્નરોના મનને મોહ પમાડે તેવાં એક પછી એક મનોહર ગીત શરૂ કર્યાં. પટ્ટદેવીના આનંદને માટે રાજા શું શું કરતો નહિ?

સ્વરૂપવાન, ગુણવાન અને શુરવીર રાજા શ્રીજયના ગુણોથી પ્રસન્ન થયેલી વનદેવી એની સાથે રમવા મનોહર રમણીનું સ્વરૂપ કરી રાજા આગળ પ્રગટ થઈ. હાવ, ભાવ અને ચારૂ વચનવડે રાજાની પ્રાર્થના કરી. પરસ્ત્રીના નિયમવાળા રાજાએ એનો તિરસ્કાર કરી એની નિર્ભત્સના કરી. રાજાને સમજાવતાં તે સ્ત્રી બોલી. "હે સ્વામિન્! હું પરસ્ત્રી નહિ પણ તમારા ગુણોથી અનુરક્ત થયેલી વનદેવી છું, તો મારી ઉપર પ્રસન્ન થઈ મને અંગીકાર કરો. પટ્ટરાણી પ્રિયમતીને સમજાવી મેં નગરમાં મોકલી દીધી છે. રાજન્! કેવી રૂપાળી એકાંત શાંતિ છે?"

રે દુષ્ટે! નિર્લજ્જે! પાપિનિ! તું સુરજાતિને પણ લજ્જવનારી છે. ધિગ્ છે તારી જાતને! દૂર થાય છે કે નહિ મારી નજર આગળથી? રાજાનો રોષ જાણી દેવી અત્યારે તો અદ્દશ્ય થઈ ગઈ.

કોપાયમાન થયેલી દેવી બળવાન અને પુણ્યવાન રાજાનું બીજુ તે શું અપ્રિય કરી શકે? પણ વનદેવીએ મધ્યરાત્રીને સમયે પટ્ટદેવીનું નિદ્રાવસ્થામાં હરણ કરી તેને ઘોર અરણ્યમાં છોડી દીધી.

પ્રાતઃકાળે રાજા નગરમાં આવ્યો. રાજમહેલમાં પ્રવેશ કરી રાજા પટ્ટદેવીના વાસભુવનમાં આવ્યો તો પટ્ટદેવી હાવ ભાવ કરતી રાજાની પાસે આવી કામ વિકારમય ચેષ્ટા કરવા લાગી. એની આ ચેષ્ટા જોઇ રાજા તાજુબ થઇ ગયો. "આ પટ્ટદેવી ન હોય, નક્કી પેલી વ્યતંરીની આ માયા છે હજી પણ તે મારો પીછો છોડતી નથી."

ક્રોધાયમાન રાજાએ મુષ્ટિનો પ્રહાર કરી તેના કેશ ખેંચીને વાસભુવનમાંથી બહાર ખેંચી કાઢી, ફાળથી ભ્રષ્ટ થયેલી મૃગલીની માફક દેવી-પટ્ટદેવી થયેલી તેણી અદ્દશ્ય થઈ ગઈ.

રાજાએ પટ્ટદેવીની શોધાશોધ કરી પણ કયાંય પત્તો લાગ્યો નહી, જંગલમાં, વનમાં, ઉપવનમાં ઘોડેસ્વારો તીરની માફક વછુટયા. ચારેકોર શોધખોળ થઇ પણ કયાંય પટ્ટદેવીનો પત્તો લાગ્યો નહિ. નિરાશ થયેલો રાજા દેવીનું એ કૃત્ય જાણી ધીરજ ધારણ કરી રહ્યો.

સંસારનું સ્વરૂપ ચિંતવતો રાજા સાવધાનપણે બ્રહ્મચર્યને પાળતો મનમાં વિચાર કરવા લાગ્યો "અરે, પુત્ર સહિત કુશળક્ષેત્રે હું દેવીને જોઇશ કે તુરતજ હું તે પછી આ અસાર સંસારનો ત્યાગ કરી સંયમ આદરીશ. એ દુષ્ટા વનદેવીએ હરણ કરી મારી પ્રિયાને એણે ગમે ત્યાં મુકી હોય ત્યાં એ ધર્મપ્રસાયે ગર્ભસહિત કુશલ રહો."

શોકથી આકુળ વ્યાકુળ રાજા ભોજનનો પણ ત્યાગ કરીને રાજકાર્યથી પરાઙ્મુખ થઇ ગયો ત્યારે મંત્રીઓએ

રાજાને ખુબ સમજાવ્યો. મંત્રીઓએ નિમિત્ત જાણનારને રાજા સમક્ષ હાજર કરી પટ્ટદેવીનો વૃત્તાંત પૂછ્યો. પ્રશ્ન લગ્ન અને નિમિત્ત જોઇ નિમિત્તજ્ઞ પણ બોલ્યો. "દેવ! આપનાં પટ્ટદેવી પુત્ર સહિત આપને કાલાંતરે મલશે. માટે આપ ચિંતા કરશો નહિ."

નિમિત્તકના વચનથી શાંત થયેલો રાજા ભોજન કરી દેહને ટકાવતો સમય નિર્ગમન કરવા લાગ્યો.

## ૨

## કુસુમાયુધ

ભયંકર અટવીમાં સાવધ થયેલી પટ્ટદેવી પ્રિયમતી-એ શું જોયુ? ચારેકોર ઘોર જંગલ જોઇ એના હૈયામાં ધ્રાસ્કો પડયો. "અરે! આ શું! આ તે ઇંદ્રજાળ છે કે ભ્રમણા! મારૂં વાસભુવન કયાં ને આ ઘોર જંગલ કયાં!" રાણી વિલાપ કરવા લાગી. "અરે! શું વિના અપરાધે રાજાએ મારો ત્યાગ કર્યો! આ ઘોર જંગલમાં મારૂં શું થશે! નક્કી પરભવનાં મારાં પાપ ઉદય આવ્યાં, કે આ દારૂણ દુઃખ મને પ્રાપ્ત થયું."

પટ્ટદેવી વિલાપ કરતી ને શ્વાપદાદિથી ભય પામેલી મનમાં 'નમો અરિહંતાણં' નો જાપ જપતી મહાકષ્ટે ઉભી થઈ ચારે તરફ અરણ્યની ભયંકરતા જોતી "હવે કયાં જાઉં!" વિચાર કરતી પટ્ટદેવી દક્ષિણ દિશામાં ચાલી, સિંહ, વ્યાઘ્ર અને શિયાળવાના શબ્દથી ભયભીત થયેલી રાણીના ચરણ ઉન્માર્ગ ગમન કરવાથી કાંટા કાંકરા વગેરેથી વીંધાવા લાગ્યા. કષ્ટના આવેશથી મૂર્ચ્છિત થઇ જતી પટ્ટદેવી વનના શીતલ વાયુથી સાવધ થઈ, વળી દુઃખેદુઃખે માર્ગ કાપતી આગળ ચાલી.

ભૂખ અને તૃષાની વેદનાથી એ કારમો દિવસ પસાર થયો, એ પટ્ટદેવીના કષ્ટથી દુઃખિત સૂર્ય પણ અસ્ત થવાની તૈયારી કરતો હતો તે સમયે તેણીને ભાગ્યયોગે કોઇક તાપસીનો ભેટો થયો, ભયંકર અરણ્યમાં મનોહર અંગવાળી સ્ત્રીને જોઇ તાપસી તેણીને આશ્વાસન આપી પોતાના આશ્રમમાં લઈ ગઇ. આશ્રમની વૃદ્ધ ગુરૂણીએ રાણીને આશ્વાસન આપી એના દુઃખનું કારણ પૂછયું. પટ્ટરાણીએ પોતાની સર્વ કથા કહી સંભળાવી.

વૃદ્ધ તાપસીએ આશ્વાસન આપેલી પટ્ટદેવી ભગવાનનું સ્મરણ કરતી ત્યાં આશ્રમમાં પોતાનો સમય વ્યતિત કરવા લાગી. એ વૃદ્ધ તાપસીએ આશ્રમના કુળગુરૂને વાત કરી પ્રિયમતીને પોતાના વતન મોકલવાની વ્યવસ્થા કરવા જણાવ્યું.

કુલપતિએ કેટલાક વૃદ્ધ તાપસોની સાથે એક દિવસે પ્રિયમતીને રવાને કરી. ગર્ભના ભારથી ધીરે ધીરે ચાલતી પ્રિયમતી શ્રીપુર નગરમાં આવી. નગરના ઉદ્યાનમાં આરામ લેવા તે સહકારના વૃક્ષ નીચે બેઠી. સમીપે રહેલા જીનમંદિરમાં પૂજા સ્તવના જાણી રાણી જીન ભુવનમાં આવી જીનેશ્વરને નમી. ભગવાનની સ્તવના કરવા લાગી.

તે સમયે જીનસુંદરી નામે શ્રાવિકા આ વિદેશી સાધર્મિકાને જાણી જીનપ્રાસાદથી બહાર નિકળ્યા પછી પૂછયું, “હે બહેન! તમે કોણ છો? કયાંથી આવો છો?”

પ્રિયમતી એને જોઇ રૂદન કરવા લાગી “બહેન! મારા દુઃખની શી વાત કહું?” ડુસકાં ભરતી ગદ્દગદિત પટ્ટદેવી કંઠ રૂંધાવાથી કાંઇ બોલી શકી નહિ. તેણીને ધીરજ આપતાં જીનસુંદરી બોલી. “હે ભાગ્યવતી! આ સંસારનું સ્વરૂપ જ એવું છે જગતમાં નિરંતર કોણ સુખી છે?

હે સુભ્રુ ! રડીશ નહિ. આ દુઃખ પૂર્ણ સંસારમાં ડગલે ને પગલે મનુષ્યને દુઃખ જ પ્રાપ્ત થાય છે. માટે એમાંથી છુટવા તું એક ધર્મનું જ આરાધન કર. ધર્મ કરવાથી દુઃખમાં પણ પ્રાણીને શાંતિ વળે છે–દુઃખનો નાશ થાય છે. રોગીને ઔષધની માફક દુઃખીને ધર્મ એ પરમ ઔષધરૂપ છે".

જીનસુંદરી આશ્વાસન આપી રાણીને પોતાને ઘેર તેડી લાવી. તેના માતાપિતાને આ દુઃખી સ્ત્રીએ બધી વાત કહી સંભળાવવાથી જીનસુંદરીના માતા પિતાએ તેણીને પોતાની પુત્રીની માફક રાખી.

અનુક્રમે શુભ દિને રાણીને પુત્રનો પ્રસવ થયો. એ રાજપુત્રને નિરખી પ્રસન્ન થયેલા ધનંજય શ્રેષ્ઠીએ રાજાને પ્રસન્ન કરી કેદીઓને છોડાવ્યા તેમજ મોટો જન્મમહોત્સવ કર્યો. પુત્રનું નામ કુસુમાયુધ રાખ્યું. બાલકુસુમાયુધ એ ધનંજય શ્રેષ્ઠીના ઘેર વૃદ્ધિ પામતો અનુક્રમે બે વર્ષનો થયો.

તે સમયે એ શ્રીપુરનગરનો વાસવદત્ત નામે સાર્થવાહ ચંપાનગરી તરફ જવાને તૈયાર થયો. એ વાત જાણીને ધનંજય શ્રેષ્ઠીએ સાર્થવાહને પોતાની પાસે બોલાવી સર્વે હકીકત સમજાવી, પ્રિયમતીને પુત્ર સહિત વસ્ત્રાભરણથી સત્કાર કરી વાહન તથા માણસનો બંદોબસ્ત કરી તેના સાથે ચંપા તરફ રવાને કરી.

વાસવદત્ત સાર્થવાહ શ્રીપુરથી પ્રયાણ કરતો અનુક્રમે શિવવર્દ્ધનપુર નગરમાં આવ્યો અને નગરના ઉદ્યાનમાં પડાવ નાખ્યો, સાર્થવાહની સાથે આવેલી પ્રિયમતીએ પણ ત્યાં જ આમ્ર વૃક્ષની નીચે મુકામ કર્યો.

એ સમયે શિવવર્દ્ધનનગરનો શ્રી સુંદર રાજા ગુરૂ

પાસે ધર્મ સાંભળી દીક્ષા લેવાને તૈયારી કરી રહ્યો હતો. રાજાનો લઘુ બાંધવ યુવરાજ પુરંદર પણ રાજ્યને નહિ ઇચ્છતો વડીલબંધુ સાથે દીક્ષા લેવા તૈયાર થયો હોવાથી રાજ્ય કોને અર્પણ કરવું તે માટે બન્ને રાજપુરૂષો વિચારમાં પડી ગયા હતા.

રાજાએ કંઈક નિશ્ચય કરી પંચદિવ્ય કર્યાં. મંત્રી આદિ પરિવાર સહિત રાજા પંચદિવ્યની પાછળ ચાલ્યો. એ પંચદિવ્ય નગરીમાં ભમીને ઉદ્યાનમાં જ્યાં સાર્થવાહનો પડાવ હતો ત્યાં આવ્યાં, બાળક કુસુમાયુધ જ્યાં રમત કરી રહ્યો હતો ત્યાં આવી સ્થિર થઇ ગયાં, ગજરાજે કલશનું જળ એ બાળકુમાર ઉપર નામી કુમારને પોતાની સૂંઢ વડે ઉચકી સ્કંધ ઉપર મુકી દીધો. પછીતો રાજા અને યુવરાજ એની માતા સહિત બાલકુમારને મહોત્સવપૂર્વક નગરમાં લાવ્યા.

રાજમંદિરમાં કુમારને ઉચ્ચ પદે સ્થાપન કરી એ બન્ને બાંધવો પ્રિયમતીને કહેવા લાગ્યા. "હે માતા! તમે આ રાજ્યને ગ્રહણ કરો. કે તમારી સહાયથી અમે દીક્ષા ગ્રહણ કરીએ".

એ અવસરે સાર્થવાહે આવી રાજાને અરજ કરી "હે મહારાજ! અંગદેશના અધિપતિ શ્રી જય રાજાનાં આ પટ્ટદેવી, મારે ચંપામાં જઇને મહારાજને સોંપવાં એવી મને ભલામણ છે તો આપ એમને મુક્ત કરો. હે રાજન્! કલિંગાધિપતિની રાજકુમારી પ્રિયપતીને પણ શું આપ જાણતા નથી?"

સાર્થવાહની વાણી સાંભળી બન્ને રાજપુરૂષો—બાંધવો પ્રિયમતીના ચરણમાં પડી બોલ્યા. "ત્યારે તમે તો અમારાં માશી થાઓ".

રાજાએ સાર્થવાહને સર્વે હકીકત સમજાવી શ્રી જયરાજાને જણાવવાનું કહીને માન સન્માન સહિત ચંપાનગરી તરફ રવાને કર્યો.

મંત્રી, સામંત, સેનાપતિ આદિ રાજપુરૂષો અને પ્રજા સમક્ષ કુસુમાયુધનો રાજ્યાભિષેક કરી બન્ને બાંધવોએ દીક્ષા ગ્રહણ કરી.

## ૩

## શિવવર્ધનપુરમાં

રાજા કુસુમાયુધ પૂર્વભવના પુણ્યોદયથી મંત્રી, સામંત અને સેનાધિપતિના પ્રતાપે અખંડિત શાસનવાળો થયો. એકદા બાળરાજા કુસુમાયુધ રાજસભામાં બેઠેલો હતો, મંત્રીઓ આદિ રાજપુરૂષો રાજસભામાં બેઠાબેઠા બુદ્ધિ પ્રતાપથી રાજ્યશાસન સ્થિર કરી રહ્યા હતા, તે સમયે અવંતિ દેશના રાજા રાજશેખરનો દૂત રાજસભામાં હાજર થઇ કુસુમાયુધને કહેવા લાગ્યો.

"હે રાજન્! મારા સ્વામી અવંતીરાજ રાજશેખર તેમણે મને શ્રીમુખે તમને કહાવ્યું છે કે હાથી, ઘોડા રથાદિક સમૃદ્ધિ મને સમર્પણ કરી તમે મારી તરફ ભક્તિભાવ બતાવો, કારણ કે મારો આશ્રય કરવાથી અન્ય કોઇ રાજાઓ તમને હેરાન કરશે નહિ ને સુખેથી તમે રાજ્ય કરશો."

દૂતનાં વચન સાંભળી મુખ્ય મહામંત્રી શાલ બોલ્યો "અરે વાચાળ! તું જેમ તેમ શું બકી રહ્યો છે? પણ બાલ સ્વભાવી કુસુમાયુધ સેવા કરવાનું જ જાણતો નથી. હય, ગજ, રથાદિક સાથે ક્રીડા કરવાની ઈચ્છાવાળો આ રાજા તને ગજાદિક શી રીતે મોકલી શકે? છતાં તમારે

હયાદિકની જરૂર હોય તો તમારો ધનભંડાર મોકલો એટલે ખરીદ કરી મોકલીયે."

શાલમંત્રીની વાણી સાંભળી જાણે આ રાજ્ય સત્વ વગરનું હોય તેમ સામાન્ય મનુષ્યના જેમ કોપને ધારણ કરી દૂત બોલ્યો. "આવા મંત્રીઓથી જ કુસુમાયુધ ચિરકાલ પર્યંત રાજ્ય કરશે શું ? દીર્ઘદર્શી મંત્રીઓથી રાજા પોતાનું સામ્રાજ્ય ચલાવે છે, તમારા જેવાથી નહિ.

હે મંત્રી! પોતાનાથી બલવાનને કંઇક ઉપહાર આપી અથવા તો નમસ્કાર કરી પ્રસન્ન કરવો, પણ અભિમાની વચનો બોલી ક્રોધાયમાન કરવાથી શું ફાયદો ? જે પ્રણામથી વશ થાય તેને કોપાવવામાં ખરાબી જ થાય. કારણકે નખછેદ્ય કાર્યને પરશુથી છેદવાનો આરંભ ન કરવો. આ રાજશેખર રાજા નમસ્કાર કરનારને કલ્પવૃક્ષ સમાન છે. ત્યારે અભિમાનીઓને તો યમના જેવો ભયંકર છે માટે એની સેવાનો સ્વીકાર કરી તમે વૃદ્ધિ પામો."

"બહુ દોઢ ડાહ્યો છે કંઈ, નફટાઇની તે કંઇ હદ છે જેવો એનો સ્વામી તેવો સેવક, જાણે કે એ રાજાની મહેરબાનીથી જ કુસુમાયુધ રાજ્ય કરતો હોય ને શું પણ રે મૂઢ! બાળ એવા આ કુસુમાયુધને વશ કરવા જતાં તારો સ્વામી ક્યાંય એનું રાજ્ય ના ગુમાવે. કારણકે બાલક એવો પણ સિંહનો શિશુ કાંઈ મેંઢાંના ટોળાથી પરાભવ પામતો નથી." શાલ મંત્રીએ ક્રોધથી ધુંવાપુંવા થઇ દૂતને રાજસભામાંથી કાઢી મુકાવ્યો.

અપમાનની આગથી જલતા દૂતે અવંતીમાં આવી પોતાના સ્વામીની આગળ સર્વ હકીકત વિસ્તારથી કહી સંભળાવી બળતામાં ઘી હોમ્યું. રાજશેખર રાજાના શાંત હૃદયને ખુબ ડોળી-વલોવી નાખ્યું.

"આહ ! એક નાના બાળકનો આ મિજાજ ! નક્કી ઘો મરવાની થાય ત્યારેજ વાઘરીવાડે જાય છે. વિનાશકાળ પાસે આવે છે ત્યારેજ બુદ્ધિમાં વિકાર-ફારફેર થાય છે. રાજા તો નવો ને બાલક છે પણ એના મંત્રીઓ પણ શું સ્વપરના બલથી અજ્ઞાત છે કે ઉદ્ધતાઈ કરી રહ્યા છે-નાહક પોતાનો ક્ષય કરાવી રહ્યા છે." એમ બોલતો રાજા રાજશેખર ચતુરંગી સેનાથી પરવરેલો, ક્રોધથી અધરને ડસતો, મહીમંડલને ધ્રુજાવતો કુસુમાયુધ ઉપર ચડી આવ્યો.

શિવવર્ધનપુરમાંથી નિકળેલો સાર્થવાહ વાસવદત્ત શીઘ્રગતિએ ચંપામાં આવી ચંપાપતિને નમ્યો. "દેવ ! દેવી, રાજકુમાર અને નવીન રાજ્યના આવાગમનવડે આપ વૃદ્ધિ પામો !" ચંપાનરેશ આગળ ભેટ ધરી સાર્થવાહ બોલ્યો.

સાર્થવાહના વચનથી વિસ્મય પામેલો રાજા બોલ્યો. "શેઠ ! જરા સ્પષ્ટતાથી કહો. તમારા કથનનો ભાવાર્થ શું છે ?" સાર્થવાહે દેવીની પુત્રની અને રાજ્ય પ્રાપ્તિની વાત નરપતિને કહી સંભળાવી.

પોતાના કુટુંબની કુશળતાની વધામણિથી પ્રસન્ન થયેલા રાજાએ સાર્થવાહને ખુબ ધન આપી રાજી કર્યો અને સાર્થવાહનો કર માફ કર્યો.

સાર્થવાહને રાજી કરી ચંપાપતિ તરતજ મંત્રી સામંત સેનાપતિ આદિ પરિવાર સાથે શિવવર્ધનપુરમાં આવી પ્રિયા અને પુત્રને મળ્યો. પ્રિયમતીએ પોતાના પિતાને પણ સમાચાર મોકલવાથી માનતુંગ રાજા પણ પોતાના પરિવાર સાથે પુત્રીને મલવા આવી પહોચ્યો.

ચરમારફતે અવંતીપતિને માર્ગમાં આ સમાચાર મલતાં એના હૈયામાં મોટો ધ્રાસ્કો પડ્યો. "અરરર ! આ

શું થઇ ગયું! શ્રીજયરાજા તો મારો મિત્ર! એના જ બાળ પુત્ર સામે લડાઇ! અંગ અને કલિંગના એ બન્ને રાજાઓને હવે હું શું મુખ બતાવું?" પોતાના અવિચારી કાર્યથી અવંતીપતિને બહુ પશ્ચાત્તાપ થયો, "અરે! મારે શી ન્યૂનતા હતી! અવંતીદેશનું વિશાળ સામ્રાજ્ય છતાં મેં લોભથી બીજાનું રાજ્ય પડાવી લેવાની ઇચ્છા કરી. મારી એ લોભ વૃત્તિને ધિક્કાર હો! પૂર્વના પુણ્યથી રાજ્ય પ્રાપ્ત કરનારને ગમે તેવો ક્રોધી ને બળવાન પણ શું કરી શકે? દેવ તુષ્ટમાન થાય તોય નિર્ભાગીને તે શું આપી શકે તેમ છે! માટે હવે તો એ બન્ને રાજાઓને ખમાવું. કારણકે બાજી બગડી ગઇ હોય તો પણ અશ્વચથી પણ ડાહ્યા માણસો સુધારી લે છે." વિચાર કરી અવંતીરાજ પોતાના સુંદર નામે મંત્રીને સમજાવી એ રાજાઓની પાસે મોકલ્યો.

સુંદરમંત્રી શિવવર્દ્ધનપુરમાં આવી શ્રીજય અને માનતુંગ નરપતિને નમ્યો અને પોતાના સ્વામી વતી બોલ્યો "મહારાજ! અમારા સ્વામીએ આપના પુત્ર ઉપર જે કટક આરંભ્યું છે તે અપરાધને આપ ખમો!

જયભૂપતિએ સુંદર મંત્રીનું સ્વાગત કરી વસ્ત્રાલંકારથી એનું સન્માન વધાર્યું, "તમારા સરખા સજ્જનને તે યોગ્ય છે કારણકે સજ્જન પુરૂષો અવિચારી કાંઇપણ કરતા નથી. ભુલેચુકે જો કદાચ અકૃત્ય થઈ જાય તો સત્ય સ્થિતિ સમજાતાં તરતજ અટકી જાય છે ને તેમને કરેલા અકાર્યનો પસ્તાવો થાય છે. અમને એ રાજા સાથે મલ્યાને ઘણો સમય થયો છે તો અવંતીપતિ ભલેને અહીં આવે ને અમારા મહેમાન થઇ જાય." એમ કહી જયભૂપતિએ પોતાના મંત્રી આદિ પરિવારને સુંદર મંત્રી સાથે મોકલી

રાજશેખર રાજાને પણ તેડાવ્યા. રાજાને ખુબ માન આપ્યું. ત્રણે રાજાઓના મેલાપથી એ નગરનું નામ ત્યારથી રાજપુર-રાજનગર થયું.

રાજા રાજશેખરે કુસુમાયુધને જોઇ પ્રસન્ન થઇ તેના પુણ્યથી આકર્ષાઇ રૂપવાન એવી પોતાની બત્રીશ કન્યાઓ પરણાવી.

ત્યાર પછીના એક દિવસે શિવવર્દ્ધનપુરના ઉદ્યાનમાં શ્રીગુણસાગર કેવલી ભગવાન સમવસર્યા. વનપાલકે નગરમાં આવી જયભૂપતિને વધામણિ આપી. "હે નરરાજ! સહસ્રામ્ર વનને વિષે સુરાસુર અને મનુષ્યોથી પૂજાતા શ્રીકેવલી ભગવાન પધાર્યા છે-સમવસર્યા છે."

વનપાલકની વધામણિથી રાજાએ તુષ્ટમાન થઇ વનપાલકને ખુબ દાન આપી રાજી કર્યો, પ્રભુ ઉપર ભક્તિવાળા ત્રણે નરપતિઓ પોતપોતાના પરિવાર સાથે ગુરૂને વાંદવા ઉદ્યાનમાં આવ્યા. ભગવાનને નમી વાંદી દેશના સાંભળવા હાથ જોડી તેમની સન્મુખ બેઠા, કારણકે ઉપદેશ આપનારા ગુરૂ પણ જ્ઞાની હતા, જ્ઞાનથી આ ત્રણે નરપતિઓને ધર્મને યોગ્ય જાણી ગુરૂમહારાજે પણ દેશના શરૂ કરી.

## ૪

## મોહરાજાનું સામ્રાજય.

હે ભવ્યો! આ મનુષ્ય ભવના જલના પરપોટાની માફક ચપળ જીવિતવ્યમાં આત્મહિત કરી લેવું એજ સાર છે. કામદેવની પીડાથી મુક્ત રહી ક્રોધાદિકનો ત્યાગ કરવો અને ધર્મને વિષે પ્રીતિ કરવી."

"ભગવાનની વાણી ગંભીર હોવાથી મૂઢ એવા

અમે એના પરમાર્થને સમજી શકતા નથી.” માનતુંગ નરપતિએ વચમાં કહ્યું.

“મોહરાજાએ અજ્ઞાનરૂપી મદિરાપાન તમને કરાવેલું હોવાથી શાસ્ત્ર વચનનો પરમાર્થ તમારાથી સમજાતો નથી.” કેવલી ભગવાનનાં વચન સાંભળી કંઈક હસીને રાજશેખર રાજા બોલ્યો.

“ભગવન્! આપે મોહરાજા કહ્યો તો હવે આપ સ્પષ્ટતાથી કહો કે એ મોહરાજા કોણ છે? એનો રાજ્યાદિક પરિવાર પણ અમને સમજાવો.”

અવંતીરાજનાં વચન સાંભળી મોહનૃપની વ્યાખ્યા કરતા કેવલી ભગવાન બોલ્યા. “પરમાર્હત ધર્મરૂપી નરપતિનો સુબોધ નામે દૂત સુદર્શન નામે ચુર્ણ તમને આપશે ત્યારે શાસ્ત્રની વાતનો સત્ય પરમાર્થ તમારાથી સમજાશે. એ સુબોધ નામે દૂત હવે શીઘ્રતાથી તમારી પાસે આવશે. પણ તે પહેલાં પ્રથમ તમે મોહરાજાનું સ્વરૂપ જરા સાંભળો.

“અનેક પ્રકારના આશ્ચર્યથી ભરેલા આ સંસાર રૂપ નગરમાં સુર, અસુર અને નરનાથ પર અખંડિત આજ્ઞા પ્રવર્ત્તાવનાર કર્મપરિણામ નામે રાજા મોટા વિસ્તારવાળા રાજ્યનો : માલિક હતો, તેને કાલપરિણતિ નામે રાણી સ્વામીના સિદ્ધાંતને અનુસરનારી હતી. અનાદિ કાળથી સુખ ભોગવતાં તેમને મોહ નામે કુમાર થયો. ત્રણ જગતપર મોટો પ્રભાવ પાડનારો તે સારી આલમ પર પોતાના પરાક્રમથી રાજ્ય કરતો હતો. રાગદ્વેષાદિક તેના સુભટો હતા.

મોહ સિવાય બીજાપણ સાત વ્યસન રૂપ સાત કુમાર હતા. પિતા ઉપર ભક્તિવાળા એ પુત્રો નિરંતર ભવ્ય

પ્રાણીઓને પોતપોતાના પંજામાં જકડીને સંસારમાં સ્થિર કરતા હતા. પુત્રોના પરાક્રમથી પ્રસન્ન થયેલો રાજા કર્મ પરિણામ એક દિવસે પોતાની પ્રિયા કાલપરિણતિને કહેવા લાગ્યો.

"મોહકુમારને રાજ્ય પર સ્થાપન કરી આપણે હવે સુખે સુખે કાળ નિર્ગમન કરીયે." કાલપરિણતિએ પણ તે વાત અંગીકાર કરવાથી મોહકુમારને રાજ્યપર સ્થાપન કરી બાકીના કુમારોને તેમની શક્તિ યોગ્ય અધિકારપદે સ્થાપન કરી કર્મપરિણામ રાજા રાજ્ય ભારથી નિવૃત્ત થઈ નવારાજા મોહનૃપને શિખામણ આપવા લાગ્યો "હે વત્સ! પહેલાં યુવરાજપણામાં પણ તું જગતપર સર્વ સત્તાધિકારી હતો. ને હવે તો રાજતેજથી વધારે પ્રતાપ-વાળો થઈ સામ્રાજ્યનું રક્ષણ કર કે જેથી કોઇપણ પ્રાણી આપણા સામ્રાજ્યમાંથી છટકી શકે નહિ."

જગત ઉપર મોહરાજાનું સામ્રાજ્ય એ રીતે સારી રીતે જામે છે. એક દિવસે સંસાર નગરમાં બૂમાબૂમ મચી રહી. મોટો કોલાહલ થયો. "હે સુભટો! દોડો! દોડો! આ ચારિત્રરાજાનું-ધર્મરાજાનું સૈન્ય ધસી આવ્યું છે તે પ્રજાના લોકોને-આપણી પ્રજાને હરી શિવનગરીમાં-પોતાની નગરીમાં લઇ જાય છે."

મોહરાજાની સભામાં આ પોકાર પડવાથી ક્રોધથી ધમધમતો મોહરાજા ધર્મરાજની સામે યુદ્ધ કરવાને તૈયાર થયો. "રે મંત્રી! આ શું જુલમ! એવો કોણ બે માથાનો છે કે મારી છાયામાંથી મારી પ્રજાને હરી જાય છે? હે રાગદ્વેષ સુભટો! અદ્વિતીય પરાક્રમવાળા તમે તમારી સેના સાથે તૈયાર થાઓ! હે મિથ્યાત્વ મંત્રી! રાજનો

કારોબાર તું કેવો ચલાવે છે? તું મંત્રી છતાં આ ચારિત્ર મારી પ્રજાને હરી જાય છે તે જોતો-જાણતો નથી શું?

મોહરાજાનો કલકલાટ સાંભળી અવિવેક રૂપી મંત્રી બોલ્યો "હે દેવ! આપ પ્રસન્ન થાઓ, ખેદને દૂર કરી મારી વાત સાંભળો. પૂર્વે તમારા પિતાએ ચિર સ્થિતિ નામની તમારી માસીના વિવાહ સમયે જગતપુરમાંથી કન્યાદાનમાં એકસો સીત્તેર નગર ભેટ આપેલાં હતાં, એ બધાંય તમારી માસીએ ધર્મરાજાના આશ્રય-આધિપત્ય નીચે મુકયાં, ત્યાંના જે જે પ્રજાજનોએ ધર્મરાજાનો આશ્રય લીધો તેમને ધર્મરાજા સુખ સમૃદ્ધિ આપવા લાગ્યા. જે લોકો અધિકાધિક ધર્મરાજાની સેવા કરવા લાગ્યા તેમને ખુબ આપવા માંડયું. ધર્મરાજાએ અર્હત્ ચક્રી, બળદેવ, વાસુદેવ વગેરેની સમૃદ્ધિ પણ આપવાથી લોકો ધર્મમાં ઉજમાળ થવા લાગ્યા. સુખની ઇચ્છાએ પણ લોકો ધર્મની સેવા કરવા લાગ્યા.

હે નરપતિ! મિથ્યાત્વ દર્શનાદિક તમારા મંત્રીઓએ દુર્ગતિમાં ફેંકેલા તમારા પ્રજાજનો પણ ત્યાંથી કાળ-સ્થિતિ પૂરી કરી નિકળેલા તે પણ દુઃખથી ખેદ પામેલા છતાં ધર્મરાજાની સેવા કરવા લાગ્યા. ધર્મરાજાનું રાજ્ય અનુક્રમે આ રીતે ધીરે ધીરે વૃદ્ધિ પામવા લાગ્યું.

ચિરકાળ પર્યંત રાજ્ય ભોગવી ધર્મરાજાએ પોતાના જયેષ્ઠ પુત્ર યુવરાજ ચારિત્રને રાજયપદે સ્થાપન કર્યો- પરોપકાર રસિક ચારિત્ર નૃપને દીનજનો વિનંતિ કરવા લાગ્યા. "હે સ્વામીન્! મોહરાજાના ભૃત્યોથી પીડા પામેલા અમને તમારા શરણમાં લ્યો. અમને નિર્ભય સ્થાનક બતાવો કે જ્યાં મોહ રાજાના સુભટો અમને પીડે નહિ."

એમની દીનવાણી સાંભળી ચારિત્ર ભૂપ બોલ્યા. "હે

વિવેકી જનો! મારો આશ્રય કરી મુક્તિ નગરીમાં જાઓ, ત્યાં તમને કોઈ હેરાન કરી શકશે નહિ. એ મુક્તિનગરી (નિર્ભય નગરી)માં જવા માટે તમારે નિઃસરણીની ખાસ જરૂર છે પણ આજે નિઃસરણી (ક્ષપકશ્રેણિ)નો વિરહ હોવાથી તમે વિવેકરૂપ પર્વત ઉપર ચઢી જાઓ કે ત્યાં તમને મોહના સુભટો હેરાન કરશે નહિ" એ પ્રમાણે કહી ચારિત્ર ભૂપતિએ સદાગમની સાથે વિવેકપર્વત ઉપર ચઢાવ્યા. પછી તો વિવેકારૂઢ થયેલા એ પ્રજાજનને જોઇ આપણા સુભટો પાછા પડવા લાગ્યા. વિવેકારૂઢ થયેલા તે પુરૂષો કેવલજ્ઞાનથી મુકિતનો માર્ગ જોઇ ત્યાં ચાલવા લાગ્યા. તે વારે નામ, ગોત્રાદિક ચારે તમારા બાંધવો એમને પકડવા ધસ્યા પણ તેય નિરાશ થઈને પાછા ફરી ગયા છે તેમનો આ બધો પોકાર છે, તો હે દેવ! અત્યારે વ્યર્થ પ્રયાસ કરવાથી શું? અવિવેકની વાણી સાંભળી મોહરાજા ઝંખવાઈ ગયો.

અરે! અરે! આટલી બધી વાત આગળ વધી ગઇ છે? તો પણ તું હવે બધા પ્રાણીઓને અજ્ઞાન રૂપી મદિરાનું પાન કરાવ, કે જેથી તેઓ અધર્મમાં પણ પ્રીતિવાળા બને" મોહનૃપની વાણી અંગીકાર કરી અવિવેકે તુરત જ એ વાતનો અમલ કરી રાજાને સમાચાર આપ્યા.

છતાંય મોહરાજ અવિવેકને સાથે લઇ નગરેનગર ભમવા લાગ્યો તો લોકોને અજ્ઞાનરૂપી મદિરાથી નષ્ટ ચેતનાવાળા થઇને યોગ્ય શું કે અયોગ્ય શું? ખાવા યોગ્ય શું કે અભક્ષ્ય શું? ધર્મ શું કે અધર્મ શું? એવા કાર્યાકાર્યથી રહિત જોયા, પણ પોતાની માસીના નગરમાં લોકોને ધર્મ ધર્મ કરતા જોઇ મુખ મચકોડતો મોહનૃપ બોલ્યો "અરે! શું આ લોકોને તેં મદિરાપાન કરાવ્યું

ાથી કે, ધર્મ ધર્મ કરતા આ બધા શું બબડી :હ્યા છે ?"

મોહની વાણી સાંભળી અવિવેક હાથ જોડી બોલ્યો. 'દેવ ! આ બધા પણ અજ્ઞાન મદિરાના પાનથી ભાન ભૂલે-ા જ છે. જો કે આ બધા ધર્મની વાતો તો કરી રહ્યા —લોકોને ધર્મને નામે રમાડી રહ્યા છે. એ બ્હાને તેઓ ાતપોતાના વાડા બનાવી રહ્યા છે ફક્ત જનરંજન માટે-જ આ બધું થઈ રહ્યું છે બાકી તેમનાં હૈયાં તો ધર્મના ારમાર્થથી ઉલટી દિશામાં જ ફફડી રહ્યાં છે. સત્ય સ્વરૂપથી ા તે બિચારાઓ ઠગાયેલા છે. હે દેવ! આપ જરા ાુક્ષ્મતાથી આ ધર્મને પોકારનારાઓ તરફ જોશો તો તેઓ વેવેકપર્વત ઉપર હજી ચઢેલા નથી શમાદિક મિત્રોની ોળખ વગરના વાત વાતમાં લડી ઝઘડા કરનારા ઇર્ષ્યા-દેક દોષવાળા છે. શુદ્ધ ચારિત્રની સેવાથી રહિત તેમજ ાિમિતિ અને ગુપ્તિ વગરના આપને જણાશે." અવિવેકે મા લોકોની વસ્તુ સ્થિતિ સમજાવવા છતાં મોહ નરપતિ ોલ્યો.

"અરે ! આ બધું તું શી રીતે જાણી શકયો?" મોહ ાજાના એ પ્રશ્નનો જવાબ આપતો અવિવેક બોલ્યો. 'રાજન્! મિથ્યાદર્શન મંત્રીની આજ્ઞાથી જીવોને હરવા , એક દિવસે વિવેક પર્વત તરફ ચાલ્યો જો કે વિવેક-ાર્વત ઉપર ચઢવાને હું સમર્થ તો થયો નહિ. પણ વ્યુદ્ગ ાહ, કદાગ્રહાદિક સુભટોને મોકલી શુદ્ધાગમની વિધિને ાલતાં કેટલીક વાતો મેં સાંભળી છે તેમના અંતરની ારીક્ષા પણ કરી છે. જેથી હું કંઇક જાણું છું દેવ!"

"એ તો બધું ઠીક છે પણ મારી માશીના નગરો-ાાંય મારા ભક્તો છે કે નહિ?" મોહરાજાએ અવિવેકને ાૂછયું.

"વિવેકપર્વતની નીચે રહેલા બધાય ત્યાં તમારી જ આજ્ઞા માને છે રાજન્! પર્વત પર રહેલાઓમાં પણ ઘણા જનો તમારી આજ્ઞાનો ત્યાગ કરી શકતા નથી." અવિવેકની એ વાત સાંભળી પ્રસન્ન થયેલો મોહ જગત પુરમાં રમવાને ચાલ્યો–રમવા લાગ્યો.

અનેક ચિત્રવિચિત્ર વેશ કરતો તે ગાયન ગાવા લાગ્યો. નૃત્ય કરવા લાગ્યો પોતાની સાથે લોકોને પણ રમાડવા લાગ્યો–નચાવવા લાગ્યો ક્લેશ કરાવવા લાગ્યો ક્યારેક વાજિંત્ર વગાડતો સ્વયં હસતો અન્ય જનોને હસાવવા લાગ્યો. જગતપુરમાં એ રીતે અનેક પ્રકારના લોકો પાસે ખેલ કરાવતો પુત્રોને પિતા કહેવા લાગ્યો, માતાને સ્ત્રીની જેમ આલિંગન કરવા લાગ્યો, સુતાને માતા કહેવા લાગ્યો, પિતાને શત્રુ કહેવા લાગ્યો માતાને વૈરિણી સમજવા લાગ્યો, સ્ત્રીને મા કહેતો તેના પાદે પડ્યો, ક્ષણમાં લાજ વગરનો થઈ વસ્ત્રને દૂર ફેંકી નૃત્ય કરતો. પાપી લોકોની–જબરા લોકોની ખુશામત કરતો વળી દેવ, ગુરૂની નિંદા કરતો. એવી અનેક ચેષ્ટાઓ કરતો મોહનૃપ પોતાના પરિવાર સાથે નવ નવા રસવાળાં નાટક કરતો પોતાના પિતાને ખુશી કરવા લાગ્યો ને માતાને સંતોષ આપવા લાગ્યો. હે ભવ્યો! એવી રીતે પોતાના શૌર્યથી પ્રમાદની સહાયથી જીતેલા સર્વ લોકોને મોહરાજાએ હણી નાખ્યા છે તેમજ મોહના કુલમાં ઉત્પન્ન થયેલા ઈંદ્રિયોના વિષય વિકારોએ જગતને પરાધિન–પોતાને આધિન બનાવ્યું છે. માટે એ વિષય વિકારોને જીતીને હે ભવ્યો! તમે અક્ષય એવા મોક્ષના સુખને મેળવો. રાગાદિ રિપુઓને જિતનારા સંયમને તમે આદરો. બાહ્યથી રસાસ્વાદરહિત છતાં તત્વથી સુખ આપનારા ચારિત્રમાં જ તમે પ્રીતિવાળા

થાઓ." ગુરૂ મહારાજે મોહરાજાનું તેમજ તેમના કુટુંબનું ટુંકમાં વર્ણન કહી સંભળાવ્યું.

રાજશેખર રાજાએ માનતુંગ રાજાની સંમતિથી ગુરૂ મહારાજને દીક્ષા આપવાની પ્રાર્થના કરી. જેથી કેવલી ભગવાને કહ્યું. "તમને એ યોગ્ય છે માટે વિલંબ કરશો નહિ."

બન્ને રાજાઓએ જયભૂપતિને પોતપોતાના રાજ્ય સંભાળવા વિનંતિ કરી ત્યારે જયભૂપાળે કહ્યું. "મારો અભિગ્રહ પૂર્ણ થવાથી હું પણ દીક્ષા લઈશ." ત્રણે રાજાઓએ દીક્ષાનો નિશ્ચય કરી પુણ્યવાન કુસુમાયુધને ત્રણે મહારાજ્યો અર્પણ કરી કેવલી ભગવાન પાસે દીક્ષા ગ્રહણ કરી.

દીક્ષા માટે તૈયાર થયેલી પ્રિયમતીને પિતા અને પતિએ સમજાવી દીક્ષા લેતાં અટકાવી બાળરાજાને પાલન પોષણ કરવાની ભલામણ કરી. જેથી તેણીએ દીક્ષાનો વિચાર થોડો સમય મુલતવી રાખ્યો.

## ૫

## કુસુમકેતુ

કુસુમાયુધ રાજા યોગ્ય ઉંમરનો થતાં પિતાના રાજ્યમાં આવ્યો, ત્યાં રહીને સર્વ રાજ્ય સમૃદ્ધિને ભોગવવા લાગ્યો. સામંત આદિ પરિવાર વડે વૃદ્ધિ પામતો પુણ્યના ફળરૂપ સુખને ભોગવવા લાગ્યો, ચાર ચાર રાજ્યનો ધણી તેમજ સંસારના દિવ્ય સુખોને ભોગવનારો છતાં એ ભોગોમાં એનું મન લીન થતું નહિ કે જેવું મન પિતાએ આચરેલા માર્ગમાં લીન થતું હતું, જેથી તે શ્રાવકનો

ધર્મ આચરતાં અર્હંત ભગવાનની પૂજા, યાત્રા, સ્નાત્રાદિક મહોત્સવો કરવા લાગ્યો.

સંસારના ભોગો, ગીત, ગાન, નૃત્યાદિકમાં એટલી બધી પ્રીતિ તેને થતી નહિ. જેવી પ્રીતિ જીનેશ્વરના ધર્મ ઉપર રાજાને હતી. એના રાજ્યમાં સર્વે આબાલગોપાલ જીનેશ્વરના ધર્મને યથાશક્તિએ આચરનારા હતા એમની જીહ્વા જીનેશ્વરના ગુણોની સ્તુતિ કરવામાં જ સાવધાન હતી પણ બીજી મલીન વાસનામાં પ્રીતિ ધરતી નહિ.

નિષ્કલંક એવા આ નરપતિ રૂપ અપૂર્વચંદ્ર ઉદય પામે છતે જગત ભરમાંથી મિથ્યાત્વરૂપી અંધકાર નાશ પામી ગયો હતો. એવા આ કુસુમાયુધ નરેશ્વરને રાજશેખર રાજાની સુલક્ષણવંતી સુરૂપા પુત્રી કુસુમાવલી નામે પટ્ટરાણી હતી. રાજવૈભવ સાથે રમણીનાં સુખ ભોગવતા આ નરરાજને ઘણો સમય ચાલ્યો ગયા છતાં જતા એવા સમયની તેમને ખબર પડી નહિ.

વિજય વિમાનનાં સુખને ભોગવતો જયસુંદરનો જીવ આયુ પૂર્ણ થયે ત્યાંથી ચ્યવી કુસુમાવલીના ઉદરમાં ઉત્પન્ન થયો તે સમયે નિશાના સામ્રાજ્યમાં પટ્ટદેવીએ સ્વપ્નામાં ધુમાડા વગરનો અગ્નિ જોયો. જાગ્રત થયા પછી એ સ્વપ્ન રાજાને જણાવતાં રાજાએ કહ્યું "તમારે મનોહર પુત્ર થશે." રાજાનાં વચન સાંભળી રાણી ગર્ભનું પાલન કરવા લાગી.

યથા સમયે પટ્ટદેવીએ મનોહર અંગોપાંગવાલા પુત્રનો જન્મ આપ્યો રાજાએ પુત્રનો જન્મોત્સવ કરી મોટા આડંબર પૂર્વક પુત્રનું નામ રાખ્યું કુસુમકેતુ.

કુસુમકેતુ વૃદ્ધિ પામતો કલામાં પાવરધો થઇ અનુક્રમે નવીન રમણીય યૌવનમાં આવ્યો. યૌવન વયમાં આવતા

એ કુમારની કીર્તિગાથાઓ જગતના ખુણે ખુણે ફરી વળી. પુષ્પની સુવાસની માફક એની યશ રૂપી સુવાસ દુનિયાપર ચારેકોર પ્રસરી રહી.

અન્યદા રાજસભામાં બીરાજેલા કુસુમાયુધ નરપતિની આગળ મથુરા નગરીમાં રાજા મહાકીર્ત્તિનો મંત્રી વિનંતિ કરવા લાગ્યો.

"હે નરેશ્વર! અમારા સ્વામીને મનોરમાદિક આઠ કન્યાઓ છે તે પોતાના રૂપ, ગુણ અને કળાથી ઉદ્ધત થયેલી કોઇપણ કુમારને ઇચ્છતી નથી. એકદા રાજાની આગળ તમારા કુમારની પ્રશંસા થતી તેમણે સાંભળી.

એ વર્ણન સાંભળી પ્રસન્ન થયેલો રાજા મહાકીર્ત્તિ એ કવિને કહેવા લાગ્યો "અહો તમે જેની આટલી બધી પ્રશંસા કરી તે કોણ છે?"

રાજાના પ્રશ્નના જવાબમાં કવિ બોલ્યો "પ્રભો! મહારાજ કુસુમાયુધ નરેશ્વરના કુળરૂપી આકાશમંડલમાં ચંદ્રમા સરખા સકલકલાના પારગામી કુસુમકેતુ નામે રાજકુમાર જેનાં વર્ણન અનેક કિન્નર કિન્નરીઓ સ્વમુખે ગાયા કરે છે" એ કવિની વાણી સાંભળી એ આઠે રાજકુમારીઓ કુમાર કુસુમકેતુ ઉપર રાગવાળી થઇ.

રાજાએ પુત્રીઓનો અભિપ્રાય જાણી પોતાનો મહા મંત્રી મહાબુદ્ધિનામા, તેને બધી બાબત સમજાવી આપની પાસે મોકલ્યો છે, જે હું આપને અરજ કરૂં છું કે રાજકુમાર કુસુમકેતુને આપ મારી સાથે મોકલો."

મહાબુદ્ધિ મંત્રીની વાત સાંભળી રાજા કુસુમાયુધ બોલ્યો. "હે મંત્રીશ! તમારા રાજાએ કહ્યું તે બધું બરાબર છે પણ આ રાજકુમાર યૌવનવયમાં આવેલો છતાં વિકારરહિત છે. હાસ્યથી વચન બોલવામાં પણ આળસુ

છે. અંગોપાંગમાં યુવાનીના હાવભાવ પણ જણાતા નથી. સ્ત્રીઓ તરફ નજર સરખીય કરતો નથી વિષયો તરફ વૈરાગ્યવૃત્તિવાળો આ કુમાર કેવળ યોગીની માફક શાસ્ત્રના વાંચનમાં જ પ્રીતિવાળો છે જેથી તેની ચિત્તની વૃત્તિઓ કેવી છે તે તો અમેય જાણતા નથી છતાં વડીલની આજ્ઞાનું પાલન કરનાર હોવાથી કદાચ અમારી આજ્ઞાથી કુમાર તમારા નગર તરફ આવશે ખરો."

કુસુમાયુધ મંત્રીને સમજાવતો હતો તે દરમિયાન પ્રતિહારીથી આજ્ઞા કરાયેલો સાકેતપુર નગરના રાજાનો સુગુપ્ત નામે દૂત રાજસભામાં પ્રવેશ કરીને બોલ્યો. "દેવ! અમારા રાજા રવિસેન નરપતિને આઠ સુંદર કન્યાઓ છે. નરવૈરિણી એવી તે કન્યાઓએ અનેક રાજકુમારોનાં ચિત્રપટ જોયા છતાં તે રંજીત થઇ નહિ પણ રાજકુમાર કુસુમકેતુનું ચિત્રપટ જોતાં બધીય રાગપીડિત થઇ આકુળ વ્યાકુળ થઈ ગઇ. જેથી રવિસેન રાજાએ મને આપની પાસે મોકલ્યો છે કે હે સ્વામી! કૃપા કરી રાજકુમારને અમારા નગર તરફ મોકલો." સુગુપ્તનામા મંત્રીને રાજા કુસુમાયુધ કંઈ પણ જવાબ આપે તે દરમિયાન વત્સ દેશના અધિપતિએ મોકલેલો સુભણિત નામે દૂત રાજાને નમી હાથ જોડી બોલ્યો.

દેવ! જયતુંગ રાજાએ આપને વિનંતિપૂર્વક કહેવડાવ્યું છે કે પોતાને રૂપવાન અને ગુણવાન સોળ કન્યાઓ છે તેમના પતિ માટે એક દિવસે નિમિત્તકને પૂછતાં કહેલું કે 'આ કન્યાઓનો પતિ કુસુમકેતુ થશે.' જેથી રાજાએ કહ્યું છે કે કૃપા કરી કુસુમકેતુ રાજકુમારને આ તરફ મોકલો!"

ત્રણે દૂતોની વાણી સાંભળી રાજા કુસુમાયુધ વિચારમાં પડી ગયો કુમારને હવે કયાં મોકલવો. કારણકે એકને

રાજી કરી બેનાં અપમાન કરવાં યોગ્ય નથી. એના કરતાં તો ત્રણેને ના પાડવી એજ ઠીક છે.

વિચારવાન રાજાએ પોતાના મહાબુદ્ધિ મંત્રી સામે જોયું. મંત્રીએ મહારાજની ચિંતા જાણી તરતજ હાથ જોડી અરજ કરી. "દેવ! બાર દિવસ પછી લગ્ન શુદ્ધિનો એક દિવસ આવે છે જેવો દિવસ બાર વર્ષે પણ આવનાર નથી. તો ત્રણે નરપતિઓ પોતપોતાની કન્યાઓને અહીંયાં મોકલે કે જે દિવસે બધી કન્યાઓ સાથે એકી વખતે લગ્ન થઇ જાય. માટે કન્યાઓને અહીં મોકલવા દરેક રાજાઓને જણાવો મંત્રીની વાણી સાંભળી રાજા પ્રસન્ન થયો. "વાહ મંત્રી! વાહ! જેવું મહાબુદ્ધિ તારૂં નામ છે તેવુંજ તારૂં કામ."

મંત્રીની વાત સાંભળી બધા મંત્રીઓ "સાધુ! સાધુ! કહી તેની પ્રશંસા કરવા લાગ્યા રાજા કુસુમાયુધે પણ એ ત્રણે દૂતોને એ વાત કહી સંભળાવી.

રાજાની વાત અંગીકાર કરી એ ત્રણે દૂતોએ પોતપોતાના નગરમાં આવી પોતપોતાના સ્વામીને તે વાત કહી સંભળાવી. પ્રસન્ન થયેલા તે રાજાઓએ અનેક હાથી, ઘોડા, રથ, સુભટો, દાસ, દાસીઓ મણિ, રત્નો, સુવર્ણાદિક સમૃદ્ધિપૂર્વક પોતપોતાની કન્યાઓ મોકલી દીધી.

પેલા શુભ દિવસે પિતાની આજ્ઞા અંગીકાર કરી કુસુમકેતુ તે બત્રીસે કન્યાઓ સાથે મોટી ધામધુમપૂર્વક પરણી ગયો ને દોગુન્દુકદેવની માફક સુખસાગરમાં ક્રીડા કરતાં જતા એવા કાળને પણ જાણતો નહિ. સુખમાં ઘણો કાળ ચાલ્યો ગયો.

---

૬

## ઉપકારી ગુરૂ

શિવવર્ધનપુર નગરના રાજા શ્રીસુંદરે કુસુમાયુધને રાજ્યપદે સ્થાપન કરી પોતાના બંધુ પુરંદર તથા મંત્રી સામંત સાથે દીક્ષા ગ્રહણ કરેલી તે ભણી ગણી આચાર્યપદે સ્થાપન થયા. પુરંદરાદિક પાંચસો મુનિઓની સાથે વિહાર કરનારા સુંદરાચાર્ય પૃથ્વીમંડલને પાવન કરતા ભવ્યજનોને બોધ કરવા લાગ્યા. અનુક્રમે સુંદરાચાર્ય અવધિજ્ઞાની થયા. જ્ઞાનથી કુસુમાયુધનો પ્રતોદય જાણી વિહાર કરતા ચંપાનગરીના ઉદ્યાનમાં આવ્યા. વનપાલકના મુખથી વધામણિ સાંભળી રાજાએ દાન આપી તેને રાજી કર્યો.

રાજા મોટી ઋદ્ધિસમૃદ્ધિપૂર્વક અંતઃપુરાદિક પરિવાર સાથે ગુરૂને વાંદવાને આવ્યો શાંત રસના સાગર સમાન સૂરિને જોઇ ભક્તિપૂર્વક નમી ગુરૂની આગળ રાજા બેઠો. આચાર્ય પણ રાજાને ઉદ્દેશી ધર્મ દેશના દેવા લાગ્યા. "હે રાજન્! જગતના સંયોગો છે તે વિયોગના કરનારા છે. માતા, પિતા, પુત્ર, કલત્રના સંબંધો સ્વપ્ન સરખા જાણી લેવા. તો આ અસાર સંસારમાં ધર્મનું સેવન કરવું એજ શ્રેયસ્કારી છે.

દંતશુંઢ વગર જેમ ગજરાજ શોભા પામતો નથી, વેગ વગરનો અશ્વ જેમ કિમત વગરનો છે, ચંદ્ર વિનાની રજની શોભા પામતી નથી, સુગંધ વગરનું પુષ્પ જેમ નકામું છે, જળ વગરનું સરોવર જેમ શોભતું નથી, છાયા વગરનું વૃક્ષ શોભા વિનાનું છે, ચારિત્ર વગરનો સાધુ, અને પ્રતિમા વગરનું ભવન જેમ નકામું છે, તેમ ધર્મ વિનાનો માનવી જગતમાં નકામો છે.

હે રાજન્! ચિરકાલ પર્યંત તેં ભોગોને ભોગવ્યા. જગત પર ઐશ્વર્ય ભોગવ્યું તો હવે એ રાજ્ય અને ભોગોનો ત્યાગ કરી તારે વ્રતને વિષે યત્ન કરવો જોઇએ. સુંદરાચાર્યનો ઉપદેશ સાંભળી કુસુમાયુધરાજા મનમાં વિચાર કરવા લાગ્યો.

"અહો! આ પૂજ્ય મને એકાંતે હિત કરનારા છે. અથવા તો પરોપકાર વ્રતવાળા સજ્જન પુરૂષો જગતમાં આવાજ હોય છે. વરસાદ પરોપકાર માટે વરસે છે. સૂર્ય પરોપકાર માટે અંધકારને હરે છે. ચંદ્રમા પરોપકાર માટે અમૃતને ઝરે છે.

માતા, પિતા, પુત્ર, સ્ત્રી, મિત્ર, સ્વામી, ભૃત્યો, હાથી, ઘોડા, રથ જરઝવેરાતાદિ ભવસાગરમાં ડુબતા જીવને રક્ષણ કરવા માટે કોઇ સમર્થ નથી, ફક્ત એક ગુરૂજ ધર્મ પમાડવાવડે કરીને આત્માને દુર્ગતિ ગમન કરતાં અટકાવે છે. તેમાંય આ ગુરૂ તો મારે વિશેષ ઉપકારી થયા છે બાલપણામાં જેમણે પોતાનું મોટુ રાજ્ય મને આપી દીધુ અત્યારે મુક્તિના રાજ્યને અપાવવા તૈયાર થયા છે. આવા ઉપકારીનો મેલાપ છતાં મને ધિક્કાર છે કે આ વિષયોમાં આસક્ત થઇ પિતાએ આચરેલા માર્ગને હું અંગીકાર કરતો નથી. પ્રિયાના મોહબંધન અને રાજ્ય બંધનથી બંધાયેલા મારા સરખા મોહાંધ પુરૂષોને મૃગલાની માફક પાશમાં બંધાવાની હવે શી વાર છે? હજી પણ જો જાગ્રત નહી થાઉ તો આ ભવસાગરમાં મનુષ્યજન્મ પામ્યા છતાં નક્કી હું હારી જઇશ.

વિચાર કરી રાજા ગુરૂને હાથ જોડી બોલ્યો. " આ અસાર સંસારમાં ભાગ્યયોગે મળેલો આપનો ઉપદેશ સાંભળી મને મનુષ્ય ભવની કિંમત સમજાઇ ગઇ છે.

અકારણ બંધુ એવા આપનો આદેશ હું અવશ્ય અંગીકાર કરીશ."

ગુરૂનું વચન અંગીકાર કરી રાજા નગરમાં આવ્યો. રાજાએ મંત્રીઓની સમક્ષ કુસુમકેતુ કુમારને આસન ઉપર બેસાડી પૂછ્યું. "હે કુમાર! જગતમાં એવી નીતિ છે કે પુત્ર કવચધારી થાય ત્યારે રાજાએ રાજ્યભાર સમર્પણ કરી મુક્ત થયું. રાજ્યભાર ઉપાડવાને સમર્થ તારા જેવો પુત્ર મને રાજ્ય ચિંતાથી મુક્ત કરે તો હું પાછલી અવસ્થામાં ગુરૂનો જોગ પામી આત્મહિત કરૂ. કારણ કે તે જ ખરા પુત્રો છે કે જેમની સહાયથી પિતા ધર્મ સાધન કરી શકે.

"હે પિતા! જ્ઞાત તત્વવાળા આપ જેવાને એ વાત યુક્ત છે, હું એ ધર્મકાર્યમાં આપને અંતરાય કરતો નથી. કિંતુ પ્રાતઃકાળે શય્યાનો ત્યાગ કરતાં પ્રથમ જો હું તમારૂં મુખ દર્શન કરૂં તો જ રાજ્ય, વૈભવ, સુખ બધુંય સફળ થાય. જો તમારૂં દર્શન ન થાય તો આ રાજ્ય, વૈભવ ઐશ્વર્યનું પણ મારે શું કામ છે? બાપુ! જે રાજ્યમાં રહેવા છતાં ચંદ્રમા સમાન સૌમ્ય આપનું મુખ વારંવાર જોવામાં ન આવે એવા રાજ્યવડે પણ શું?

પ્રજવલતા મકાનમાં પ્રિય એવા પુત્રનો ત્યાગ કરી પલાયન કરી જવું તે હે તાત! તમને શું યોગ્ય છે? ભયંકર અરણ્યમાં મુગ્ધ એવા મૃગબાલ સમાન મારો ત્યાગ કરી જતા રહેવું તમને શોભતું નથી." સંયમની અભિલાષાવાળા પુત્રને જાણી રાજા બોલ્યો.

"હે વત્સ! તું હજી આશા ભરેલો નવયુવાન સંયમને શી રીતે આચરીશ? ઇંદ્રિયોનું દમન, કષાયોનું વશપણુ અને વિષયોને યૌવનવયમાં સ્વાધિન કરવા તે કાંઈ સરળ-

સુગમ નથી. ચપળચિત્તવાળી યુવતીનો વિશ્વાસ શો? કાલે ઉઠીને વિચારો ફરી જાય, માટે અત્યારે તો રાજ્યનું પાલન કરી વિલાસ કર, સમય આવે ત્યારે તું પણ મારી જેમ દીક્ષા ગ્રહણ કરજે.” રાજાએ રાજકુમારને સમજાવવા માંડ્યો.

પિતાનાં વચન સાંભળવા છતાં પણ દીક્ષા લેવાની દૃઢ ભાવનાવાળો કુસુમકેતુ બોલ્યો. “પિતાજી! મંદ મંદ ગતિએ ગમન કરનારા તારાઓ પણ મોટા તારાઓનો આશ્રય પામી આકાશ પાર કરે છે. શૂરવીરની નિશ્રાએ રહેલા કાતરપુરૂષો પણ શું યુદ્ધ કરતા નથી? સાર્થવાહના સાથમાં રહેલા નિ:સત્વ પુરૂષો પણ મહા અરણ્યનો પાર પામી જાય છે. તેવી રીતે હે તાત! આપનો આશ્રય લઇને દુર્ગમ એવા શીલરૂપી શૈલ ઉપર હું ચઢી જઈશ. પૃથ્વી રૂપી ઉદ્યાનમાં ભમી રહેલા મનરૂપી વાંદરાને યોગીઓ જ્ઞાનરૂપી શ્રૃંખલાથી બાંધી શું સ્થિર નથી કરતા?”

કુસુમકેતુની સંયમની ભાવના જાણી કુસુમાયુધ રાજાએ દેવસેનકુમારનો રાજ્યાભિષેક કર્યો. અઠ્ઠાઈ ઉત્સવ તેમજ મોટીમોટી જીનપૂજાઓ રચાવી, દીન, અનાથ અને રંકજનોને પુષ્કળ દાન આપી તેમનાં દારિદ્રય દૂર કર્યાં. શાસનની પ્રભાવના કરી. એ વૈરાગ્યરંગવાળા રાજાએ કુસુમકેતુ તેમજ પાંચસો પુરૂષોની સાથે, બત્રીસ રાણીઓ તેમજ પુત્રીઓની સાથે, દેવસેન રાજાએ મહોત્સવ કરેલો છે એવા તેની સાથે મહા આડંબરપૂર્વક સૂરીશ્વર પાસે દીક્ષા ગ્રહણ કરી.

કુસુમાયુધ અને કુસુમકેતુ વૈરાગ્યરંગથી રંગાયેલા તો હતા જ ભવોભવના ચારિત્ર પાલવાના અભ્યાસી હોવાથી આ ભવમાં પણ એમનો અભ્યાસ વૃદ્ધિ પામવા લાગ્યો.

જ્ઞાનનો અભ્યાસ કરતા ને તપને આચરતા તેઓ સંયમ રૂપી વૃક્ષને ખુબ વૃદ્ધિ પમાડવા લાગ્યા. ફાલીફુલીને એ સંયમરૂપી વૃક્ષને તેમણે એવું તો વૃદ્ધિ પમાડયું કે જેનાં ફુલ હવે અલ્પ સમયમાં જ મેલવવાને તે ભાગ્યશાળી થશે.

ષટ્ખંડના વિજયથી તેમજ અભિમાનથી ઉદ્ધત થયેલા રાજાઓને જીતી પૃથ્વીમંડલમાં જેમનો યશ વિસ્તાર પામ્યો છે એવા ચક્રવર્તીને ષટ્ખંડની સમૃદ્ધિ પ્રાપ્ત થતાં તેમજ ચોસઠહજાર અંતેઉરીના વિલાસોમાં જે સુખ પ્રાપ્ત થાય છે તે કરતાં પણ અધિક આત્મસુખના તે અધિકારી થયા.

## ૭

## સ્નેહ બંધન.

ચારિત્રની આરાધના કરતા એ બન્ને મુનિઓ સંયમ તેજવડે શોભતા, જે તપ પિતા કરતા હતા તે જ તપ પુત્ર કરતો હતો. બન્ને મુનિઓ સાથે વિહાર કરતા હતા,તેમજ સાથે રહેતા હતા. સાધુપણાની ઉત્કૃષ્ટ ક્રિયા કરવા છતાં એકબીજાનો વિયોગ તેઓ સહન કરી શકતા નહિ,દેહની છાયાની માફક પિતા અને પુત્રનો એક સાથે નિવાસ એ સ્નેહબંધન સાધુપણામાં અજુકતુ ગણાતું હતુ. તેમના આવા સંબંધથી એક દિવસે ગુરૂએ તેમને શિખામણ આપી.

"હે મુનિઓ ! સંસારરૂપી કેદખાનામાંથી નિકળેલા તમારે સ્નેહ બંધનથી બંધાઇને મુક્તિમાર્ગમાં અર્ગલા ઉભી કરવી તે યોગ્ય નથી. કારણ કે સ્નેહ એ તો જીવને સંસારમાં બાંધી રાખવા માટે સાંકળ સમાન છે પ્રાણીઓને સ્નેહ જેવું પીડાકારી આ જગતમાં બીજુ કોણ છે?

સ્નેહપણાથી જ દહીને મંથાવુ પડે છે. સ્નેહ થકી તલ

અને સરસવને ઘાણીમાં પીલાવું પડે છે. રાગના વશે મજીઠ ને કેટલી પીડા ભોગવવી પડે છે ? માટે હે સાધુ! ભારે કર્મી એવા ધર્મરહિત જીવોના સ્નેહની વાત તો દૂર રહો પણ આસન્નસિદ્ધિવાળાઓને પણ સ્નેહ હોય છે ત્યાં લગી તેઓ કૈવલ્ય પ્રાપ્ત કરી શકતા નથી. માતા, પિતા, સ્ત્રી અને પુત્રાદિક જે મિત્રગણ તેમજ જે શત્રુસમુદાય એ એકએકની સાથે અનંતીવાર શત્રુમિત્રના સંબંધે ભેગા થયા. ભુખથી પીડાયા છતાં કેટલાક જીવોનું ભક્ષણ થયું. કેટલાકને રોષથી મારી નાખ્યા. સ્નેહથી કેટલાકનું પાલન કર્યું, માટે સંસારનું સ્વરૂપ જાણનાર જીવોએ રાગ અને રોષ કરવો યુક્ત નથી.” ગુરૂની શિખામણ સાંભળીને તે બન્ને મુનિઓ બોલ્યા.

“હે ભગવન્! સંસારના સર્વે સંબંધોનો ત્યાગ કરનાર અને મોક્ષમાર્ગને માટે જ સંયમની આરાધના કરનારા એવા અમારા જેવા સાધુઓમાંથી પણ અરસપરસનો સ્નેહ જતો નથી એનું કારણ શું ? તે આપ કહો.”

બન્ને મુનિઓની વાણી સાંભળી ગુરૂએ તેમનો પરભવનો સંબંધ મૂળથી અત્યાર સુધીનો કહી સંભળાવી કહ્યું. “તમે જન્મોજન્મ સ્નેહને ખુબ પોષેલો છે તેથી એ સ્નેહ ગાઢ થઈ ગયો છે. જો કે સંસારીને તે દુસ્ત્યાજ્ય છે છતાં તમારા જેવાએ એ બંધન તો તોડવાં જ જોઇએ. મોક્ષમાર્ગમાં અંતરાય કરનાર એ સ્નેહબંધન તમારી ભવપરંપરા વધારશે. માટે તમારે એનો ત્યાગ કરવા માટે જ પ્રયત્ન કરવો જોઇએ.”

ગુરૂના મુખથી પોતાના પૂર્વભવો જાણી બન્ને મુનિઓને જાતિસ્મરણ જ્ઞાન થયું, એ જ્ઞાનથી તેમણે ગુરૂના કહ્યા પ્રમાણે પોતાના પૂર્વભવ જોયા. જેથી મનમાં અધિક

વિરક્ત થયેલા અને સંસારભાવથી ઉદાસ વૃત્તિવાળા તે બન્ને મહામુનિઓ ત્યારથી સ્નેહબંધન તોડવા પૃથગ્ પૃથગ્ વિહાર કરવા લાગ્યા. ને સ્નેહ બંધનને તોડવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

મહાસત્વ કુસુમાયુધ મુનિરાજ પણ ગુરૂની વાણી સાંભળી એકાકી વિહાર કરવા લાગ્યા, તેઓ પ્રતિમા ધારણ કરી પોતાનો સંયમ નિર્વાહ કરવા લાગ્યા. ભીષણ શ્મશાનમાં કે શૂન્ય ખંડેરમાં, પર્વત ઉપર કે વૃક્ષની નીચે સિંહ અને વ્યાઘ્રના ભયથી રહિત થઇ પ્રતિમા ધારણ કરી ધ્યાનમાં રહેવા લાગ્યા. જે જગ્યાએ સૂર્ય અસ્ત થતો તે જગ્યાએ જ કાયાને વોસિરાવી કાઉસગ્ગ ધ્યાને રહેતા. નાના કે મોટા કોઈ પણ ભયની તે પરવાહ કરતા નહિ. તપને પારણે ગમે તેવો નિરસ આહાર મલતો તો પણ તેઓ રાગદ્વેષ ધારણ ન કરતાં સમભાવે આહાર કરતા.

શમ, સંવેગ અને નિર્વેદ વડે કષાયોનો નાશ કરતા એ મહામુનિ ધ્યાનરૂપી અગ્નિવડે કર્મોને નિરંતર બાળવા લાગ્યા. મેરૂની માફક ધ્યાનમાં સ્થિર રહેલા તે નાના મોટા કોઇપણ ઉપદ્રવોથી પણ ચલાયમાન થતા નહિ.

એકાકીપણે ગુરૂઆજ્ઞાએ વિહાર કરતા એ મહામુનિ કુસુમાયુધ એક દિવસે સુભૌમ નામના ગામે આવ્યા, તે ગામના એક શૂન્ય ગૃહમાં રાત્રીને સમયે પ્રતિમા ધારણ કરી ધ્યાનમાં સ્થિર રહ્યા.

મધ્યરાત્રીને સમયે કોઇક પ્રમાદીએ એ ગામમાં કોઈના મકાનમાં અગ્નિ મુકયો. તે અગ્નિ ગામને બાળતો અનુક્રમે ધર્મધ્યાનમાં સ્થિર રહેલા મુનિવાળા ગૃહને પણ બાળવા લાગ્યો. એ અગ્નિના ઉપસર્ગમાંય મુનિ ધ્યાનથી ચલાયમાન થયા નહિ, તો પછી ધ્યાન છોડી પલાયન થઈ

જવાની તો વાત જ શી ? જેઓ ભયંકર ઉપસર્ગથી પણ ચલાયમાન થતા નથી તેવા મહામુનિને ધન્ય છે.

શૂન્ય ગૃહનો ભોગ લેતો અગ્નિ મુનિને પણ બાળવા લાગ્યો. ધર્મધ્યાનમાંથી એ મહામુનિ શુકલ ધ્યાનમાં આવ્યા, શુકલ ધ્યાનને ધ્યાતા એ મુનિએ અગ્નિનો ઉપસર્ગ સહન કર્યો પણ ધ્યાન કે ચિત્તની સ્થિરતાનો ત્યાગ કર્યો નહિ.

શુભ ભાવનામાં આસક્ત એ મુનિ અગ્નિનો ઉપસર્ગ સહન કરી કાળ કરી સર્વાર્થસિદ્ધ નામના અનુત્તર વિમાનમાં ઉત્તમ એવા દેવ થયા.

પ્રાતઃકાલે એ મહામુનિને અગ્નિથી દગ્ધ થયેલા જોઈ ગામ લોકો હાહાકાર કરવા લાગ્યા. પોતાના દુઃખને ભૂલી જઈ શોક કરવા લાગ્યા. "અરે ! આ મહામુનિને કોઈએ ઘરમાંથી કાઢયા નહિ. આ ઘોર મુનિહત્યાના પાપથી આપણે બધા કલંકિત થયા." એ પ્રમાણે શોક કરતા તેમણે મુનિની ઉચિત ક્રિયા કરી, તે પછી ધીરે ધીરે શોકને ભૂલી જતા પોતપોતાના કાર્યમાં તેઓ પ્રવર્ત્યા. કારણ કે ગમે તેવો શોક પણ કાલે કરીને ભૂલી જવાય છે.

એ સમયે શ્રી સુંદરાચાર્યને કેવલજ્ઞાન ઉત્પન્ન થવાથી આસન્ન રહેલા દેવતાઓ તેમની પૂજા કરવા લાગ્યા, ને શ્રાવસ્તી નગરીના ઉદ્યાનમાં દેવતાએ રચેલા સુવર્ણકમલ ઉપર બેસી દેશના દેવા લાગ્યા. દેશના સમાપ્ત થયે સમય મેલવી કુસુમકેતુમુનિ ઉત્સુકતાથી બોલ્યા. "હે ભગવન્ ! અત્યારે કુસુમાયુધમુનિ કયાં વિચરતા હશે ?"

કેવલી ભગવાને કુસુમાયુધ મુનિનો વૃત્તાંત જ્ઞાનથી જાણી તેમની પ્રશંસા કરતાં કહ્યું. "તે કુસુમાયુધ મુનિના જીવિતને ધન્ય છે કે જે મહર્ષિએ અગ્નિનો ઉપસર્ગ સહન

કરી આત્મહિત સાધી લીધું. હે મુને! સંયમ લેવું એ તો સહેલું-સુગમ છે પણ તેની આરાધના કરવી-નિર્વાહ કરવો એ દુર્લભ છે.” પછી કેવલી ભગવાને કુસુમાયુધ મહામુનિનો વૃત્તાંત કહી સંભળાવી કુસુમકેતુ મુનિને કહ્યું. “હે ભાગ્યવાન્! જેમણે પોતાનું સ્વહિત સાધી લીધું છે એવા એ મહામુનિનો શોક તું કરીશ નહિ. તું પણ એમને અલ્પ સમયમાં જ મલીશ. એટલુંજ નહિ પણ તમે બન્ને હવે થોડાજ કાળમાં ભવસાગર તરી પાર થશો.”

કેવલી ભગવાનનાં વચન સાંભળી કુસુમકેતુ મુનિ અધિક ઉદાસવૃત્તિથી સંસાર ઉપર અધિક વૈરાગ્યવાળા થયા છતાં ગુરૂ આજ્ઞા પ્રાપ્ત કરી સંલેખના કરી.

દ્રવ્ય અને ભાવશલ્ય દૂર કરી તે મહામુનિએ પાદપોપગમન અનશન અંગીકાર કર્યું. સિદ્ધોના ધ્યાનમાં તત્પર એવા એ મુનિ પચ્ચીશ દિવસને અંતે કાલકરીને સર્વાર્થસિદ્ધ મહા વિમાનમાં દેવ થયા.

## ૬

## સર્વાર્થસિદ્ધ મહાવિમાન

સર્વાર્થસિદ્ધ મહા વિમાન અહિંથી લગભગ સાત રાજ ઉંચે અને સિદ્ધ શિલાથી બાર જોજન નીચે અનુત્તર વિમાનોનો એક પ્રતર આવેલો છે. ત્યાં ચારે દિશાએ ચાર શીંગોડાના આકારનાં વિજયાદિક વિમાન રહેલાં છે ત્યારે મધ્યમાં ગોળ અને લક્ષયોજનના પ્રમાણવાળુ સર્વાર્થસિદ્ધ મહાવિમાન આવેલું છે. એ વિમાનોનું પૃથ્વીદલ એક વીસસો જોજનનુ શાસ્ત્રમાં કહેલુ છે ત્યારે વિમાનોની ઉંચાઇ અગીયારસો જોજનની છે.

એ સર્વાર્થ સિદ્ધ મહાવિમાનમાં પૂરા એક હાથ પ્રમાણ શરીરવાળા દેવો ઉત્પાદ શય્યામાં અંતઃર્મુહૂર્ત્ત માત્રમાં ઉત્પન્ન થાય છે ત્યાંના દેવતાઓનું આયુષ્ય સંપૂર્ણ તેત્રીસ સાગરોપમ હોવાથી તેત્રીસ હજાર વર્ષે આહારની ઇચ્છાવાળા ને તેત્રીસ પખવાડીએ શ્વાસોશ્વાસ લેનારા એક અવતારી હોય છે સંખ્યાત વર્ષના આયુવાળા સંયમી મનુષ્ય જ ત્યાં જઈ શકે છે.

ઉત્પાદશય્યામાં ઉત્પન્ન થતા એ દેવોને પોતાના અથાગ અનંત સુખમાંથી પરવારી શય્યા પરથી નીચે ઉતરવાનીય ફુરસદ નથી–જરૂર પડતી નથી. શય્યામાં પોઢેલા થકા તેમનો તેત્રીસ સાગરોપમનોય કાલ સમાપ્ત થઈ જાય છે. અલબત ઘણે કાલે જરૂર જણાય તો તેઓ એક પડખેથી બીજે પડખે થઈ શકે છે એવા એ સુખી દેવો મંદકષાય વાળા, સમકિતવંત અને એકજ અવતારી હોવાથી ત્યાંથી મનુષ્ય ભવમાં આવી સીધા મોક્ષે ચાલ્યા જાય છે.

અહમિંદ્ર જેવા એ દેવતાઓ અવધિજ્ઞાને કરી કંઇક ન્યૂન ચૌદ રાજલોક સુધી જોઇ શકે છે એટલે ઉપર વિમાનની ધ્વજા સુધી ને નીચે લોકનાલિકાસુધી તેઓ જોઈ શકે છે–જાણી શકે છે. નીચેના દેવતાઓથી અનંત સુખ સાહ્યબીવાળા એ દેવતાઓના સુખ સૌભાગ્યની તે વાત જ શી કરવી!

મણીરત્નોથી વિભૂષિત એ વિમાનમાં ઉત્પાદ શય્યા ઉપર વિશાળ ચંદરવો હોય છે એ ચંદરવાની મધ્યમાં એક ચોસઠમણના પ્રમાણનું મોટું મોતી હોય છે તેની ચારે બાજુએ બત્રીસ બત્રીસ મણનાં ઝગઝગતાં ચાર મોતી હોય છે તેની પછી સોળમણનું એક એવાં આઠ મોતી ઝગઝગે છે, તેની પાખતીએ આઠ મણનાં સોળ મોતી

ઝળકી રહ્યાં છે તે પછી ચાર ચાર મણનાં બત્રીસ મોતી વિમાનની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં છે. એની પછી બે બે મણનાં ચોસઠ મોતી આવેલાં છે. એ મોતીના ઝુમખા પછવાડે એક એક મણનાં એકસો અઠ્ઠાવીસ મોતી રહેલાં છે એ પ્રમાણે એક ચંદ્રવામાં બસોને ત્રેપન મોતીનો ઝુમખો રહેલો છે.

એ મોતીમાં વિવિધ પ્રકારના નાટારંગ સ્વાભાવિક જ થયા કરે છે. દરેક મોતીમાં જુદી જુદી જાતના થતા શાશ્વતા એ નાટારંગને જોતાં ઉત્પાદ શય્યામાં રહેલા દેવને શય્યાથી નીચે ઉતરવાની પણ જરૂર પડતી નથી–ફુરસદ નથી.

પવનની મંદમંદ લહરીઓથી એ મોતી પરસ્પર અફળાય છે એક બીજાના સંઘર્ષથી અનેક રાગ રાગણી ઉત્પન્ન થાય છે મનોહર દેવતાઈ વાદિંત્ર કરતાં પણ અનંત ગણી મીઠાશવાળી એ રાગરાગણીના શ્રવણમાં ને મોતીની અંદર થતા નાટારંગને જોતાં જોતાં તેમનો બધો કાળ ચાલ્યો જાય છે. તેત્રીસ હજાર વર્ષે જ્યારે એને આહારની ઇચ્છા થાય છે ત્યારે પણ ઇચ્છા થતાંની સાથે જ તે તૃપ્ત થઈ જાય છે, ને આહારની પ્રાપ્તિ માટે તેમને પ્રયાસ કરવાનીય જરૂર પડતી નથી.

સર્વાર્થસિદ્ધ વિમાનના દેવતા પોતાના એ દિવ્ય સુખમાં એવા તો લયલીન છે કે એટલું બધું દીર્ઘ આયુ પણ પસાર થઇ જાય છે તેમની તેમને ખબરે પડતી નથી.

ફક્ત છઠ્ઠના તપની ન્યૂનતાએ જ ઉત્કૃષ્ટ સંયમી મનુષ્યો એ વિમાનમાં ઉત્પન્ન થાય છે. બાકી તો મોક્ષે જ પહોંચી જાય એવા એ લવસપ્તમ દેવતાઓ કહેવાય છે. અગીયારમા ગુણસ્થાનકે જો કાળ કરે તો પણ અનુત્તર વિમાનમાં

જ ઉત્પન્ન થાય છે. એવા અથાગ સુખના ધણી એ દેવતાઓ મુક્તિથી ફક્ત બાર જોજન નીચે હોવા છતાં ત્યાંથી મુક્તિમાં જઇ શકતા નથી.

ચંદરવામાં વલયાકારે રહેલા એ મોતીના ઝુમખાના સુખનો આસ્વાદ તો મહાપૂજ્યવાન એ દેવતાઓ જ લઇ શકે. એમને કેવુંક સુખ હશે એની કલ્પના પણ આપણે તો શી કરી શકીયે !



# પરિચ્છેદ ૧૧ મો
## પૃથ્વીચંદ્ર અને ગુણુસાગર.



### ૧
### એકવીશમા ભવમાં

**वर्धमानजिनो जीयाद्, वर्धमानगुणान्वितः ।**
**वर्त्तते सांप्रतं यस्य, शासनं पापनाशनम् ॥१॥**

ભાવાર્થ–અનેક ગુણોવડે વૃદ્ધિ પામેલા–ભરેલા તેમજ પાપને નાશ કરનારૂં જેમનું શાસન વર્તમાન કાલમાં જયવંતુ વર્તે છે એવા શ્રી વર્દ્ધમાન સ્વામી જયવંતા વર્તો, જય પામો !

આ જંબુદ્વીપના દક્ષિણાર્ધ ભરતના મધ્ય ખંડમાં રમણીય કોશલ નામે દેશ આવેલો છે. લક્ષ્મીને ક્રીડા કરવાનું સ્થાન એવા એ મનોહર દેશમાં સ્વર્ગપુરીની શોભાનો પણ તિરસ્કાર કરે એવી શત્રુઓથી અજીત અયોધ્યાનગરી આવેલી છે જેની રચના પ્રથમ જીનેશ્વરના રાજ્યકાળે હરિના વચનથી દેવતાઓએ કરેલી છે. એવી અજીત અયોધ્યા નગરીમાં સિંહસમાન પરાક્રમી હરિસિંહ નામે રાજા હતો. પ્રજાનું પિતાસમાન પાલનકરનારો, અર્થીજનોને ખુબ દાનથી સંતોષ આપનારો આશ્રિતોને કલ્પદ્રુમ સરખો ને શત્રુઓનું નિકંદન કરનારો એ રાજા રાજ કરતે છતે પ્રજા સુખી અને સમૃદ્ધિવાન હતી.

આ રાજાને પદ્મ સમાન લોચનવાળી, રૂપવાન અને ગુણવાન પદ્માવતી નામે પટરાણી હતી. રાજા દિવ્ય

ભોગોની જેમ દેવતાની માફક સુખને ભોગવતો પોતાનો કાળ સુખમાં નિર્ગમન કરતો હતો.

અન્યદા સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાંથી કુસુમાયુધ રાજાનો જીવ ચ્યવી પદ્માવતીના ઉદરમાં ઉત્પન્ન થયો તે સમયે રાત્રીના પાછળના પ્રહરે દેવીએ સુર અને દેવીથી ભરેલું મહાવિમાન સ્વપ્નામાં જોયું.

સ્વપ્ન જોઈ જાગૃત થયેલી રાણીએ રાજા આગળ સ્વપ્નની વાત નિવેદન કરતાં રાજાએ કહ્યું. "તમારે મનોહર પુત્ર થશે."

રાજાના વચનથી પ્રસન્ન થયેલી રાણી ગર્ભનું સારી રીતે પોષણ કરતી સમય નિર્ગમન કરતી હતી. નવમાસ વ્યતીત થયા ત્યારે પટ્ટરાણીએ મનોહર કાંતિને ધારણ કરનારા પુત્રનો જન્મ આપ્યો.

રાજાએ પુત્ર જન્મનો મોટો વર્ધાપન મહોત્સવ કર્યો. સગાંકુંટુબાદિકની સંમતિથી કુમારનું નામ રાખ્યું પૃથ્વીચંદ્ર.

પંચ ધાત્રીઓથી લાલન પાલન કરાતો પૃથ્વીચંદ્ર કલાઓનો પારંગામી થઇ અનુક્રમે યૌવનવયમાં આવ્યો, નવીન યૌવનના ભાગ્યોદયવાળો હોવા છતાં કુમાર વયને ઉચિત ક્રીડા કરતો નહિ. હાસ્ય કે વિલાસ પણ કરતો નહિ. વીતરાગની માફક પ્રશાંત મનવાળો તે આયુધ રમવાનો પણ અભ્યાસ કરતો નહિ કે ગજ અથવા અશ્વ પર સ્વારી પણ ક્રીડાની ખાતર કરતો નહી. કેવલ વ્યવહારની ખાતરજ સ્નાન, અલંકાર કે માલાને ધારણ કરતો હતો તેમજ અર્હન, ચૈત્ય, સાધુ, સાધર્મિક ને માતાપિતામાં તે ભક્તિવાળો હતો.

રાજકુમાર પૃથ્વીચંદ્રની વિરક્તાવસ્થા જોઈ રાજા વિચારમાં પડ્યો "આ વૈરાગી રાજકુમારને ભોગાસક્ત

શી રીતે કરવો ? એને પરણાવ્યો હોય તો સ્ત્રીઓના મોહમાં ખેંચાતાં સ્વયમેવ એ કદાચ ભોગાસક્ત થાય ખરો. કારણ કે જગતમાં પુરૂષ ત્યાં લગીજ ધર્મી રહી શકે છે કે જ્યાં લગી મનોહર એવી રમણીએ એને છળ્યો નથી.

બળવાનને પણ પુરૂષો યુક્તિથી વશ કરતા નથી શું ? મદોન્મત ગજરાજ પણ અંકુશથી વશ થઇ જાય છે. તોફાની અશ્વ લગામથી કેવો સિદ્ધોદાર થઈ જાય છે. તેમજ માતેલા બળદ પણ નાથ નાખ્યા પછી ડાહ્યા થઇ જાય છે તેવીજ રીતે આ વૈરાગી પુત્ર પણ પરણાવ્યા પછી જરૂર ભોગોમાં પ્રીતિવાળો થઇ વૈરાગ્યમાં ઢીલો થઇ જશે.

મનમાં કંઇક નિશ્ચય કરી હરિસિંહ રાજાએ કુમારના મામા વિજયદેવ પાસે પોતાના ચતુર મંત્રીને જયપુર નગરે મોકલ્યો જેણે પોતાની લલિતસુંદરી નામે કન્યા પૂર્વે પૃથ્વીચંદ્રને આપેલી હતી.

રાજમંત્રીએ વિજયદેવ પાસે આવી કન્યાની પ્રાર્થના કરવાથી વિજયદેવ રાજાએ પોતાની બીજી સાત કન્યાઓ સાથે લલિતસુંદરીને સર્વ સામગ્રી સાથે અયોધ્યા તરફ મોકલી.

રાજમંત્રી કન્યાદિક પરિવાર સાથે એ કન્યાઓના મામાની રાજધાની રાજપુર નગરે આવ્યો. રાજપુર પતિએ પણ પોતાની કનકવતી આદિ આઠ કન્યાઓ સર્વ સામગ્રી સાથે પૃથ્વીચંદ્ર કુમાર માટે મોકલી. સોળ કન્યાઓ, હાથી, ઘોડા, રથ, ઝર, ઝવેરાત, સુભટો, દાસદાસી આદિ પરિવાર સાથે રાજ મંત્રી અનુક્રમે અયોધ્યા આવી પહોચ્યો. રાજાએ મંત્રીનું સન્માન કરી કન્યાઓના ઉતારાની વ્યવસ્થા કરી.

તે પછી રાજાએ કુમારને પોતાની પાસે બોલાવી

કહ્યું. "કુમાર ! બન્ને મહારાજાઓ તરફથી તારે માટે આવેલી આ સોળ કન્યાઓ સાથે તું વિવાહ કરી એમની સાથે તારી યુવાની સફલ કર. અમને પણ આ મોટી ચિંતામાંથી તું મુક્ત કર." લગ્ન કરવાની ખાસ ઈચ્છા ન છતાં પિતાનું વચન કુમારે માન્ય કર્યું જેથી રાજાએ સારૂં મુહૂર્ત્ત જોઈ એ સોળે કન્યાઓ કુમાર સાથે પરણાવી.

મોટા મહોત્સવપૂર્વક વિવાહ થતો જોઇ પૃથ્વીચંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો. "અરે ! જગતના મોહઘેલા માનવીની પ્રવૃત્તિ તો જુઓ ! મોહઘેલાઓ કેટલી બધી કદર્થના પામે છે. છતાં પણ એ કદર્થનાનું તેમને જરાય ભાન થતું નથી. આ હાડ માંસ અને રૂધિર ભરેલા શરીરને બહારથી કેવું મનોહર બનાવે છે, શણગારે છે, છતાં પણ સ્વભાવથી અસુંદર એવો આ દેહ કાંઇ સુંદર થતો નથી. જે માલા, વસ્ત્રાલંકારાદિક સુંદર પદાર્થો દેખાય છે તે પણ મલમૂત્રથી ભરેલા આ દેહના સંસર્ગથી ઉલટા મલીન અને અશુચિમય થઈ જાય છે.

આ અસાર સંસારમાં કોણ કોનો પુત્ર છે ? કોઈ કોઇનો બંધુ નથી. સ્વામી શું કે સેવક શું ? એ બધા ક્ષણીક ભાવો છે. જેને માટે લોકો આનંદિત થયા છતા રમે છે, એવો માતાપિતાનો સ્નેહ પણ ક્ષણીક છે. સ્નેહથી મુંઝાયેલાં મારાં માતા પિતા અત્યારે મારે માટે કેટલું બધું કરી રહ્યા છે ? અરે આ સ્ત્રીઓ પણ મૂર્ખ છે કે પોતાના માતાપિતાનો ત્યાગ કરી મારે માટે અહીયાં આવી, તો જ્ઞાનીજનોએ તો આવા મોહમાં રમવું યોગ્ય નથી. છતાં પણ જો હું આ બાલાઓની સાથે વિવાહ કરવાની ના પાડ તો મારા માતાપિતા કેટલાં બધાં દુઃખી થાય, દૂરથી આવેલી આ બાળાઓ પણ મારા વિયોગે દુઃખીદુઃખી થઈ જાય.

દીક્ષા લેવાની ભાવનાવાળા મને તાતે આ મહા સંકટમાં નાખી દીધો તો મારે હવે શું કરવું? જો માતા પિતા અને આ પ્રિયાઓને બોધ કરી દીક્ષા ગ્રહણ કરાવું તો તો બધાં સારાં વાનાં થાય. એ બધા ઉપર મહાન ઉપકાર થાય. એ પ્રમાણે વિચાર કરતો પૃથ્વીચંદ્ર કુમાર માતાપિતાની આજ્ઞાથી લગ્નકાર્ય પરિપૂર્ણ કરી પોતાના વાસભુવનમાં આવ્યો.

દિવસના કાર્યથી પરવારી રાત્રીની શરૂઆત થયે છતે ભદ્રાસન ઉપર કુમાર બેઠો. એની આસપાસ રત્નપટ્ટક ઉપર સોળે સુંદરીઓ ફરી વળી. રાજકુમારને રીઝવવાનો પ્રયત્ન કરવા લાગી. તારાઓની મધ્યમાં કૌમુદીપતિ ઝળકી રહે તેમ રાજકુમાર શોભાને પામતો વિરક્તતાને જ અનુભવવા લાગ્યો. એ લલિત લલનાઓમાંની એક પણ એ વૈરાગીને પોતાના નેત્રકટાક્ષથી વીંધી શકી નહિ. શમરૂપી બખ્તરને ધારણ કરનારો કુમાર પોતાની મધ્યમાં હોવા છતાં તેમને એક વૈરાગી સાધુ જેવો જણાયો.

રૂપગર્વિતા લલિતસુંદરી પણ પતિની આ ચેષ્ટાથી જરા લજ્જિત થઇ ગઇ "અરે! શું પોતાનો હાવભાવ કે કટાક્ષ પણ સ્વામીને કંઇ અસર કરી શકતો નથી એનું કારણ શું? એમના જેવાના ચિત્તને સ્પર્શ કરવા માટે શું હું અયોગ્ય છું? ત્યારે? "એ બધી બાળાઓએ ખુબહાવભાવ કરવા માંડયા, છતાં ક્ષાર ઉપર લીંપણની જેમ તે તદ્દન વ્યર્થ ગયા. કુમારે તો સ્નેહભરી દૃષ્ટિથીય તેમને જોઇ નહિ. ત્યારે વિષ્ણુનામે બટુક બોલ્યો "અરે! આ બાળાઓ બધીય વ્યર્થ કદર્થના ભોગવી રહી છે તો હે સ્વામી! આ બધાનાં મન શાંત થાય તેમ કરો." બટુકની વાણી સાંભળી કુમાર બોલ્યો.

"હે બટુક! સંસારમાં તો જ્ઞાનીને ડગલે ને પગલે વૈરાગ્ય જણાય છે. પણ કેશવ બટુકની માફક કદર્થના ખમવા છતાંય આમને વૈરાગ્ય ન આવે તો પછી દોષ કોનો?"

"એ કેશવ કોણ?" બટુના પૂછવાથી કુમારે કેશવનું વૃત્તાંત કહેવું શરૂ કર્યું.

## ૨

## કેશવ બટુક

પૂર્વે મથુરાનગરીમાં દરિદ્રી એવો કેશવનામનો બટુક (વિપ્ર) રહેતો હતો, તેને કપટી, કુશીલા, કુરૂપા અને કલહ કરનારી કપિલા નામે પ્રિયા હતી. કુનારીનાં લક્ષણને ધારણ કરનારી એ કપિલાનારી શાસ્ત્રમાં :કહેલા કુલક્ષણોથી ભરેલી હતી, પિંગલ નેત્રોવાળી, કર્કશ શબ્દવાળી, ઉંડા કપોલવાળી, સ્થૂલ જંઘાવાળી, ઉર્ધ્વ કેશવાળી, લાંબા ઓષ્ટવાલી, લાંબા મુખવાળી, દીર્ઘ નાસિકાવાળી તેમજ જેનાં તાલુ, જીહવા અને હોઠ (ઓષ્ઠ) શ્યામ છે એવી દુર્બળ અંગવાળી ને વિષમ કુચયુગલવાળી નારી પતિ અને પુત્રથી રહિત હોય છે એવી ભ્રષ્ટ શીલવાળી નારીનો પુરૂષોએ ત્યાગ કરવો.

ત્યાગ કરવા યોગ્ય નારી કપિલા સાથે પાનુ પાડી કેશવ બટુક દુઃખે દુઃખે દિવસો પસાર કરતો હતો. અન્યદા કપિલા ગર્ભવંતી થઇ ત્યારે કેશવને કહેવા લાગી. "ઘી, ગોળાદિક પદાર્થ મારે માટે ખરીદ કરવાને તમે દ્રવ્ય લઇ આવો." કપિલાનો ધડાકો સાંભળી કેશવનું હૈયું ધડક્યું.

"કપિલાનાં વચન સાંભળી કેશવ બોલ્યો." દ્રવ્ય ઉપાર્જન કરવાનું તો હું કાંઈ પણ જાણતો નથી. તું કાંઈ જાણતી હો તો ઉપાય બતાવ."

"સ્વર્ણ ભૂમિમાં જઇ મહેનત કરી સુવર્ણ કમાઈ લાવો. જાઓ કમાઈ ઝટ વહેલા આવો." કપિલાએ કહ્યું.

કપિલાનાં વચન સાંભળી કેશવ સ્વર્ણભૂમિ તરફ ચાલ્યો ત્યાં ધન ઉપાર્જન કરી પોતાના વતન તરફ પાછો ફર્યો ત્યારે કેશવને માર્ગમાં એક ઇંદ્રજાલીયો મલ્યો, એ પ્રપંચીના સરદાર ઇંદ્રજાળીકે પૂછવાથી કેશવે મૂર્ખતાથી પોતાની બધી વાત કહી દીધી. પોતે સુવર્ણ કમાવી લાવેલો તે પણ જણાવી દેવાથી ઇંદ્રજાલિકે કેશવને ઠગી સુવર્ણ પડાવી લેવાનો વિચાર કર્યો.

ઇંદ્રજાલિકે પોતાની ઇંદ્રજાળવિદ્યા ફેલાવી કેશવ અને ઇંદ્રજાલિક સાથે મુસાફરી કરતાં નગરની સમીપે એક વૃક્ષ નીચે વિસામો લેવાને બેઠા. તે સમયે એક સોળ વરસની માયાવી વિપ્ર કન્યા સાથે તેનાં માતાપિતા પણ એજ વૃક્ષ નીચે આવી એક બાજુએ વિસામો લેતાં બેઠાં. એ સોળ વર્ષની વિપ્રકન્યાની મનોહરતા જોઇ કેશવ લોભાઇ જતો વારંવાર એના સામે જોવા લાગ્યો.

નિર્લજ થઈ કેશવે એ કન્યાની એના માતાપિતા પાસે માગણી કરી. જવાબમાં એના પિતાએ સહસ્ર દિનારની માંગણી કરી. પછી કેશવ હજાર દીનાર આપી એ કન્યા સાથે પરણી ગયો. લગ્નને યોગ્ય ખાન પાનની સામગ્રી પણ પેલાની માયાથી ત્યાં આવી હાજર થઈ, એ નવીન કન્યાને પરણી બટુક ખુશી થયો.

ઈંદ્રજાલિક એની પાસેથી સઘળું સુવર્ણ એ રીતે તફડાવી પલાયન કરી ગયો તે સાથે પોતાની ઈંદ્રજાળ માયા પણ સંહરી લીધી. પછી તો ન મળે નારી કે ન મળે કાંઇ સામગ્રી. આ બધી લીલા જોઇ બટુક આભો બની ગયો "અરે! આ શું! સુવર્ણ પણ ગયું ને નવોઢા

ભારી પણ !" દુઃખથી બ્હેબ્બાકળો બનેલો તે નવી પત્નીને શોધતો વળી ભૂમિ ફરી વળ્યો. પણ ક્યાંથી જડે ! આકાશ પાતાળ એક કરવા પ્રયત્ન કર્યો, પણ એ તે કોઇનાથી બન્યું છે કે તે બનાવી શકે.

જંગલમાં તાપ, ભૂખ, તરસ સહન કરી થાક્યો ત્યારે પાછી પેલી કપિલા સાંભળવાથી પુનઃ વતન તરફ ફર્યો. "અરે ! મૂઢ બુદ્ધિવાળા મેં બધું સુવર્ણ વ્યર્થ ગુમાવી દીધું. કેમકે કહ્યું છે કે જડ પુરૂષો ખુબ ક્લેશ કરી પેદા કરે છે ત્યારે ભાગ્યશાળી જ એનાં ફલ તો ભોગવે છે. દાંત બિચારા દળી દળીને થાકી જાય છે તેને જીહ્વા એક લીલા માત્રમાં ગળા નીચે ઉતારી નાખે છે. મેં પણ ખુબ કષ્ટ વેઠી સુવર્ણ પેદા કર્યું તેને ગુમાવી દેતાં કંઈવાર લાગી ? ધન વગર કપિલાને હું મુખ પણ શું બતાવું.

"સુવર્ણ માટે ત્યારે ફરી હું શું સ્વર્ણ ભૂમિ તરફ જાઉં કે વિરહાતુર પ્રિયા પાસે ?" એ પ્રમાણે વિચાર કરતો તે અનુક્રમે કોઇ ગામે આવ્યો ત્યાં તેને કોઇએ દહિથી મિશ્રિત ભાતનું ભોજન કરાવ્યું.

તે રાત્રીને સમયે ત્યાં વડના વૃક્ષ નીચે સુતેલા તેણે સ્વપ્નામાં જોયું કે "પોતાના ઘરમાં ખોદ કામ કરવાં રત્નોથી ભરેલું આખુ ભૂમિગૃહ જોઇ ખુશી થતા તેણે ગામમાં વર્ધાપન મહોત્સવ કર્યો. સ્વજનોને ભોજન કરાવી આખાય નગરનો માનિતો થયો રાજાએ પણ એનું સન્માન વધાર્યું એક નવી કન્યા સાથે લગ્ન કરી સુખી થયો. કપિલા પણ રાજી થઇ તેની સેવા કરવા લાગી."

એ મધુરા સ્વપ્નની મીઠી લહેરોમાં વિહાર કરતો કેશવ બટુક રાસભના ભુંકવાથી એકાએક જાગ્રત થયો. જાગ્રત થયેલો કેશવ વિચાર કરવા લાગ્યો "અરે ! મારા

પોતાના મકાનમાં આખું ભૂમિગ્રહ રત્નોથી ભરેલું છતાં હું પરદેશમાં નાહક કલેશ ભોગવું છું માટે હવે તો ઘેર જઇ એ રત્નોને બહાર કાઢી હું હવે સુખી થાઉં." એ પ્રમાણે વિચાર કરતો ને મનમાં મોટામોટા હવાઈ મહેલ બાંધતો ઘેર આવ્યો.

કેશવનું હસમુખુ વદન જોઇ કપિલાએ વિચાર કર્યો. "નક્કી આ ઘણું સ્વર્ણ લઇ આવ્યો છે." કપિલાએ પણ સ્નાન વિલેપનથી એનો સારી રીતે સત્કાર કર્યો, જ્યારે એની પાસે કાંઇ જોવામાં આવ્યું નહિ ત્યારે આક્રોશ કરતી બ્રાહ્મણી બોલી. "અરે! ક્યારનાય આવ્યા છો તે શું લાવ્યા છો મને બતાવો તો ખરા?"

કપિલાનાં વચન સાંભળી શાંતિથી કેશવ બોલ્યો. "ધીરી થા! ધીરી થા! તારૂં મુખ હું ઉજ્વલ કરીશ, સ્વજન, કુટુંબમાં તને શિરોમણિ બનાવીશ! પહેલાં વણીક્ની દુકાનેથી ઉધારે ગોળ ઘી વગેરે લાવી સારી રસવતી કરી આવતી કાલે આપણા સ્વજનોને જમાડી તેમની સમક્ષ કંઇક ચમત્કારપૂર્વક હું મારી સમૃદ્ધિ પ્રગટ કરીશ."

કેશવની વાણીથી ચમકેલી કપિલા બોલી. "પણ એ દ્રવ્ય ક્યાં છે? પ્રથમ મને એ દ્રવ્ય બતાવો? એ ધન જોઇ શાંતિથી હું બધું તમારા કહેવા પ્રમાણે કરૂં!" પોતાની સ્રીને વિશ્વાસ પમાડતો કેશવ ફરીથી બોલ્યો.

"અત્યારે એ દ્રવ્ય વ્યવસ્થિત પડેલું છે સ્વજનોની સાક્ષીએ હું તેને પ્રગટ કરીશ, તો હે પ્રિયે! જો તને લક્ષ્મીની ઇચ્છા હોય તો મારા વચન ઉપર વિશ્વાસ રાખ."

કેશવના વચનમાં વિશ્વાસ ધારણ કરતી કપિલાએ સ્વજનોને આમંત્રણ આપી ભોજન માટે નોતર્યા. ઉધાર માલ લાવી સર્વને ભોજન કરાવ્યું. લોકોમાં ખ્યાતિ પ્રચ-

લિત થઇ કે "દેશાંતરથી ધન કમાવી લાવેલો કેશવ મોટો વર્ધાપન મહોત્સવ કરે છે." લોકો પણ કૌતુક જોવા એના ઘર આગળ એકત્ર થયા. સ્વજનો ભોજન કાર્યથી નિવૃત્ત થયા કે તેમની સમક્ષ કોદાળો લઇ કેશવે સ્વપ્નની જોયેલી ભૂમિ પ્રમાણે પોતાનું ઘર ખોદવા માંડયું.

"અરે! આ તું શું કરે છે?" સ્વજનોના પૂછવાથી કેશવ બોલ્યો.

મારૂં સારભૂત દ્રવ્ય આ ઠેકાણે ગુપ્ત પડેલું છે તેને તમારી સાક્ષીએ હું પ્રગટ કરૂં છું." કેશવની વાણીથી ચમત્કૃત થયેલા સ્વજનો બોલ્યા. "તારૂં દ્રવ્ય અહીયાં કોણે સ્થાપન કરેલું છે? ક્યારે સ્થાપેલું છે?"

તે તો હું જાણતો નથી. પણ અમુક ગામે મને સ્વપ્ન આવેલું તેમાં મેં જોયું કે અહીયાં ધન છે તે ઉપરથી હું અહીયાં ખોદકામ કરી રહ્યો છું." કેશવની વાણી સાંભળી સ્વજનોએ જાણ્યું કે આ મહામૂઢ શિરોમણિ છે. એમ વિચારતા તેની ચેષ્ટા જોવા લાગ્યા. ઘર આગળ એકઠા થયેલા લોકોએ તેની આ વાત જાણી ત્યારે માંહોમાંહે હાથ તાલી દેતા એની મશ્કરી કરવા લાગ્યા.

કેશવે પોતાના મકાનમાં ચારેકોર ખોદી નાખ્યું પણ કાંઇ નિકળ્યું નહિ. બધુંય મકાન ખોદીને થાકયો તોય કાંઇ ન નિકળવાથી કપિલાએ પણ માટીની મુઠી ભરી એના માથા ઉપર નાખી ધિક્કારી કાઢયો. સ્વજન આગળ પણ લજ્જાતુર થયેલો તે ખુબ હાંસીને પાત્ર થયો.

કપિલાએ આ મૂર્ખ શિરોમણિ કેશવની મુર્ખતાથી કેશવને ગાળો દઈ ઘર બહાર કાઢી મુકયો. સ્વજનોએ હસેલો, તેમજ લોકોવડે ખુબ વગોવાતો મશ્કરી કરાતો એ કેશવ બટુક ભારે દુર્દશાને પ્રાપ્ત થયો. એ પ્રમાણે

કુમારે કેશવનું વૃત્તાંત કહ્યું તે સાંભળી સર્વે સ્ત્રીઓ એની મૂર્ખતા પર ખડખડ હસી પડી.

પૃથ્વીચંદ્ર કુમાર બોલ્યો. હે બટો! આ કેશવનું ચરિત્ર હાસ્યાસ્પદ છે કે નહિ; તે કહે. "બટુક બોલ્યો." આ વૃત્તાંત જરૂર હાસ્ય કરનારૂંજ છે સ્વામિન્! પણ એના જેવા શું બધા હશે કે?

## ૩

## પ્રિયાઓને પ્રતિબોધ

"હે બટુક! તું કહે છે કે બધા જીવો શું આવાજ હોય છે તો સાંભળ." બટુક વિષ્ણુના પ્રશ્નના જવાબમાં પૃથ્વીચંદ્રકુમાર બોલ્યો.

"આ સંસારી જીવ કેશવ બટુના જેવો છે. મોહમાં મુંઝાઇ ગયેલો હોવાથી જ્ઞાનીની નજરમાં જડ, તેમજ કાર્યાકાર્ય હિતાહિતના ભાન વગરનો હોવાથી ચોરાસી લાખ જીવયોનિમાં ભમી રહ્યો છે.

કેશવ જેમ કપિલાના આદેશથી સ્વર્ણભૂમિમાં ધન કમાવા ગયો તેમ જીવ કર્મપરિણતિના વશ પડેલો તેના આદેશથી સ્વર્ણભૂમિ રૂપ મનુષ્યભવમાં આવ્યો. કેશવે જેમ સ્વર્ણભૂમિમાંથી મહેનત કરી સ્વર્ણ પેદા કર્યું તેમ જીવે પણ અકામ નિર્જરા વડે કરી કંઈક સુકૃત રૂપ કાંચન ઉપાર્જન કર્યું. કેશવનું ધન ઈંદ્રજાલિકે માયા વડે કન્યાની લાલચ બતાવી હરી લીધું તેમ જીવે મનુષ્ય જન્મમાં ઉપાર્જન કરેલું સુકૃત માયામાં મોહિત થઈ વિષયમાં લુબ્ધ બની અઢારે પાપસ્થાનક આચરીને હારી દીધું. કેશવ જેમ ફરીને સ્વર્ણ મેલવવા દેશોદેશ ફરવા લાગ્યો,

તેમ જીવ પણ વિષયવિલાસમાં બધુ હારી નારક, તિર્યંચ આદિ યોનિરૂપ અનેક દેશમાં ભ્રમણ કરવા લાગ્યો.

ભ્રમણ કરતાં કેશવ જેમ કોઈ ગામમાં દહિ સહિત ભાત ખાવા લાગ્યો તેમ જીવને કોઈક ભવરૂપ ગામમાં ધર્માચાર્યનો મેલાપ થયો તેમણે તપરૂપી દહિ સહિત ઓદનનું દાન કરાવવાથી–આપવાથી કંઈક સ્વસ્થ થયો.

કેશવે જેમ મોટા વડલાના વૃક્ષ નીચે નિદ્રા લેતાં સ્વપ્નામાં રત્નોનો સમુહ જોયો તેમ જીવ પણ એ તપના પ્રભાવથી કોઈ મોટા કુળમાં–ધનાઢયના કુળમાં જન્મ ધારણ કરી શક્તિનો દુરૂપયોગ કરતો મોહરૂપી મદિરામાં મસ્ત બનેલો મોહનિદ્રામાં પોઢી ગયો–ક્ષણ ભર વિલાસોમાં રાચી ગયો. આત્માનું ભાન ભૂલી ગયો.

કેશવ જેમ કપિલનું સ્મરણ કરતો પોતાને ઘેર ગયો તેમ જીવ પણ કર્મપરિણતિને સંભારતો પાછો મનુષ્યભવમાં આવ્યો. કેશવ જેમ નહિ હોવા છતાં પોતાના ઘરમાં લક્ષ્મીના અસ્તિત્વને માનતો ઘેર આવી ઉધાર માલ લાવી ખાવામાં તેમજ સ્વજનોને જમાડવામાં આનંદ માનવા લાગ્યો તેમ જીવ પણ હાથી, ઘોડા, રથ, સેવક, દાસ, દાસી, ભંડાર, ભૂમિના પાલનથી શ્રમિત થયો હોવા છતાં પોતાને અનન્ય સુખી માને છે તેમજ હાડ, માંસ, રૂધિર અને મલમૂત્રની કયારી જેવી છતાં બહારથી મનોહર એવી યુવતીના સંગમાં આસક્ત થઇ રમે છે.

કામીજનની નફટાઇનો તે કેશવની માફક કાંઇ પાર છે? હાડ, માંસ, રૂધિર અને સ્નાયુથી બંધાયેલ સદા અસાર એવા કામિનીના વદનને કામીજનો શરદ રૂતુના ચંદ્રમાની ઉપમા આપે છે.

લાળ પડતા અને દુર્ગંધ યુક્ત તેમજ મલિનદંતવાળી

કામિનીના અધરોષ્ઠને કામીજનો અમૃત સમાન ગણે છે. તેમજ વિષયના લાલચુજનો કામિનીના હાડકાના દાંતને દાડમની કળી સમાન કલ્પે છે. માંસના લોચા સમાન સ્ત્રીના સ્તનને લઘુ એવા સુવર્ણકલશની ઉપમા આપે છે. હાડ, ચરબી અને માંસ યુક્ત ભૂજાઓને કમલદંડની ઉપમા આપે છે. હાડ, માંસયુક્ત સ્થુલ જંઘાને વિષયના લાલચુઓ કેળના સ્થંભસમાન ગણે છે. અલંકારથી વિભૂષિત એવા કામિનીના દેહને કામુકજનો સુરસુંદરી-દેવીની ઉપમાથી નવાજે છે. જ્ઞાનીને મન જે નારી નરા વૈરાગ્યના કારણભૂત છે, તે નારીને કામીજન જુદી જુદી દૃષ્ટિથી નિહાળે છે.” પૃથ્વીચંદ્રકુમારે કેશવ બટુકનો ઉપ-નય જીવ સાથે સરખાવી બતાવ્યો.

કુમારનો ઉપદેશ સાંભળી એ રૂપવતીઓના રૂપમદનો નીશો ઓસરી ગયો. વૈરાગ્યના રંગને ધારણ કરનારી એ રમણીઓ વિચારવા લાગી. “અહો! કુમારની વાણી સત્ય છે. અમારા સરખી સ્ત્રીઓના અંગની શું લાલિત્ય છે? જેવું અમારૂં અંગ હાડ માંસ અને રૂધિરથી વ્યાપ્ત છે તેવું પુરૂષનું પણ! છતાંય આર્યપુત્ર સ્ત્રીઓના જ અંગની નિંદા કેમ કરે છે?”

પોતાની સ્ત્રીઓને ગહન વિચારમાં પડેલી જાણી કુમાર બોલ્યો. “પુરૂષો જેમ સ્ત્રીઓના અંગોપાંગને જોઈ મોહ પામી જાય છે તેવી રીતે સ્ત્રીઓ પણ પુરૂષોના મનોહર અવયવો જોઇ આસક્ત થાય છે. છતાં એમાંય રૂતુધર્મ, દુ:ખે કરી ગર્ભધારણ, દુ:ખે કરી પ્રસૂતિ, અને કામની અતિ આસક્તિથી સ્ત્રીઓ અધિક નિંદાને પાત્ર છે. મોહઘેલો જીવ શરીરરૂપી ઘરમાં અસદ્ એવા વિષયસુખને જોઈ રાચે છે. કે કેશવ જેમ પોતાના ઘરમાં અસદ્ એવા

રત્નો જોઈ રાચ્યો હતો, બાંધવોએ સમજાવવા છતાં કેશવ સમજ્યો નહિ તેમ બાંધવ સમાન સાધર્મિકની શિખામણ છતાં જીવ સમજતો નથી. કેશવે બધુ ઘર ખોદી નાખ્યું તેમ જીવ વિષયરૂપી સુખને માટે મર્યાદારૂપી મકાન ખોદી નાખે તે કેશવની માફક બેઆબરૂ થઇ લોકો વડે નિંદાય છે. ને કપિલાની માફક કર્મપરિણતિથી જીવની કાંઇ ઓછી હીલના થતી નથી.

વિષયના પાપથી જીવ અનેક દુઃખોનો ભોક્તા થાય છે, એવાં નિર્વિવેકી જનોનાં ચારિત્ર જોઇ કોના ચિત્તને વૈરાગ્ય થતો નથી ?" પૃથ્વીચંદ્રકુમારની વાણી સાંભળી સંસારની અસારતા ચિંતવતી સંવેગના રંગે રંગાયેલી એ લલનાઓ બોલી. "હે સ્વામી! તમે કહ્યું તે બધું સત્ય છે. સંસાર બધો એવોજ છે. સંસારનાં વિષયજન્ય સુખોમાં આ લાલચુ જીવ પોતાને ભૂલી ગયો છે પણ હવે એનો ત્યાગ શી રીતે કરવો ?"

તમે સદ્‌ગુરૂને આરાધી ધર્મસેવન કરો. ગુરૂ પણ એવાજ હોય કે જે કંચન કામિનીના ત્યાગી હોય, મોક્ષના ઉદ્યમી હોય." કુમારે કહ્યું.

"હે પ્રભો! અમને સદ્‌બોધ આપી વૈરાગ્ય પમાડનારા તમેજ અમારા ગુરૂ છો અમે તમારી ગૃહિણી શબ્દથી કૃતાર્થ થઇ હવે અમારી ભોગ તૃષ્ણા આપના ઉપદેશથી નાશ પામી છે. તો અમને ધર્મની પ્રાપ્તિ થાય તેમ કરો. હે આર્યપુત્ર! તમારે પણ અગ્નિથી પ્રદીપ્ત એવા મકાનની જેમ આ સંસારમાં રહેવું યોગ્ય નથી. અથવા તો તમને અમે વિશેષ શું કહીયે ? તમે તો તત્વના જાણકાર છો." સ્રીઓનાં એ પ્રમાણેનાં વચન સાંભળી હર્ષિત થયેલો કુમાર બોલ્યો.

"તમે અત્યારે વિવેકરૂપ પર્વત ઉપર આરૂઢ થયેલી હોવાથી હવે તમારે ધર્મ પ્રાપ્તિ દુર્લભ નથી. જે આસ્તિક-સમક્તિવંત છે તેનુ મનુષ્યપણું, સારૂ કૂળ, કુટુંબ પરિ-વાર, સમૃદ્ધિ આદિ સામગ્રી સફળ થાય છે. અર્થાત્ તે એ બધી સામગ્રીનો સદ્ઉપયોગ કરે છે અને મુક્તિ પણ તેને દુર્લભ નથી. હાલમાં તો ત્યાં સુધી તમે સંતોષને ધારણ કરી નમસ્કારમંત્રનું સ્મરણ કરતી, જીવદયા પાળવામાં પ્રીતિ-વાળી તેમજ સત્યવાણી ઉચ્ચરવા પૂર્વક ધર્મ આરાધન કરતાં છતાં ઘરમાં રહો કે જયાં લગી ગુરૂમહારાજનો જોગ પામી યોગ્ય ધર્મ આરાધવાનો અવસર પ્રાપ્ત ન થાય."

પૃથ્વીચંદ્ર કુમારની વાણી એ બધી સ્ત્રીઓએ અંગી-કાર કરી. યથાશક્તિ ધર્મનું આરાધન કરતી સમય નિર્ગ-મન કરવા લાગી.

## ૪

## પૃથ્વીચંદ્ર રાજા.

વિષ્ણુભટ્ટક થકી સર્વે વૃત્તાંત જાણી રાજા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો "અરે ! મેંતો ધાર્યું હતું કે કુમારને પરણાવવાથી સ્ત્રીઓના મોહમાં લપટાઈ બદલાઇ જશે પણ સ્ત્રીઓ તો આને કાંઈ પણ વશ કરી શકી નહિ. પરન્તુ કુમારે સ્ત્રીઓને પ્રતિબોધી વૈરાગી બનાવી દીધી. હવે શું કરવું ?

"હાં ! એક ઉપાય છે રાજ્ય ઉપર સ્થાપન કરૂ, એ રાજ્યકાર્યમાં વ્યગ્ર થવાથી ધર્મનો ત્યાગ કરશે." રાજાએ એ પ્રમાણે વિચાર કરી પોતાનો એ વિચાર પટ્ટદેવી-કુમારની માતાને કહી સંભળાવ્યો.

રાજાની વાત સાંભળી પટ્ટદેવી બોલી. "સ્વામી !

મને પણ ગઇ રાત્રીએ સ્વપ્ન આવ્યુ કે આપે રાજીખુશીથી કુમારને મોટા મહોત્સવ પૂર્વક રાજ્યગાદી ઉપર સ્થાપન કર્યો. ત્યારે તે દેવતાની માફક ત્યાંથી ઉડી પ્રાસાદના અગ્રભાગ ઉપર બેઠો ત્યારે આપે પોતાના હાથે તેને ત્યાંથી પાછો સિંહાસન પર બેસાડયો ને હું જાગ્રત થઇ."

પટ્ટરાણીનાં વચન સાંભળી રાજા વિચારમાં પડયો. "મોટા ઉદયને સુચવનારૂં આ સ્વપ્ન છે તો હવે મારો વિચાર અમલમાં મુકવા દે." એટલામાં પ્રાત:કાલ થવાથી પિતાના ચરણમાં નમવાને કુમાર પૃથ્વીચંદ્ર આવ્યો. પિતાએ આસન આપી તે ઉપર બેસાડયો. આસ્તેથી રાજાએ કુમારને સમજાવવા માંડયો.

"રાજકુમાર! જેને ઘેર તારા જેવો ગુણવંત કુમાર છે, એવા અમને ધન્ય છે. ઉદુમ્બરના પુષ્પની માફક દુર્લભ એવા તને અમે મોટા પુણ્યથી-પ્રેમથી જોઇએ છીએ. હે પુત્ર! તને જોઇને અમે રોજને રોજ ખુબ ખુશી થઇએ છીએ કે જેવી રીતે શશીને જોઈ સાગર હરખાય છે.

હે નંદન! તું અમારી એક અભિલાષા પૂર્ણ કર કે જેથી અમારા આનંદનો પાર ન રહે. કે જે અભિલાષા પૂર્ણ થવાની અમે રાહ જોઇ રહ્યા છીએ. રાજાની વાણી સાંભળી રાજકુમાર પિતાના વદન તરફ જોતો મનમાં વિચાર કરી રહ્યો હતો. "પિતાની શી અભિલાષા હશે, શું રાજમુગુટની ?"

કુમારને વિચારવંત જાણી રાજાએ આગળ ચલાવ્યું. "કુમાર! જો શ્વેત છત્ર, ચામર આદિ સમૃદ્ધિથી વિભૂષિત ગજરાજ ઉપર આરૂઢ થયો છતો સકલ સેનાથી પરવરેલો, તરૂણીવર્ગની સાથે રાજમાર્ગે વિહાર કરતો જ્યારે હું તને જોઇશ ત્યારે મારા આત્માને હું ધન્ય

માનીશ-મારૂં જીવન સફળ થયું માનીશ. તો આ રાજ્યને સ્વીકાર કરી અમને સુખી કર.” રાજાની સ્નેહયુક્ત વાણી સાંભળી કુમાર વિચારમાં પડ્યો. “આ તો દીક્ષામાં મોટી ફાંસ ઉભી થઇ.”

“અરે! વિષય વિકાર રહિત એવા વૈરાગ્યવંતને રાજ્યપ્રાપ્તિ એ અસંભવિત-વિરૂદ્ધ વાત છે. કેમકે દક્ષિણ દિશા તરફ ગમન કરનાર શું હિમવંતગિરિ પહોંચી શકે છે? તો આવા વિષમ સંયોગોમાં મારે શું કરવું?

ઘણા સ્નેહવાળા માતાપિતાનો એ અનુગ્રહ છે અને એ અનુગ્રહનો ઉપાય પણ ખુબ દુર્લભ-દુઃખે કરી કરી શકાય છે, છતાં વિચક્ષણ જનોએ માતાપિતાની આજ્ઞા ઉલ્લંઘન કરવી જોઇએ નહિ.

જો કે હું પણ માત્ર ગુરૂના આવાગમનની માર્ગપ્રતીક્ષા કરી રહ્યો છું તો તે સમય દરમિયાન પિતાનું વચન ભલે પ્રમાણ થાઓ. ગુરૂના આગમન પછી મને જેમ યોગ્ય લાગશે તેમ કરીશ.”

ખુબ ડાહપણનો વિચાર કરી કુમારે કહ્યું. “પિતાજી! આપની આજ્ઞાનો હું સ્વીકાર કરૂં છું. પણ મારા જેવા કાયર પુરૂષો રાજ્યભાર ઉપાડવા સમર્થ થતા નથી. છતાં આપનો આદેશ મારે પ્રમાણ છે.”

કુમારની વાણી સાંભળી. “શું વિનયવાન છે. તારા જેવા પુત્રોથી રાજાઓના યશ ઉજ્વલ છે.” એમ બોલતા રાજાએ કુમારના મસ્તક ઉપર પોતાનો હાથ મુકી સત્કાર કરી તેની પ્રશંસા કરી.

તે પછી સારા મુહૂર્તે રાજાએ પૃથ્વીચંદ્ર કુમારનો રાજ્યાભિષેક કર્યો. તે નિમિત્તે રાજાએ મોટો મહોત્સવ આરંભ્યો. આખાય નગરમાં આનંદ આનંદ પ્રવર્તી રહ્યો.

સિંહાસનારૂઢ નવા રાજાને મંત્રી, સામંત આદિ મોટા મોટા રાજપુરૂષો ભેટણું ધરી નમ્યા, નવા રાજા પૃથ્વીચંદ્રને જોઈ એમના માતા પિતા પણ અતિ હર્ષવંત થયા.

પિતાની આજ્ઞાથી ઈચ્છા નહિ છતાં રાજ્યારૂઢ થયેલા રાજા પૃથ્વીચંદ્ર રાજ્યલક્ષ્મીમાં અનાસક્ત પણે રાજ્યનું પાલન કરવા લાગ્યા. નવા રાજાએ પોતાના રાજ્યમાં હિંસાનાં સાધન બંધ કરાવી અમારી પ્રવર્ત્તાવી. ખોટા કર માફ કર્યા. કેદીઓને કારાવાસમાંથી મુક્ત કરી સર્વત્ર રાજ્યમાં શાંતિ પ્રસરાવી. રાજાની માફક રાજ્યની પ્રજા પણ વિકથા-કુથલી છોડી નીરંતર ધર્મકથા કરવા લાગી. જૈનશાસનની શોભા વૃદ્ધિ પામે તેવાં અનેક કાર્યો થયાં. પ્રજાએ પણ રાજાના માર્ગને અનુસરી 'યથા રાજા તથા પ્રજા'એ જગતની કહેવત સાચી પાડી. એવી રીતે ધર્મમય રાજ્યને કરનારા પૃથ્વીચંદ્ર નરપતિ એકદા રાજ્યસિંહાસન ઉપર બેઠા હતા, ત્યારે દ્વારપાલે આવી નમસ્કાર પૂર્વક વિનંતિ કરી. "દેવ! આપના દર્શનનો અભિલાષી સુધન-નામે શ્રેષ્ઠી-સાર્થવાહ હાથમાં ઉપહાર લઈ દ્વાર આગળ ઉભો ઉભો સભામાં પ્રવેશ કરવાની રજા માગે છે."

પ્રતિહારીની વાણી સાંભળી રાજાએ તેને પ્રવેશ કરવા માટે આજ્ઞા ફરમાવી. રાજાની આજ્ઞા પામી દ્વારપાળ ચાલ્યો ગયો.

પ્રફુલ્લિત વદનવાળો સુધન શ્રેષ્ઠી હાથમાં ભેટણા સાથે રાજસભામાં પ્રવેશકરી, રાજા આગળ ભેટણું મૂકી, પ્રણામ કરી બે હાથ જોડી આગળ ઉભો રહ્યો.

રાજાએ એનું સન્માન કરી પૂછયું. "કયાંથી આવો છો? રાજસભામાં કેમ આવ્યા છો? શું કાંઇ નવીન સમાચાર લાવ્યા છો?"

રાજાનાં વચન સાંભળી શ્રેષ્ઠી બોલ્યો. "દેવ! મારા નગરમાં આશ્ચર્યને કરનારૂં એક ઉત્તમ ચારિત્ર જોઇ વિસ્મયથી મારૂં હૃદય ફાટી જતું હોય તેવી રીતે હું તેને કહેવા પણ સમર્થ નથી. તો પણ આપના દર્શનનો અભિલાષી ને એ ઉત્તમ ચરિત્રનો વિચાર કરતો હું અહીંયાં આવ્યો છું મહારાજ! જો કે એ સર્વેને કહેવા તો અસમર્થ છું છતા હું એમાંથી સારભૂત કંઇક તત્વને કહીશ."

સુધન સાર્થવાહની વાણી સાંભળી રાજા સહિત બધી સભાને કંઇક નવાઈ લાગી. 'અરે! કેવું હશે એનું એ ઉત્તમ ચરિત્ર?'

રાજાએ ધિરજથી કહ્યું. "તમે જે ચરિત્ર જોયું તે અહીંયાં આ રાજસભા આગળ કહો."

"એ ચરિત્ર અવશ્ય આપની આગળ કહીશ, દેવ! જેવું એ અદ્ભુત અમારા નગરમાં બન્યું છે, તેવુંજ બીજું અદ્ભુત આશ્ચર્ય અહીંયાં બનવાનું છે સ્વામી!"

સુધનની વાત સાંભળી બધા નવાઇ પામ્યા. ને રાજાએ પૂછયું "હે શ્રેષ્ઠી! એ કેવુંક અદ્ભુત છે તે કહો!"

રાજાની આજ્ઞાથી સુધન શ્રેષ્ઠીએ તે અદ્ભુત ચરિત્ર શરૂ કર્યું.

## ૫

## ગુણસાગર

"આ ભરતાર્ધમાં કુરૂદેશને વિષે ધનધાન્યથી ભરપુર, સુખી અને સમૃદ્ધ એવું હસ્તિનાપુર–ગજપુર નામે નગર આવેલું છે. એ નગરનો હું રહેવાસી હોવાથી અમારા નગરમાં બનેલું એ કૌતુક હવે સાંભળો, કારણ કે જે કૌતુક સાંભળવાથી ભવ્યજીવોને બોધ થાય ને વૈરાગ્ય પામે એ કૌતુક પણ મહાન અને ઉદ્દાર સમજવું.

એ ગજપુરમાં અનેક રત્નોનો સંચય કરનારો નામ પ્રમાણે ગુણવાળો રત્નસંચય નામે શ્રેષ્ઠી રહેતો હતો તેને સતીઓમાં શિરોમણિ અને સારા લક્ષણ વડે યુક્ત સુમંગલા નામે પત્ની હતી. બન્ને એક બીજાને યોગ્ય હોવાથી સુખી, સંતોષી હતાં, ભાગ્યની અનુકૂળતાથી આ યુગલે પોતાનો કેટલોક કાળ સુખમાં પસાર કર્યો. ત્યારે તેમને ત્યાં લક્ષ્મીને યોગ્ય એવા એક ભાગ્યવંત પુત્રનો જન્મ થયો. એ નશીબવાળા સ્વરૂપવાન પુત્રના અદ્દભૂત ભાગ્યને જોઈ પ્રસન્ન થયેલા શ્રેષ્ઠીએ નગરમાં આશ્ચર્યકારી જન્મ મહોત્સવ કર્યો. ગર્ભ ધારણ સમયે માતાએ સ્વપ્નામાં શ્રેષ્ઠ એવા સાગરનું પાન કરેલું હોવાથી એ સ્વપ્નથી સૂચિત માતાપિતાએ પુત્રનું નામ રાખ્યું ગુણસાગર.

પાંચ ધાત્રીઓથી લાલન પાલન કરાતો ગુણસાગર વૃદ્ધિ પામવા લાગ્યો. માતાપિતાને પોતાની કાલી ભાષામાં આનંદ પમાડતો તેમજ નગરની નારીઓથી રમાડાતો ગુણસાગર કલા અભ્યાસને કરતો સ્ત્રીજનને પ્રિય એવા યૌવનમાં આવ્યો. સ્વરૂપે સુંદર ગુણસાગર નવીન યૌવન વયમાં તે અધિક સ્વરૂપવાન–તેજસ્વી થયો. નગરની બાળા શું કે તરૂણી શું. દરેક યુવતીઓ ગુણસાગરને સ્નેહની નજરે જોવા લાગી. તો પણ જળથી કમલ જેમ અલિપ્ત રહે તેમ ગુણસાગર સ્ત્રીઓની દૃષ્ટિરૂપી બાણથી યુવાનીમાં પણ વીંધાયો નહિ.

એક દિવસે એ ગુણસાગરને તે નગરના રહેવાસી કોઈ શ્રેષ્ઠીઓની ગુણસુંદરી આદિ આઠ કન્યાઓએ માર્ગમાં જતાં જોયો, પોતાના મિત્રની સાથે જતા ગુણસાગરને જોઇ તેમની મનોહર શરીરકાંતિથી મોહ પામેલી એ આઠે કન્યાઓની દૃષ્ટિ ત્યાંજ ગુણસાગરમાં સ્થંભી ગઇ. "જગ-

તમાં સ્ત્રીઓને જો આવો પતિ ન મલે તો એમનો અવતાર એળે ગયો સમજવો આપણે પણ પરણશું તો આ નવજવાનને, નહી તો અગ્નિ શરણ, પણ અન્ય વરને વરશું નહિ."

એ આઠે કન્યાના માતા પિતાએ કન્યાનો નિશ્ચય જાણી પ્રસન્ન થઈ પોતપોતાની પુત્રીઓનો નિશ્ચય રત્નસંચય શ્રેષ્ઠીને જણાવ્યો. એ શ્રેષ્ઠીઓની વિનંતી રત્નસંચય શેઠે સ્વીકારી લીધી ને આઠે કન્યાઓ સાથે વિવાહ નક્કી થયા.

પોતાના વિશાળ અને રમણીય મહાલયની અટારીયે ઉભો ઉભો ગુણસાગર કુમાર ત્યાર પછીના એક દિવસે નગરીનું અવલોકન કરી રહ્યો હતો. ત્યારે તપથી કૃશથયેલા એક મુનિને ગોચરી અર્થે નગરમાં ભ્રમણ કરતા જોઈ ગુણસાગર કુમારની નજર તે મુનિ ઉપર પડી અને ત્યાંજ સ્થંભી ગઇ. "આ મુનિનો વેષ કેવો આનંદકારી છે. ભૂમિ તરફ દૃષ્ટિને સ્થાપન કરતા તેઓ ઇંદ્રિયોને ગોપવી મંદ ગતિએ કેવા ગમન કરી રહ્યા છે? આવું મુનિપણુ મેં પણ ક્યાંક અનુભવેલું છે." મુનિને જોઈ વિચાર કરતો ગુણસાગર ત્યાંજ એકદમ મૂર્ચ્છિત થઇ ગયો.

માતાપિતાદિક પરિવાર ઝટ દોડી આવી મૂર્છા વાળવાના અનેક પ્રયત્ન કરવા લાગ્યો. કોઇ શિતલ જલથી સિંચન કરવા લાગ્યા. કોઈ વીંઝણા વડે પવન નાખવા લાગ્યા. એવી રીતે અનેક ઉપચાર વડે જ્યારે ગુણસાગર સ્વસ્થ થયો ત્યારે દુઃખી થયેલા તેના પિતાએ પૂછયું. "હે પુત્ર! અકાળે તારા શરીરને આ શું થયું! નગરમાં વિહાર કરતી કોઈ રૂપવતી લલિત લલનાને જોઈ તને મૂર્છા આવી કે શું? અથવા સામંત કન્યા કે મંત્રીની કન્યાને

જોઇ તારી આ હાલત થઈ? તારા હૃદયમાં જે થયું હોય તે કહે તો અલ્પ સમયમાં જ તે તને મેળવી આપું."

પિતાની વાણી સાંભળી કુમાર–ગુણસાગર બોલ્યો. "પિતાજી! એવી મોહની રમતમાં મને કાંઇ મઝાહ નથી આવતી. સ્રીયાદિકના વિષયભોગને તો હું રોગોની માફક જાણું છું. જેથી મારૂં મન તેમાં રમતું નથી કારણ કે ભવાંતરમાં દેવગતિમાં મેં દેવલોકનાં સુખ સારી પેઠે ભોગવ્યાં છતાં જીવને તૃપ્તિ થઇ નહી. તો મનુષ્યના આ તુચ્છ ભોગોથી જીવને તૃપ્તિ શી રીતે થશે?

અત્યારે તો મારૂં મન દેવના ભોગોમાં પણ પ્રીતિ ધારણ કરતું નથી તો બીભત્સ એવા મનુષ્યોના ભોગોની તે વાત શી? જેને અમૃતનાં પાન કરવાની પણ ઇચ્છા થતી નથી તે શું વિષ પાન કરે કે? છતાં પણ હે પિતાજી! તમે જો મારા મનોરથ પૂર્ણ કરવાને પ્રસન્ન થયા હો તો મને શ્રમણપણું અંગીકાર કરવાની રજા આપો. કારણ કે ઝરૂખામાં–ગોખમાં ઉભેલા મને મુનિદર્શનથી પૂર્વભવમાં ચારિત્ર પાળેલું યાદ આવ્યું." સાવધ થયેલા ગુણસાગરે જાતિસ્મરણ જ્ઞાનની પોતાનો પૂર્વભવ જાણી પિતાની પાસે દીક્ષા લેવાની રજા માગી.

પુત્રની વાત સાંભળી કંઇક ગ્લાનિ પામીને શ્રેષ્ઠી બોલ્યો. "પુત્ર! આ નવીન તારૂણ્યમાં અત્યારે તારે દીક્ષાનો સમય નથી. કારણ કે પંડિતોએ અનુક્રમે કરી ત્રણે વર્ગ સાધવાની આજ્ઞા ફરમાવેલી છે તે પ્રમાણે પહેલી અવસ્થામાં વિદ્યાભ્યાસ કરવો ને બીજી વયમાં ધન ઉપાર્જન કરી ગૃહસ્થધર્મનું આરાધન કરવું અને ધર્મ તો ત્રીજી અવસ્થામાં સેવવો કહ્યો છે.

હે પુત્ર! તારે પણ ભુક્ત ભોગી થઇ ત્રીજી અવ-

સ્થામાં ધર્મ સાધન કરવું શ્રેષ્ઠ છે, માટે અત્યારે તારે ધર્મસાધનનો વિચાર કરવો નહિ.

પિતાનાં વચન સાંભળી પુત્ર બોલ્યો. "પિતાજી! ધર્મથકી જ સુખ થાય છે. ઘણાકાલ પર્યંત ભોગવેલા અર્થ અને કામથી તો ફક્ત પાપ જ પેદા થાય છે.

હે પિતાજી! અનાદિકાળથી આજપર્યંત ષડ્ રસાદિક જે ભોજન કર્યાં તે જો એકત્ર કરી ઢગલો કરવામાં આવે તો મેરૂથી પણ અધિક થઇ જાય, આજ સુધીમાં જે જળનું પાન કરેલું તે એકઠું કરતાં સાગરના સાગર છલકાઇ જાય, જે ફળોનો આહાર કરેલો છે તે બધાં જો એકત્ર કરીયે તો સમગ્ર વૃક્ષ ઉપર પણ સમાઇ શકે નહિ, આ સંસારમાં એવા કોઇ ભોગો નથી કે જે ભોગો આ જીવે અનંતીવાર ન ભોગવ્યા હોય, તો પણ એવા ભોગોથીય રંકને સ્વપ્નામાં મળેલા રાજ્યની જેમ જીવને તૃપ્તિ થઇ નહિ. ભૂતકાળમાં એ બધાં ભોગવેલાં સુખો આ ભવમાં જીવને પ્રાયઃ સ્વપ્નાની માફક થઇ જાય છે. જેથી જીવની લાલસા તૃપ્તિ પામતી નથી. માટે એવા ભોગોમાં ન લપટાતાં હે પિતા! બોધ પામો, મોહમાં મુંઝાઓ નહિ. એ ભોગને ભોગવવા છતાં સંતોષ થતો નથી. મુક્તિમાં રક્ત વિવેકીજનો ભોગને માટે કાંઈ ધર્મ કરતા નથી. અને એ મુક્તિની વરમાળ પણ વ્રતારા ધન વિના પ્રાપ્ત થતી નથી. તો આપ સમજુ અને વિવેકી થઈ મને એમાં વિઘ્ન કરશો નહિ. આ ભવસાગરમાં ભ્રમણ કરવાથી શ્રમિત થયેલો હું હવે જરૂર દીક્ષા લઇશ.

પુત્રનો દીક્ષાનો નિશ્ચય જાણી પિતા રત્નસંચય શેઠ મૌન થઈ ગયો. જ્યારે તેનો કાંઈ પણ ઉપાય રહ્યો નહિ ત્યારે એની માતા રૂદન કરતી પુત્રની પાસે આવી કહેવા

લાગી. "હે વત્સ! તારા જેવા વિનયવાન્ પુત્ર માટે અમારા કંઇ કંઈ મનોરથો હતા જે આજે પ્રતિકૂળ વાયુ વડે તું નિષ્ફળ કરીશ નહિ, તારા વગર પાકેલા ફલની માફક મારૂં હૃદય ફાટી જશે. તો હે કુમાર! જરાવડે જર્જરીભૂત થયેલા એવા અમારૂં તું પાલન કર, ને અમારા મૃત્યુ પછી તું તારી ઈચ્છા પૂર્ણ કરજે."

માતાનાં વચન સાંભળી ગુણસાગર બોલ્યો, "મોહને આધિન થયેલા તમે જે વાત કરી તે ઠીક છે છતાં મૃત્યુનો કાંઇ ક્રમ નથી, ક્યારેક એ બાળકને હણી ને વૃદ્ધનું રક્ષણ કરે છે. મૃત્યુ તે કોઇનું મિત્ર થયુ છે વારૂ! જે એમ જાણે કે મૃત્યુ એનું મિત્ર છે અથવા પોતે પોતાને અમર માનતો હોય તે જ સંયમને વિષે પ્રમાદ કરે છે, હું એવો ન હોવાથી માતા! હું તો અવશ્ય સંયમને આદરીશ. આ અસાર સંસારમાં જીવો અનંતીવાર પુત્રપણાને પામે છે. અનંતીવાર માતાપણાને કે પિતાપણે ઉત્પન્ન થાય છે. કર્મને આધિન સ્થિતિવાળા જીવો સ્ત્રી, પુત્ર, માતા, પિતા, મિત્ર, ભગિની ભાઇ, શત્રુ, કે સ્નેહીપણે ઉત્પન્ન થાય છે એવા સંસાર સ્વરૂપનો વિચાર કરનારી હે માતા! તું મારે માટે ખેદ શું કરવા કરે છે? જો હું જ તને ઇષ્ટ છું તો મરણથી ભય પામેલા મને દીક્ષા લેતાં તારે અટકાવવો નહિ. અંધ કુવામાંથી કે અગ્નિમાંથી, સમુદ્રમાંથી કે રોગ, શોક અથવા દારિદ્રથી બહાર નિકળતા અને મુક્તિની રાજ્યલક્ષ્મીને ઉત્પન્ન કરતા પુત્રને કયી માતા અટકાવી શકે? માટે હે માતા! ભવસાગરમાંથી બહાર નિકળતા એવા મને તું રજા આપ. સંસાર તરવા માટે તું મને સહાય કરનારી થા, માતા!"

૬

## શુભલગ્ન સાવધાન

ગુણસાગરનું વચન સાંભળી પુત્રને સમજાવતી માતા બોલી, "હે વત્સ! જરી તારી પોતાની તરફ તો જો! કોમળ અંગવાળો અને નવીન તારૂણ્યના ઉદયવાળો તું દીક્ષા ગ્રહણ કરી વ્રતોનાં કષ્ટ શી રીતે સહન કરીશ? પુત્ર! ચારિત્ર તો દોહ્યલુ–દુષ્કર છે ત્યારે તું અસમર્થ બાળક સુકુમાર છે માટે ગૃહસ્થ ધર્મ સુખે આરાધન કર, તને વિશેષ શું સમજાવું?"

માતાનાં કોમળ અને ભીરૂ વચન સાંભળી જાતિ–સ્મરણ જ્ઞાનથી પોતાના ભવોની પરંપરા જાણનાર ગુણ-સાગર મુખ મરકાવતો બોલ્યો. "માતા! આ જીવે દુનિ-યામાં અનંતીવાર મહાન કષ્ટ સહન કર્યાં છે પૂર્વે મેં નરકને વિષે વૈતરણીનાં દુઃખ ભોગવ્યાં છે. શાલ્મલી વૃક્ષનાં કરવત સમાન પત્રથી વીંધાઈ રહ્યો હતો, તપેલી વાલુકા-રેતીમાં મને પરમાધામીઓએ ચલાવ્યો હતો. કુંભી-પાકમાં અગ્નિની ભઠ્ઠીની જેમ વારંવાર પકાયો છું. વારં-વાર નરકમાં શુલિકા પર ચઢયો છું. કરવતથી પરમાધામી વડે વારંવાર છેદન ભેદન કરાયો છું, ત્યાં ભાલા અને તલવારવડે છેદાઈ રહ્યો હતો, મુદ્દગરના મારથી ત્રાહ્યત્રાહ્ય પોકારી રહ્યો હતો, અસિવનમાં ભ્રમણ કરતાં શ્વાન આદિકનો શિકાર–ખોરાક થઈ રહ્યો હતો એવાં અસંખ્ય દુઃખો નરકમાં ભોગવી રહ્યો હતો અને તેય કેટલો બધો કાળ? સાગરોપમનાં સાગરોપમ સુધી એ બધાં દુઃખો મેં વારંવાર ભોગવ્યાં, માતા!

તિર્યંચ ભવમાં બળદનો અવતાર ધારણ કરી અતિ

ભાર ભરેલા ગાડામાં જોડાયો, ખેતીને માટે હળ લઈ ગજા ઉપરાંત વૈતરૂ કર્યું. ને ઉપરથી ચાબુક, પરોણાના માર સહન કર્યા. ભૂખ, તરસ, તાપ, ટાઢ આદિ મેં સહન કર્યા. હાથી, ઘોડા, ગાય, ભેંસાદિક દરેક ભવમાં એવાં અનંતીવાર દુઃખો સહન કર્યા, માતા! પરાધિનપણે દુઃખો સહન કર્યાનો કાંઇ પાર નથી. એવાં તે કેટલાં દુઃખો વર્ણવું, માતા!"

મનુષ્ય ભવનાય દુઃખો કાંઇ ઓછાં છે? માતા! પ્રથમ તો ગર્ભાવસ્થાનાં દુઃખ કાંઇ જેવાં તેવાં નથી. તે પછી જન્મ, જરા, શોક, સંતાપ, આધિ, વ્યાધિ, ઉપાધિ અનિષ્ટનો સંયોગ અને ઇષ્ટનો વિયોગ તેમજ શરીર સંબંધી અને મન સંબંધી દુઃખો અનેકવાર ભોગવ્યાં એ બધાં દુઃખોને સંભારતો સુખને માટે સાધુપણું અંગીકાર કરૂં તો એમાં ખોટુંય શું માતા! એ બધાંય સંસાર જન્ય દુઃખો આગળ મુનિપણાનાં સ્વાધિનતાપૂર્વક ભોગવાતા કષ્ટ એ તે કાંઈ દુઃખ કહેવાય માતા!" ગુણસાગરે ભવ-દુઃખનું વર્ણન કરી પોતાની મક્કમતા જાહેર કરી.

પુત્રનો નિશ્ચય જાણી એની માતા ઓશીયાળી થઈ ગઇ, ગદ્ગદ કંઠવાળી થઇ પુત્રના ચરણ પકડી બોલી. "દિકરા! તારો નિશ્ચય અપૂર્વ છે, મારી આટઆટલી કાકલુદી છતાં તારા નિશ્ચયમાં ફરક પડતો નથી તો જેવી દૈવની મરજી! મારા જેવી સત્વ વગરની તારી માતાને તું કંઇક અવલંબન તો આપ. મારી એક વાત તું માન્ય કર, તારા વિવાહને માટે જે કન્યાઓ આવેલી છે તેમની સાથે વિવાહ કાર્ય કરી મને વહુઓનાં મુખ બતાવ. તને પરણેલો જોઈ કૃતાર્થ થયેલી હું તને અનુમતિ આપીશ."

માતાની એ મોહ ઘેલછા જાણી પુત્ર બોલ્યો. "પરણીને હું તરતજ દીક્ષા અંગીકાર કરનાર હોવાથી

એવાં લગ્નથી લાભ શું? છતાં પણ હે માતા! તું મારે માન્ય છો જેથી તારૂં એ વચન હું અંગીકાર કરૂં છું, કન્યાઓ સાથે લગ્ન કરી તારી ઈચ્છા પૂર્ણ થયા બાદ તારે મને બીજુ કોઈ કારણ બતાવી અટકાવવો નહિ. કારણકે વ્રતગ્રહણ કરવાના નિશ્ચયવાળો હું વ્રતને તો જરૂર ગ્રહણ કરીશ અને તેથી જ કન્યાના માતાપિતાને પણ મારી દીક્ષાની વાત જણાવવી. જેથી તેમને ઠગાવાપણું રહે નહિ.” પુત્રે માતાની વિનંતિ માન્ય કરી.

રત્નસંચય શેઠે કન્યાના પિતાઓને પોતાના મકાને તેડાવી તેમને સ્પષ્ટ વાત જણાવી દીધી, “શેઠ! આપણે પ્રથમ વિવાહ સંબંધી વાતચિત થતાં જે સાટુ મેં કબુલ કર્યું છે તે વાત જો કે સત્ય છે તથાપિ એક વાત તમે સાંભળો, લગ્ન થયા પછી તરતજ મારો પુત્ર દીક્ષા ગ્રહણ કરશે માટે જો તમારી ઇચ્છા હોય તો લગ્ન કરો યા તો વિવાહ તોડી નાખો.”

શેઠની આ વાત સાંભળી બધા વિચારમાં પડી ગયા, સૌ કોઈ પોતપોતાને ઘેર આવી પોતપોતાની કન્યાને પૂછવા લાગ્યા. તે સમયે કન્યાઓએ પોતાનો નિશ્ચય કહી સંભળાવ્યો. કન્યા એકજવાર અપાય છે, બે વાર નહિ. માટે તાકીદે વિવાહ કરી નાખો. અમે પણ એની ગૃહિણી–સ્ત્રી શબ્દથી સફળતા માની એની સાથે સંયમ આદરશું. જો તમે કદાગ્રહ રાખી લગ્ન નહિ કરશો તો પરણ્યા વગર પણ અમે તેની પાછળ દીક્ષા ગ્રહણ કરશું. એ અમારો નિશ્ચય છે” કન્યાઓએ પણ પોતાનો નિશ્ચય સંભળાવી માતપિતાને ચેતવી દીધા.

માતાપિતાએ રાજી થઇ રત્નસંચય શ્રેષ્ઠીને એ સમાચાર જણાવ્યા ને વિવાહની તૈયારી થઇ ગઇ, કુલાચાર

પ્રમાણે ગુણસાગર કુમાર મોટા આડંબરપૂર્વક પરણવાને આવ્યો જ્યારે કુમાર તોરણે આવી ઉભો રહ્યો ત્યારે મંગલમય વાજિંત્ર વાગવા લાગ્યા, સૌભાગ્યવંતીઓ મંગળ ગીત ગાવા લાગી. ભાટચારણો બિરૂદાવલી બોલવા લાગ્યા. દાન, માનવડે લોકોનો સત્કાર કરાતો હતો, કન્યા અને વરપક્ષના કુટુંબીજનો જ્યારે બાહ્ય વિવાહકાર્યના આનંદમાં મશગુલ હતા, અન્ય લોકો પણ વરઘોડાના આનંદની મોજ મેળવી રહ્યા હતા ત્યારે તોરણે પોંખવાને ઉભેલો વરરાજા ગુણસાગર જુદાજ વિચારોમાં મશગુલ હતો વિવાહની સામગ્રીને લોકો જ્યારે બાહ્ય દ્રષ્ટિથી જોતા હતા ત્યારે ગુણસાગર અંતરદ્રષ્ટિથી તેની તુલના કરવા લાગ્યો.

"અરે આ બન્ને બાજુના વૈવાહિક પુરૂષોના નામ સાર્થક છે. वै કહેતાં નિશ્ચય અને वाहिकाः वाहनात् संसार सागरे पातनात् वाहिकाः એ રીતે વૈવાહિકા શબ્દ થયો. સોપારીના આરોપણ વડે તેઓ પુણ્યને વિષે પાપનું આરોપણ કરે છે. શરાવ સંપુટના ભાગવા વડે હવે તારાથી ધર્મ સાધી શકાશે નહિ એ ધર્મને તું અત્યારથી જ હવે ભાગી નાખે છે, એ સૂચવે છે. શેરડીથી પોંખવા વડે હવે તારે ગૃહસ્થધર્મ ચલાવવા માટે જીવહિંસા કરવી પડશે. મુશલથી પોંખવા વડે તારે હવે આ મુશલની માફક સંસારમાં જીવોનેખાંડવા પડશે. ધોંસરૂ-યુગ વડે કરીને આજથી આ નારીરૂપી જોતરૂ તારે ગળે વળગે છે તે તારે સહન કરવું પડશે અને તકલીથી સૂચવે છે કે તારે હવે કર્મરૂપી સૂત્રને કાંતી એકઠાં કરવા પડશે.—પાપના ભારથી ભારે થવું પડશે.

માયરામાં પ્રવેશ કરતાં એમ સૂચવે છે કે આજથી

તું હવે માયારૂપી ગૃહમાં પેઠો છે. સ્ત્રી એ માયાનું મંદિર છે. ચોરીમાં બેસી જે વેદિકા પછવાડે ચારવાર ફેરા ફરવા પડે છે તે કહે કે સ્ત્રીરૂપી માયાગૃહમાં પ્રવેશ કરવાથી તારે ચારે ગતિમાં ભ્રમણ કરવું પડશે. રાત્રીને વિષે સર્વ સમક્ષ એક બીજા કંસાર ખવડાવે છે તે શું સુચવે છે. નારીના સમાગમમાં આવી હે જીવ ! તું આજથી લાજ અને કુલાચાર બધું ગુમાવી બેઠો.

બ્રાહ્મણ કહે છે કે પુણ્યાહં, પુણ્યાહં, સાવધાન, સાવધાન, એ શું કહે છે ? એ કહે છે કે આજ સુધી તારો પુણ્યનો દિવસ હતો. હવેથી તારે પાપદિન આવવાનો છે માટે સાવધાન–હજી પણ સમય છે માટે ભાગીજા, નાશી-છુટ.' આ બધુ સમજાવવા છતાં મૂર્ખ જીવ સમજતો નથી ત્યારે વરમાળા વરના ગળામાં નાખી તેને સંસારને વિષે પાડવામાં આવે છે. એવી એ વિવાહ વિધિ સાક્ષાત્ વિડં-બનારૂપ હોવા છતાં ભારે કર્મીજીવ તેનો કાંઈ પણ પરમાર્થ સમજી શકતો નથી. પણ રાજી થાય છે. કર્મથી લેપાય છે.

અંતર્દષ્ટિથી વિચાર કરતા ગુણસાગરનો વિવાહ વિધિ એ રીતે સમાપ્ત થઇ ગયો. વિવાહ કાર્ય પૂર્ણ થયા બાદ હજાર પુરૂષો વહન કરે તેવી શિબિકામાં આઠે કન્યાઓ સાથે આરૂઢ થયો. સ્વજન પરિવારની સાથે મંગળમય વાદિત્રોથી સત્કાર કરાતો તેમજ સૌભાગ્યવંતી સ્ત્રીઓથી સ્તુતિ કરાતો ગુણસાગર પોતાના મકાન તરફ ચાલ્યો. પુત્રના લગ્નથી માતા પિતાના હર્ષનો તે કાંઇ પાર નહોતો.

૭

## ગુણસાગરને કેવલજ્ઞાન થાય છે.

આઠ કન્યાથી શોભતા વરરાજાના ભાગ્યની પ્રશંસા

કરતા કેટલાક ગુણસાગરને વખાણતા હતા. કેટલાક કહેવા લાગ્યા કે રતિના રૂપને જીતનારી આઠ કન્યાઓનો ત્યાગ કરી ગુણસાગર દીક્ષા ગ્રહણ કરશે. એવા એના આત્માને ધન્ય છે. ત્યારે કેટલાક કહેતા કે દીક્ષા લેવાને ઉત્સુક થયેલા ગુણસાગરને માતા પિતાએ કન્યારૂપી બેડીઓ પહેરાવી દીધી કે જેથી વ્રત લેવા તે હવે તૈયાર થશે જ નહિ. કેટલાક કહેવા લાગ્યા કે આ મૂઢ સ્ત્રીઓ–કન્યાઓ શું જાણીને આ વૈરાગ્યવાન સાથે પરણી હશે. સુવર્ણની છુરી શું કાંઈ પેટ ઉપર મરાય છે? એવી રીતે ભિન્નભિન્ન નારીઓનાં વચનને સાંભળતો ગુણસાગર પ્રિયાઓ સાથે પોતાના મકાને આવ્યો.

પોતાના વિશાળ મકાનમાં ભદ્રાસન ઉપર ગુણસાગરને બેસાડી આજુ બાજુ તેની માતા તથા પિતાદિક પરિવાર બેઠા કુમારની પાસે એની સ્ત્રીઓ–નવીન પત્નીઓ બેઠી. તે પછી એ વરરાજા આગળ વીણાના તાર સાથે પોતાના કંઠને મેળવતી તેમજ ચરણના ઠપકા વડે મનને રંજન કરતી પણ્યાંગનાઓ અદ્ભૂત નૃત્ય કરવા લાગી.

બધો પરિવાર જ્યારે એ અદ્ભૂત નાટક જોવામાં સાવધાન હતો ત્યારે તરતનો પરણેલો ગુણસાગર શું વિચાર કરતો હતો? બાહ્યથી સંસારના બંધનમાં બંધાયેલો ગુણસાગર તો સમતારસમાં લીન થયો છતો સંસારની અસારતા ચિંતવતો હતો. "અરે! ભવરૂપી વૃક્ષનું મૂળ આ સ્રીયો જ છે, એનો સમાગમ કરવાથી પુત્રાદિક સંતતિ ઉત્પન્ન થાય છે. એ કુટુંબના પરિવાર માટે જીવને પાપ રૂપી આજીવિકા કરવી પડે છે. એવી સ્વાર્થ પુરતો જ સ્નેહ દર્શાવનારી વિરક્ત સ્રીયોની કોણ ડાહ્યો માણસ ઇચ્છા કરે? રાગી ઉપર પણ વૈરાગી થતાં આ સ્રીઓને

વાર લાગતી નથી તો હું તો વૈરાગી ઉપર નિરંતર રાગ-વાલી એવી મુક્તિ રૂપી કન્યાની જ હવે પ્રાર્થના કરીશ.

"માતાની અભિલાષા પૂર્ણ થવાથી હવે પ્રાત:કાલે હું ગુરૂની પાસે દીક્ષા અંગીકાર કરીશ. ગુરૂનો વિનય-વૈયાવચ્ચ કરીશ. જ્ઞાન, ધ્યાનમાં સાવધાન રહી ભવસાગર તરી પાર ઉતરીશ." એ પ્રમાણે આત્મચિંતવન કરતો ગુણ-સાગર જાતિસ્મરણજ્ઞાન વડે પૂર્વના ભવોને સંભારતો ને ચારિત્રની આરાધનાનું સ્મરણ કરતો ધર્મધ્યાનમાંથી શુકલ ધ્યાને ચડયો. એ શુકલધ્યાન આરૂઢ થયેલા ગુણસાગર ક્ષપકશ્રેણિએ ચઢી અનુક્રમે ત્યાંજ કેવલજ્ઞાન પામ્યા. મોહના મંદિરમાંજ તેમને કેવલજ્ઞાન પ્રગટ થયું.

દાંત અને શાંતરસમાં નિમગ્ન ગુણસાગરને-પોતાના સ્વામિને નિશ્ચલ-સ્થિર દૃષ્ટિવાળા જોઇ લજ્જાથી અવનત મસ્તકવાળી એ સર્વે નવોઢા વિચારમાં પડી. "ગૃહસ્થ અને મોહના મંદિરમાં રહેવા છતાં આ અમારા સ્વામીને ધન્ય છે કે જેઓ શાંતરસમાંજ માત્ર લીન છે, પાપકર્મના નિધાન સમાન અમારે વિષે એમને જરા પણ રાગ નથી. આવા મુક્તિવધુની વરમાલ ગ્રહણ કરનારા અમારા સ્વામીને ધન્ય છે ને આવા સ્વામીની વધુ કહેવડાવવા માટે અમનેય ધન્ય છે કે જેથી અમે પણ તેમની પાસે દીક્ષા ગ્રહણ કરી પરમપદને પામશું.

ધર્મધ્યાનમાં શુભ ભાવનારૂઢ થયેલી આઠે કન્યાઓ પણ ધર્મધ્યાનમાંથી શુકલધ્યાને આરૂઢ થઇ ક્ષપકશ્રેણિએ ચઢી ચાર ઘનઘાતી કર્મનો નાશ કરી કેવલજ્ઞાનને પામી. કારણ કે સાચી સ્ત્રીઓ તો એજ કે જે પતિના માર્ગને અનુસરે.

તે સમયે આકાશમંડળમાં નૃત્ય કરતા દેવતાઓ દેવ-

દુંદુભિ વગાડવા લાગ્યા. સુગંધિત જલની એના મકાન આગળ વૃષ્ટિ કરવા લાગ્યા. પંચવર્ણ યુક્ત પુષ્પના ઢગ આંગણામાં પડવા લાગ્યા. દેદીપ્યમાન કુંડલોવાળા દેવોથી ગુણસાગરનું ભવન આચ્છાદિત જોઇ નગરીના લોકો આશ્ચર્ય પામતા છતા બોલવા લાગ્યા. "અહો ! અહો ! ગુણસાગરના વિવાહમાં તો એના પુણ્યથી આકર્ષાયેલા દેવતાઓ પણ વર્ધાપન મહોત્સવમાં ભાગ લેવા આવ્યા ને શું ?

જ્યારે દેવતાઓ એના ભવન ઉપર આકાશમંડળમાં રહીને નૃત્ય કરતા ને દેવદુંદુભિ વગાડતા શું ચિંતવતા હતા ? બોલતા હતા કે "અહો ! આશ્ચર્ય ! આશ્ચર્ય ! મોહના રાજ્યમાં રહેલા આ આત્માઓએ મોહરૂપી મહા-મલ્લનો નાશ કરી કેવલજ્ઞાન રૂપી લક્ષ્મી પ્રગટ કરી." તે પછી દેવતાઓએ તેમની સમક્ષ પ્રગટ થઇ–હાજર થઇ સાધુનો વેષ આપ્યો. સાધુ વેષધારી તેમને નમસ્કાર કરી દેવતાઓએ કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો.

આ વૃત્તાંત જોઇ–જાણી ગુણસાગરનાં માતાપિતાને પણ ધર્મધ્યાનની ભાવના આવતાં ધર્મધ્યાનથી વધતાં વધતાં શુકલધ્યાન પ્રગટ થયું ને કર્મનો નાશ થતાં તેમને પણ કેવલજ્ઞાન પ્રાપ્ત થયું.

આ બધા વૃત્તાંતની રાજાને ખબર પડતાં શ્રીશેખર રાજા આશ્ચર્ય પામતો ત્યાં આવી ત્રણ પ્રદક્ષિણા પૂર્વક કેવલજ્ઞાનીને નમસ્કાર કરી તેમની આગળ હાથ જોડી બેઠો.

તે સમયે હે દેવ ! હે પૃથ્વીચંદ્ર નરેશ ! હું તમારા નગર તરફ આવવાની તૈયારી કરી રહેલો વાહન, નૃત્ય વગેરે રવાને કરી નિકળવાની તૈયારીમાં હતો તે દરમિયાન આ વૃત્તાંત જાણવાથી આશ્ચર્ય પામેલો હું ત્યાં ગયો.

તેમને વાંદીને તર્ક વિતર્ક કરતો હું તેમની આગળ બેઠો. "શું આમને કેવલજ્ઞાન થયું હશે? જ્ઞાની જાણે, સત્ય શું હશે."

મારા મનના વિતર્કનો જવાબ આપતા હોય તેમ તુરતજ ગુણસાગર કેવલી બોલ્યા. "હે સૌમ્ય! હે સુધન! તું સ્વયં અયોધ્યા તરફ જવાની તૈયારીમાં હતો પણ કૌતુક જોવા માટે અહીં આવ્યો છે. સાર્થ દૂર જવાથી હવે તું અહી આવ્યા પછી બેસવા કે જવાને શક્તિવાન નથી. પણ હે સુધન! આમાં શું આશ્ચર્ય છે! આ થકી વધારે આશ્ચર્ય તો તું અયોધ્યામાં–રાજસભામાં જોઈશ."

કેવલજ્ઞાનીનાં એ વચન શ્રવણ કરી હર્ષ પામેલો હું ત્યાંથી શીઘ્રગતિએ અહીંયાં આવી હે દેવ! આપની સમક્ષ હાજર થયો છું. "સુધનશ્રેષ્ઠિએ એ રીતે પોતાની આશ્ચર્ય વાર્ત્તા–ગુણસાગરની કથા પૂર્ણ કરી.

૮

## પૃથ્વીચંદ્ર રાજાને કેવલજ્ઞાન થાય છે

એકવીશ ભવના સાથી ગુણસાગરનું વૃત્તાંત સાંભળી રાજસભામાં સિંહાસનારૂઢ રાજા પૃથ્વીચંદ્ર અજબ વિચારમાં પડી ગયા. એમની વિચાર શ્રેણિ પલટાઈ ગઈ. નિસ્તબ્ધ થઈ શુભ ભાવનારૂઢ થઈ ગયા, એજ ખરા મહા મુનિ એજ સત્ય મહાત્મા ગુણસાગર છે કે જેમણે મોહને જીતી પોતાનું કાર્ય સાધી લીધું છે. નિરીહ એવા મહાત્મા પુરૂષોને ગમે તેવી મહાન્ ભોગ સામગ્રી પણ ધર્મમાં અંતરાય કરી શકતી નથી. જેથી તેઓ ભવસાગર પાર તરી ગયા અને હું?

હું તો જાણતાં છતાં પણ માતા પિતાની દાક્ષિણ્ય-

તાથી વિકટ એવા રાજ્યરૂપ યંત્રના ચક્રમાં પડી ગયો. હા! તે દિવસ ક્યારે આવશે. કે ગુણોએ ગરિષ્ઠ એવા મુનિજનોનાં દર્શન કરી તેમના ચરણે નમીશ. ગુરૂની ભક્તિ કરતાં રત્નત્રયીને ધારણ કરનારો હું ક્યારે થઈશ? મારા શરીરરૂપી મકાનમાં ક્ષમારૂપ લક્ષ્મી ક્યારે ક્રીડા કરશે? શૂન્ય ગૃહમાં કે ખંડેરમાં, સ્મશાનમાં કે પર્વતના અગ્ર ભાગ ઉપર, વનમાં કે સરિતાના તટ ઉપર સમતા રસને ઝીલતો ને ધ્યાનમાં એકાગ્ર એવા કાઉસગ્ગ ધ્યાને સ્થિર ઉભો હોઉં એવો દિવસ મારો ક્યારે આવશે?"

શુભ ભાવના ભાવતા પૃથ્વીચંદ્ર રાજા સંવેગના રંગથી શોભતા અપૂર્વ કરણથી ક્ષપક શ્રેણિએ આરૂઢ થયા. શિવ મંદિરમાં પહોંચવા માટે ત્યાંથી અનુક્રમે પગથીયાં ચઢવા લાગ્યા. અનુક્રમે તે ક્ષીણ મોહનામા બારમા ગુણસ્થાનકે પહોંચી ગયા. ત્યાં અંત સમયે શુકલધ્યાનરૂપી અગ્નિ વડે ઘનઘાતિ કર્મનો નાશ કરી નાખ્યો.

જ્ઞાનાવરણીય પાંચ. દર્શનાવરણ ચતુષ્ક, અંતરાય પાંચ એરૂપ ચૌદ પ્રકૃતિ ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી તેરમે ગુણ સ્થાનકે આવ્યા. રાજાપૃથ્વીચંદ્ર કેવલજ્ઞાની પૃથ્વીચંદ્ર થયા.

તે સમયે સૌધર્મ ઇંદ્રે દેવતાઓ સાથે ત્યાં આવી મુનિવેષ અર્પણ કરી કેવલજ્ઞાનનો મોટો મહોત્સવ કર્યો.

સુવર્ણ કમલ ઉપર બીરાજમાન પૃથ્વીચંદ્ર કેવલ જ્ઞાનીને મસ્તક નમાવી નમસ્કાર કરતા ઇંદ્ર તેમના ચરણને સ્પર્શ કરતા ભક્તિ વડે તેમની સ્તુતિ કરવા લાગ્યા. "હે નિર્દ્રોહી! હે મોહને જીતનારા! તમે જય પામો! હે રાજ્ય રૂદ્ધિમાં નિસ્પૃહ વૃત્તિવાળા! હે રોષનો ત્યાગ કરનારા! હે દોષ રહિત એવા તમે જયવંતા રહો! સંસાર

સાગરમાં રહ્યા છતાં પાપરૂપી પંકથી અલિપ્ત એવા આપ જયવંતા વર્ત્તો કે જેમનું ચારિત્ર ભુવનને વિષે આશ્ચર્ય કરનારૂં છે.”

ઇંદ્ર એ પ્રમાણે સ્તુતિ કરી બે હાથ વડે કરસંપુટ કરી ભગવાન આગળ બેઠા તે સમયે હરિસિંહ રાજાપણ પદ્માવતી દેવી સાથે ત્યાં આવ્યો ત્યારે મુનિના વેષમાં, તેમજ કેવલજ્ઞાની એવા વિશ્વને આનંદકારી પોતાના નંદનને જોઇ ખુબ હર્ષથી નમસ્કાર કરી સ્તુતિ કરવા લાગ્યા. “કુલક્રમે કરી તમને રાજ્ય સ્થાપન કરી ધર્મને યોગ્ય એવા અમો દીક્ષા લેવાને યોગ્ય હતા. તે દીક્ષા તમે શી રીતે પામી ગયા? અરે! સંસારમાંથી નિકળવાને આતુર થયેલા તમને મોહથી મૂઢ થયેલા અમે જર્જરી ભૂત થયેલા રાજ્યપિંજરમાં નાખ્યા એ મિથ્યા દુષ્કૃત હો.” રાજા કેવલીની સ્તુતિ કરતા ને પોતાની નિંદા કરતા હતા. તે દરમિયાન સ્વામીનું અદ્‌ભૂત ચરિત્ર જાણી પેલી સોળે નવોઢાઓ ત્યાં આવી પહોંચી. પતિના ચરિત્રથી વિસ્મય પામેલી તે કેવલીને નમસ્કાર કરી પદ્માવતી દેવીની પાછળ બેઠી. કેવલી ભગવાનની પ્રશાંત મુદ્રાને વિલોકતી એ સ્રીઓની વિચાર શ્રેણિ ભાવીને યોગે પલટાઇ ગઇ. ભવ ઉપર ઉદાસ થઇ ગયેલી તે બાળાઓ સંસારની અનિત્યતાનું સ્મરણ કરતી શુભ ભાવનામાં આરૂઢ થઇને તરતજ કેવલજ્ઞાન પામી.

ઇંદ્રે તેમને સાધ્વીનો વેષ આપી નમસ્કાર કર્યો. તેમની સ્તુતિ કરી. ઇંદ્રની પાછલ સકલ પરિવારે પણ નમસ્કાર કરી તેમની સ્તુતિ કરી.

આ બધું જોઇ સુધન શ્રેષ્ઠી વિચાર કરવા લાગ્યો. “આ આશ્ચર્ય પણ કાંઇ જેવું તેવું નથી, ગુણસાગર

કેવલીએ કહ્યું હતું તેમજ થાય છે. આહા! કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે જનારા ભવ્ય આત્માનો પરિવાર પણ કેવો હોય છે. પતિની પછવાડે પત્નીઓ પણ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી એમના માર્ગને અનુસરનારી હોય છે." સુધન સાર્થવાહ પોતે મનમાંજ કેવલીની સ્તુતિ કરવા લાગ્યો. પોતાના નગર કરતાં પણ અધિક આશ્ચર્ય જોઈ તાજુબ થઈ ગયો.

એકવીસ ભવના સંબંધવાળા પૃથ્વીચંદ્ર રાજા અને ગુણસાગર કેવલજ્ઞાન પ્રાપ્ત કરી કૃતકૃત્ય થઈ ગયા. કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી આત્મા તેજ ભવમાં શેષ આયુ પૂર્ણ કરી શિવમંદિરમાં ચાલ્યો જાય છે.

## ૯

## પૃથ્વીચંદ્ર કેવલીની દેશના

રાજા હરિસિંહના કથન બાદ પર્ષદાની આગળ પૃથ્વીચંદ્ર કેવલી ધર્મોપદેશ આપવા લાગ્યા. "હે ભવ્ય જનો! સંસારની મોહમાયામાં મુંઝાઇ તમે પ્રમાદી થાઓ નહિ. જો તમારે ભવસાગર તરી પાર થવું હોય તો સંયમરૂપી રથમાં આરૂઢ થઈ જાઓ. કારણકે જન્મ, જરા, મૃત્યુ, રોગ, શોકાદિ નીર જેમાં ખળભળી રહ્યાં છે, કષાયરૂપી તુચ્છ મત્સ્યો જ્યાં કુદંકુદા કરી રહ્યા છે. રાગ અને દ્વેષ રૂપી ઉદ્વેગો જેમાં ઉછાળા મારી રહ્યા છે. એવા સંસારરૂપી સમુદ્રમાંથી તરી પાર જવું હોય તો સંપૂર્ણ જ્ઞાનરૂપી નાવિકની સહાયથી ચારિત્રરૂપી વહાણમાં આરૂઢ થાઓ તો તમે પાર પામશો. અન્યથા એ સમુદ્રનો પાર પામી શકાશે નહિ.

એ ચારિત્ર મનુષ્યભવ સિવાય પ્રાપ્ત થઈ શકતું

નથી. ચોરાસી લાખ જીવાયોનિમાં ચારિત્રને અનુકૂળ સામગ્રી માત્ર મનુષ્ય ભવમાં પ્રાપ્ત થઇ શકે છે. માટે ધર્મને યોગ્ય સામગ્રી મનુષ્ય ભવમાં પ્રાપ્ત થવા છતાં જો પ્રમાદી બનીને હારી જશો. ધર્મ કરવાની ઉપેક્ષા કરશો–તો ધનદના પુત્રોની માફક એવી તક તમને ફરી મલવી દુર્લભ થઇ પડશે.

તામ્રલિપ્તી નામે નગરીમાં પ્રજા વત્સલ્લ ન્યાય નીતિનો જાણ શ્રીકીર્તિનામે રાજા હતો. તે પોતાની નગરીમાં અનેક ધનાઢયોને જોઈ પ્રસન્ન થતો હતો. પ્રજા પણ આવા અમીમય દષ્ટિવાળા રાજાને જોઈ રાજી થતી હતી. નગરીના ધનાઢય જનો જેની પાસે કોટી દ્રવ્ય હોય તે પોતાના મકાન ઉપર ધ્વજા ચડાવે એવી રાજ આજ્ઞા હોવાથી નગરમાં અનેકના મકાનો ઉપર ધ્વજાઓ ફરકતી હતી તેમજ કોઈ કોઈના મકાનો ઉપર એક કરતાં પણ અધિક ધ્વજાઓ જોવાતી હતી. એ ધ્વજાઓ ઉપરથી એના દ્રવ્યની સંખ્યા પણ મપાતી હતી. એવું એ શહેર સુખી અને આબાદીવાળું હતું.

એ નગરમાં ધનદ નામે મોટો શાહુકાર રહેતો હતો. ધનદ ધનવડે કુબેર ભંડારી સમાન હોવા છતાં પોતાના મકાન પર ધ્વજા ધરકાવતો નહિ. જેની કીંમત થઈ શકે નહિ એવાં અનેક રત્નો એના ભંડારમાં પડેલાં હતાં. તોપણ પોતાના મકાન પર ધ્વજા ફરકતી કરવાનું તેને મન થતું નહિ.

ત્યારે ધનદના પુત્રોના વિચારો જુદા હતા. પોતાના મકાન ઉપર ધ્વજા ફરકતી જોવાને તે ખુબ આતુર હતા. પણ પિતાની મર્યાદાનું ઉલ્લંઘન તેમનાથી ન થતું હોવાથી પોતાની ઈચ્છા તેઓ પાર પાડી શકતા નહિ.

બીજા કોટી ધ્વજોની ફરકતી ધ્વજાઓથી રાજા તેમનું માન સન્માન સારી રીતે કરતો હતો. ભાટ–ચારણો એમની બિરૂદાવલી બોલી લોકમાં તેમનો ઉજ્જવલ યશ ફેલાવતા હતા. નગરીના લોકો પણ એમનું બહુમાન સાચવતા હતા. કોટિ ધ્વજોનો એ પ્રમાણે સત્કાર થતો જોઇ માન ભૂખ્યા ધનદના પુત્રોના મનમાં કંઇ કંઈ વિચારો થઇ આવતા હતા. પોતાના પિતાની મૂર્ખતા ઉપર તેઓ ખૂબ ઉંચા નીચા થતા હતા. પણ પિતા આગળ કંઈ ચાલતું ન હોવાથી એક દિવસે તેમણે પૂછ્યું. “ પિતાજી ! આપણી પાસે વિપુલ ધન સામગ્રી હોવા છતાં શા માટે ધ્વજા ફરકાવવા દેતા નથી ? ”

પુત્રોની વાણી સાંભળી પિતા બોલ્યો “હે પુત્રો ! આપણા ધનની સંખ્યા થઇ શકે તેમ નથી, કે એ કરોડોની સંખ્યામાં છે કે અબજોની !

ને ગણતરી કર્યા વગર મૃષા બોલવું એ સજ્જન પુરૂષોને યોગ્ય નથી. વળી ધર્મકાર્ય વગર બાહ્ય આડંબર કરવો એય સારૂં નથી લોકમાં કહેવત છે કે પોતાનો ગોળ પોતેજ કુલડીમાં ચોરી ખાવો.

એ પ્રમાણે પુત્રોને સમજાવવા છતાં પણ તેઓ કદાગ્રહથી વિરમ્યા નહિ. ને અવસરની રાહ જોતા તેઓ કાલક્ષેપ કરવા લાગ્યા. એ પછી કેટલોક સમય ચાલ્યો ગયો.

એક દિવસે વિવાહ કાર્યમાં સ્વજનોના આગ્રહથી ધનદ પુત્રોને સમજાવી બહાર ગામ ગયો ત્યારે પુત્રોએ અવસર પ્રાપ્ત થવાથી પિતાનાં સંચય કરેલાં રત્નો ભંડારમાંથી કાઢી બજારમાં વેચી નાખ્યા. બહારગામના વ્યાપારીઓ ખરીદી લઇ દ્રવ્ય આપી ચાલ્યા ગયા.

એ બધું દ્રવ્ય કોટિ સંખ્યામાં થવાથી પુત્રોએ સુવ-

ર્ણના દંડથી સુશોભિત ધ્વજા પોતાના મકાન ઉપર ઉભી કરી. તે વારે બંદીજનો એમની બિરૂદાવલી બોલવા લાગ્યા. ને લોકોવડે સત્કાર કરાતા તે પુત્રો પરસ્પર કહેવા લાગ્યા. "ઓ! આપણા પિતાની બુદ્ધિ વૃદ્ધાવસ્થામાં બહેર મારી ગઈ છે આટલા સમય સુધી તેણે નાહક આપણને ઠગ્યા છે."

ધનદ પણ પોતાનું કામ આટોપી પોતાના નગરમાં આવી પહોંચ્યો. પોતાને ઘેર આવ્યો ત્યારે પોતાના મકાન પર ધ્વજા જોઇ એ સંબંધી વૃત્તાંત પુત્રોને પૂછવાથી પુત્રોએ સમસ્ત વાત કહી સંભળાવી.

પુત્રોની વાત સાંભળી ક્રોધથી ધમધમતો ધનદ પુત્રોને આક્રોશતો બોલ્યો. અરે કુલાંગારો! કુપુત્રો! કુબુદ્ધિવાળાઓ! કુલક્ષણવેત્તાઓ! કુનક્ષત્રમાં જન્મેલાઓ! તમે આ શું કર્યું? બધાં રત્નો વેચી તમે માત્ર આટલુંજ દ્રવ્ય મેળવ્યું? પણ આ કોટિ દ્રવ્ય કરતાં મારા એક રત્નની કિંમત પણ વધારે હતી. મારાં બધાં રત્નો તમે પાણીના મૂલ્યે વેચી દીધાં. જાઓ, નિકળો મારા મકાનમાંથી, એ બધાં રત્નો લઇ આવો ન મળે તો મને તમારૂં મુખ બતાવશો નહિ. પછી તો પિતાએ તિરસ્કાર કરી પુત્રોને ઘરમાંથી કાઢી મુકયા.

પિતાનો તિરસ્કાર પામી ઘર બહાર નિકળેલા એ પુત્રો રત્નોના ગ્રહણ કરનારા વ્યાપારીઓને શોધવા લાગ્યા પણ તેઓ પોતપોતાના નગરે ગયેલા હોવાથી તેમનો પત્તો મલ્યો નહિ ને પૃથ્વી ઉપર ભ્રમણ કરી મહાદુઃખ પામ્યા. તો હે ભવ્યો! ધર્મને આરાધવાને મનુષ્ય ભવમાં બધી સામગ્રી પ્રાપ્ત થવા છતાં ગુરૂનો જોગ પામી જો સંયમની આરાધના કરશો નહિ તો પાપકર્મથી લેપાયેલા તમે એ ગુમાવેલી તક વારંવાર પ્રાપ્ત કરી શકશો નહિ.

એ પ્રમાણે કેવલજ્ઞાની ભગવાન પૃથ્વીચંદ્ર રાજર્ષિની દેશના સાંભળી પોતપોતાની શક્તિ પ્રમાણે કોઇએ સાધુ-ધર્મ તો કોઇએ શ્રાવકધર્મ અંગીકાર કર્યો, તે વારે કેવલી ભગવાનની માતા પદ્માવતી દેવી બોલ્યાં. "હે ભગવન્! અર્હદ્ધર્મના જાણકાર એવા અમારો તમારે વિષે આટલો બધો સ્નેહ કેમ છે?

તેમના પ્રશ્નના જવાબમાં કેવલી ભગવાન બોલ્યા. પૂર્વ ભવને વિષે આ મારા પિતા જય નામે રાજા હતા. તમે પ્રિયમતી નામે માતા ને હું કુસુમાયુધ નામે તમારો પુત્ર હતો. ત્યાં સારી રીતે સંયમની આરાધના કરવાથી તમે વિજયનામે અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયાં ને હું સંયમની આરાધના કરી સર્વાર્થસિદ્ધ નામે મહા વિમાનમાં દેવ થયો.

એ વિજય વિમાનમાંથી ચ્યવી તમે બન્ને અહીંયાં પણ પૂર્વના ક્રમ પ્રમાણે મારાં માતા પિતા થયાં. જેથી ભવાંતરનો તમારો સ્નેહ આ ભવમાં પણ વૃદ્ધિ પામતો રહ્યો છે. કેવલીનાં વચનથી એમને જાતિસ્મરણ જ્ઞાન થયું. એ જ્ઞાનથી એમણે પોતાના પાછલા ભવો જોયા ને વૈરાગ્યની તીવ્ર ભાવના જાગ્રત થઇ.

શુભ ભાવના જાગ્રત થતાં એ રાજારાણીને પછી તો ત્યાંજ કેવલજ્ઞાન પ્રગટ થયું. ભક્તિમાન એવા સુધર્મેંદ્રે એ કેવલજ્ઞાન નિમિત્તે મહોત્સવ કર્યો, ને પોતાની ભક્તિ બતાવી. આ સમયે અયોધ્યા નગરીમાં મહા આનંદ આનંદ પ્રસરી રહ્યો એટલુંજ નહિ પણ બધા વિશ્વમાં આનંદ પ્રસરી રહ્યો, કારણકે બધા વિશ્વને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવો એ પ્રસંગ હતો.

સુધન સાર્થવાહ કેવલી ભગવાનને નમી બોલ્યો,

"હે ભગવન્! તમારામાં તેમજ ગુણસાગર કેવલીમાં આટલી બધી સરખાઇ કેમ જણાય છે?"

એ સુધનના પ્રશ્નના જવાબમાં પૃથ્વીચંદ્ર કેવલીએ પર્ષદાની આગળ શંખરાજા અને કલાવતી રાણીના ભવથી શરૂ કરી બન્નેને આ ભવમાં કેવલજ્ઞાન પ્રગટ થયું ત્યાં લગીનો તમામ વૃત્તાંત કહી સંભળાવ્યો. એ એકવીશે ભવનો બન્નેનો સંબંધ સાંભળી પર્ષદા તાજુબ થઈ ગઈ.

છેવટે ઉપસંહાર કરતાં કેવલી બોલ્યા. "હે સુધન! અમે બન્ને દરેક ભવમાં લગભગ પુણ્યાનુબંધીપુણ્ય સરખું જ મેળવતા હતા. જેથી અમે સરખી સુખ સંપત્તિ ભોગવતા હતા. હે શ્રેષ્ઠિન્! આસન્ન સિદ્ધ થનારા તત્વવેદી જીવોનાં મનવિષની માફક વિષયોમાં રમતા નથી.

પૂર્વભવની આ મારી સ્ત્રીઓ પણ સંયમની આરાધના કરી અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થઈ ત્યાંથી આ ભવમાં પણ મારી સ્ત્રીઓ થઇ. મારી પછવાડે તે પણ કેવલજ્ઞાનને પામી. જગતમાં પ્રાય: કરી સરખા ગુણવાળા પ્રાણીઓમાં જ પ્રેમ ઉત્પન્ન થાય છે. રાજહંસની સ્ત્રી મરાલી કાગની સાથે કાંઈ રમતી નથી." એ પ્રમાણે કેવલજ્ઞાનીની વાણી સાંભળી સુધન પણ પ્રતિબોધ પામ્યો છતો ધર્મ પામ્યો. બીજા પણ અનેક ભવ્યજનો ધર્મને પ્રાપ્ત કરી યથાશક્તિ ધર્મનું આરાધન કરવા લાગ્યા. એવી રીતે ભવ્યજનોને ધર્મ પમાડી પૃથ્વીચંદ્ર કેવલી પરિવાર સાથે અયોધ્યાથી પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

અયોધ્યાની ખાલી પડેલી રાજ્યગાદી ઉપર સૌધર્મેન્દ્રે હરિસિંહરાજાના દ્વિતીય પુત્ર હરિષેણનો રાજ્યાભિષેક કર્યો. તે પછી તે પોતાના સ્થાનકે ગયા.

## ૧૦

## મોક્ષગમન અને છેવટ.

તેરમા ગુણસ્થાનકે રહેલ પૃથ્વીચંદ્ર રાજર્ષિ અને ગુણસાગર કેવલી પૃથ્વી ઉપર વિહાર કરી ભવ્યજનોને પ્રતિબોધ કરતા ભવ્યજનો પર ઉપકાર કરવા લાગ્યા. કેવલજ્ઞાન અને કેવલદર્શનથી લોકાલોકના સ્વરૂપને જાણનારા એ બન્ને મહામુનિ હવે કૃતકૃત્ય થયા હતા. ને પૃથ્વીમંડલ ઉપર વિહાર કરી ભવ્યજનો પર ખુબ ઉપકાર કરતા અનેક જીવોને ભવસાગરથી ડુબતા બચાવવામાં સહાયકારી થતા હતા.

ભવ્ય જનો ઉપર ઉપકાર કરતા તેમનો નિર્વાણ સમય હવે નજીક આવ્યો જાણી મન, વચન અને કાયાના યોગોને રોધતા તેરમા ગુણસ્થાનકને અંતે નામકર્મની ઓગણત્રીસ ને વેદનીયની એક એમ ત્રીસ પ્રકૃતિનો ઉદયમાંથી ક્ષય કરતા ને શુકલધ્યાનના ત્રીજા પાદનું ધ્યાન કરતા એ ચૌદમે ગુણસ્થાનકે આવ્યા. ચૌદમા ગુણસ્થાનકનો કાલ પાંચ હ્રસ્વ સ્વરનું ઉચ્ચારણ કરતા જેટલો કાલ જાય તેટલો છે.

તેરમા ગુણસ્થાનકે મન વચન ને કાયાના યોગોનો રોધ કરી શૈલેશીકરણ–ચૌદમા ગુણસ્થાનકમાં પ્રવિષ્ટ થયા. એ ગુણસ્થાનકના ઉપાંત્ય સમયે સત્તામાં રહેલી બહોતેર પ્રકૃતિનો ક્ષય કરી અંત સમયે શેષ રહેલી તેર પ્રકૃતિનો ક્ષય કરી નાખી તેમજ ઉદયમાં રહેલી પ્રકૃતિઓનો પણ ક્ષય થઇ જતાં એ મહામુનિઓ શિવવધુના ભરથાર થયા. પોતપોતાનું આયુ પૂર્ણ કરી મુક્તિ પુરી ચાલ્યા ગયા.

અંતસમયે પોતાના આત્મપ્રદેશ વડે જેટલા આકાશ પ્રદેશ અવગાહ્યા હોય તેટલા આકાશપ્રદેશની સમશ્રેણીએ

અવગાહન કરતા માત્ર એકજ સમયમાં લોકાંત પર્યં ચાલ્યા ગયા.

ધર્માસ્તિકાય આદિની સહાયતાથી આત્માની ગમ નાગમનાદિ ક્રિયા થઇ શકે છે. ને લોકાંત પર્યંત ધર્માસ્તિ કાયાદિ હોવાથી ત્યાં જઇ અટકી જાય છે પરન્તુ આગળ ધર્માસ્તિકાયાદિકનો અભાવ હોવાથી ત્યાંથી આત્મા આગળ જઈ શકતો નથી. કેમકે ચૌદ રાજલોક ધર્માસ્તિકાયા ષડ્ દ્રવ્યથી ભરેલો છે, તે સિવાય અલોકમાં તો આકાશ સિવાય બીજુ કોઇ દ્રવ્ય નથી. ચૌદ રાજલોકની આજુ બાજુ અલોક અનંતો છે. એ અલોકનો પાર પામવાને તે કોઇ સમર્થ નથી. જ્ઞાની પણ જ્ઞાનથી અલોકનો અં દેખી શકતા નથી.

સંસારમાં જન્મ મરણ કરતા આત્માને એક ગતિ માંથી બીજી ગતિમાં જતાં અનેક સમય લાગે છે ત્યાં મુક્તિ જનારો આત્મા અનંત શક્તિનો ધણી હોવાથી એ સમયમાં જ લોકાંત પહોચી જાય છે.

અનંતસુખનો ધણી-ભોક્તા હોવાથી સર્વથા કમ રહિત થતાં જીવ સ્વાભાવિકરીતે જ ઉર્ધ્વગમન કરી લોકાંતે જઇ અટકી જાય છે. કુંભારના ચાકની માફક હિંડોલાની માફક અથવા તો ધનુષ્યથી છુટેલા બાણની માફક પૂર્વ પ્રયોગ વડે જેમ તેમની ગતિક્રિયા થાય છે તેમજ કર્મથી મુક્ત થયેલા જીવની પણ એ સિદ્ધગતિમ ગમનરૂપ ક્રિયા થાય છે. જળમાં માટીના ભારથી દબાયેલ તુંબડુ જેમ માટીથી મુક્ત થતાં નીચેથી ઉપર આવે છે તેમ કર્મરૂપ લેપથી રહિત થતાં જીવ પણ ઉર્ધ્વગતિ કરે છે કારણ કે જીવની સ્વાભાવિક ગતિ જ ઉર્ધ્વ રહેલી છે તેથી તેની ઉર્ધ્વગતિ થાય છે, અને લોકાંતે જઇ અટકી જાય છે.

સામાન્ય રીતે જીવનું ઉત્પત્તિસ્થાન નિગોદ છે. નિગોદમાંથી નિકળેલો જીવ સંસારમાં ચારે ગતિરૂપ ભવસાગરમાં-ચૌરાસી લાખ જીવયોનિમાં ભમ્યા કરે છે. મુક્તિમાં જતો નથી ત્યાંસુધી આ સંસારમાં એને સુખ-દુ:ખનો અનુભવ કરતાં ભમવાનું જ રહે છે. જ્યારે એ મુક્તિમાં જાય છે ત્યારથી એના ભ્રમણનો અંત આવી જાય છે, અને સાદિ અનંત ભાંગે મુક્તિમાં એની સ્થિતિ કાયમી થઇ જાય છે.

દેહથી રહિત હોવાથી આત્માને ત્યાં કર્મજન્ય સુખ દુ:ખનો અનુભવ નથી. જે શરીરમાંથી નિકળી તે મુક્તિમાં ગયેલો હોય છે, તે શરીરના ત્રીજા ભાગ જેટલી અવ-ગાહના પ્રમાણ લોકાંતના આકાશપ્રદેશોને અવગાહીને રહે છે. રોગ, શોક, સંતાપ, આધિ, વ્યાધિ, ઉપાધિ એ બધાં કર્મજન્ય હોવાથી ત્યાં અશરીરી આત્માને એમાંનું કાંઇ પણ નથી. ભુખ તેમજ તૃષા તેમને બાધા કરતી નથી. શીત કે ગરમી તેમને પીડી શકતી નથી. વેદનીયકર્મનો ક્ષય થવાથી શરીરજન્ય શાતા અશાતા મુક્તિમાં નથી કિંતુ આત્મિક સુખનો પોતે ભોક્તા હોય છે. કેવળજ્ઞાન અને કેવળદર્શનથી લોકાલોકના ત્રણે કાલના સ્વરૂપને જાણનારો ને જોનારો આત્મા જ્ઞાનસુખ અને દર્શનના સુખોને અનુ-ભવી રહ્યો છે. સુખ એ આત્માનો સહજ ગુણ હોવાથી જગતમાં અનુભવાતુ ગમે તેવું સ્વરૂપ પણ મુક્ત આત્માને તો સુખરૂપે જ પરિણમે છે એવા અવ્યાબાધ અને અનંત-સુખનો ભોગી છે.

ચૌદ રાજલોક રૂપી પુરૂષના લલાટસ્થાને સિદ્ધશિલા છે. એ સિદ્ધક્ષેત્ર અઢીદ્વીપના પ્રમાણ સરખું પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણ છે. એટલે અઢીદ્વીપના ગમે તે

સ્થાનકથી આત્મા સમશ્રેણીએ સિદ્ધિગતિમાં જઇ શકે છે. ત્યાં ગયા પછી આ લોકમાં તેને પાછું ફરવાપણું રહેતું નથી જેથી ત્યાં ગયા પછી કાળના કાળ વહી જાય તો પણ ત્યાં પોતાના અનંત સુખમાં રહે છે.

પીસ્તાલીશ લાખ જોજનની સિદ્ધગતિને ઇષત્પ્રાગ્-ભારા પણ કહે છે. અર્જુન જાતિના સુવર્ણસમી ઉજ્જવળ વર્ણવાળી મધ્યમાં આઠ જોજન જાડી અને તે પછી પાતળી થતી છેવટે માખીના પાંખ સમાન છેડે છે. એવી એ સ્વચ્છ, નિર્મળ, સુગંધમય, શંખ જેવી સફેદ, ઉત્તાન કરેલા છત્રના સંસ્થાનવાળી સિદ્ધિગતિ કયા જ્ઞાનીના આકર્ષણને માટે થતી નથી?

જ્યાં ઉત્કૃષ્ટથી પાંચસેં ધનુષ્ય પ્રમાણ શરીરવાળા તેમજ જઘન્યથી બે હાથ પ્રમાણવાળા જઈ શકે છે. ને પોતપોતાની અવગાહના ત્રીજા ભાગે ન્યૂન આકાશક્ષેત્રને અવગાહી લોકાંતે રહે છે. જ્યાં એક સિદ્ધ છે ત્યાં અનંતા છે છતાં એક બીજાને ત્યાં વ્યાક્ષેપ–અડચણ થતી નથી, ને સુખરૂપે રહે છે.

સર્વાર્થસિદ્ધ મહાવિમાનની ધ્વજાથી બાર જોજન દૂર રહેલી સિદ્ધગતિ–એ સિદ્ધક્ષેત્રમાં રહેલા સિદ્ધ પરમાત્માના સુખનો તે કાંઇ પાર!

લોકના અંતે રહેલા એ અનંત શક્તિસંપન્ન સિદ્ધ ભગવાન ત્યાં રહ્યા છતા કેવલજ્ઞાન અને કેવલદર્શનથી ચૌદે રાજલોકનું નાટક જુએ છે ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષીનાં પાર વિનાનાં સુખો, બારે દેવલોકના દેવતા-ઓનાં સુખો–નાટકો, નવ ગ્રૈવેયક અને અનુત્તર વિમાનમાં એ દિવ્ય નાટારંગ તેમજ અનેક રાગરાગિણીપૂર્વક થતા મધુરા આલાપોનાં સુખો લોકાંતે રહેલા તે જીવો જાણી

રહેલા છે. મનુષ્યલોકનાં સુખો ચક્રવર્ત્તી વાસુદેવાદિના નાટારંગ વગેરેનાં સુખો પણ સાત રાજ દૂર રહેલા સિદ્ધ ભગવાન જાણી રહ્યા છે, ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન ત્રણે કાળનાં સુખો કેવલજ્ઞાનથી જાણી રહ્યા છે કેવલ-દર્શનથી દેખી રહ્યા છે પરંતુ તેઓને તો વેદનીયકર્મનો ક્ષય થયેલો હોવાથી આત્મિક અનંત સુખનો અનંતકાળ પર્યંત અનુભવ હોય છે.

અનંતો કાળ જાય તો પણ ત્યાંથી પાછું સંસારમાં આવાગમન નહિ હોવાથી એમના એ સુખોનો ક્યારે પણ અંત આવતો નથી. જેથી સાદિ અનંત ભાંગે તેમનું સુખ શાસ્ત્રમાં કહેલું છે. કર્મના ક્ષય થકી ઉત્પન્ન થયેલો ક્ષાયિકભાવ તેમજ પારિણામિકભાવ એ બે ભાવ સિદ્ધ-ભગવાનમાં રહેલા છે.

સિદ્ધક્ષેત્રમાં એક સિદ્ધને ઓછામાંઓછી એક હાથને આઠ આંગળ જગ્યા જોઇએ છે અર્થાત્ એટલી જગ્યામાં તે સમાઇ શકે છે જ્યારે વધારેમાં વધારે ૩૩૩ ધનુષ્ય ૧ હાથ ને ૮ અંગુલ જેટલી જગામાં પણ સિદ્ધનો જીવ સમાઇ શકે છે તે પાંચસે ધનુષ્યની અવગાહનાવાળા શરીરને આશ્રીને સમજવું. એવી રીતે પીસ્તાલીસ લાખ જોજન લાંબી પહોળી સિદ્ધગતિમાં લોકાંતના છેલ્લા જોજનને અંતે ઉપર કહ્યા મુજબ અવગાહનાએ સિદ્ધ જીવો રહે છે એ સિદ્ધગતિમાં સિદ્ધના જીવો ખીચોખીચ-પણે ભરેલા છે ત્યાં એવો ખાલી આકાશ પ્રદેશ નથી કે જે ઠેકાણે સિદ્ધના જીવો ન હોય. એક બીજામાં સંક્રમીને રહેવા છતાં તેમને જરાય બાધા થતી નથી.

સંસારમાંથી જીવો કાયમ એ સિદ્ધગતિમાં ગમન કરી રહ્યા છે એમાં જો ઉત્કૃષ્ટ અંતર પડે તો છ માસનું.

એ અનંત સુખસાહ્યબીથી ભરેલા સિદ્ધક્ષેત્રનું વર્ણન પંડિતમાં પંડિત પણ કેટલું કરી શકે! એનું વર્ણન એના સુખની વાનગી તો સર્વજ્ઞ જ્ઞાની જ બતાવી શકે. એવા અનંત સુખ સાહ્યબીના પૃથ્વીચંદ્ર અને ગુણસાગર ભોક્તા થયા. આત્માનું જે કાયમી સ્થાન તેના અધિષ્ઠાતા થયા. અનંત કાળચક્ર વહી જાય તો પણ એ સુખ એમનું સંપૂર્ણ થવાનું નથી ને ત્યાંથી પાછા ફરવાપણું પણ નથી.

યુગના યુગ જવા છતાં આજે પણ મુક્તિમાં રહ્યા છતા એ જગતની લીલા જોઇ રહ્યા છે આપણે જ્યારે એમનું ચરિત્ર શ્રવણ કરી આપણા આત્માને નિર્મળ બનાવી એમના પગલે ચાલવાનો વિચાર કરી રહ્યા છીએ ત્યારે ત્યાં રહેલા એ આપણા મનોગત ભાવને જાણતા ને ચૌદ રાજલોકનું નાટક જોતા છતાં આત્મસુખમાં રમણ કરી રહ્યા છે એવા તે ભવસાગર પાર તરી ગયા છે. કૃત-કૃત્ય થયા છે. ત્યારે આ ભવસાગરમાં જન્મ મરણ કરતા ને સંસારના આકર્ષણોમાં લોભાઈ રહેલા એવા આપણું શું? એમની માફક આપણે પણ આ જન્મમરણનો અંત લાવવો કે નહિ?

શંખરાજા અને કલાવતીના ભવમાં એ બન્ને આત્માઓ આપણા સરખા આત્મા હોવા છતાં એમનામાં ધર્મ ભાવના જાગ્રત થઇ. ગુરૂના સમાગમે સમકિતતત્વની પ્રાપ્તિ થતાં સત્યદેવ, ગુરૂ અને ધર્મની ઓળખ થતાં તેઓની દિશા ફરી ગઇ, ને મુક્તિની ભાવના જાગ્રત થઈ.

પછી તો સંસારની રૂદ્ધિ સિદ્ધિ કે રમણીઓના ભોગોમાં ન લોભાતાં એક મુક્તિની જ તમન્ના તેમનામાં જાગ્રત હોવાથી અવસર પ્રાપ્ત થતાં તૃણની માફક ભોગોને પણ તજી દઇ બન્ને ચારિત્રની આરાધના કરવા લાગ્યા. એ

રીતે ભવોભવ સંયમનું આરાધન કરતાં એમનું ધર્મવૃક્ષ ખુબ ફાલીફુલી વૃદ્ધિને પામ્યું. જેનાં ફલ એકવીશમા ભવમાં એમને પ્રગટ રીતે પ્રાપ્ત થયાં તે આપણે સારી પેઠે જાણી ગયા.

એવી રીતે ધર્મવૃક્ષનું શરણ અંગીકાર કરવાથી એ તો તરી પાર થયા. પણ એમનું ચરિત્ર વાંચી આપણે એમને માર્ગે જવા તૈયારી કરીયે તો ઠીક.

શુભં ભવતુ ? ? ?



# પૃથ્વીચંદ્ર અને ગુણસાગરનું ત્રિઢાલિયું

## દોહા

શાસન નાયક સુખ કરૂં, વંદી વીર જીણંદ,
પૃથ્વીચંદ મુનિ ગાઇશું, ગુણસાગર સુખકંદ; ૧
ઉત્તમના ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ,
વાત ઘણી વૈરાગ્યની, સાંભળજો મનરંગ; ૨
શંખ કલાવતી ભવથકી, ભવ એકવીસ સંબંધ,
ઉત્તરોત્તર સુખ ભોગવી, એકવીશમે ભવે સિદ્ધ; ૩
પણ એકવીશમા ભવતણો, અલ્પ કહુ અધિકાર,
સાંભળજો સન્મુખ થઈ, આતમને હિતકાર; ૪

## ઢાળ ૧ લી

(કંત તમારૂ પરિહરો–એ દેશી)

નયરી અયોધ્યા અતિ ભલી, રાજ્ય કરે હરિસિંહ ॥ મેરે લાલ ॥ પ્રિયા પદ્માવતી તેહને, સુખ વિલસે ગુણદોહ ॥ મેરેલાલ, ચતુર સ્નેહી સાંભળો ॥૧॥ એ આંકણી ॥
સર્વારથથી સુર ચવી, તસ કુખે અવતાર ॥ મેરે લાલ ॥
રૂપ કળાગુણ આગળો, પૃથ્વીચંદ કુમાર ॥મે૦ ચતુર૦ ॥૨॥
સમ પરિણામી મુનિ સમો, નિરાગી નિરધાર ॥મે૦
પિતા પરણાવે આગ્રહે, કન્યા આઠે ઉદાર ॥મે૦ ચતુ૦ ॥૩॥
ગીત વિલાપની સમગણે, નાટક કાય કલેશ ॥મે૦
આભૂષણ તનુ ભાર છે, ભોગને રોગ ગણેશ ॥મે૦ ચતુ૦॥૪॥
હું નિજ તાતને આગ્રહે, સંકટ પડીયો જેમ ॥મે૦
પણ પ્રતિબોધુ એ પ્રિયા, માતપિતા પણ એમ ॥મે૦ ચ૦ ૫
જો સવિ સંયમ આદરે, તો થાયે ઉપકાર ॥મે૦
એમ શુભ ધ્યાને ગુણનિલો, પહોત્યો ભવન મોઝાર ।મે૦ચ૦૬

નારી આઠને ઈમ કહે, સાંભળો ગુણની ખાણ ॥મે૦
ભોગવતાં સુખ ભોગ છે, વિપાક કડવા જાણ ॥મે૦ ચ૦ ૭
કિંપાક ફલ અતિ મધુર છે, ખાધે છંડે પ્રાણ ॥મે૦
તેમ વિષય સુખ જાણજો, એહવી જીનની વાણ મે૦ ચ૦ ૮
અગ્નિ જો તૃપ્તિ ઇંધણે, નદીએ જલધિ પૂરાય ॥મે૦
તો વિષય સુખ ભોગથી, જીવ એ તૃપ્તો થાય મે૦ ચ૦ ૯
ભવોભવ ભમતાં જીવડે, જેહ આરોગ્યાં ધાન ॥મે૦
તે સવિ એકઠાં જો કરે, તો સવિ ગિરિવર માન મે૦ ચ૦ ૧૦
વિષય સુખ પરલોકમ ાગવીયાં ઇણજીવ મે૦
તોપણ તૃપ્તજ નહિ થયો, કાળ અસંખ્ય અતીવ મે૦ ચ૦૧૧
ચતુરા સમજો સુંદરી, મુઓમત વિષયને કાજ ॥મે૦
સંસાર અટવી ઉતરી, લહીયે શિવપુર રાજ ॥મે૦ ચ૦ ૧૨
કુંવરની વાણી સાંભળી, બુઝી ચતુર સુજાણ ॥મે૦
લઘુકર્મી કહે સાહેબા, ઉપાય કહો ગુણખાણ મે૦ ચ૦ ૧૩
કુમર કહે સંયમ ગ્રહો, અદ્‌ભૂત એહ ઉપાય ॥મે૦
નારી કહે એમ વિસરજો, સંયમે વાર ન થાય મે૦ ચ૦ ૧૪
કુમર કહે પડખો તુમે, હમણાં નહી ગુરૂ જોગ ॥મે૦
સદ્‌ગુરૂ જોગે સાધશું, સંયમ છાંડી ભોગ ॥મે૦ ચ૦ ૧૫
માત પિતા મન ચિંતવે, નારીને વશ નવિ થાય ॥મે૦
ઉલટી નારી વશ કરી, કુમરનું ગાયું ગાય ॥મે૦ ચ૦ ૧૬
જો હવે રાજા કીજીયે, તો ભળશે રાજ્યને કાજ ॥મે૦
નરપતિ ઈમ મન ચિંતવી, થાપે કુમારને રાજ ॥મે૦ ચ૦ ૧૭
પિતા ઉપરોધે આદરે, ચિંતે મોહના ઘાટ ॥મે૦
પાળે રાજ્ય વૈરાગીયો, જોતો ગુરૂની વાટ ॥ મે૦ ચ૦ ૧૮
રાજ્ય સભાએ અન્યદા, પૃથ્વીચંદ્ર સોહંત ॥ મે૦
ઇણ અવસર વ્યવહારિયો, સુધન નામે આવંત ॥મે૦ ચ૦૧૯

રાજા પૂછે તેહને, કોણકોણ જોયા દેશ ॥ મે૦
આશ્ચર્ય દીઠું જે તમે, ભાખો તેહ વિશેષ ॥ મે૦ ચ૦ ૨૦
શેઠ કહે સુણ સાહિબા, એક વિનોદની વાત ॥ મે૦
સાંભળતાં સુખ ઉપજે, ભાખું તે અવદાત મે૦ ચ૦ ૨૧

( દોહરા )

કૌતુક જોતાં બહુ ગયો કાળ અનાદિ અનંત
પણ તે કૌતુક જગ વડે, સુણતાં આતમ શાંત. ॥ ૧ ॥
કૌતુક સુણતાં જે હુવે, આતમનો ઉપકાર,
વક્તા શ્રોતા મન ગહબહે, કૌતુક તેહ ઉદાર. ॥ ૨ ॥

॥ ઢાળ ૨ જી ॥

( ગિરિ વૈતાઢ્યની ઉપરે-એ દેશી. )

આવ્યા ગજપુર નયરથી, તિહાં વસે વ્યવહારીરે લો ॥
અહો તિહાં વસે વ્યવહારી રે લો ॥
રત્નસંચય તસ નામ છે, સુમંગલા તસ નારીરે લો ॥
અહો સુમંગલા૦ ॥ ૧ ॥
ગુણસાગર તસ નંદનો વિદ્યા ગુણનો દરિયો રે લો
અહો વિદ્યા૦ ॥
ગોખે બેઠો અન્યદા, જુએ તે સુખ ભરિયોરે લો ॥
અરે જુએ તે સુખ૦ ॥ ૨ ॥
રાજપંથે મુનિ મલપતો, દીઠો સમ ભરિયોરે લો ॥
અહો દીઠો સમ૦ ॥
તે દેખી શુભ ચિંતવે, પુરવ ચરણ સાંભરિયોરે લો ॥
અહો પૂરવ૦ ॥ ૩ ॥
માત પિતાને એમ કહે,સુખીયો મુજ કીજેરેલો ॥ અ૦સુ૦
સંયમ લેશું હું સહી, આજ્ઞા મુજ દીજે રે લો ॥
અહો આજ્ઞા ૦ ॥ ૪ ॥

માતપિતા કહે નાનડા, સંયમ ઉમાહ્યોરે લો ॥ અ૦ ॥સ૦॥
તોપણ પરણો પદ્મણી, અમ મન હરખાવોરે લો ॥
અહો ॥ અમ૦ ॥ ૫ ॥
સંયમ લેજો તે પછી, અંતરાય ન કરશુ રે લો ॥
અહો અંત૦ ॥
વિનયી વાત અંગીકરી, પછે સંયમ વરશુંરેલો ॥
અહો પછે૦ ॥ ૬ ॥
આઠ કન્યાના તાતને, ઇમ ભાખે વ્યવહારીરેલો ॥
અહો એમ ૦ ॥
અમસુત પરણવા માત્રથી, થાશે સંયમ ધારીરેલો ॥
અહો થાશે ॥ ૭ ॥
ઇમ સુણીમન ચમકિયા,વર બીજો કરશું રે લો ॥અહો વર૦॥
કન્યા કહે નિજ તાતને આ ભવ અવર ન વરશુંરે લો ॥
અહો આભ૦ ॥૮॥
જે કરશે એ ગુણનિધિ, અમો તેહ આદરશું રે લો ॥
અહો અમો૦ ॥
રાગ વૈરાગી દોયમેં તસ આણા શિરે ધરશું રે લો ॥
અહો તસ ॥૯॥
કન્યા આઠના વચનથી, હરખ્યા તે વ્યવહારીરે લો ॥
અહો હરખા૦ ॥
વિવાહ મહોત્સવ માંડીયા, ધવલ ગાવે નારીરે લો ॥
અહો ધવલ ૦ ॥ ૧૦ ॥
ગુણસાગર ગિરૂઆ હવે, વરઘોડે વર સોહેરે લો ॥
અહો વર૦ ॥
ચોરીમાંહે આવીયા, કન્યાનાં મન મોહેરે લો ॥
અહો કન્યા૦ ॥ ૧૧ ॥
હાથ મેલાવો હરખશું, સાજન જન સહુ મલીયારે લો ॥
અહો સાજન૦ ॥
હવે કુમર શુભ ચિંતમેં, ધર્મધ્યાન સાંભરિયોરે લો ॥
અહો ધર્મ ૦ ॥ ૧૨ ॥

સંયમ લેઈ સુગુરૂ કને, શ્રુત ભણશું સુખકારીરે લો ॥
અહો શ્રુત૦ ॥
સમતા રસમાં ઝીલશું, કામ કષાયને વારીરે લો ॥
અહો કામ૦ ॥ ૧૩ ॥
દોષ બેતાલીશ ટાળશું, માયા લોભ નિવારીરે લો ॥
અહો માયા૦ ॥
જીવિતમરણે સમપણું, સમ તૃણમણિગણશું રે લો ॥
અહો સમ૦ ॥ ૧૪ ॥
સંજમ જોગે થિર થઇ, મોહ રિપુને હણશું રે લો ॥
અહો મોહ૦ ॥
ગુણસાગર ગુણશ્રેણિયે, થયા કેવલનાણીરે લો ॥
અહો થયા૦ ॥ ૧૫ ॥
નારી પણ મન ચિંતવે વરીયે અમે ગુણખાણીરેલો ॥
અહો વરીયે૦ ॥
અમે પણ સંયમ સાધશું, નાથ નગીના સાથેરે લો ॥
અહો નાથ૦ ॥ ૧૬ ॥
એમ આઠે થઇ કેવલી, કર પિયુડા હાથેરે લો ॥ અહો કર૦
અંબર ગાજે દુંદુભિ, જય જય રવ કરતારે લો ॥
અહો જય૦ ॥ ૧૭ ॥
સાધુ વેશ તે સુરવરા, સેવાને અનુસરતારે લો ॥
અહો સેવા૦ ॥
ગુણસાગર મુનિરાજના, માત પિતા તે દેખીને રે લો॥
અહો માત૦ ॥૧૮॥
શુભ સંવેગે કેવલી, ઘાતી ચાર ઉવેખીરે લો ॥અહોઘાતી૦
નરપતિ આવે વાંદવા, મન આશ્ચર્ય આણી રે લો ॥
અહો મન૦ ॥૧૯॥
શંખ કલાવતી ભવ થકી, નિજ ચારિત્ર વખાણિરેલો॥
અહો નિજ૦ ॥

ભવ એકવીશ સાંભળી, બુઝીયા કોઈ પ્રાણીરેલો ॥
અહો બુઝીયા૦ ॥૨૦॥
સુધન કહે સુણો સાહ્યબા, અત્ર આવ્યો ઉમાહીરેલો ॥
અહો અત્ર૦ ॥
પણ તે કૌતુક દેખવા, મનડો મુઝ હરખાયોરે લો ॥
અહો મનડો૦ ॥૨૧॥
કેવલજ્ઞાની મુજ કહે, શું કૌતુક ઉલ્લાસેરે લો ॥
અહો શું કૌતુક૦ ॥
એહથી અધીકું દેખશો, અયોધ્યા નામા ગ્રામેરે લો ॥
અહો અયોધ્યા૦ ॥૨૨॥
તે સુણિ મુનિવચનથી, આવ્યો ઇણ ઠામેરેલો ॥
અહો આવ્યો૦ ॥૨૩॥
કૌતુક તુમ પ્રસાદથી, જોશું સુજશ કામીરે લો ॥અહો જોશું॥
એમ કહી સુધન તિહાં, ઉભો શિરનામી રે લો ॥
અહો ઉભો૦ ॥૨૪॥

(દોહરા)

પૃથ્વીચંદ્ર તે સાંભળી વાધ્યો મન વૈરાગ,
ધન ધન તે ગુણસાગરૂ, પામ્યો ભવ જળ તાગ. ॥૧॥
હું નિજ તાતને દાક્ષિણે, પડીયો રાજ મોઝાર
પણ હવે નિસરશું કદા, થાશુ કબ અણગાર; ॥૨॥

॥ઢાલ ૩ જી॥

(પૂજ્ય પધારો હો નગરી અમતણી—એ દેશી.)

ધન ધન જે મુનિવર ધ્યાને રમે, કરતા આતમ શુદ્ધ મુ૦
રાજા ચિંતે સદ્‌ગુરૂ સેવના, કરશુ નિર્મળ બુદ્ધ ॥
ધન ધન જે મુનિવર ધ્યાને રમે ॥૧॥ એ આંકણી ॥
કબહુ સમ દમ સુમતિ સેવશું, ધરશું આતમ ધ્યાન મુ૦
ઇમ ચિંતવતા અપૂરવ ગુણ ચડે, શ્રેણિયે શુકલધ્યાન મુ૦
ધ્યાન બળે સવિ આવરણ ક્ષય કરી, પામ્યા કેવળજ્ઞાન

હર્ષ ધરી સોહમપતિ આવીયા, વેશ વંદે બહુ માન મુ૦
સાંભળી માતપિતા મન સંભ્રમે, આવ્યા પુત્રની પાસ મુ૦
એ શું એ શું એણીપેરે બોલતા, હરિસિંહ હર્ષ ઉલ્લાસ
દયિતા આઠ સુણી મન હર્ષથી, ઉલટ અંગ ન માય મુ૦
સંવેગ રંગ તરંગમેં ઝીલતી, આઠે કેવલી થાય મુ૦
સારથ સુધન પણ મન ચિંતવે, કૌતુક અદ્દભુત દીઠ મુ૦
નરપતિ પૂછે મુનિ ચરણે નમી, સ્નેહનું કારણજિઠ્ઠ મુ૦
કેવલી કહે પૂરવભવ સાંભળો, નયરી ચંપા જયરાય મુ૦
સુંદરી પ્રિયમતિ નામે તેહને, કુસુમાયુધ સુત થાય મુ૦
સંયતિ સંયમ પાળી શુભમના, વિજય વિમાન તે જાય મુ૦
અનુત્તર સુખ વિલસી સુરતે ચવ્યાં, થયાં તુમે રાણીને રાય
કુસુમાયુધ પણ સંયમ સુર ચવી, થયો તુમ સુત તણે નેહ મુ૦
માતપિતા પણ પૃથ્વીચંદના, સુણી થયાં કેવલી તેહ મુ૦
સારથ પૂછે પૃથ્વીચંદને, ગુણસાગર તુમે કેમ ॥ મુનિસર૦
મુનિ કહે પૂરવ ભવ અમ નંદનો, કુસુમકેતુ તસનામ મુ૦
એહી જ દયિતા હોયને તે ભવે, સંયમ પાળી તે સાર મુ૦
સમધર્મે સવિ અનુત્તર ઉપન્યા, આ ભવ પણ થઇ નાર મુ૦
સાંભળી સુધન શ્રાવકવ્રત લીયે, બીજા પણ બહુ બોધ મુ૦
પૃથ્વી વગેરે પૃથ્વીચંદજી, સાદિ અનંત થયા સિદ્ધ મુ૦
નિતનિત ઉઠી હું તસ વંદન કરૂ, જેણે જગ જીત્યો રે મોહ
ચડતે રંગે હો સમસુખ સાગરૂ, કરતો શ્રેણિ આરોહ મુ૦
જગ ઉપકારી હો જગ હેતુ વચ્છલુ, દીઠે પરમ કલ્યાણ મુ૦
વિરહ મ પડશો હો એહવા મુનિતણો, જાવ લહુ નિર્વાણ મુ૦
મુનિવર ધ્યાને હો જન ઉત્તમ પદ વરે, રૂપ કળા ગુણજ્ઞાન મુ૦
કીર્ત્તિ કમળા હો વિમળા વિસ્તરે, જીવવિજય પરે ધ્યાન મુ૦
મુનિસર ધન ધન જે મુનિવર ધ્યાને રમે ॥ ૧૫ ॥ ઇતિ.

॥ સંપૂર્ણ ॥